# INTRODUCTION

## TO THE

# BOOKS OF THE OLD TESTAMENT

[ JOB—MALACHI ]

BY

GEORGE P. TAYLOR, M. A., D. D.

---

જુના કરારમાંનાં પુસ્તકોને લગતો

# પ્રવેશક બોધ

[ અયૂબથી તે માલાખી સુધી ]

રચનાર

રેવરેંડ જી. પી. ટેલર; એમ. એ., ડી. ડી.

---

**સુરત:**

ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ મિશન છાપખાનામાં
એચ. આર. સ્કોટે છાપ્યો તથા પ્રસિદ્ધ કર્યો.

ઈ. સ. ૧૯૧૮.

# પ્રસ્તાવના.

જે પવિત્ર શાસ્ત્રને ખ્રીસ્તીઓ ઇશ્વરદત્ત માને છે તેના બે ભાગ છે, એટલે "જુનો કરાર" તથા "નવો કરાર." આ બે ભાગ એક બીજાની પાસે લગોલગ; મુકેલા છે એટલુંજ નહિ પણ તેમને એક બીજાની સાથે અતિ નિકટ સંબંધ જણાય છે. પરંતુ એ માર્મિક સંબંધનું સંપૂર્ણ વર્ણન કરવું ખરેખર મુશ્કેલ છે. જે કંઈ સજીવ તે દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું જાય છે; પણ તે વૃદ્ધિ વિષે ખુલાસો આપવો એ કેટલું બધું કઠણ! બન્ને કરાર વચ્ચે જે સંબંધ તે સુચવવાને માટે અનેક ઉપમાનો ઉપયોગ કરવામાં આવે છે. કળી તથા સંપૂર્ણ થએલું ફૂલ એ ઉપમા વડે બન્ને કરાર વચ્ચેનો સંબંધ કંઇક ભાગે દર્શાવાય છે. જુઓ, પ્રથમ તો ફુટેલી કળી નજરે પડે છે. તે ખુબસુરત દેખાય છે, છતાં તેમાં એક જાતની અપૂર્ણતા આપણને લાગે છે. કળીની અંદર વિવિધ શક્તિઓ રહેલી છે ખરી, પણ તે શક્તિઓ હજી પરિપકવ થઇ નથી. શક્તિઓ ગર્ભરૂપજ છે, અને કંઇક મુદ્દત પછી પુરેપુરી પ્રગટ થશે. પરંતુ ફૂલ વિષેની વાત જુદી છે, કળીમાં જે માત્ર થનાર જણાતું હતું તે હવે આંખ આગળ થઇ ચુકેલું દેખાય છે. અગાઉ કળીમાં જે સૌંદર્ય હતું તે હજી ફૂલમાં હાજર રહેલું જણાય છે, તો પણ તેનુંતેજ સૌંદર્ય ફૂલમાં છે, એવું કદાપિ કહી શકાય નહિ. વળી કળીમાં કંઈ કંઈ વસ્તુ એવી હતી જે હવે જતી રહેલી જણાય છે; એટલે કળીનાં કોઇ કોઈ લીલાં પાંદડાં દરમિયાનમાં ખરી પડયાં છે. એ પાંદડાં ફૂલને માટે જરૂરનાં નથી, ઉલટું જો તે રહ્યાં હોત તો ઉગતા ફૂલને નડતરરૂપ થાત. ફૂલ પુરેપુરૂં પ્રફુલ્લિત થાય તે માટે આગલી કળીનાં કંઇ કંઇ તત્ત્વ જતાં રહે એવી અગત્ય છે.

હવે ઇસ્વીસન પહેલાં યહુદી કોમના લોક પાસે જે ધર્મશાસ્ત્ર હતું અને જેમાં યહુદી કોમનો મુખ્ય મહિમા રહેલો હતો તે શાસ્ત્રને કળીની ઉપમા આપી શકાય. પણ ઇશ્વરની કૃપાથી આ કળી પ્રફુલ્લિત થઇ ગઇ, અને છેવટે ખીલેલું ફૂલ નીકળ્યું. આવા ફૂલની ઉપમા નવા કરારના શાસ્ત્રને આપી શકાય. ઇસ્વીસનના પાંચમા સૈકામાં ઑગસ્ટીન નામનો જે પ્રખ્યાત ધર્મપિતૃ હતો તેણે જુના તથા નવા કરાર વચ્ચેનો સંબંધ સુચવવાને વાસ્તે લાટિન ભાષામાં નીચે મુજબ લખ્યું છે—

In Vetere Testamento Novum latet,
et in Novo Vetus patet.

અર્થાત "જુના કરારમાં નવો કરાર ગુપ્ત રહેલો છે,
અને નવા કરારમાં જુનો કરાર ખુલ્લો કરેલો છે."

જ્યારે ઉપર મુજબ જુના કરાર વિષે વિચાર કરીએ છીએ ત્યારે એવું કહી શકાય છે કે જુનો કરાર તો "નવા કરારને લગતો પ્રવેશક બોધ" સમાન છે.

આપણે યાદ રાખવું જોઈએ કે જુના કરારમાંનાં ૩૯ પુસ્તકો સર્વે એકજ વખતે રચાયાં નહોતાં. ઇશ્વરે પોતાની પસંદ કરેલી કોમ પર એક પછી એક કેટલાક સંદેશા મોકલ્યા; એટલે જેમ જેમ તે કોમ વાતોનું સહન કરી શકે તે પ્રમાણમાં પ્રભુ પોતાના સંદેશા પ્રગટ કરતો ગયો. એ બાબતની સુચના કરતાં હેબ્રીઓને પત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે, "દેવ ભવિષ્યવાદીઓને આસરે પહેલાં બાપદાદાઓની સાથે અનેક વારે તથા અનેક પ્રકારે બોલ્યા પછી આ છેલ્લા દહાડાઓમાં દીકરાને આસરે આપણી સાથે બોલ્યો છે" (હેબ્રી. ૧; ૧). જ્યારે જ્યારે પ્રભુએ પોતાના સેવકની મારફતે સંદેશો મોકલ્યો ત્યારે ત્યારે તે સંદેશામાં તે પેઢીના લોકને ખાસ લાગુ પડે તથા તેમને સારૂ ખાસ ઉપયોગી નીવડે એવી વાત રહેલી હતી, પરમેશ્વરને એવું યોગ્ય લાગ્યું કે તે પેઢીની ગરજ પ્રમાણે તે પેઢી પર સંદેશો મોકલવો. વાત એવી છે ત્યારે તો જે વખતે ઇશ્વર તરફથી પ્રકટીકરણ થયું તે વખતે લોકોની ચાલુ સ્થિતિ કેવી હતી તે વિષે આપણને જાણ થાય તો તે પરથી આપેલા પ્રકટીકરણનો સારો ખુલાસો હાથ આવે. હવે આવા પ્રકારની જાણ આપણને મળે એ હેતુ પુરો પાડવા સારૂ "શાસ્ત્રનો પ્રવેશક બોધ" નામનું પુસ્તક રચવામાં આવે છે. એવા પુસ્તકમાં નીચેની બાબતો વિષે બોધ સમાએલો હોવો જોઈએ, એટલે અમુક શાસ્ત્રીય પુસ્તક ક્યારે રચાયું? ક્યાં રચાયું પુસ્તક રચનાર કોણ? વળી એ ઉપરાંત બીજી બે વાત અવસ્ય હોવી જોઈએ, એટલે અમુક પુસ્તક રચવાનો મુખ્યાર્થ શો? અને મુખ્યત્વે કરીને પુસ્તકમાં શો શો બોધ રહેલો છે?

એ પ્રમાણેની શોધ કરીને શાસ્ત્રમાંના દરેક પુસ્તકનો અભ્યાસ કરવો એ ઘટાર્થ છે, અને એમ કરવાથી લાભ પ્રાપ્ત થાય. પરંતુ એવો અભ્યાસ કરતી વેળાએ શાસ્ત્રના અભ્યાસીએ કોઈ કોઈ નિયમ ધ્યાનમાં રાખવા જોઈએ. હવે ટૉમસ આ કેમ્પીસે (ઇ. સ. ૧૩૮૦–૧૪૭૧) ખરેખર ઉપયોગી નીવડે એવા કેટલાએક સારા સારા નિયમો * બાંધ્યા છે. જેમકે—

૧) સતશાસ્ત્રમાંથી સુભાષણ તો નહિ પણ સત્ય શોધી કાઢવું.

૨) અમુક પુસ્તકનો લખનાર કોણ એ તો નહિ પણ લખેલો બોધ શો, તેની શોધ ખાસ કરીને કરવી.

૩) શાસ્ત્રવાંચન કરવાથી લાભ પ્રાપ્ત કરવો હોય તો નમ્રતાથી, ભોળા ભાવે, તથા ભરોસો રાખીને, વાંચન કરવું; પણ લોક મને ઇશ્વરજ્ઞાનમાં પ્રવીણ ગણે એવી ઇચ્છા મનમાં રાખીને અધ્યયન કરવું નહિ.

૪) ભવિષ્યવાદીઓ તથા પ્રેરિતો શું શું બોલ્યા તે તપાસી જુઓ, અને પછી તેમનું બોલેલું પોતાને માથે ચઢાવો.

---

* ટૉમસ આ કેમ્પીસકૃત "ખ્રીસ્તાનુકરણ," ભાગ ૧ લો, પ્રકરણ ૫ મું.

હવે વાંચકને મારે એક ચેતવણીરૂપ વાત છેવટમાં પ્રગટ કરવી જોઇએ. તે એ કે આ પુસ્તકનું નામ "પ્રવેશક બોધ" છે, કેમકે પુસ્તકમાં "પ્રવેશ" પમાડનારી વાત છે, પણ તે ઉપરાંત બીજું કંઈ નહિ. એમ નહિ ધારવું કે, આ પુસ્તક વાંચ્યું માટે અસલ શાસ્ત્રીય પુસ્તક વાંચવાનું હવે કંઈ પ્રયોજન રહ્યું નથી. માનવકલ્પિત પુસ્તક વાંચીએ, અને ઇશ્વરપ્રેરિત પુસ્તક પડતું મુકીએ શું? એવું કદી ન થાઓ. અસલ શાસ્ત્રમાં ખુદ ઇશ્વર તરફથી આવેલી વાત છે; અને "દેવ પ્રીતિ છે," માટે ખાતરીપૂર્વક માનવું કે એ શાસ્ત્રમાં શુભવર્તમાન સમાએલું છે. તેથી દરેક વાંચકભાઇને હું સલાહ આપું છું કે, શાસ્ત્રમાંનું ગમે તે પુસ્તક તમે વાંચતા હો, પછી હોય જુના કરારમાંનું કે હોય નવા કરારમાંનું, તે પુસ્તકમાં **સુવાર્ત્તાની** શોધ કરવી; પછી એ હાથ આવેલી સુવાર્તામાં **ખ્રીસ્તની** શોધ કરવી. ઇસુ ખ્રીસ્ત તે તો "મૂલ્યવાન મોતી" છે; અને શાસ્ત્ર વાંચતાં વાંચતાં જ્યાર સુધી એ મોતી તમારે હાથ આવે નહિ ત્યાર સુધી તમારે સંતુષ્ટ થવું નહિ. હવે ખ્રીસ્તને શોધી કાઢવાનું—સત્‌શાસ્ત્રમાંથી ખ્રીસ્તને શોધી કાઢવાનું—એ કામ કેવી રીતે ફળીભૂત થઈ શકે? જાણજો કે ફળીભૂત તો થઈ શકે છે. સત્‌શાસ્ત્રનો જે મૂળરચનાર તે પવિત્ર આત્મા છે, અને શાસ્ત્રનું જો ખરૂં રહસ્ય તમારે પ્રાપ્ત કરવું હોય તો આગ્રહપૂર્વક પવિત્ર આત્માની વિનંતી કરવી. વિનંતી એવી કરવી કે, પવિત્ર આત્મા પોતે અમારો શિક્ષક થાય. શાસ્ત્રનું અધ્યયન કરવા બેસો ત્યારે પવિત્ર આત્મા પાસેથી જ્ઞાન-પ્રકાશ જરૂર માગશો, અને ગીતકર્તાની માફક વિનંતી નિત્ય કરશો કે, હે યહોવાહ, "તારા નિયમશાસ્ત્રમાંની આશ્ચર્યકારક વાતોનું અવલોકન કરવા માટે મારી આંખો ઉઘાડ" (ગીત. ૧૧૯; ૧૮).

## પ્રાર્થના.

હે પ્રભુ, જેમ એક ખેડુતને ખેતરમાં ખોદકામ કરતાં સંતાડેલું દ્રવ્ય જડયું, અને જેમ એક વેપારીને મોતીઓની શોધ કરતાં મહામૂલ્યવાન મોતી મળ્યું, તેમ અમે પણ લિખિત શાસ્ત્રમાં સત્યની ખોળ કરતાં કરતાં તને નીહાળીએ, અને ત્યાર પછી હર્ષાનંદ કરીને તને પામવા માટે અમારૂં સર્વસ્વ અર્પણ દઇએ.

આ પુસ્તક તૈયાર કરવામાં કેટલાએક મિત્રો તરફથી મને સારી મદદ મળી છે. સ્ટીવનસન કૉલેજમાંના વિદ્યાર્થીઓએ મને વિશેષ સહાય આપી છે. ઈ. સ. ૧૯૧૭ મી સાલના ચોથા વર્ષના વિદ્યાર્થીઓએ, તેમાં ખાસ કરીને ત્રણ ભાઈ, એટલે રૂપા મુળજીભાઈ તથા ધુળા દેતારભાઇ તથા પાઉલ કાળીદાસ, એઓએ મારે વાસ્તે બહુ તસ્દી ઉઠાવી છે. વળી મારા વહાલા મદદનીસ યાકૂબ ગોપાળભાઇએ આ કામમાં ઘણે પ્રકારે ભાગ લીધો છે, તેથી હું તેનો ખરેખર

આભારી છું. જે સર્વ ભાઇઓએ આટલી બધી હોંસથી મને મદદ આપી છે તેઓ સર્વનો હું અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

સમાપ્તિમાં—આ પુસ્તક ગુજરાતી ભાઇબહેનોની આગળ રજુ કરવામાં મારો એજ હેતુ છે કે જે કોઈ આ પુસ્તકનો અભ્યાસ કરે તે તો ખુદ ખ્રીસ્ત ઇસુની સાથે નિકટમાં નિકટ સંબંધ બાંધે.

GEO. P. TAYLOR,
સ્ટીવનસન કૉલેજ, અમદાવાદ.
તા. ૨૦ મી માર્ચ, ૧૯૧૮.



# અનુક્રમણિકા.

# જ્ઞાનીઓના વર્ગનાં સાહિત્યો વિષે.

## 1. જ્ઞાની એટલે કોણ?

જ્ઞાની કહેવાએલા વર્ગના માણસો વિષે કોઇ કોઇ સુચના જુના કરારમાં મળી આવે છે. તે સુચનારૂપ વાતો વાંચવાથી માલુમ પડે છે કે ઇસ્રાએલી લોકમાં અમુક ખાસ જ્ઞાનપંથ સ્થાપવામાં આવ્યો હતો એમ કદાચ ન કહેવાય, તોપણ જ્ઞાનીઓનું મંડળ કે જ્ઞાનીઓનો વર્ગ ઓછોવત્તો પ્રખ્યાત હતો. જેમકે યિર્મેયાહ ૧૮ ; ૧૮ માં સુચવ્યું છે કે યાજકની પાસે નિયમશાસ્ત્ર, તથા જ્ઞાનીની પાસે સલાહ, તથા ભવિષ્યવાદીની પાસે વચન ખુટવાનું નથી ; વળી જુઓ સભાશિક્ષક ૧૨ ; ૧૧, અયુબ ૧૫ ; ૧૮, દ્દષ્ટાંતવચન ૧ : ૬ : ૨૨ ; ૧૭ : ૨૪ ; ૨૩.

હવે આ જ્ઞાનીમંડળમાંના લોક કેવી પદવીના હતા એ વિષે પુરો ચોખ્ખો નિકાલ કરવો ખરેખર મુસ્કેલ જણાય છે. તેઓ વંશપરંપરાથી જ્ઞાનીમંડળમાં દાખલ થયા એવું નહોતું, અને તેથી તેઓ યાજકવર્ગથી જુદા નીકળે છે. વળી જ્ઞાનીમંડળમાંના દરેક જણનું ઇશ્વિર તરફથી અમુક ખાસ તેડું કરવામાં આવ્યું હતું એમ પણ ન કહેવાય, માટે તેઓ ભવિષ્યવાદીના વર્ગનાથી જુદા નીકળે છે. એમ છતાં યાજકો તથા ભવિષ્યવાદીઓની સાથે જ્ઞાનીઓ પણ કોક વખતે સામેલ થએલા ગણાય છે. જુઓ યિર્મેયાહ ૧૮ : ૧૮. તેઓ કેટલેક દરજે ખ્રિસ્તી મંડળીમાંના વડીલો જેવા ગણી શકાય. તેઓ વૃદ્ધાવસ્થાના અવસ્ય હોવા જોઈએ, એમ તો નહિ, પરંતુ તેમનામાં વિવેકબુદ્ધિ વિશેષ માલુમ પડવી જોઇએ, કે જેથી પ્રજાનું કલ્યાણ તથા હિત નીપજે. વળી પ્રજામાં સદાચાર ફેલાઈ જાય, એજ અર્થ પુરો પડે માટે જ્ઞાનીઓ તો જુવાનોનું આકર્ષણ કરતા અને તેમને સદાચારરૂપ ધોરણ શીખવતા. જુઓ દૃષ્ટાંત. ૧ ; ૪, ૮, અને તે પુસ્તકમાંના પહેલા આઠ અધ્યાયમાં ઉપલી વાતના ઘણા દાખલા મળી આવે છે.

યાજકવર્ગના માણસો ઇસ્રાએલી પ્રજાને વાસ્તે ધર્મગુરૂ તથા ધર્મશાસ્ત્રી જેવા હતા ; ભવિષ્યવાદીઓ ઇસ્રાએલી પ્રજાને વાસ્તે કારભારી જેવા હતા ; તેમજ જ્ઞાનીમંડળના માણસો કેળવણીવાળા શિક્ષકો તથા બોધકો જેવા હતા,

અને તેમનો કરેલો બોધ સંસારવ્યવહારને લાગુ પડે એવો ઘણુંકરીને હતો. તૌરાતમાં ઇશ્વર તરફથી પ્રગટ કરેલા નિયમો સમાએલા છે; તેમાં ઇશ્વર પોતાનો હક જણાવે છે. હવે એવા તૌરાતના રચનારા યાજકવર્ગના હતા. વળી યહોવાહ તરફથી આવેલું વચન કોઇ માણસના હૃદયમાં રહીને ત્યાંથી બળતા અગ્નિ જેવું નીકળે, માટે આ વચન પ્રગટ કરવાની આવશ્યકતા જણાય છે. હવે એવાં વચન પ્રગટ કરનારા ભવિષ્યવાદીઓ હતા. પરંતુ જે કોઇ માણસ ઇશ્વર તરફથી ઉતરી આવેલી સામાન્ય વાત સાંભળીને તે વાત સંસારરૂપ જીવવૃત્તિને લાગુ પાડતા, એવા માણસો જ્ઞાનીમંડળમાંના હતા. એમનાં પુસ્તકોમાં જે બોધ મળે છે તે તો ઇશ્વર તરફથી બારોબાર ઉતરી આવ્યો છે એમ નહિ (બારોબાર ઉતરી આવેલી વાત તે તો ભવિષ્યવાદીની મારફતે મળે છે), પણ જ્ઞાનીઓથી રજુ કરેલી વાત તે ઉતરતા દરજ્જાની છે. ભવિષ્યવાદી કંઇ બોલે તો તે પ્રભુને નામે બોલે, પણ જ્ઞાની બોલે તો કેવળ પોતાને નામે બોધ પ્રગટ કરે. મારા દીકરા, તું મારાં વચનોનો અંગીકાર કર, ને મારી આજ્ઞાઓ તારી પાસે સંઘરી રાખ, દૃષ્ટાંત. ૨ ; ૧. ભવિષ્યવાદી બોલે છે ત્યારે તે ઇશ્વર તરફથી બારોબાર મોકલેલો સંદેશો પ્રગટ કરે છે, પણ જ્ઞાની માણસ ઇશ્વરથી આપેલી સમજશક્તિનો અમલ કરીને મનનરૂપી સિદ્ધાંતો પ્રગટ કરે છે, હા, દુનિયામાં બનેલી બિનાનું મનન કરતાં કરતાં એવા સિદ્ધાંતો તેને હાથ આવેલા હોય છે.

## II. ઈશ્વરી જ્ઞાન તે શું?

ઇશ્વરી જ્ઞાન વિષેનું ખાસ વ્યાખ્યાન દૃષ્ટાંતવચનના પહેલા નવ અધ્યાયમાં રહેલું છે. આ દુનિયામાં પ્રભુની કૃપાથી પ્રગટ થએલી એવી કેટલીક વાત છે, પણ બીજી ઘણીએક વાત હજી ગુપ્ત રહેલી જણાય છે. ગુંચવણમાં નાખનારી એવી ઘણીએક વાત છે. હવે જ્ઞાની માણસ એવી એવી ગુપ્ત વાતોનું લાંબી મુદ્દત સુધી મનન કરે છે, અને છેવટ સુવ્યવહારને માટે ઉપયોગી એવાં સારાં સારાં અનુમાન યોજી કાઢે છે. એવાં ઉપયોગી અનુમાનના સંગ્રહને "જ્ઞાન" નામ આપેલું છે. વળી એવા સિદ્ધાંતોનો શોધ કરતા રહેવું, એટલામાંજ પુરેપુરૂં જ્ઞાન આવી ગયું એમ નહિ, પણ શોધ કરવો ને એ ઉપરાંત શોધી કાઢેલાં સિદ્ધાંતરૂપ શુભફળ વિણી કાઢવાં, એ બન્ને વાતનો સમાવેશ જ્ઞાનશબ્દમાં રહેલો સમજવો. જ્ઞાન તો ભંડારરૂપ છે.

હવે એવા જ્ઞાનરૂપ સિદ્ધાંત હાથ આવે માટે શેમાં શોધ કરવો જોઇએ?

કુદરતની બધી વાત, માનવી વ્યાવહારિક બધી વાત, અને વિશેષે કરીને પૂર્વકાળના જ્ઞાનીઓથી ઉતરી આવેલા સિદ્ધાંતો, એઓમાં શોધ કરવો જોઇએ. પરંતુ શોધ કરતાં કરતાં શી શી મૂળવાત માન્ય કરવી જોઈએ? યહુદી ધર્મમાં

જે મુખ્ય સન્મતો રહેલા છે, તે શોધી કાઢવાનું કંઇ પ્રયોજન રહ્યું નહિ. એવા બધા મત પહેલાંથી માન્ય કરેલા છે, માટે એજ મત માન્ય કરીને શોધ કરવાને નીકળવું. ઈશ્વર તો છેજ. ઈશ્વરે પોતાનું કંઈ પ્રકટીકરણ માણસને આપ્યું છે. વળી તૌરાત તથા ભવિષ્યપુસ્તકોમાં સદાચારને લગતાં મુખ્ય ધોરણો પ્રગટ કરેલાં છે. હવે એવી એવી બધી મૂળવાત માન્ય કરીને જ્ઞાની માણસ ઈશ્વરના પોતા વિષે અને ઈશ્વરના કરેલા કારભાર વિષે કંઇ વધારે શીખવા તથા શોધવાને પ્રયત્ન કરે છે. ધર્મશાસ્ત્રમાં ઈશ્વર વિષે બોધ રહેલો છે ખરો, પણ શું ઉપલા બોધની સાથે મળતો એવો અધિક બોધ લોકવ્યાવહારિક સંસારમાં અને માણસના અનુભવમાં નહિજ મળે? એવો અધિક બોધ શોધી કાઢવા અને પ્રાપ્ત કરી લેવાને જ્ઞાની માણસ કોશિશ કરે છે. ઈશ્વર કેવળ ધર્મસંસારમાં નહિ પણ સૃષ્ટિમંડળમાં પણ પોતાનો કારભાર ચલાવે છે, અને એજ કારભાર વિષે ઓછી વત્તી સુચના જ્ઞાનીઓનાં પુસ્તકોમાં દાખલ કરેલી છે. કુદરતમાં તથા દુનિયાઇ સંસારમાં ઘણીએક વાત માર્મિક તથા ભેદિક રહેલી છે, એમ છતાં પણ એક વાત બેશક ખુલ્લી જણાય છે, એટલે આખી સૃષ્ટિમાં ઈશ્વરનો હાથ રહેલો છે, અને દૈવજોગે બનેલું એવું કંઈ પણ નથી, પણ સહુ વાત ઈશ્વરની ડહાપણ ભરેલી પૂર્વપ્રધારણા પ્રમાણે બને છે. એમાં પ્રભુનું ડહાપણ સ્પષ્ટ રહેલું છે, અને એજ ડહાપણ વિષે પત્તા આપણે મેળવવા જોઇએ. શોધ કરતાં કરતાં ઘણી વાતમાં ગભરામણ લાગે ખરી, કેમકે માણસની બુદ્ધિ અલ્પબુદ્ધિ છે. એમ છતાં પણ એક વાત વિષે મનમાં શક કદી ઉત્પન્ન થાયજ નહિ, એટલે ઈશ્વર સૃષ્ટિ ચલાવનાર છે, અને ઇશ્વર સૃષ્ટિ ચલાવવામાં બુદ્ધિને ધોરણે બધું કરે છે. હવે એ સિદ્ધાંતમાં જ્ઞાનનું મધ્યબિન્દુ રહેલું છે, અને એજ મધ્યબિન્દુમાંથી જ્ઞાનરૂપી બધી વાત નીકળે છે. તેજ મધ્યબિન્દુના પ્રકાશને દ્વારે બધી વાતનો કંઇક ખુલાસો મળે છે. કુદરતમાં જે કંઇ આવી બને અને જીવવૃત્તિમાં પણ જે કંઇ આવી બને, તે બધી વાતનો ખરો ખુલાસો ઈશ્વરની અક્કલશક્તિમાં મળી આવે છે. જે બધી છુટી છુટી વાત આપણી આંખ આગળ આવે, પછી વાત હોય કુદરતી કે હોય વ્યાવહારિક, તે બધી વાતો ઈશ્વરી રચનાના કેવળ અંશો છે, અને તે પુરેપુરી રચનામાં ઈશ્વર પોતાનું પ્રકટીકરણ કરી આપે છે. હવે ઉપલી જે ઇશ્વરરૂપ સંપૂર્ણ રચના તેને "ઈશ્વરી જ્ઞાન" એ નામ આપેલું છે. ઈશ્વરની બુદ્ધિ તો કુદરત તથા વ્યવહારમાં ઓછી વત્તી પ્રત્યક્ષ દેખાય છે, અને કુદરત તથા વ્યવહાર બન્ને વ્યવસ્થિત જણાય છે. હવે એનું શું કારણ હશે? ઈશ્વરમાં અવ્યવસ્થા નહિ પણ વ્યવસ્થા હોય છે, તેજ કારણ માટે. વળી ઈશ્વરની ધારણાઓ અને કામ ચલાવવાની ઈશ્વરની રીતો કુદરતમાં તથા વ્યવહારમાં ઓછી વત્તી જણાય છે. હવે ઈશ્વરદર્શક ઉપલું જે બધું તેને "ઈશ્વરી જ્ઞાન" કહે છે.

ઇશ્વરદર્શક જે બધું તે ખરૂં કહેતાં ઇશ્વરથી ઉત્પન્ન થયું છે. હવે ધારો કે ઇશ્વરદર્શક જે બધું તેનું સજીવારોપણ કરવામાં આવે, તેનામાં ઇશ્વરનો શબ્દ પ્રગટ થએલો જણાય, અને તેજ તો ઇશ્વરની ધારણા ફળીભૂત કરાવે; વળી ધારો કે જેનું સજીવારોપણ થયું તે સચેતન પણ થાય, અને એનામાં ઇશ્વરનું પરાક્રમ, ઇશ્વરની બુદ્ધિ જાણે કે સજીવ તથા કાર્યકારક દેખાઇ આવે, ત્યારે તો ઇશ્વર પોતે આ સજીવ થએલાને ઓળખે, અને તે ઇશ્વરને ઓળખે. હવે તેથી દૃષ્ટાંતવચન ૮ ; ૩૦ પ્રમાણે તે ઇશ્વરના મીસ્ત્રી તરીકેનો સાથી કહેવાય. પરંતુ જે સજીવ થયો તે વિશેષે કરીને માનવમાત્રમાં પોતાની કાર્યવૃત્તિ ચલાવે છે, માનવમાં પોતાના મનોર્થો પુરા પાડે છે, અને એજ કારણ માટે દૃષ્ટાંતવચન ૮ ; ૩૧ પ્રમાણે આમ કહેવાય કે તેને મનુષ્યપુત્રોમાં આનંદ થતો. હવે જેનું ઉપલી રીત પ્રમાણે સજીવારોપણ કરવામાં આવ્યું છે, હા, જેનામાં દેવપુત્રપણું તથા માનવપુત્રપણું બન્ને સુચવેલાં છે, તેને દૃષ્ટાંતવચનના પહેલા ૯ અધ્યાયમાં "ઇશ્વરી જ્ઞાન" કહે છે.

## III. માનવી જ્ઞાન તે શું?

હવે દુનિયાનો કારભાર ચલાવવાની ઇશ્વરની જે રચના છે, તે રચના માણસથી અલગ રહે એવી નથી, પણ માણસના સંબંધમાં પુરી પડે એવી છે. અને જો એવો સંબંધ હોય તો માણસ પોતે પણ ઇશ્વરની રચનાની સાથે કંઇ પણ સંબંધ બાંધી શકે. હવે એ સંબંધ બે પ્રકારનો જણાય છે.

૧) મનસ્થ સંબંધ, એટલે માણસ ઉપલી રચનાનું મનન કરી શકે, તેને સમજવાને વાસ્તે પ્રયત્ન કરી શકે, એના પર સમજ-શક્તિનો અમલ ચલાવી શકે.

૨) વ્યાવહારિક સંબંધ, એટલે ઇશ્વર આ દુનિયાનો કારભાર ચલાવે છે એટલામાં આ ઇશ્વરી કારભારની સાથે માણસ પોતે મળતો થઇને પોતાની જીવવૃત્તિ કે વર્તણુક ચલાવે, ઇશ્વરથી ઉલટું મન રાખીને નહિ પણ સમ્મતિ રાખીને ઇશ્વરની રચનામાં જે ધોરણો રહેલાં છે તે ધોરણો પ્રમાણે પોતાની વર્તણુક ચલાવે.

હવે જે કોઈ માણસ એવો મનસ્થ તથા વ્યાવહારિક સંબંધ ઇશ્વરની રચનાની સાથે બાંધે છે તેજ માણસને "જ્ઞાની" કહે છે; અને એવો સંબંધ બાંધવામાં "માનવી જ્ઞાન" આવી ગએલું છે. હવે એજ જાતના માનવી જ્ઞાન બાબત દૃષ્ટાંતવચનના પહેલા નવ અધ્યાય બાદ કરતાં બાકીના બાવીસ અધ્યાયમાં બોધ રહેલો છે.

આ બાવીસ અધ્યાયની અંદર દ્વિપદ કે દોહરારૂપ **માશાલ** દ્વારાએ બોધ આપેલો છે. વ્યાવહારિક ધર્મ તથા વ્યાવહારિક નીતિ વિષે કહાણીરૂપ બોધ મળી આવે છે. શું શું કામ કરતાં, કેવી કેવી રીતે ચાલતાં, આપણે પોતાના દિવસો કાઢવા, એવી ઘણી વ્યાવહારિક વાત મળી આવે છે. કુટુંબમાં તેમજ લૌકિક સંસારમાં સુખશાંતિ કેવી રીતે ઉપજાવવી જોઇએ, એજ બાબતની શિખામણ મળે છે. ઉપલી માનવી જ્ઞાનરૂપી વાત વર્તણુકને લાગુ પડે છે, અને માનવી જ્ઞાનથી જે શુભફળ તે તો વ્યાવહારિક શુભફળ જણાય છે.

હવે કોઇ માણસ ઉપલા માનવી જ્ઞાનની પ્રાપ્તિ કરવા જાય તે પહેલાં તેણે શું શું માન્ય કરવું જોઈએ? જ્ઞાનની પ્રાપ્તિ થાય માટે કયાંથી માંડીને આગળ વધવું જોઇએ?

જે કોઇ માણસ ઇશ્વરની રચનાની સાથે મળતો થવા કબુલ કરે છે, પછી તે રચના ગમે તેવી હોય, એકલા તેજ માણસને આગળ જતાં જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે. જે કોઇ માણસ પ્રભુની રચના કે મનોર્થથી પોતાનું મન ઉલટું રાખે તેજ માણસને કોઇ પણ દિવસે માનવી જ્ઞાન પ્રાપ્ત થવાનું નથી. ઇશ્વરથી ઉલટાપણું નહિ પણ તેની સાથે મળતાપણું અગત્યનું છે, અને મળતાપણું હોય તોજ આગળ જતાં જ્ઞાનની પ્રાપ્તિ થશે, એવી આશા રાખી શકાય. એ પરથી દૃષ્ટાંતવચન ૧ ; ૭ માં આમ લખ્યું છે કે યહોવાહનું ભય એ વિદ્યાનું મૂળ છે. જે કોઇ માણસ માનવી જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છે તેજ માણસે પહેલવહેલાં કબુલ કરવું જોઇએ કે ઇશ્વર તો નિયમદાતા છે એટલુંજ નહિ પણ ઇશ્વરના નિયમને મારે આધીન રહેવું જોઇએ. આધીન થવાનું મન નહિ રાખે તો એવો માણસ ખરેખર જ્ઞાની કદી નીવડે નહિ. જ્યારે જ્ઞાન મેળવવા પ્રયત્ન કરીએ ત્યારે તો પહેલવહેલાં એવું માન્ય કરવું જોઇએ કે આખી કુદરત પ્રભુની કારીગરી છે, અને તેમાં પ્રભુ પોતાનો મનોર્થ રફતે રફતે પુરો પાડે છે અને પુરો પાડવાનો પણ છે. એવી વાત્ત માન્ય કરીએ તોજ જ્ઞાની નીકળીએ. જ્ઞાની થવું અને પ્રભુના મનોર્થોને આધીન થવું એ બન્ને અભેદ્ય છે, અને તે પરથી એવો પરિણામ નીકળે છે કે જ્ઞાની માણસ તેજ તો સદાચારી પણ હોય છે.

જ્ઞાની માણસ તે કોણ? એટલે જેણે માનવી જ્ઞાન પ્રાપ્ત કરેલું તે કોણ? જે માણસ પ્રભુથી બાંધેલા નીતિવ્યાવહારિક નિયમ પ્રમાણે પોતાની જીવવૃત્તિ ચલાવે છે તે.

વળી મૂર્ખ માણસ તે કોણ? જે માણસ પોતાના મનમાં કહે છે કે દેવ છેજ નહિ, દુનિયામાં દેવથી કરેલી રચના કંઇ પણ નથી, અને આમ બોલ્યા પછી નીતિવ્યાવહારિક નિયમને તાબે પોતાને નથી રાખતો ; ખરૂં કહેતાં જે માણસ સાધારણ અક્કલબુદ્ધિમાં ઓછો જણાય છે, ઘરસંસાર ચલાવવામાં

આડાઇ કરે છે (ગીતશાસ્ત્ર ૧૪; ૧, દૃષ્ટાંતવચન ૧૧; ૨૯), અને અભણ ને અભણ રહેવા ખુશીથી કબુલ કરે છે, તેજ માણસને દૃષ્ટાંતવચનના પુસ્તકમાં "મૂર્ખ" કહે છે. જુઓ દૃષ્ટાંત. ૧૦; ૮: ૨૦; ૩: ૨૯; ૯. એવો મૂર્ખ માણસ બુદ્ધિમાં પણ મંદ હોય છે, અને તેથી તેનામાં અભક્તિ પણ સબળ થતી જાય છે. એજ જાતના મૂર્ખ માણસને હેબ્રી ભાષામાં "અવીલ" કહે છે. પણ જે મૂર્ખને "કસીલ" કહે છે, તેનામાં જરા જુદી જાતની મૂર્ખાઈ રહે છે. એ જાતનો મૂર્ખ માણસ હઠ પકડીને બેસે છે. નીતિવ્યવહારના સંબંધમાં તેને કશી લાગણી થતી નથી, તે બહેરા જેવો રહે છે, અને નીતિવ્યાવહારિક નિયમને ન ગણકારતાં, હા, તેનો વિચાર પણ ન કરતાં, પોતાની કાર્યવૃત્તિ ચલાવે છે.

**ટીકા.** હેબ્રી ભાષામાં મૂર્ખસુચક ત્રણ શબ્દ છે, એટલે נבל નાબાલ, אויל અવીલ, અને כסיל કસીલ.

૧) નાબાલ મૂર્ખ એટલે જે અધર્મી માણસ નીતિનાં ધોરણ વિરૂદ્ધ વર્તે છે તે, ગીતશાસ્ત્ર ૧૪: ૧, સરખાવો ૧ શમૂએલ ૨૫; ૨૫.

૨) અવીલ મૂર્ખ એટલે જેનામાં સમજશક્તિ ઓછી છે તે: અભણ માણસ, યશાયાહ ૩૫: ૮. કામધંધામાં બિનહોશિયાર, દૃષ્ટાંત. ૧૧; ૨૯. પોતાની મૂર્ખાઇ ખુલ્લી રીતે જાહેર કરનાર, દૃષ્ટાંત. ૧૦; ૮: ૨૦; ૩: ૨૯; ૯. એજ અવીલ માણસ આગળ જતાં મંદબુદ્ધિનો થાય છે, એટલે સુધી કે સર્વોત્તમ જ્ઞાન, એટલે દેવ વિષેનું જે જ્ઞાન, તે વિનાનો નીકળે છે, અને તેથી તેનામાં અભક્તિ વૃદ્ધિ પામે છે.

૩) કસીલ મૂર્ખ એટલે જેની બુદ્ધિ ખરેખર જડ થઈ ગઈ છે તે. આ માણસમાં હઠને લીધે નીતિને ઓળખવાની શક્તિ પણ હોતી નથી, અને નીતિમાર્ગ પ્રત્યે તે તદન બેદરકાર રહે છે, દૃષ્ટાંત. ૧૪; ૨૪: ૧૫; ૨, ૭.

## IV. માનવી જ્ઞાનના સંબંધમાં જે જુદા જુદા બોધ જુદાં જુદાં જ્ઞાનપુસ્તકોમાં મળી આવે છે તે વિષે.

જ્ઞાનીઓથી રચેલાં પુસ્તકો સતશાસ્ત્રમાં ઓછામાં ઓછાં ત્રણ છે, એટલે દૃષ્ટાંતવચન, અયૂબ, અને સભાશિક્ષક. આ જ્ઞાન-પુસ્તકોની સાથે મળતો બોધ નિયમગણમાંનાં કેટલાંએક ગીતોમાં પણ મળી આવે છે, જેમકે ગીતશાસ્ત્ર ૧, ૩૭, ૩૯, ૪૯, ૫૦, ૭૩, ૧૧૨. , વળી કોઇ ટીકાકારો એઓની સાથે ગીતોનું ગીત

સામેલ કરે છે; તેમજ નિયમગણ બહાર રહેલાં જ્ઞાનવર્ગમાંનાં બે પુસ્તક હાથ આવ્યાં છે, એટલે "સભાશિક્ષણ" અને સુલેમાનનો બોધ."

હવે ઉપલાં જે મુખ્ય ત્રણ પુસ્તક છે તે દરેકમાં માનવી જ્ઞાનને લગતો જુદો જુદો બોધ કરેલો છે.

૧) દૃષ્ટાંતવચન ૧૦ ; ૧ થી તે ૨૨ ; ૧૬ સુધીમાં બતાવ્યું છે કે મુસાના નિયમશાસ્ત્રમાં રહેલાં જે ઈશ્વરી ધોરણો પ્રગટ કરેલાં છે તે ધોરણ પ્રમાણેનો હરકોઈ માણસ અનુભવ પામતો જાય છે, અને આ ધોરણને લગતા ઘણા દાખલા આપણી આંખ આગળ આવ્યા કરે છે. તૌરાતમાં બતાવ્યું છે કે પ્રભુની આજ્ઞા પાળો તો તેથી તમે શુભફળ ભોગવશો, પણ પ્રભુની આજ્ઞા ભંગ કરો તો અશુભ ફળ ભોગવવાં પડશે; એટલે પ્રભુ અદલ ઇનસાફ કરનાર દેવ છે, અને અન્યાયનું સહન નહિજ કરે, એવી એવી વાત તૌરાતમાં મળી આવે છે.

હવે દૃષ્ટાંતવચનમાં જાણે કે એ વાતને અનુસરતી ઘણીએક કહાણીઓ દાખલ કરેલી છે. જે કોઈ જ્ઞાની માણસ નીતિને માર્ગે ચાલ્યો જાય તેજ માણસ સુખશાંતિ પામશે, પણ જે કોઈ મૂર્ખ માણસ પ્રભુથી આડે માર્ગે જાય તેજ તો નુકસાન પામશે. નિયમશાસ્ત્રમાંનાં જે ધોરણો અને સંસારમાં ઈશ્વરનો ચલાવેલો જે કારભાર, તેઓ એક બીજાની સાથે મળતાં છે, એવું દૃષ્ટાંતવચનમાં સુચવેલું છે.

૨) અયૂબનું તમામ પુસ્તક અને ગીતશાસ્ત્ર ૩૭, ૩૯, ૪૯, ૭૩, એઓમાં માનવી જ્ઞાન વિષે જુદી તરેહની વાત મળી આવે છે, એટલે તૌરાતમાં ઈશ્વરનું જે પ્રગટીકરણ કર્યું છે અને લૌકિક સંસારમાં ઈશ્વરનું જે પ્રગટીકરણ થએલું છે એ બન્ને એક બીજાની સાથે મળતાં નીકળતાં નથી.

અયૂબમાં એ અમળતાપણા વિષે એવી તકરાર ચલાવવામાં આવે છે કે જે દુષ્ટ માણસ તેની આબાદી કેમ થતી જાય છે, અને જે ભલો માણસ તેને કેમ ભિક્ષા માગવી પડે છે? તૌરાતમાં ઈશ્વરે જે ધોરણ પ્રગટ કર્યાં, અને દુનિયાનો કારભાર ચલાવવામાં જે દાખલા ઉભા થયા, એ બન્નેનું ખરેખર અમળતાપણું છે કે નહિ? હવે એ અમળતાપણાનું વિવેચન કરવામાં વિવેચન કરનાર માણસ ખરેખર ગુંચવણમાં પડી જાય છે, એ વાતનો ખુલાસો આપી ન શકતાં અધીરો થાય છે, હા, ગભરામણ પામીને પ્રભુની આગળ બૂમ પાડે છે. એવી ઘણીએક વાત અયૂબના પુસ્તકમાં છે.

૩) સભાશિક્ષકનું પુસ્તક, એમાં માનવી જ્ઞાનને લગતી ત્રીજી કંઇ વાત હાથ આવે છે. આ જ્ઞાનપુસ્તકમાં સાફ માન્ય કરેલું છે કે ઇશ્વરના જે નિયમો તે તો જુદા અને અનુભવસિદ્ધ વાત કે દાખલા તે પણ જુદાજ છે. આ બન્ને વાત માન્ય કરીને તેનું મળતાપણું દર્શાવવા પ્રયત્ન નથી કરતો, એમ છતાં પણ સભાશિક્ષકમાં આમ બતાવ્યું છે કે એકલી આ દુનિયા તરફ દૃષ્ટિ ફેરવીએ તો ખુલાસો મળે નહિ. ઇહલોકમાં રહીને આપણે આજ્ઞાઓ પાળીએ એ બસ નથી, પણ તે ઉપરાંત દેવનું ભય રાખવું જોઇએ, એટલે પરલોકમાં પુરેપુરૂં ન્યાયકરણ કરનાર જે દેવ તેનું ભય રાખીને તેના પર આધાર રાખવો. આ દુનિયામાં હોઇએ એટલે સુધી ગભરામણ લાગે, પણ ગભરામણ સદા સુધી રહેવાની નથી.

# અયૂબનું પુસ્તક.

હેબ્રી પવિત્રશાસ્ત્રના જે ત્રણ મોટા ભાગ પાડયા છે તેમાંના ત્રીજા ભાગને પવિત્ર લખાણ કહે છે. આ ત્રીજા ભાગમાં આવેલું પહેલું પુસ્તક એટલે ગીતશાસ્ત્ર, ને પછીનું પુસ્તક એટલે દૃષ્ટાંતવચન, અને તે પછીનું અયૂબ. આ ત્રણે પુસ્તક મળીને હેબ્રી શાસ્ત્રનો જે પેટાભાગ થાય છે તેને એમેત નામ આપેલું છે.

## અયૂબ કિયા જમાનામાં હયાત હતો?

ઇસ્રાએલી લોકના આદિપિતાના જમાનામાં અયૂબ હયાત હતો એવું આ પુસ્તક ઉપરથી જણાય છે. જો કે અયૂબનું પુસ્તક ઘણાં સૈકાં પછી લખવામાં આવ્યું તોપણ પુસ્તકમાં વર્ણવેલી બિનાઓ પ્રાચીન વખતમાં બનેલી હતી, એવું સંભવે છે. એ વાતના ટેકામાં નીચે મુજબનાં પ્રમાણ પર ધ્યાન લગાડવું.

૧) જેમ આદિપિતાઓ તેમ અયૂબ પણ પ્રભુને એલ, એલોઆહ, એલ શાદાય ( સર્વસમર્થ દેવ ) કહીને બોલાવે છે. ( ગ્રંથકર્તા પોતે તો યહોવાહ શબ્દ વાપરે છે ).

૨) જેમ આદિપિતાઓ તેમ અયૂબનું દ્રવ્ય પૈસામાં કે રોકડ નાણીમાં નહોતું, પણ ઢોરઢાંક ઘેટાંબકરાંનાં ટોળાં તથા ખેતરોમાં રહેલું હતું. જુઓ અયૂબ ૧ ; ૩ : ૪૨ ; ૧૨.

૩) પુરાતન કાળની રીત પ્રમાણે અયૂબ પોતે ઘરધણી હોવાને લીધે યજ્ઞ ચઢાવનાર યાજકનું કામ કરતો. જુઓ અયૂબ ૧ ; ૫ : ૪૨ ; ૮. ઇબ્રાહીમની વાત પણ એવીજ છે, ઉત્પત્તિ ૨૨ ; ૨.

૪) છેક પુરાતન વખતમાં જે યજ્ઞ મુખ્યત્વે ચઢાવવામાં આવતો તેવો યજ્ઞ, એટલે દહનીયાર્પણ, અયૂબ પણ ચઢાવનાર હતો, અયૂબ ૧ ; ૫ : ૪૨ ; ૮. બીજાં જે અર્પણો, જેવાં કે પાપાર્થાર્પણ દોષાર્થાર્પણ, ઐચ્છિકાર્પણ, ઈત્યાદિ, તેઓ તો મુસાના વખતથી થવા લાગ્યાં હતાં.

૫) જેમ આદિપિતાઓ તેમ અયૂબ પણ લાંબું આયુષ્ય ભોગવવા પામ્યો. જુઓ "એ પછી અયૂબ એક સો ને ચાળીસ વર્ષ જીવ્યો," ૪૨ ; ૧૬.

૬) સિક્કા માટે અયૂબ ૪૨ ; ૧૧ માં קשיטה કસીટા, કે તોળેલા ભાગ, શબ્દ આવે છે, અને એજ શબ્દ ઉત્પ. ૩૩ ; ૧૯, યહોશુઆ ૨૪ ; ૩૨ માં પણ વાપરેલો છે. પ્રાચીન વખતમાં સિક્કા બદલ સોના

કે રૂપાની લગડીમાંથી થોડો ભાગ કાપીને તોળી આપતા હતા. એવા ટુકડા પર કોઈ રાજાની મુદ્રા છાપેલી નહોતી.

૭) જે જે વાજતંનાં નામ અયૂબના પુસ્તકમાં આવે છે તે બધાં પ્રાચીન વખતનાં છે, જેમકે તંબુરો, વીણા, વાંસળી, ૨૧ ; ૧૨ : ૩૦ ; ૩૧.

૮) ઇતિહાસના સંબંધમાં જે જે વાત આ પુસ્તકમાં મળી આવે છે તે ઐતિહાસિક વાતો પ્રાચીન વખતમાં બનેલી હતી. જેમકે ગંધકના વરસાદથી વિનાશ, ૧૮ ; ૧૫, જળપ્રલય ૨૨ ; ૧૬.

પરંતુ આ પુસ્તકમાં પુરાતન કાળના વેશની સાથે નવા વખતનાં પણ કેટલાંએક લક્ષણો દેખાય છે: જેમકે નિયમશાસ્ત્રની સાથે પરિચય.

ઉદાહરણ—૧) ઘરેણાં આપવા વિષેની વાત, ૨૪ : ૯.

૨) બાણુ ખસેડવા વિષેની મનાઈ, ૨૪ ; ૨.

૩) સૂર્ય તથા ચંદ્રની પૂજા કરનારાઓ સામે તહોમત, ૩૧ ; ૨૬-૨૮.

૪) વ્યભિચારીઓ વિરૂદ્ધનો નિયમ, ૩૧ ; ૯.

૫) પુનર્નિયમ ૪ ; ૧૯ અને અયૂબ ૩૧ : ૨૬-૨૮ એ બે તમામ મળતા છે.

ઉપરની વાતો પરથી જણાય છે કે અયૂબ જાતે તો આદિપિતાઓના જમાનામાં હયાત હતો, પરંતુ અયૂબનું પુસ્તક ત્યાર બાદ લાંબી મુદતે રચાયું હતું.

## પુસ્તક રચવાની સાલ.

ઇસ્રાએલીઓનો બંદિપ્રવાસ ઇ. સ. પૂ. ૭૨૨ માં થયો ત્યાર પછી અને યહુદીઓ ઇ. સ. પૂ. ૫૩૬ માં બંદિપ્રવાસમાંથી પાછા આવ્યા ત્યાર પહેલાં અયૂબનું પુસ્તક રચાયું એવું સંભવે છે.

I. યહુદીઓના તાલ્મુદ શાસ્ત્રમાં લખ્યું છે કે કેટલાક યહુદી ધર્મશાસ્ત્રીઓનો એવો મત છે કે પુસ્તક લખનાર મુસા પંડે હતો. પરંતુ એવું માનવું મુસ્કેલ છે, કારણ કે મુસાનાં પાંચ પુસ્તકમાંના નીતિવ્યવહારના નિયમો સહુ લોકને લાગુ પડે એવા સામાન્ય જેવા નિયમો હતા, પરંતુ અયૂબના પુસ્તકમાં એવા પાયારૂપ સામાન્ય નિયમો સામે તકરાર ચલાવી છે અને સખત વાંધો પણ ઉઠાવ્યો છે. જેમકે નિર્ગમન ૨૦ ; ૫ માં બતાવ્યું છે કે બાપના અન્યાયોની શિક્ષા છોકરાં ઉપર અમલમાં આણુશે, પરંતુ અયૂબ ૨૧ ; ૧૯ માં પ્રભુ આગળ હાંક મારતાં કહેલું છે કે અન્યાય કરનાર

પોતે અન્યાયનો બદલો પામે. બાપના અન્યાયની શિક્ષા છોકરાં પર આવી ન પડે એ વિષે યિર્મેયાહના પુસ્તકમાં પણ વાંધો ઉઠાવેલો છે, યિર્મે. ૩૧ ; ૨૯, ૩૦. હવે જો અયૂબ તથા યિર્મેયાહ બન્નેનાં પુસ્તક એકજ જમાનામાં રચેલાં હોય, તો રચવાની સાલ ઈ. સ. પૂ. ૬૨૭ પછીની સમજવી જોઇએ.

II. શું દાઉદના વખતમાં અયૂબનું પુસ્તક લખાયું? ના, એમ પણ નહિ હોય, કેમકે દાઉદનો જમાનો લડાઇઓ કરવાનો તથા પાસેના દેશો હસ્તગત કરવાનો હતો, તેવા વખતમાં અયૂબના જેવું મનનરૂપી પુસ્તક ભાગ્યેજ લખી શકાય. લોક નિરાશ તથા સંપૂર્ણ થાકી ગએલા હતા એવું અયૂબના પુસ્તક પરથી જણાય છે, પણ શું ઇસ્રાએલી લોકની દાઉદના જમાનામાં એવી અવસ્થા હતી?

III. શું સુલેમાનના જમાનામાં અયૂબનું પુસ્તક લખાયું?

લુથરનો એવો મત હતો ખરો, પણ આ સંબંધમાં ત્રણ વાત યાદ રાખવી જોઇએ.

૧) દૃષ્ટાંતવચના પુસ્તકનો મોટો ભાગ સુલેમાનના વખતમાં લખાયો હતો, અને તે પુસ્તકમાં એવું શીખવ્યું છે કે ન્યાયીઓને સુખ થાય છે અને અન્યાયીઓ દુ:ખ ભોગવે છે. એ સિદ્ધાંત વિષે દૃષ્ટાંતવચનના પુસ્તકમાં કંઇ પણ શક દર્શાવેલો નથી. પરંતુ અયૂબના પુસ્તકમાં એથી ઉલટી ઘણી દલીલ આવે છે.

૨) સુલેમાનના જમાનામાં દેશની આબાદી વિશેષ ફેલાઇ હતી, અને તેવે સમયે અયૂબના પુસ્તકમાં વર્ણવેલા દુ:ખને લગતા ભારે સવાલો જવલ્લેજ ઉઠે.

૩) જ્યારે આબાદીને બદલે પડતી દશા આવે, રાજ્ય ઉપર બહારથી સંકટો આવી પડે, અને રાજ્યની માહે ફાટફુટ થઇ હોય ત્યારેજ દુ:ખને લગતા મજકુર સવાલ પુછવા વાજબી ગણાય, અને તેના કંઇક જવાબ આપી શકાય.

વળી દૃષ્ટાંતવચનની સાથે અયૂબનું પુસ્તક સરખાવીએ તો એક બાજાથી જુદાપણું જણાય છે. જેમકે,

દૃષ્ટાંતવચન ૧૩ ; ૯ અને ૨૪ ; ૨૦ માં લખ્યું છે કે, "દુષ્ટોનો દીવો હોલવી નખાશે," પણ જાણે કે વાંધો કાઢીને અયૂબ ૨૧ ; ૧૭ માં પુછેલું છે કે, "કેટલી વાર દુષ્ટોનો દીવો હોલવી નખાય છે?

દૃષ્ટાંતવચનના પહેલા નવ અધ્યાયમાં જ્ઞાનનું સજીવારોપણ કરેલું છે, અને એવું પણ બતાવ્યું છે કે જ્ઞાન પણ પ્રાપ્ત થઇ શકે, પણ અયૂબના ૨૮ મા અધ્યાયમાં કહે છે કે જ્ઞાન શોધી કાઢવું અશક્ય છે.

દૃષ્ટાંત ૧; ૭ માં લખ્યું છે કે, "યહોવાહનું ભય એ વિદ્યાનું મૂળ છે," પણ અયૂબ ૨૮; ૨૮ માં બતાવ્યું છે કે, "પ્રભુનું ભય તેજ જ્ઞાન છે," જાણે કે એટલુંજ જ્ઞાન પ્રાપ્ત થાય ખરૂં, પણ એથી અધિક જ્ઞાન હાથ આવે નહિ.

IV. અયૂબનું પુસ્તક રચવાની સાલ ઈ. સ. પૂ. સાતમા સૈકા પછીની હશે.

૧) ઈ. સ. પૂ. ૭ મા સૈકા પહેલાં બધા યહુદીઓ કબુલ કરતા હતા કે સૃષ્ટિ તો પ્રભુના હાથથી ચાલે છે અને સૃષ્ટિ ચલાવવાનો જે કારભાર તે વિષે કોઇ વાંધો ઉઠાવી શકાય નહિ. પણ અયૂબના પુસ્તકમાં સૃષ્ટિ ચલાવનાર પર તહોમત મુકેલું છે, અને સૃષ્ટિ ચલાવવામાં ગેરવાજબીપણું દેખાડવાનું કરે છે.'

૨) અયૂબના પુસ્તકમાં ખુલ્લું બતાવ્યું છે કે દેશમાં ઘણું અંધેર ચાલે છે, લોકો કંગાલ થઇ ગયા છે. જુઓ ૩ : ૨૦ : ૭; ૧ : ૯; ૨૪ : ૧૨; ૬, ૧૭-૨૫ : ૨૪; ૧૨. એ વાક્યોમાં મહાભારત આફત સુચવેલી છે, હા, બંદીપ્રવાસને વખતે થઇ એવીજ આફત.

V. હવે જો અયૂબનું પુસ્તક બંદીપ્રવાસ પછી લખાયું હતું તો તે કિયો બંદીપ્રવાસ? શું ઇસ્રાએલનો (ઇ. સ. પૂ. ૭૨૨ નો) કે શું યહુદાહનો (ઇ. સ. પૂ. ૫૮૬ નો)? યહુદાહના બંદીપ્રવાસ પછી પુસ્તક રચાયું, એ નિર્ણયના ટેકામાં નીચેની વાતો જુઓ.

૧) અયૂબના પુસ્તકમાંનો નીતિ વિષેનો તેમજ ઇશ્વર વિષેનો સિદ્ધાંત નવા વખતનો જણાય છે, પુરાતન કાળનો તો નહિ.

(૧) નીતિ વિષેનો બોધ. અયૂબ ૪; ૧૭–૨૧ મી કલમોમાં મૂળસ્વભાવના બગાડ વિષે, એટલે પતિતાવસ્થા વિષે, જે બોધ બતાવ્યો છે તે પુરાતન વખતમાં ભાગ્યેજ લખી શકાયો.

વળી અયૂબના ૩૧મા અધ્યાયમાં શીખવ્યું છે કે કર્મક્રિયા કરવાથી નહિ પણ મન શુદ્ધ રાખવાથી પ્રભુ પ્રસન્ન થાય છે; નીતિ તો બાહ્યની નહિ પણ અભ્યંતરની હોવી જોઇએ. એના જેવો ધર્મબોધ પ્રાચીન નહિ પણ અર્વાચીન વખતમાં પ્રગટ થવા લાગ્યો.

(૨) ઇશ્વર વિષેનો બોધ. અયૂબના પુસ્તકમાં ઇશ્વર સંબંધી બહુ ઊંડો તથા ભારે બોધ છે, અને એવો તો કેવળ નવા વખતનાં લખેલાં પુસ્તકોમાંજ મળી આવે છે, જેમકે યશાયાહ ૪૦–૬૬ માં, વળી નવીન વખતે રચેલું ૧૩૯ મું ગીત તપાસી જુઓ.

૨) અયૂબ તથા યિર્મેયાહનાં પુસ્તકોમાં બહુ મળતાપણું છે.

હવે યિર્મેયાહનું પુસ્તક ઇ. સ. પૂ. ૬૨૭–૫૭૭ માં રચાયું હતું, અને તેજ અરસામાં અયૂબનું પુસ્તક પણ લખાયું હશે એવું સંભવે છે. એ બે પુસ્તકના મળતાપણાના દાખલા નીચે મુજબ છે.

(૧) યિર્મેયાહ ૧૨ ; ૧ માં સવાલ પુછેલો છે કે 'હે યહોવાહ, તારી સાથે વિવાદ કરૂં ત્યારે તું ન્યાયી છે ; તો પણ હું તારી આગળ દાવા વિષેની દલીલ ચલાવીશ ; દુષ્ટોનો માર્ગ શા માટે સફળ હોય છે? જેઓ અતિશય વિશ્વાસઘાત કરે છે તે સર્વ શા માટે સ્વસ્થ હોય છે?' એના જેવીજ દલીલ અયૂબના પુસ્તકમાં મળી આવે છે.

(૨) યિર્મેયાહ ૩૧ ; ૨૯, ૩૦ માં લખ્યું છે કે, "તે દિવસોમાં તેઓ ફરી નહિ કહેશે કે, બાપોએ ખાટી દ્રાક્ષ ખાધી ને પુત્રોના દાંત ખટાઇ ગયા છે, પણ પ્રત્યેક પોતાના અન્યાયને લીધે મરશે ; જે સર્વ માણસ ખાટી દ્રાક્ષ ખાશે તેના દાંત ખટાઇ જશે."

હવે એની સાથે મળતી ઘણી વાત અયૂબના પુસ્તકમાં હાથ આવે છે.

(૩) યિર્મેયાહ ૨૦ ; ૧૪-૧૮ તેમજ ૧૫ ; ૧૦-૧૫ માં યિર્મેયાહ વિલાપ કરતાં કહે છે કે જો હું જનમ્યો ન હોત તો સારૂં. સરખાવો અયૂબનો ૩ જો અધ્યાય.

૩) અયૂબનું પુસ્તક તથા યશાયાહ ૪૦–૬૬ વચ્ચે મળતાપણું છે.

હવે યશાયાહ ૪૦–૬૬ રચવાની સાલ ઇ. સ. પૂ. ૫૫૦-૫૪૦ની જણાય છે, અને અયૂબનું પુસ્તક એજ અરસામાં લખાએલું હોઇ શકે. એ બેના મળતાપણાના દાખલા—

(૧) શબ્દોનું મળતાપણું—

અ) અયૂબ ૯ ; ૮, "તે એકલો આકાશને પ્રસારે છે." જુઓ યશા. ૪૪ ; ૨૪.

આ) અયૂબ ૨૬ : ૧૨, ૧૩, "પ્રભુ પોતાના સામર્થ્યથી સમુદ્રને ખભળાવે છે, ને પોતાના ચાતુર્યથી રાહાબને (મિસર દેશને) વિંધે છે. તેના આત્માએ આકાશો શોભાવ્યાં છે, તેના હાથે જલદ સર્પને વિંધ્યો છે." જુઓ યશા. ૫૧ ; ૯, ૧૦.

ઇ) અયૂબ ૧૩ ; ૨૮ ની સાથે સરખાવો યશા. ૫૦ ; ૯.
,, ૧૫ ; ૩૫ ની ,, ,, ,, ૫૯ ; ૪.
,, ૩૦ ; ૨૧ ની ,, ,, ,, ૬૩ ; ૧૦.

(૨) બોધનું મળતાપણું—

યશાયાહ ૪૦–૬૬ માં યહોવાહના સેવક વિષે ઉપમારૂપી ખાસ બોધ ઘણો છે : અયૂબના પુસ્તકમાં પણ યહોવાહનો સેવક ઉભો થએલો તથા હાજર રહેલો જણાય છે. જેમકે

અ) યશા. ૫૩ ; ૧૧ માં સેવકને "મારો ન્યાયી સેવક" કહે છે ; તેમજ અયૂબ ૧ ; ૮ માં "મારા સેવક અયૂબને" "સંપૂર્ણ તથા પ્રમાણિક" (કે ન્યાયી) કહે છે.

આ) યશા. ૫૨ ; ૧૪ અને ૫૩ ; ૪ માં યહોવાહનો સેવક યહોવાહથી માર પામેલો બતાવે છે. તેમજ અયૂબના પુસ્તકમાં અયૂબ પોતે દેવથી માર પામેલો જણાય છે.

ઇ) યશા. ૫૦ ; ૬ : ૫૩ ; ૩ માં યહોવાહનો સેવક માણસોથી ધિક્કારાએલો તથા તજાએલો તથા ઠઠ્ઠા પામતો જણાય છે. સરખાવી જુઓ અયૂબ ૧૯ ; ૫ : ૧૬ ; ૧૦ : ૩૦ ; ૯ ઇત્યાદિ.

ઈ) યશા. ૫૦ ; ૮ : ૫૩ ; ૧૦, ૧૧ માં બતાવ્યું છે કે યહોવાહનો સેવક છેવટે ન્યાયી ઠરશે, મહિમા પામશે, અને પોતાના શ્રમનું ફળ જોઇને તૃપ્ત થશે. હવે અયૂબને પણ એવોજ અનુભવ થયો, અને તેને ખાતરી પણ થઇ કે મારો ન્યાયી ઠરાવનાર પાસે આવશે. જુઓ અયૂબ ૧૩ ; ૧૮ : ૧૬ ; ૧૯ : ૧૯ ; ૨૫ : ૪૨ પુરો.

[ યશાયાહ ૪૦–૬૬ માં સુચવેલું છે કે યહોવાહનો સેવક સામટા કરેલા સઘળા ન્યાયી ઇસ્રાએલીઓમાં પ્રગટ થએલો હતો; પણ તે સેવક અમુક માણસરૂપે અયૂબના પુસ્તકમાં દર્શાવેલો છે, એટલે અયૂબ પોતેજ ].

ઉપરની દલીલ પરથી એવું અનુમાન કરી શકાય છે કે અયૂબનું પુસ્તક અને યશાયાહ ૪૦–૬૬ સમકાળી છે, માટે રચવાની સાલ પણ લગભગ સરખી હશે. એટલે અયૂબનું પુસ્તક આસરે ઈ. સ. પૂર્વે ૫૫૦ માં લખાયું હશે.

## પુસ્તક રચનાર તે કોણ?

રચનાર તે કોણ? એ વિષે તદન અજાણ છીએ; છતાં વિવિધ રચનારનાં નામ રજુ કરવામાં આવ્યાં છે, જેમકે અયૂબ પોતે, અલીહૂ, મુસા, સુલેમાન, યશાયાહ, હિઝકીયાહ રાજા, જે બારૂખ યિર્મેયાહનો લહિયો હતો તે.

પ્રાચીન લેખકો પ્રભુનો બોધ જાહેર કરવા તતપર હતા ખરા, પણ પોતાનું નામ પ્રગટ કરવા એટલા બધા આતુર નહોતા, એ સબબે રચનાર કોણ હશે એ વિષે નક્કી અનુમાન થઇ શકતું નથી.

## અયૂબના મિત્રો વિષે.

૧) અલીફાજ તેમાની. અદોમ દેશની પડોસમાં આવેલો એક દેશ તેમાન નામનો હતો. ઉત્પત્તિ ૩૬ ; ૪ પરથી જણાય છે કે અલીફાજ નામ અદુમી છે, અને અદુમીઓનો પૂર્વજ એસાવ હતો. તેમાન દેશના લોક જ્ઞાન તથા ડહાપણ સંબંધે પ્રખ્યાત હતા. જુઓ આમોસ ૧ ; ૧૨, ઓબાદ્યાહ ૮, ૯, યિર્મે. ૪૯ ; ૭, હઝકીએલ ૨૫ ; ૧૩.

અયૂબના બીજા બે મિત્ર કરતાં અલીફાજ વિશેષ ઠરેલ તથા શાંત સ્વભાવનો અને અનુભવી તથા છટાદાર જણાય છે. ઘણું કરીને તે વૃદ્ધાવસ્થાએ પહોંચેલો હતો. તેને જાણે કે ભવિષ્યવાદીનો હોદ્દો મળેલો હતો. તેના બોલવામાં સત્તા તથા અધિકાર જણાય છે, અને તેનું બોલવું ગભરાટ વિનાનું છે. તે જાણે કે યહોવાહનું દર્શન પામ્યો હોય એવો ભવિષ્યદર્શક જણાય છે.

૨) બિલ્દાદ શૂહી. ઉત્પત્તિ ૨૫ ; ૨, ૬ પરથી જણાય છે કે ઈબ્રાહીમને કટૂરાહને પેટે શૂઆહ નામનો દીકરો થયો હતો, અને ઇબ્રાહીમના ઠરાવ મુજબ કટૂરાહ પોતાના પરિવાર સુદ્ધાં પૂર્વ ગમના દેશોમાં વસવા ગઇ હતી. તેથી એવું અનુમાન કરી શકીએ છીએ કે શૂઆહના લોક પૂર્વ ગમના વતની થઇ રહ્યા હતા. બિલ્દાદનાં ભાષણો પરથી જણાય છે કે તે જ્ઞાન-

વર્ગીઓમાંનો હતો, અને તે પોતાની આસપાસની બિનાઓ પર ચોકસાઇથી ધ્યાન આપીને તપાસતો કે, ઈશ્વર સૃષ્ટિ ચલાવતાં કેવી રીતે પોતાની સત્તા અમલમાં લાવે છે. વળી તે સંબંધી ગતકાળના ઘણા ભારે ભારે દાખલા બતાવી શકતો હતો. પૂર્વની પેઢીઓના લોકના અભિપ્રાય કેવા કેવા હતા તે પણ તે સારી પેઠે જાણતો હતો, અને તે પર વિશેષ આધાર રાખતો હતો.

૩) સોફાર નાઅમાથી. પાલેસ્ટાઇન હદની અંદર આવેલું નાઅમાહ નામનું નગર હતું ખરૂં (યહોશુઆ ૧૫ : ૪૧), પણ એજ તો સોફારનું વતન ઘણુંકરીને નહોતું. તે માણસ યરદનની પૂર્વ ગમ આવેલા કોઇ ગામનો વતની હતો એવું માનવું વાજબી લાગે છે.

સોફાર જરા હઠીલો ને ઉતાવળીઓ તેમજ ધર્મને લગતી વાતમાં આસ્થાવાન તથા ઝનુની જણાય છે, પોતાની ગણતરીમાં કોઈ વાત સાચી હોય તો તે એમજ ધારતો કે એ વાત સહુ લોકે સાચી માનીને સ્વીકારવી. તેને પોતાને ખાતરી થઈ તો શા માટે બીજાને એ વિષે શક ઉપજે? તેના માન્ય કરેલા ધર્મસિદ્ધાંત વિરૂદ્ધ જો કોઇ વાંધો કાઢે કે તર્ક ચલાવે તો તે એકદમ તપી જાય, એવા સ્વાભાવનો માણસ સોફાર હતો.

૪) અલીહૂ બૂઝી. ઉત્પત્તિ ૨૨ ; ૨૧ પરથી જણાય છે કે બૂઝ તો ઉસનો નાનો ભાઈ હતો અને બન્ને જણ નાહોરના દીકરા હતા.

યિર્મેયાહ ૨૫ ; ૨૩ માં તેમાની સાથે બૂઝ દેશનું નામ આવેલું છે (જુઓ અયૂબ ૬ ; ૧૯), તે પરથી અનુમાન થઇ શકે છે કે બૂઝી લોકોનું કૂળ અરબસ્થાનમાં વસનારાં કૂળોમાંનું એક હતું.

ઉપલા ત્રણ મિત્રો ઉપરાંત વચમાં પડીને અલીહૂએ ચાર ભાષણ કર્યાં. એને વચમાં પડવાનાં બે કારણ હતાં.

અ) અયૂબે પોતાને ન્યાયી ઠરાવતાં ઇશ્વરને અન્યાયી ઠરાવ્યો, તેથી અલીહૂને માઠું લાગ્યું, માટે તે જુસ્સાથી બોલવા મંડયો.

આ) અયૂબે ઈશ્વર વિરૂદ્ધ જે જે વાંધા ઉઠાવ્યા હતા તેઓનો યોગ્ય ઉત્તર ત્રણ મિત્રો આપી શકયા નહિ, તેથી પણ અલીહૂને માઠું લાગ્યું. અયૂબના વાંધાઓનું તો હું ખંડન કરી શકીશ, એવું ધારીને તે બોલવા ઉઠયો.

લીહૂ જુવાન માણસ હતો, માટે પ્રભુ ન્યાયી છે એ વિષે બોલતાં તે જોસભેર સાબિત કરવા ઇચ્છતો હતો કે પ્રભુમાં કંઈ પણ અન્યાયીપણું નથી. પેલા ત્રણ જણ કરતાં અલીહૂ તો અયૂબની જીવવૃત્તિ તથા કૃત્યો વિષે ઓછું બોલતાં જણાવે છે કે ઈશ્વરની સામે વાંધો ઉઠાવવો ન જોઇએ, અને એ વાતની સાબિતીમાં સામાન્ય રીતે લાગુ પડે એવાં પ્રમાણ બતાવી આપે છે.

## અયૂબના પુસ્તકનો ટુંકો ખરડો.

A. અધ્યાય ૧, ૨. (ગદ્યરૂપ લખેલી) પ્રસ્તાવનારૂપ ઇતિહાસિક વાત.

B. અધ્યાય ૩–૩૧. (પદ્યરૂપ રચેલાં) અયૂબ તથા તેના ત્રણ મિત્રોનાં સંભાષણો.

I. અધ્યાય ૩ જો. અયૂબ પોતાના મિત્રો આગળ બૂમ પાડે છે કે, મારો મરવાનો વખત વહેલો આવે તો સારૂં.

II. અધ્યાય ૪–૩૧. અયૂબ તથા તેના મિત્રોનાં સંભાષણ.

અયૂબને માથે જે સંકટ આવ્યાં તે વિષે, અને આ દુનિયામાં ભુંડાઈ તથા વિપરીતપણું સર્વત્ર પ્રસરી રહ્યું છે, તે વિષે.

૧) અધ્યાય ૪–૧૪. પરસ્પરનાં પહેલાં ભાષણો.

(૧) અધ્યાય ૪, ૫. અલીફાજનું ભાષણ.
(૨) અધ્યાય ૬, ૭. અલીફાજને આપેલો અયૂબનો ઉત્તર.
(૩) અધ્યાય ૮. બિલ્દાદનું ભાષણ.
(૪) અધ્યાય ૯, ૧૦. બિલ્દાદને આપેલો અયૂબનો ઉત્તર.
(૫) અધ્યાય ૧૧. સોફારનું ભાષણ.
(૬) અધ્યાય ૧૨–૧૪. સોફારને આપેલો અયૂબનો ઉત્તર.

૨) અધ્યાય ૧૫–૨૧. પરસ્પરનાં બીજાં ભાષણો.

(૧) અધ્યાય ૧૫. અલીફાજનું ભાષણ.
(૨) અધ્યાય ૧૬, ૧૭. અલીફાજને આપેલો અયૂબનો ઉત્તર.
(૩) અધ્યાય ૧૮. બિલ્દાદનું ભાષણ.
(૪) અધ્યાય ૧૯. બિલ્દાદને આપેલો અયૂબનો ઉત્તર.
(૫) અધ્યાય ૨૦. સોફારનું ભાષણ.
(૬) અધ્યાય ૨૧. સોફારને આપેલો અયૂબનો ઉત્તર.

૩) અધ્યાય ૨૨–૩૧. પરસ્પરનાં ત્રીજાં ભાષણો.

(૧) અધ્યાય ૨૨. અલીફાજનું ભાષણ.

(૨) અધ્યાય ૨૩, ૨૪. અલીફાજને આપેલો અયૂબનો ઉત્તર.
(૩) અધ્યાય ૨૫. બિલ્દાદનું ભાષણ.
(૪) અધ્યાય ૨૬. બિલ્દાદને આપેલો અયૂબનો ઉત્તર.
(૫) અધ્યાય ૨૭–૩૧. [સોફાર કંટાળી જઇને બોલવા ઊભો થયો નહિ માટે] અયૂબે પોતાનું ભાષણ જારી રાખ્યું.

C. અધ્યાય ૩૨-૩૭. અલીહૂનાં ભાષણો.

૧) અધ્યાય ૩૨. અલીહૂ વિષેની હકીકત અને તે શા કારણ માટે વિવાદમાં ભાગ લેવા લાગ્યો.

(૧) ૩૨ ; ૧–૫ (ગદ્યરૂપ લખેલી) અલીહૂ તે કોણ એ વિષેની પ્રસ્તાવનારૂપી વાત.

(૨) ૩૨ ; ૬–૨૨. (પદ્યરૂપ) અલીહૂને વિવાદમાં પડવાનાં કારણો.

૨) અધ્યાય ૩૩–૩૭. (પદ્યરૂપ) અલીહૂ અયૂબને ઉત્તર આપતાં ચાર ભાષણ કરે છે.

(૧) અધ્યાય ૩૩. અલીહૂનું પહેલું ભાષણ.
(૨) અધ્યાય ૩૪. અલીહૂનું બીજું ભાષણ,
(૩) અધ્યાય ૩૫. અલીહૂનું ત્રીજું ભાષણ.
(૪) અધ્યાય ૩૬, ૩૭. અલીહૂનું ચોથું ભાષણ.

D. અધ્યાય ૩૮ ; ૧–૪૨ ; ૬. (પદ્યરૂપ) યહોવાહનાં, તોફાનમાંથી પ્રગટ કરેલાં, બે ભાષણ.

૧) ૩૮ ; ૧–૪૦ ; ૨. યહોવાહનું પહેલું ભાષણ.
૨) ૪૦ ; ૩–૫. યહોવાહના ભાષણથી અયૂબને ભારે અસર થઈ તે વિષે.
૩) ૪૦ ; ૬–૪૧ ; ૩૪. યહોવાહનું બીજું ભાષણ.
૪) ૪૨ ; ૧–૬. યહોવાહને આપેલો અયૂબનો નમ્રતાપૂર્વક જવાબ.

E. અધ્યાય ૪૨ ; ૭–૧૭. (ગદ્યરૂપ) સમાપ્તિ કે જેમાં અયૂબની છેવટની સુખરૂપી અવસ્થા વર્ણવેલી છે.

**ટીકા.** અયૂબના પુસ્તકનો જે ભાગ ગદ્યરૂપ છે તે નીચે મુજબનો—
અધ્યાય ૧ લો તથા ૨ જો પુરેપુરો, ૩૨ ; ૧–૫, અને ૪૨ ; ૭–૧૭. બાકીનું બધું પદ્યરૂપ રચેલું છે.

## પરસ્પરનાં ભાષણોનાં લક્ષણ (અધ્યાય ૪—૩૧).

૧) પરસ્પરનાં પહેલાં ભાષણોમાં (એટલે અધ્યાય ૪—૧૪ માં) જ્યારે અયૂબના મિત્રો અયૂબ પર આવેલી ખાસ આફત વિષે અને દુનિયામાં પ્રવર્તેલા સામાન્ય અનર્થ વિષે બોલે છે ત્યારે તેઓ એવું માન્ય કરે છે કે એ આફત તથા અનર્થ પ્રભુ તરફથી આવેલાં છે; અને ત્યાર પછી પ્રભુનાં લક્ષણ કેવાં છે, અને પ્રભુ તથા માણસ વચ્ચે કેટલો બધો ફરક છે, એ વાત ઉપર બોલનારા માણસો ધ્યાન ખેંચે છે.

અલીફાજ મુખ્યત્વે કરીને ઈશ્વરની પરિશુદ્ધતા પર ધ્યાન ખેંચે છે, અને એવું બતાવે છે કે ઈશ્વર બધાંનું ભલું ઇચ્છતાં પોતાનું રાજ્ય ચલાવે છે.

બિલ્દાદ જણાવે છે કે, ઈશ્વર સૃષ્ટિ ચલાવનાર છે, અને તે તો સૃષ્ટિ ચલાવવામાં સારા તથા ભુંડાનો ભેદ રાખે છે, એટલે ભલાની સાથે તે મમતાથી વર્તે છે, પણ ભુંડાઓની સાથે ન્યાયશાસનરૂપે વર્તે છે.

સોફાર તો ઈશ્વરની સર્વજ્ઞતા તરફ ધ્યાન ખેંચે છે, અને એવું બતાવે છે કે, સર્વજ્ઞ પ્રભુ માણસ પ્રત્યે વાજબી રીતે ચાલે છે.

૨) પરસ્પરનાં બીજાં ભાષણોમાં (એટલે અધ્યાય ૧૫–૨૧ માં) ઇશ્વર વિષેની વાત પડતી મુકીને માણસજાત તરફ ધ્યાન ખેંચેલું છે. માણસજાત પતિત થઇ છે માટે પ્રભુ એની સાથે શાસનમાર્ગે વર્તે છે, એવું કહીએ તો ચાલે કે આ બીજા વર્ગનાં ભાષણોમાં બોલનારાઓ આકાશનાં વાનાં પરથી પોતાની દૃષ્ટિ ફેરવીને પૃથ્વી પરનાં નિહાળે છે.

૩) પરસ્પરનાં ત્રીજાં ભાષણોમાં (એટલે અધ્યાય ૨૨-૩૧માં) પાપમાં પડેલી માનવજાત વિષે સામાન્ય વાત નથી, પણ ખાસ કરીને અયૂબ પ્રત્યેની વાત મળી આવે છે. અયૂબ પોતે મહાપાતકી હોવાથી તેના પર આટલી ભારે આફતો આવી પડેલી છે, એવું તહોમત ખુલ્લી રીતે મુકેલું છે.

## અયૂબના પુસ્તકનું પૃથક્કરણ.

A. અધ્યાય ૧, ૨. પ્રસ્તાવના.

I. ૧; ૧–૩. અયૂબ કે જેના પર ભારે હુમલો કરાય છે તે માણસ ઉસ દેશનો વતની હતો. તે દેશ યરદન નદીની પૂર્વે તથા અદોમની ઉત્તરે આવેલો છે. અયૂબ પોતે ધાર્મિક હતો, વળી તે આબાદી પણ પામેલો હતો. તેને સાત પુત્રો તથા ત્રણ પુત્રી થયાં હતાં, અને તે ઉપરાંત સાત હજાર ઘેટાં, ત્રણ હજાર ઊંટ, પાંચસેં ગધેડીઓ, તથા પાંચસેં જોડ બળદનો માલિક તે હતો.

II. ૧ ; ૪, ૫. એક દાખલો આપેલો છે કે જે પરથી અયૂબના કુટુંબમાંની ઐકયતા તથા સુખશાંતિ તથા અયૂબનો પોતાનો ભક્તિભાવ જણાય છે.

III. ૧ ; ૬–૧૨. પ્રભુની દરબારમાં શેતાને (એટલે વિરોધી કે સામાવાળાએ) અયૂબ પર એવું તહોમત મૂકયું કે અયૂબ કેવળ સ્વાર્થ પુરો પાડવાને માટે નીતિને ધોરણે ચાલે છે.

IV. ૧ ; ૧૩–૨૨. પ્રભુની પરવાનગીથી શેતાને અયૂબ પર સંકટ આણ્યાં, પણ અયૂબ વિશ્વાસમાં એવો ને એવો દૃઢ રહ્યો.

૧) ૧ ; ૧૪, ૧૫. શબાઇમ (=અરબ) લોકે બળદ તથા ગધેડાં તથા તેમના રખવાળોને માર્યાં.

૨) ૧ ; ૧૬. વિજળી પડવાથી ઘેટાં તથા તેમના રખવાળોનો નાશ થયો.

૩) ૧ ; ૧૭. કાસ્દીઓએ ઊંટ તથા તેમના રખવાળોને મારી નાખ્યાં.

૪) ૧ ; ૧૮, ૧૯. ભારે વાવાઝોડું આવ્યાથી અયૂબના પુત્રપુત્રીઓ વડા ભાઇના ઘરમાં મરણ પામ્યાં.

V. ૨ ; ૧–૧૦. ઉપલી બધી વાત ઉપરાંત શેતાને પ્રભુની પરવાનગી લઇને અયૂબના શરીર પર સંકટ આણ્યું, તેની સ્ત્રી (જે દીનાહ નામની?) તે તો અયોગ્ય વચન બોલી, પરંતુ અયૂબ વિશ્વાસમાં દૃઢ રહ્યો.

VI. ૨ ; ૧૧–૧૩. અયૂબના ત્રણ મિત્રો તેની સાથે શોક કરવા તથા તેને દિલાસો દેવા સારૂ તેની પાસે આવ્યા.

B. અધ્યાય ૩—૩૧. અયૂબ તથા તેના મિત્રો વચ્ચેનું સંભાષણ.

I. ૩ ; ૧–૨૬. અયૂબ પોતાના મિત્રોને આવેલા જોઇને શોકમાં ગરકાવ થવાથી બૂમ પાડી ઉઠયો કે મારૂં મોત વહેલું આવે તો સારૂં. એ દુઃખ ભરેલી બોલીમાં મુખ્યત્વે ત્રણ વાત આવે છે.

૧) ૩ ; ૧–૧૦. મારી માએ મારો ગર્ભ ધર્યો ન હોત તો સારૂં.

૨) ૩ ; ૧૧–૧૯. જન્મ પામતી વેળાએ હું મરણ પામ્યો હોત તો સારૂં.

૩) ૩ ; ૨૦–૨૬. જે હેરાન થએલા કંગાળ પુરૂષો મરવાનું ઇચ્છે છે તેઓને પ્રભુ શા માટે સજીવ રાખે છે?

II. ૪; ૧–૩૧; ૪૦. અયૂબને માથે આવેલા અનર્થ વિષે, તેમજ દુનિયામાં પ્રવર્તેલી સામાન્ય આફતો વિષે, અયૂબ તથા તેના ત્રણ મિત્ર વચ્ચે થએલો સંવાદ.

૧) ૪; ૧–૧૪; ૨૨. પરસ્પરનાં પહેલાં ભાષણો.

(૧) ૪; ૧–૫; ૨૭. અલીફાજનું પહેલું ભાષણ.

અ) ૪; ૧–૧૧. અયૂબ, તું પોતે યથાર્થ તથા પ્રમાણિક છે. તેં સંકટમાં પડેલા ઘણા માણસોને દિલાસો દીધો છે. હવે તું પોતેજ સંકટ સમયે આટલો બધો નિરાશ થાય છે, એથી મને અજાયબ લાગે છે.'

આ) ૪; ૧૨–૫; ૭. તું પ્રભુ વિરૂદ્ધ કચકચ કરે છે; સૃષ્ટ પ્રાણી તો અશુદ્ધ નીકળે, પણ પરિશુદ્ધ પરમેશ્વરની સામે કચકચ કરવાની હિમ્મત તું કેમ ધરે છે?

ઇ) ૫; ૮–૨૭. તારે બદલે મારા પર જો આવાં સંકટ આવ્યાં હોય તો હું પ્રભુની ગમ વિશેષ ફરૂં. સૃષ્ટિ ચલાવતાં પ્રભુ એકજ મનોર્થ પાર પાડે છે, એટલે બધાંનું હિત કરવાનો. માટે તારે સમજવું જોઇએ કે પ્રભુ તરફથી આવેલા શાસન દ્વારાએ વધતો આશીર્વાદ પ્રાપ્ત થાય છે.

(૨) ૬; ૧–૭; ૨૧. અલીફાજને આપેલો અયૂબનો પહેલો ઉત્તર.

અ) ૬; ૧–૧૩. હું કચકચ કરૂં છું ને નિરાશ પણ થયો છું, પણ એમ કરવાનાં કારણો નથી શું? શું હું વિના કારણે બોલું છું?

આ) ૬; ૧૪–૩૦. તમે દિલાસો આપવા આવ્યા છો ખરા, પણ તમારાં વચનો તો દિલગીરીનો વધારો કરાવે છે.

ઇ) ૭; ૧–૨૧, (પોતા પર આવેલો અનર્થ સંભારતાં તથા નિરાશ થતાં અયૂબ ફરી જુસ્સા સહિત કહે છે કે) પ્રભુ મારી સાથે આવી રીતે કેમ વર્ત્યો છે? (સરખાવો અયૂબ, ૩ જો અધ્યાય).

(૩) ૮ ; ૧–૨૨. બિલ્દાદ શૂહીનું પહેલું ભાષણ. (તે જ્ઞાન તથા તર્ક પર આધાર રાખીને બોલે છે, અને ઇતિહાસમાંથી દાખલાઓ કાઢે છે).

અ) ૮ ; ૧–૭. પ્રભુ સઘળા માણસોની સાથે એકજ ધોરણ પ્રમાણે ચાલે એવો નથી. તે ભલાઓની સાથે પ્રીતિથી વર્તે છે, પણ ભુંડાઓને તેમની ભુંડાઇનો બદલો ભરી આપે છે.

આ) ૮ ; ૮–૨૦. પ્રભુ નઠારાઓનો નાશ કરશેજ કરશે ; પુરાતન કાળના લોકોને એવોજ અનુભવ થયો હતો.

ઇ ) ૮ ; ૨૧, ૨૨. એ પરથી એવું અનુમાન થઈ શકે છે કે તારા અનર્થના દિવસો વિતી જશે અને છેવટે તું સુખશાંતિ પામશે (કારણ કે તું પ્રમાણિક છે, માઠું કરનારો નથી).

(૪) ૯ ; ૧–૧૦ ; ૨૨. બિલ્દાદને આપેલો અયૂબનો પહેલો ઉત્તર.

અ) ૯ ; ૧–૩૫. ઈશ્વર એટલો બધો સમર્થ તથા ભયયોગ્ય છે કે કોઈ પણ માણસ તેની આગળ વિવાદ ચલાવતાં પોતાનું નિર્દોષપણું સાબિત કરી શકે નહિ.

આ) ૧૦ ; ૧–૨૨. (અયૂબ બીજી વાર પ્રભુ આગળ વિનંતી કરતાં પુછે છે કે) તારા સ્વભાવમાં એવું શું શું છે કે જે પરથી હું મારા ભયંકર અનર્થનો યોગ્ય ખુલાસો કરી શકું ?

(૫) ૧૧ ; ૧–૨૦. સોફારનું કરેલું પહેલું ભાષણ.

અ) ૧૧ ; ૧–૬. થોડીએક ખાસ વાત કર્યાં બાદ સોફાર કહે છે કે જો તારી વિનંતી મુજબ યહોવાહ તને પ્રત્યક્ષ દેખાય અને તારી સાથે બોલે તો સારૂં, કેમકે ત્યારેજ ઈશ્વરના સર્વજ્ઞપણા વિષે તથા તારી પોતાની ખરી અવસ્થા વિષે તને ખાતરી થશે.

આ) ૧૧; ૭–૧૨. ઈશ્વરના જ્ઞાનની પ્રશંસા કરતાં કહે છે કે ઈશ્વર સર્વજ્ઞ હોવાથી માણસોનાં ગુપ્ત પાપો પણ જાણે છે, અને તેજ કારણ માટે તે તેઓના પર ઓચિંતી આફત આણે છે.

ઇ ) ૧૧; ૧૩–૨૦. પછી અયૂબને બોધ કરતાં કહે છે કે તારા મનમાં રાખેલી ભુંડાઈ મુકી દેવાનું કબુલ કર, તો ભવિષ્યમાં તું આબાદ તથા સુખી થશે.

(૬) ૧૨; ૧–૧૪; ૨૨. સોફારને આપેલો અયૂબનો પહેલો ઉત્તર.

અ) ૧૨; ૧–૨૫. ઈશ્વરના જ્ઞાન તથા પરાક્રમ વિષે અયૂબ તો પોતાના મિત્રો કરતાં વધારે જાણીતો છે, તેથી ઈશ્વરના આ બે ગુણનું વધારે સચિત્ર વર્ણન કરે છે.

આ) ૧૩; ૧–૨૨. અયૂબ પોતાના મિત્રોને કહે છે કે તમને તેમજ મને ઇશ્વરના જ્ઞાન તથા ડહાપણ વિષે ખાતરી છે, પણ એ ઉપરથી જે લાગુકરણ તમે કર્યું તે યોગ્ય નથી; હવે તો મારે મારી ફરિયાદ ઈશ્વર આગળ લઈ જવી જોઇએ.

ઇ ) ૧૩; ૨૩–૧૪; ૨૨. પ્રભુ આગળ અયૂબ પોતાની ફરિયાદ રજુ કરે છે.

(અ) ૧૩; ૨૩–૨૮. હે પ્રભુ, મારાં પાપની ગણના કેટલી છે, મારા પર જે ભારે સંકટ આવ્યું છે તેના પ્રમાણમાં મેં શું શું ભારે પાતક કીધાં છે? મને મારાં મહાપાપ જણાવ. (અયૂબ પોતાને તદ્દન નિષ્પાપી ગણતો નથી, ઉલટું તે પોતાની યુવાવસ્થાનાં પાપ કબુલ કરે છે).

(આ) ૧૪; ૧–૬. સ્ત્રીજન્ય મનુષ્યનાં લક્ષણ પર ધ્યાન ખેંચતાં કહે છે કે માણસ તો સંકટથી ભરપુર છે, તે તો બળહીન તથા ક્ષણભંગુર તથા સંકોચ પામે એવો પ્રાણી છે.

(ઇ) ૧૪; ૭–૧૨. સ્ત્રીજન્ય મનુષ્ય મરણ સમયે નાબુદ જેવો થાય છે. તેનો અંત વૃક્ષ કરતાં પણ વધારે શોકાતુર છે; મરણની ઊંઘ સદાની છે.

(ઈ) ૧૪; ૧૩–૧૫. અયૂબ આવો નાસ્તિક વિચાર કરતો હતો એટલામાં તેના મનમાં આશા ઉત્પન્ન થઈ કે આ લોકમાંથી વિદાય થયા બાદ પરલોકમાં માણસ હયાત ટકી રહેશે (એવી તેને ખાતરી તો નહિ પણ માત્ર અપેક્ષા છે).

(ઉ) ૧૪; ૧૬–૨૨. પરલોકમાંની હયાતી ભોગવવાની અપેક્ષા વિષે ટેકો આપતાં કહે છે કે ઇહલોકમાં પ્રભુ માણસની સાથે આયુષ્ય પર્યંત સખ્તાઇથી વર્તે છે, જેથી તેના શરીરમાં વેદના થાય છે અને તેનો આત્મા પણ શોકિત રહે છે.

૨) ૧૫; ૧–૨૧; ૩૪. પરસ્પરનાં બીજાં ભાષણો.

(૧) ૧૫; ૧–૩૫. અલીફાજનું બીજું ભાષણ.

અ) ૧૫; ૧–૧૬. અયૂબે પોતાના મિત્રોના અભિપ્રાયનો ધિક્કાર કર્યો હતો માટે તેને ઠપકો આપે છે.

આ) ૧૫; ૧૭–૩૫. જે માણસો પ્રભુને માનતા નથી તેમના મનમાં ઘણો ગભરાટ ઉત્પન્ન થાય છે અને તેમનો છેલ્લો અંત ભયંકર નીકળે છે.

(૨) ૧૬; ૧–૧૭; ૧૯. અલીફાજને આપેલો અયૂબનો બીજો ઉત્તર.

અ) ૧૬; ૧–૫. તમારાં આવાં ભાષણો સાંભળીને હું કંટાળી ગયો છું. તમે સર્વ એકનેએકજ ખાલી વાત બોલ્યાં કરો છો, અને તમારા બોલવામાં કંઈ વજન રહેલું નથી. તેથી તમારાં ભાષણો નકારવામાં મેં કંઇ ખોટું કીધું નથી.

આ) ૧૬; ૬–૧૭. (હવે અયૂબ પોતાની ખરાબ હાલત સમજીને બોલે છે) જો કે હું પોતે નિર્દોષ છું તો પણ ઈશ્વર તથા માણસ સંપીલા થઇને મારી પુઠે લાગે છે.

ઇ) ૧૬ ; ૧૮-૧૭ ; ૯. જો કે નિર્દોષ છતાં મારે મરવું પડે તો પણ હું ઈશ્વરની વિનંતી કરીશ કે તે મને નિરપરાધી ઠરાવે, અને છેવટે મારૂં નિર્દોષપણું પ્રગટમાં દેખાડે. વળી એવું થશેજ એ સંબંધીની કંઇક નિશાણી અગાઉથી જણાવે.

ઈ) ૧૭ ; ૧૦-૧૬. મારે થોડી મુદતમાં પ્રભુના મારથી મરવું પડશે. આ લોકમાં આબાદી તથા સુખ-શાંતિ પામવાની આશા ત્યાગીને મારે મારા દુઃખમાંજ ડુબવું પડશે.

(૩) ૧૮ ; ૧-૨૧. બિલ્દાદનું બીજું ભાષણ.

અ) ૧૮ ; ૧-૪. અયૂબના છેલ્લા ભાષણમાં નાખુશી ઉપજાવનાર કેટલીક વાત હોવાથી બિલ્દાદને માઠું લાગ્યું.

આ) ૧૮ ; ૫-૨૧. તેથી તે જણાવે છે કે પાપી માણસનો અંત નિશ્ચય દુઃખદાયક છે.

(અ) ૧૮ ; ૫-૭. પાપીઓનો દીવો હોલવાઇ જશે, એ સામાન્ય નિયમ છે.

(આ) ૧૮ ; ૮-૧૧. પાપી માણસની પડતી દિન-પ્રતિદિન વધતી જાય છે.

(ઇ) ૧૮ ; ૧૨-૧૪. અને છેવટે પાપીઓનો અંત વિશેષ ભયંકર થશે.

(ઈ) ૧૮ ; ૧૫-૧૭. પાપીઓનું નામ તેમજ તેમનું સંતાન નાબુદ થશે.

(ઉ) ૧૮ ; ૧૮-૨૧. પાપીનો અંત સંભારતાં લોકોને કંટાળો તથા થરથરાટ ઉપજશે.

(૪) ૧૯ ; ૧-૨૯. બિલ્દાદને આપેલો અયૂબનો બીજો ઉત્તર.

અ) ૧૯ ; ૧-૬. તમારાં ભાષણ સાંભળીને હું થાકી ગયો છું ; વળી તમારાં કરેલાં અનુમાન હું કબુલ કરી શકતો નથી. ઈશ્વરે અન્યાય કરીને મારા પર આટલા બધા અનર્થ મોકલ્યા છે.

આ) ૧૯ ; ૭-૧૨. ઈશ્વરે મને ત્યાગી દીધો છે, અને મારા પર તે ભયંકર વેરભાવ દેખાડે છે.

ઇ) ૧૯ ; ૧૩–૨૨. માણસોએ પણ મને મુકી દીધો છે : તેઓ મારાથી અલગ રહેવાને ચાહે છે. એ બધું કરાવનાર પ્રભુ પોતે છે.

ઈ) ૧૯ ; ૨૩–૨૭. હવે પછી વર્તમાન કાળ સંબંધી મારામાં કશી આશા રહી નથી. કેવળ ભવિષ્ય કાળ તરફ જોતાં આશા ઉત્પન્ન થાય છે. મારી આટલી માગણી છે કે, "હું નિર્દોષ છું" એવું મારૂં પ્રતિવચન ખડક પર કોતરવામાં આવે. તથાપિ ઈશ્વરે મને તજી દીધો છે તેથી મને વિશેષ ખેદ થાય છે, છતાં એવો એક દિવસ આવશે કે જ્યારે ઈશ્વર પંડ મને ન્યાયી ઠરાવશે. ત્યારે તો હું શાંતિએ તેને મોઢેમોઢ જોઇશ.

ઉ) ૧૯ : ૨૮, ૨૯. અયૂબ પોતાના ભાષણની સમાપ્તિમાં પોતાના મિત્રોને ટુંકું ધમકીવચન આપે છે.

(૫) ૨૦ : ૧–૨૯. સોફારનું બીજું ભાષણ.

પાપી માણસની આબાદી અલ્પકાળિક છે. પાપ મુખમાં મીઠું લાગે ખરૂં, પણ પેટમાં તો તે સાપના ઝેર સમાન કડવું છે.

અ) ૨૦ ; ૧–૩. સૃષ્ટિ ચલાવવામાં પ્રભુનાં જે જે ધોરણો પ્રગટ થયાં છે તે તે સમજવાનું અયૂબને મન નહોતું. તે તો આંધળા જેવો અથવા આંખ મિચીને ચલાવનાર જેવો માલમ પડ્યો, માટે સોફારને માઠું લાગ્યું.

આ) ૨૦ ; ૪–૧૧. પાપીઓની આબાદીનો દિવસ થોડી વારમાં વહી જનાર છે.

ઇ) ૨૦ ; ૧૨–૨૨. ભુંડા માણસોનાં પાપજ તેમને જતે દહાડે સજારૂપ નીકળે છે.

ઈ) ૨૦ ; ૨૩–૨૯. પાપી માણસોનો જે અતૃપ્ત લોભ તે તો છેવટે તૃપ્તિ પામશે. તેમના પર પુષ્કળ ન્યાયશાસન પ્રભુ પાસેથી આવી પડશે.

(૬) ૨૧ ; ૧–૩૪. સોફારને આપેલો અયૂબનો બીજો ઉત્તર.

ભુંડા લોકોની આબાદી સર્વત્ર દેખાય છે, એ મર્મના સંબંધમાં તકરાર કે વાંધો.

અ) ૨૧ ; ૧–૬. મારા મિત્રો, મારૂં સાંભળો, પછી તમે ભલે મને મેણાં મારો. મારે માણસ વિરૂદ્ધ કંઈ કહેવું નથી, પણ ઈશ્વર વિરૂદ્ધ કહેવું છે. એ વાતનો વિચાર કરતાં મારૂં શરીર થરથરે છે, અને મારૂં ભાષણ સાંભળ્યા બાદ તમે પણ સ્તબ્ધ થઈ જશો.

આ) ૨૧ ; ૭–૨૧. જો પ્રભુ ખરેખર દુનિયાનો નિયંતા છે તો દુષ્ટ માણસોની થતી આબાદી વિષે તમે શો ખુલાસો આપશો ?

(અ) ૨૧ ; ૭–૧૬. ભુંડા માણસો જાણી જોઈને અધર્મીપણું કરે છે, અને બીજાઓને ઈશ્વરથી દૂર રહેવાને સમજાવે છે, છતાં તેઓ આયુષ્યભર આબાદી ને આબાદી પામે છે, અને તેઓ શાંત રહીને મરી જાય છે. એમ કેમ ?

(આ) ૨૧ ; ૧૭–૨૧. ભુંડા માણસ પર અનર્થ આવી પડ્યો હોય એવો દાખલો તો ભાગ્યેજ મળી આવે.

ઇ ) ૨૧ ; ૨૨–૨૬. તમે એ વાત પર ધ્યાન આપવા ચહાતા નથી. સૃષ્ટિમંડળ ચલાવવાને ઈશ્વરથી ઠરાવેલાં જે ધોરણ છે તે ન ગણકારતાં તમે પોતેજ બીજું ધોરણ કલ્પી કાઢો છો, અને એમ કરવાથી તમે પોતાને ઈશ્વર કરતાં વધારે જ્ઞાની તથા ડાહ્યા ઠરાવો છો. પ્રભુ તો પોતાની મરજી મુજબ દરેકને તેનો ખાસ હિસ્સો વહેંચી આપે છે.

ઈ) ૨૧ ; ૨૭–૩૪. તમે કહો છો કે, તારાં પાપને લીધે તારા પર આ અનર્થ આવી પડ્યા છે, પરંતુ તમારૂં આ બોલવું વ્યર્થ છે. દેશાટન કરવાથી જેઓ અનુભવી થયા તે માણસો જાણે છે કે, નાશને વખતે ભુંડાઓ બચી જાય છે.

૩) ૨૨ ; ૧–૩૧ ; ૪૦. પરસ્પરનાં ત્રીજાં ભાષણો.

(૧) ૨૨ ; ૧–૩૦. અલીફાજનું ત્રીજું ભાષણ.

એમાં અયૂબ પર ભારે અનાચાર કર્યાનું તહોમત મુક્યું છે.

અ) ૨૨; ૧–૫. ઈશ્વર માણસથી એટલો બધો ચઢીઆતો છે કે માણુસ તરફથી કાંઈ પણ વાત તેની હજુરમાં પહોંચી શકે નહિ, તેથી માણુસ સાથેની વર્તણુકમાં ઈશ્વરને કોઈ પણ જાતનો સ્વાર્થ હોઇ શકે નહિ. ઈશ્વર દરેક માણુસ સાથે તેની કરણી પ્રમાણે વર્તે છે. ઈશ્વરે તારા પર આટલા બધા અનર્થ આણ્યા છે, એનું કારણ એજ કે તું પોતે સજાપાત્ર છે.

આ) ૨૨; ૬–૯. જે તારાં પાપ, જેવાં કે નિર્દયપણું, લોભ, અધિકારનો ગેરઉપયોગ, ઇત્યાદિનાં પાપ.

ઇ) ૨૨; ૧૦, ૧૧. એટલાજ માટે તારા પર આવાં ભારે સંકટ આવી પડ્યાં છે. અને પ્રભુના પાશમાં તું સપડાઇ ગયો છે.

ઈ) ૨૨; ૧૨-૨૦. પ્રભુ દુનિયાથી આઘે રહે છે અને માણુસની વર્તણુક સંબંધી બેદરકાર છે, એવું ધારીને તેં આવાં પાપ કર્યાં હશે.

ઉ) ૨૨; ૨૧-૩૦. હવે તું ઈશ્વરની સાથે સલાહ કર. તેની સાથે પુનર્મિલાપ થવાથી તું પુનસ્થાપિત તથા ફરી આબાદ થશે.

(૨) ૨૩; ૧—૨૪; ૨૫. અલીફાજને આપેલો અયૂબનો ત્રીજો ઉત્તર, એટલે પ્રભુ સૃષ્ટિ ચલાવતાં નીતિને ધોરણે વર્તે છે એવું માલુમ પડતું નથી.

અ) ૨૩; ૧–૧૭. ઈશ્વરે મારા પર જે આફત મોકલી છે તેમાં તે અન્યાયી જણાય છે.

(અ) ૨૩; ૧—૭. હું મારો મુકરદમો પ્રભુની ન્યાયદરબાર આગળ રજુ કરવા ઇચ્છું છું.

(આ) ૨૩; ૮–૧૨. ઈશ્વર હમેશાં આંખ આડા કાન કરતો જણાય છે. હું તેની પાસેથી ન્યાય મેળવવા આવ્યો છું, એ જોઇને તે આઘો જતો રહે છે.

(ઇ) ૨૩; ૧૩-૧૭. અવિકારી મનોર્થવાળા ઈશ્વરે મારૂં સત્યાનાશ કીધું છે.

આ) ૨૪; ૧–૨૫. મારી સાથેની વર્તણુકમાં તેમજ સર્વ લોકોની સાથેની સામાન્ય વર્તણુકમાં ઇશ્વર ન્યાયી જણાઇ આવતો નથી.

(અ) ૨૪; ૩—૧૨. જુલમગાર અધિકારીઓ ગરીબ પર જુલમ કરે છે, અને પ્રભુ તે વિષે બેદરકાર રહે છે.

(આ) ૨૪; ૧૩-૨૫. ખુની, વ્યભિચારી, લુટારા એઓ દુરાચાર કર્યાં કરે છે તો પણ પ્રભુ તરફથી તેમના પર શિક્ષા આવતી નથી, અને એવા દુરાચારીઓ મરી જાય ત્યારે તેમનું મરણ શાંતિમાં થાય છે.

(૩) ૨૫; ૧—૬. બિલ્દાદનું ત્રીજું ભાષણ.

પ્રભુ પોતાના ઉંચસ્થાનમાં રહેનાર દેવ છે, તેનું પરાક્રમ સર્વત્ર વ્યાપી રહ્યું છે. તારાઓ પણ તેને આધીન રહે છે. ઇશ્વર એટલો બધો પરિશુદ્ધ છે કે ચંદ્ર તથા તારાઓ તેની દૃષ્ટિમાં મલિન છે, તો કીડા સમાન માનવપુત્ર કેમ કરીને સ્વચ્છ જણાય? ઇશ્વરની સાથે મનુષ્યની તુલના થઇ શકે નહિ.

(૪) ૨૬; ૧—૧૪. બિલ્દાદને આપેલો અયૂબનો ત્રીજો ઉત્તર.

અ) ૨૬; ૧—૪. મને લાગુ પડે નહિ એવી ઘણી વાત તું બોલ્યો છે.

આ) ૨૬; ૫–૧૪. ઇશ્વરના મહત્ત્વ વિષે તો તારી માફક હું પણ બોલી શકું છું.

(અ) ૨૬; ૫, ૬. અદૃશ્ય લોકમાં પ્રભુનું મહત્ત્વ દીપે છે.

(આ) ૨૬; ૭–૧૩. તેમજ ઉપલાં ભુવનોમાં તથા ગગનમાં તથા પૃથ્વી તળેના સમુદ્રમાં પ્રભુનો ગૌરવ દેખાય છે.

(ઇ) ૨૬; ૧૪. આ તો તેના માર્ગોનું માત્ર ઉપલકજ બ્યાન છે; તેના સામર્થ્યનો ધડાકો તો કેટલો મોટો હશે?

(પ) ૨૭; ૧—૩૧ : ૪૦. સોફાર બોલવાને ઉભો ન થયો માટે અયૂબ હજી બોલતો રહ્યો.

અ) ૨૭; ૧—૬. હું નિર્દોષજ છું, એવું ગંભીર પ્રતિવચન પ્રભુ આગળ બોલે છે.

આ) ૨૭ : ૭–૨૩. પાપી માણુસની હાલતનો ચિતાર.

(અ) ૨૭ : ૭–૧૦. પાપીઓ સંકટ તથા મરણુ સમયે ગભરાએલા જણાય છે.

(આ) ૨૭: ૧૧-૨૩. પ્રભુથી પાપીઓનો ખુલ્લો ભયંકર નાશ થાય છે.

ઇ) ૨૮ : ૧—૨૮. માણુસથી જ્ઞાન પ્રાપ્ત થઇ શકે નહિ.

(અ) ૨૮ ; ૧–૧૪. ખાણુમાં સંતાઇ રહેલાં ઘરેણાં, મૂલ્યવાન પત્થર. ને લોહું ખોદી બહાર કઢાય.

(આ) ૨૮ ; ૧૫-૨૨. પણ એ વાનાંઓ વડે જ્ઞાનની ખરીદી થતી નથી. એઓ બધાં મળીને પણ જ્ઞાનની તુલનામાં આવી શકે નહિ. અદૃશ્ય લોકમાં પણ જ્ઞાનનો કશો પત્તો લાગતો નથી.

(ઇ) ૨૮ : ૨૩-૨૮. જ્ઞાન તો કેવળ ઈશ્વરમાંજ મળે છે, જે ઈશ્વર સૃષ્ટિ સૃજનાર છે તેનામાંજ. યહોવાહનું ભય તેજ જ્ઞાન છે, અને દુષ્ટાઇથી દૂર થવું એજ બુદ્ધિ છે.

ઈ) ૨૯ ; ૧–૩૧ ; ૪૦. અયૂબ પોતાની દુઃખી હાલત વર્ણવે છે, પરંતુ એવી હાલત હોવાનું કારણુ તે બતાવી શકતો નથી.

(અ) ૨૯ ; ૧–૨૫. પૂર્વકાળની સુખી હાલતનું સ્મરણુ કરતાં અયૂબને ખેદ ઉપજે છે.

(આ) ૩૦ ; ૧–૩૧. મારો સુખનો વખત વહી ગયો છે, અને હાલમાં તો હું હેરાન થઈ ગયો છું. મારી ચાલુ સ્થિતિ છેક દુર્દશા ભરેલી છે.

(૪) ૩૧ ; ૧–૪૦. પરંતુ સુખને બદલે દુઃખ અને આબાદીને બદલે દુર્દશા થવાનું શું કારણ હશે, એ મને માલમ નથી. એવી દુર્દશાના પ્રમાણમાં મેં ભારે પાપ કીધાં નથી. પ્રભુ મને આ સંકટો આપવાનું કારણ જણાવો.

૯. અધ્યાય ૩૨—૩૭. અલીહૂનાં ચાર ભાષણ.

અલીહૂને ગુસ્સો ઉત્પન્ન થયો, કેમકે—

(૧) અયૂબે પોતાને ન્યાયી ઠરાવતાં પરમેશ્વરને અન્યાયી ઠરાવ્યો.

(૨) પરમેશ્વર વિરૂદ્ધ કચકચ કરવાનું કંઈ પણ ખરૂં કારણ નહોતું, એ બાબત અયૂબના ત્રણ મિત્રોએ જોઇએ તેવી સાબિતી આપી નહોતી, તેથી આ ત્રણ જણ ઉપર પણ અલીહૂને ગુસ્સો ચઢયો.

અલીહૂ માત્ર એટલુંજ કહેવા ચહાતો હતો કે ઇશ્વર તદ્દન ન્યાયી છે, અને એ સિદ્ધાંત સાબિત કરવા સારૂ તેણે ચાર ભાષણ કીધાં. પેલા ત્રણ મિત્રની માફક અલીહૂ તો અયૂબની જીવવૃત્તિ વિષે કે રહેણીકહેણી વિષે કંઈ દોષ કાઢતો નથી, પણ સામાન્ય બોધને ધોરણે તર્ક ચલાવતાં દલીલ કરે છે કે કોઈ પણ માણસ ઇશ્વરમાં ખામી કાઢી શકેજ નહિ.

I. ૩૨ ; ૧–૨૨. અલીહૂ તે કોણ એ વિષે ખબર આપેલી છે. પછી એજ અલીહૂ જુવાને શા કારણ માટે તપી જઇને વાદવિવાદમાં ભાગ લીધો તે જણાવે છે.

II. ૩૩ ; ૧–૩૭ ; ૨૪. અલીહૂનાં ચાર ભાષણ.

૧) ૩૩ ; ૧–૩૩. અયૂબને આપેલો અલીહૂનો પહેલો ઉત્તર. અયૂબે એવો વાંધો કાઢયો હતો કે, પ્રભુ કેવળ પોતાની મરજી મુજબ મારા પર દુશ્મનાઈ રાખે છે, અને મારૂં દોષનિવારક ભાષણ સાંભળવા ચહાતો નથી ; તેથી અલીહૂ તેને કહે છે કે પ્રભુ એવો નથી. પ્રભુ તો અનેક રીતિએ બોલે છે, જેમકે સંકટદ્વારાએ, દૂતોદ્વારાએ, સ્વપ્નદ્વારાએ. પ્રભુ માણસ કરતાં ઉત્તમ છે, માટે તેના વિષે કોઇ માણસે કાંઇ પણ અયોગ્ય કલ્પના કરવી ન જોઇએ.

૨) ૩૪ ; ૧–૩૭. અયૂબને આપેલો અલીહૂનો બીજો ઉત્તર.

અયૂબે કહ્યું હતું કે ઈશ્વરે કારણ વિના ગેરવાજબી રીતે મારા પર આફત આણી છે. અલીહૂ જણાવે છે કે સર્વોત્તમ સૃષ્ટિકર્તા તથા સૃષ્ટિનિયંતા ઈશ્વર અન્યાય કે ગેરવાજબીપણું કરેજ નહિ. અધિકાર ચલાવવાનો મુખ્ય પાયો ન્યાય છે, શું ન્યાયી ઈશ્વર અન્યાયીપણું કરે?

૩) ૩૫ ; ૧–૧૬. અયૂબને આપેલો અલીહૂનો ત્રીજો ઉત્તર.

અયૂબે કહ્યું હતું કે માણસને પવિત્રાઈ કરતાં પાપ વધારે હિતકર છે. તેના જવાબમાં અલીહૂ કહે છે કે માણસ પાપી હોય કે પવિત્ર હોય તેમાં પ્રભુને શું? માણસની સારી નરસી વર્તણૂકની અસર બીજાં માણસોને થાય ખરી, પણ એમાં પ્રભુને શું નફો તોટો છે? જુલમ ભોગવનાર માણસ પ્રભુને હાંક મારે છે, પણ તેને કદી ઉત્તર મળે નહિ, એમ કેમ? પશુના જેવા તેઓ પણ પીડા પામતાં બૂમ પાડે, પણ પ્રભુ પર વિશ્વાસ રાખ્યા વિના તેને હાંક મારે છે. જે દેવ અમારો સૃજનાર છે તે કયાં? એવો કોઇ સવાલ તેઓ પુછે નહિ. પોતા પરના જુલમ થયાને લીધેજ તેઓ પોકાર કરે છે.

૪) ૩૬ : ૧–૩૭ : ૨૪. અયૂબને આપેલો અલીહૂનો ચોથો ઉત્તર.

(૧) ૩૬ ; ૧–૧૫. માણસો પર સંકટ મોકલતાં પ્રભુ પોતાનો શુભ હેતુ પુરો પાડે છે, તે એ કે સંકટ સમયે માણસ બોધને કાન ધરે.

(૨) ૩૬ ; ૧૬–૨૫. માટે અયૂબને બોધ કરતાં અલીહૂ કહે છે કે, બીજા માણસો સાથે મળીને તું પણ ઈશ્વરની પ્રશંસા કરવા માંડ.

(૩) ૩૬ ; ૨૬–૩૭; ૧૩. કુદરતમાં ઈશ્વરનું મહત્ત્વ તથા અશોધ્યપણું જણાય છે. જુઓ વરસાદનાં ગોળ આકારનાં ટીપાં કોણ ઘડે છે? ગરજના તથા વિજળી કોણ ઉપજાવે છે? વાદળાં તથા મેઘને કોણ હલાવે છે? બરફ તથા હિમનો બનાવનાર કોણ છે?

(૪) ૩૭ ; ૧૪–૨૪. અયૂબને વિનંતીપૂર્વક કહે છે કે, કુદરતના આટલા બધા ચમત્કાર દેખીને તારે પ્રભુના મહત્ત્વ આગળ નમવું જોઇએ. પ્રભુ તો અશોધ્ય છે, આકાશનાં વાદળાંનો પ્રકાશ જોઇને ચકિત થઇ જનાર માણસ કેમ કરીને ઇશ્વરને ઘેરનારો ગૌરવ જોઇ શકે ? માટે સર્વ માણસે ઇશ્વરનો ભય રાખવો. જેઓ પોતાને અક્કલમંદ ગણે છે તેઓને પ્રભુ ગણકારતો નથી.

D. અધ્યાય ૩૮ ; ૧—૪૨ : ૬. પ્રભુ વંટોળિયામાંથી પોતાની વાણી બે વાર સંભળાવે છે.

I. ૩૮ ; ૧—૪૦ ; ૨. અયૂબને આપેલો પ્રભુનો પહેલો ઉત્તર.

મરણાધીન જન ઇશ્વર સામે લડી શકે શું? અથવા તેની સામે લડવું એ લાયક છે શું ?

૧) ૩૮ ; ૧–૩૮. અચેતન વસ્તુમાત્રમાંથી દાખલાઓ કાઢીને (જેમકે પૃથ્વીમાંનાં તેમજ આકાશમાંનાં વાનાંઓથી) બતાવ્યું છે કે, પ્રભુનું મન મહામોટું છે. પ્રભુની સાથે સરખાવતાં માણસ તો છેક જૂજ તથા અધમ છે.

૨) ૩૮ ; ૩૯—૪૦ ; ૨. સચેતન પ્રાણીમાત્રમાંથી કેટલાએક દાખલા બતાવીને એનેએજ બોધ આપ્યો છે.

II. ૪૦ ; ૩—૫. પ્રભુના સાદથી અયૂબ પર થએલી અસર.

અયૂબ યહોવાહને કહે છે કે, હવે પછી હું તારી આગળ છાનો રહીશ અને લડીશ નહિ.

III. ૪૦; ૬—૪૧ ; ૩૪. અયૂબને આપેલો પ્રભુનો બીજો ઉત્તર.

શું સૃષ્ટિમંડળ ચલાવનાર ઇશ્વર કોઇ માણસ સાથે અન્યાય કરે ?

૧) ૪૦ ; ૬–૧૪. અયૂબને કહે છે કે સૃષ્ટિ ચલાવવામાં હું અન્યાય કરૂં છું એવું તહોમત તેં મારા પર મુકયું હતું, તો હવે તું પોતે ઇશ્વરી લક્ષણ ધારણ કર, અને મારે બદલે તું સૃષ્ટિને ચલાવ.

૨) ૪૦ ; ૧૫—૪૧ ; ૩૪. ઇશ્વરથી સૃજાએલાં બે મહાભારત જાનવરનું સવિસ્તર વર્ણન કર્યું છે.

(૧) બહેમોથ = ગેંડો ; (૨) લિવ્યાથાન = મગર.

૫

IV. ૪૨ ; ૧—૬. અયૂબ યહોવાહને કહે છે કે, હવે મને ખાતરી થઇ છે કે, પરાક્રમ તથા મહત્ત્વ એકલાં તારાંજ છે. મેં પોતાની આંખે તને દીઠો છે, માટે હું પોતાને કંટાળીને ધૂળ તથા રાખમાં બેસી પશ્ચાત્તાપ કરૂં છું.

[ટીકા—જ્યારે પ્રભુ ગભરાટમાં પડેલા માણસને બોધ આપે છે ત્યારે તેના મગજને શાંતિ વળે એવો ખુલાસો ન આપતાં પ્રભુ બીજી રીતિએ શાંતિ પમાડે છે. ગભરાટનાં માર્મિક કારણો ઘણુંકરીને પ્રગટ કરે નહિ. એઓ તો ગુપ્ત અને ગુપ્ત હજી રહે. એમ છતાં હેરાન થએલા માણસના મનમાં એવી ખાતરી ઉપજાવે છે કે પ્રભુ પોતે આઘે રહે એવો નથી, અને માણસને હેરાન કરનારી જે બધી બાબતો તે પ્રભુની જાણ બહાર નથી. પ્રભુ તો આપણું બધું જાણે છે, અને હમેશાં આપણી પાસે ને પાસે હાજર રહે છે. વળી સંદેહમાં પડેલા માણસ પાસે આવીને પ્રભુ તેને કહે છે કે, "હું છું, બી મા." બાળક એકાએક કંઇ અવાજ કે બૂમ સાંભળીને ગભરાય અને રડવા પણ લાગે, એવામાં તેની મા તેની પાસે દોડીને આવે છે, ત્યારે શું પોતાના બાળકને બૂમનું કારણ સમજાવવા પ્રયત્ન કરે? ના, એવું તો બિલકુલ કરે નહિ, પણ પોતાના બાળકને ઉંચકીને છાતી સરસ દાબે છે. એટલામાં બાળક તરત શાંત થઇ જાય છે. બૂમ શાથી ઉત્પન્ન થઇ એ વાતનો ખુલાસો બાળકને મળ્યો નથી, તેણે તો માત્ર એટલુંજ જાણ્યું કે મારી મા મારી પાસે છે, અને હું તેના ખોળામાં છું. એટલુંજ જાણીને તેને શાંતિ વળી.

હવે અયૂબને પણ એવો અનુભવ મળ્યો. તેને દેવનું દર્શન થયું, અને દેવ હાજરાહજુર છે એવી ખાતરી ઉત્પન્ન થઇ કે તરત અયૂબના મનના બધા સંદેહ નીકળી ગયા, અને તેનું હૃદય આનંદથી ઉભરાઇ ગયું. વળી પ્રભુ વિષે જે અયોગ્ય ધારણાઓ તેણે રાખી હતી તેને લીધે પોતા પ્રત્યે કંટાળો ઉપજે છે, અને ટાટ તથા રાખમાં બેસીને પસ્તાય છે. તેના ગભરાટનો કશો ખુલાસો તેને મળ્યો નહોતો ખરો, પરંતુ મારો પ્રભુ જે ખરેખર મહા પરાક્રમી છે તે મારી પાસે નિરંતર રહે છે, એવી તેને ખાતરી થઇ કે તરત મનને સંતોષ તથા શાંતિ પ્રાપ્ત થઇ].

E. અધ્યાય ૪૨ ; ૭—૧૭. સમાપ્તિવચન.

I. ૪૨ ; ૭—૯. યહોવાહે અયૂબને કહ્યું કે, તારા મિત્રો મારા સંબંધી અઘટિતવચન બોલ્યા છે, માટે તેઓને સારૂ તારે વિનંતી કરવી, રખેને તેઓ પર શાસન આવી પડે.

II. ૪૨ ; ૧૦—૧૭. અયૂબ પહેલા કરતાં બમણો આબાદ થયો.

ચૌદ હજાર ઘેટાં, ૭ હજાર ઊંટો, એક હજાર જોડ બળદ, અને એક હજાર ગધેડીઓ, એટલી બધી તેની મિલકત વધી ગઇ. વળી તેને સાત પુત્ર તથા ત્રણ પુત્રી થયાં, અને તે ફરીથી મિત્રોની પાસેથી પ્રશંસા પામ્યો. તેણે એક સો ને ચાળીસ વરસનું આયુષ્ય ભોગવીને પોતાના પુત્રો તથા પુત્રોના પુત્રો, હા, ચાર પેઢીઓ, જોઇ. એમ અયૂબ સંપૂર્ણ વૃદ્ધ વયે મરણ પામ્યો. "તમે અયૂબની સહનતા વિષે સાંભળ્યું છે, ને પ્રભુથી જે પરિણામ થયો તે તમે દીઠો છે કે પ્રભુ ઘણો દયાળુ તથા કૃપાવાન છે," યાકૂબ ૫ ; ૧૧.



# ગીતશાસ્ત્ર.

## ગીતશાસ્ત્રનાં નામ વિષે.

હેબ્રી ભાષામાં ગીતશાસ્ત્રને સેફર ટહિલ્લીમ કહે છે, એટલે સ્તોત્રશાસ્ત્ર કે સ્તવનપુસ્તક, એમ છતાં પણ ગીતશાસ્ત્રમાં એકજ ગીતને મથાળે સ્તવન ગીત એવું નામ આવેલું છે (ગીત ૧૪૫). તો પણ સ્તોત્રશાસ્ત્ર આ નામ યોગ્ય જણાય છે, કેમકે ઝરૂબ્બાબેલના મંદિરમાં આ ગીતશાસ્ત્રનો ઉપયોગ કરીને સ્તવન સેવા ચલાવતા હતા. તેથી સ્તવનશાસ્ત્ર કે સ્તોત્રશાસ્ત્ર એ નામ આ પુસ્તકને બરોબર બેસતું આવે છે, હા, આ શાસ્ત્રમાંનાં બધાં ગીતો વાંચીએ તો માલુમ પડશે કે તેઓમાં મુખ્યત્વે કરીને સ્તોત્રરૂપ કે ઉપકારસ્તુતિરૂપ લક્ષણ વિશેષ જણાઇ આવે છે. ગીતશાસ્ત્રમાંનાં છેલ્લાં ગીતોમાં એ સ્તોત્રરૂપ લક્ષણ ખરેખર દીપતું આવે છે. ૧૪૬-૧૫૦ સુધીનાં જે છેલ્લાં પાંચ ગીત છે તેઓમાં પહેલામાં પહેલો તેમજ છેલ્લામાં છેલ્લો શબ્દ હાલેલૂયાહ છે, એટલે યહોવાહની સ્તુતિ કરો. સ્તોત્રશાસ્ત્રની સમાપ્તિને વાસ્તે એવો શબ્દ વિશેષ લાયક લાગે છે.

બીજું એક નામ ગીતશાસ્ત્રને આપવામાં આવ્યું છે, એટલે ટફિલ્લોથ, જેમકે ૭૨ ; ૨૦ માં એવું નામ મળી આવે છે. ટફિલ્લોથ નામનો અર્થ "પ્રાર્થનાઓ" છે. આખા ગીતશાસ્ત્રમાં એ નામનાં માત્ર પાંચજ ગીત છે, એટલે ૧૭, ૮૬, ૯૦, ૧૦૨, ૧૪૨. વળી આ નામ પણ તમામ પુસ્તકને આપવું યોગ્ય છે, કેમકે માણસનું મન સંસારસાગરમાંથી નીકળીને પ્રભુની સાથે મિલાપ કરે છે ત્યારે જે સ્તોત્ર થાય છે તેમાં પ્રાર્થના પણ નિશ્ચે રહેલી જણાશે.

સપ્તતિ ભાષાંતરમાં ગીતશાસ્ત્રને "પ્સાલ્મૉઇ" કહે છે, કે જે નામનો અસલ અર્થ તારવાળાં વાજીંત્રથી થતી વાણી કે સાદ એવો છે. પછી આ નામનો બીજો અર્થ નીકળ્યો એટલે એવાં વાજીંત્ર વગાડતાં જે ગીત ગાવામાં આવે છે તે. પ્સાલ્મૉઇ યુનાની ભાષાનો શબ્દ છે, પણ તેની સાથે મળતા અર્થનો હેબ્રી શબ્દ એટલે મિઝમોર. એજ મિઝમોર નામ તો ઓછામાં ઓછાં ૭૨ ગીતોને મથાળે આવે છે.

## ગીતશાસ્ત્ર હેબ્રી જુના કરારના કિયા ભાગમાં દાખલ કરેલું છે?

જુના કરારના મોટા ત્રણ ભાગ પાડ્યા છે, (૧) તોરાત એટલે મુસાનું નિયમશાસ્ત્ર, (૨) નબીઇમ એટલે ભવિષ્યવાદીઓનાં પુસ્તકો, (૩) કતુબીમ એટલે કિતાબો કે પવિત્ર લખાણો. આ ત્રીજા ભાગમાં ગીતશાસ્ત્ર સમાએલું છે. ઉપલા ત્રણ ભાગ વિષેની કંઇક સુચના લુક ૨૪ ; ૪૪ માં હાથ આવે છે.

ઘણાખરા હેબ્રી હસ્તલેખોમાં "પવિત્ર લખાણુ" નામના ભાગમાં દાખલ કરેલું પહેલું પુસ્તક ગીતશાસ્ત્ર છે, તે પછી દૃષ્ટાંતવચન, અને તે પછી અયૂબનું પુસ્તક આવે છે, એ પ્રમાણેની ગોઠવણ છે. આ ત્રણે કાવ્ય પુસ્તકોને "કતુબીમ રિશોનીમ," એટલે "આગલાં પવિત્ર લખાણુ," કહે છે. બીજો જે પેટાભાગ છે, તેમાં પાંચ પુસ્તક આવેલાં છે, જેમને હેબ્રી ભાષામાં "મગિલ્લોત," પણ ગુજરાતીમાં "ઓળિયાં," કહે છે, એટલે ગીતોનું ગીત, રૂથ, વિલાપ, સભાશિક્ષક, અને એસ્તેર. બાકી રહેલા ત્રીજા પેટાભાગમાં દાનીયેલ, એઝરા + નહેમ્યાંહ, અને ૧ લું + ૨ જું કાળવૃત્તાંત સમાએલાં છે, જેમને "પાછલા લખાણનાં પુસ્તકો" કહે છે.

## ગીતશાસ્ત્રના વિભાગ.

ગીતશાસ્ત્રમાં પાંચ પુસ્તક સમાએલાં છે. હવે દરેક પુસ્તકમાં કેટલાં ગીત છે અને તે ગીત રચનાર કોણ કોણ છે એ વાત નીચેના કોષ્ટકમાં બતાવેલી છે.

| પુસ્તક. | ગીત. | કેટલાં ગીત નનામાં. | દાઊદનું | સુલેમાનનું | મૂસાનું | કોરાહના પુત્રોનું | આસાફનું | એથાનનું | હેમાનનું | યદુથૂનનું |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧—૪૧ | ૪ | ૧, ૨, ૧૦, ૩૩ સિવાય બધાં | | | | | | | ૩૯ |
| ૨ | ૪૧-૭૨ | ૪ | ૫૨-૬૫, ૬૮-૭૦ | ૭૨ | | ૪૨, ૪૪-૪૯ | ૫૦ | | | ૬૨ |
| ૩ | ૭૩-૮૯ | — | ૮૬ | | | ૮૪, ૮૫, ૮૭, ૮૮ | ૭૩-૮૩ | ૮૯ | ૮૮ | ૭૭ |
| ૪ | ૯૦-૧૦૬ | ૧૪ | ૧૦૧, ૧૦૩ | | ૯૦ | | | | | |
| ૫ | ૧૦૭-૧૫૦ | ૨૮ | ૧૦૮-૧૧૦, ૧૨૨, ૧૨૪, ૧૩૧, ૧૩૩, ૧૩૮-૧૪૫ | ૧૨૭ | | | | | | |
| ૫ | ૧-૧૫૦ | ૫૦ | ૭૩ | ૨ | ૧ | ૧૧ | ૧૨ | ૧ | ૧ | ૩ |

ગીતશાસ્ત્રમાં પાંચ પુસ્તકો સાથે રાખેલાં છે, એ વાતના ટેકામાં બે સાબિતી હાથ આવે છે, એટલે

(૧) હેબ્રી હસ્તલેખોમાં દરેક પુસ્તકની શરૂઆતે તેજ પુસ્તકનું ખાસ મથાળું લગાડેલું છે.

(૨) પહેલાં ચાર પુસ્તકને અંતે સમાપ્તિનું આશીર્વચન ઉમેરેલું છે, જુઓ ૪૧; ૧૩ : ૭૨; ૧૮, ૧૯ : ૮૯; ૫૨ : ૧૦૬; ૪૮. આ સમાપ્તિરૂપ આશીર્વચનો અસલ ગીતોમાં નહોતાં, પણ જ્યારે પુસ્તકોને એક બીજાની સાથે બાંધ્યાં ત્યારે ભેદદર્શક ઉપલાં વાક્યો ઉમેર્યાં. પાંચમા પુસ્તકને અંતે તો છેલ્લામાં છેલ્લું આખું ગીત જાણે કે તેજ પુસ્તકની તેમજ આખા ગીતશાસ્ત્રની સમાપ્તિરૂપ જણાય છે; એની પહેલી કલમથી તે છેલ્લી કલમ સુધી બધું સ્તુત્ય જેવું છે. વળી ૧૨૦-૧૩૪ સુધીનાં જે પંદર ગીતોને ચઢવાનાં ગીત કહે છે તે નાના પુસ્તકમાં જે છેલ્લું ગીત છે તે પણ સમાપ્તિરૂપ તેમજ સ્તુત્ય જેવું જણાય છે.

ગીતશાસ્ત્રનાં એ પાંચ પુસ્તકો છેક પ્રાચીન વખતે એક બીજાની સાથે ગોઠવાયાં એવું માનવું જોઇએ, કેમકે સપ્તતિ તરજુમો ઇ. સ. પૂ. બીજા ત્રીજા સૈકામાં કરવામાં આવ્યો તેમાં પણ ઉપલાં સમાપ્તિરૂપ ભેદદર્શક વચનો મળે છે.

જેમ નિયમશાસ્ત્રનાં તેમજ ગીતશાસ્ત્રનાં પણ પાંચ પુસ્તક ગણાય છે. પરંતુ સપ્તતિ તરજુમામાં એક અધિક, એટલે ૧૫૧મું, ગીત ઉમેરેલું છે. તે ગીતનું મથાળું નીચે પ્રમાણે છે, "ગોલ્યાથ સામે દાઉદ એકલો થઇને લડયો તેજ પ્રસંગે દાઉદે સ્વહસ્તે આ ગીત લખ્યું."

## ગીતોનાં મથાળાં વિષે.

પહેલાં ત્રણ પુસ્તકોનાં જેટલાં ગીત છે, તેઓમાંનાં ઘણાંખરાં મથાળાંવાળાં છે, અને ચોથા તથા પાંચમા પુસ્તકનાં કેટલાંક ગીતોમાં મથાળું ઉમેરવામાં આવ્યું છે. કોઈ કોઈ ગીતને એકથી વધારે કે સંયુક્ત જેવું મથાળું લગાડેલું છે, એટલે તેમાં બે કે ત્રણ ખાસ નામ આવેલાં જણાય છે. મથાળાના પાંચ વર્ગ નીચે મુજબ છે.

A. ગીતના લક્ષણ પરથી યોજેલાં મથાળાં.

૧. મિઝમોર, એટલે રાગ કે ગીત. વાજાની મદદ લઇને ગાવામાં આવે એવું ગીત. આ મથાળું સહુથી સાધારણ છે, અને એની સાથે કાવ્ય રચનારનું નામ વારંવાર જોડેલું છે. બધાં મળીને ૪૪ ગીતોને એ મથાળું આપેલું છે.

૩, ૪, ૫, ૬, ૮, ૯, ૧૨, ૧૩, ૧૫, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૨૯, ૩૧, ૩૮, ૩૯, ૪૦, ૪૧, ૪૭, ૪૯, ૫૦, ૫૧, ૬૨, ૬૩, ૬૪, ૭૩, ૭૭, ૭૯, ૮૦, ૮૨, ૮૪, ૮૫, ૯૮, ૧૦૦, ૧૦૧, ૧૦૯, ૧૧૦, ૧૩૯, ૧૪૦, ૧૪૧, ૧૪૩.

૨. શીર, એટલે ગાયન. ૧૮, ૪૫, ૪૬. વળી બાર ગીતને શીર તથા મિઝમોર બન્ને નામ મથાળામાં જોડેલાં છે, જેમકે ૩૦, ૪૮, ૬૫, ૬૬, ૬૭, ૬૮, ૭૫, ૭૬, ૮૩, ૮૭, ૯૨, ૧૦૮.

એ ઉપરાંત પંદર ગીતને ચઢવાનાં ગીત કહે છે, એઓનાં મથાળાં શીરવાળાં છે, એટલે ૧૨૦–૧૩૪.

૩. માસ્કીલ, એટલે ઉપદેશ. જે ગીત વિશેષે કરીને ઉપદેશ કે મનનના ઉપયોગમાં આવે એવાં તેર ગીતને મથાળે આ નામ લગાડવામાં આવ્યું છે, ૩૨, ૪૨, ૪૪, ૪૫, ૫૨, ૫૩, ૫૪, ૫૫, ૭૪, ૭૮, ૮૮, ૮૯, ૧૪૨.

૪. મિખ્તામ, એટલે સોનાનું કે સોનેરી. કદાચ એ પરથી સુચવેલું છે કે જે ગીતને મથાળે એ નામ આવે છે તે વિશેષ મૂલ્યવાન સમજવું જોઇએ. એઓમાં એકાંતે કરેલી પ્રાર્થના કે મનન રહેલું જણાય છે. માત્ર ૭ ગીતને આ મથાળું છે, એટલે ૧૬, ૫૬–૬૦, અને ૭એ ગીતમાં મિખ્તામની સાથે દાઉદનું નામ જોડેલું છે.

૫. ટફિલ્લાહ, એટલે પ્રાર્થના. પાંચજ ગીતને એ મથાળું છે, ૧૭, ૮૬, ૯૦, ૧૦૨, ૧૪૨.

૬. ટહિલ્લાહ, એટલે સ્તવન. એકજ ગીતને મથાળે આ નામ આવેલું છે, એટલે ૧૪૫.

૭. શિગ્ગાયોન. કેટલાક ધર્મશાસ્ત્રીઓ કહે છે કે આ શબ્દમાં રઝળવાનો અર્થ રહેલો છે. જાણે કે મર્યાદા ઉપરાંત છુટા છુટા થઇને ગાયન કરે છે કે બૂમ પાડે છે. એકજ ગીતનું આ મથાળું છે એટલે ગીત ૭માનું. વળી જુઓ હબાક્કૂક ૩ : ૧.

B. વાજું વગાડનારને લાગુ પડે એવાં મથાળાં.

ટીકા—આ વર્ગમાં આવેલાં બધાં મથાળાંને ખરૂં કહેતાં મથાળાં એટલે આદિલેખ નહિ પણ અંતલેખ ગણવાં જોઇએ, કારણ કે તેમને તેમની પાછળના ગીતના આદિએ નહિ પણ આગળના ગીતને અંતે લગાડવાં જોઇએ. દલગીરીની વાત છે કે એવી ગોઠવણ ગુજરાતી કે અંગ્રેજી કોઈ પણ ભાષાંતરમાં હજી કરેલી નથી.

૧. "મુખ્ય ગવૈયાને સારૂ." એ મથાળું ૫૫ ગીતોની શરૂઆતે લગાડેલું છે. તેઓમાંનાં ઘણાંખરાં દાઉદકૃત છે, પણ ૬૬મું અને ૬૭મું એ બે અનામાં છે.

૨. "તારવાળાં વાજાં સાથે ગાવાને," કે નગીનોથ, ૪, ૬, ૫૪, ૫૫, ૬૧, ૬૭, ૭૬ એ સાત ગીતોને મથાળે મળી આવે છે.

૩. "નહીલોથ સાથે ગાવાને" એટલે પવનવાળાં વાજાં સાથે ગાવાને. ૫મા ગીતને મથાળે આ નામ મુકેલું છે.

[કોઈ વિદ્વાનોનો એવો મત છે કે નહીલોથ એટલે "વારસાઓ," અને પલેશેથ દેશ તાબે કર્યાના સંભારણને અર્થે આ મથાળું લગાડવામાં આવ્યું હશે].

૪. "રાગ અલામોથ." એનો ઘણુંકરીને એવો અર્થ છે કે કન્યાઓના સાદ પ્રમાણે એટલે ઊંચા સૂરથી ગાવાનું ગીત. એકલા ૪૬મા ગીતને મથાળે છે.

૫. "શમીનીથ," એટલે પુરૂષના સાદ પ્રમાણે અથવા નીચા સૂર પ્રમાણે ગાવાનું. ગીત ૬, ૧૨ ને મથાળે છે.

૬. "રાગ ગિત્તિથ" એટલે ગાથ શહેરમાં બનાવેલા વાજા સાથે ગાવાનું, અથવા તે શહેરમાં વિશેષ ચાલતા રાગ પ્રમાણે ગાવાનું. એવાં ત્રણ ગીત છે, ૮, ૮૧, ૮૪.

[વળી ગિત્તિથનો અર્થ દ્રાક્ષકુંડ હોય તો ઉપલાં ત્રણ ગીત માંડવા-પર્વ પાળતી વખતે ગાવાં જોઇએ એ સુચવવા સારૂ ગિત્તિથ મથાળું લગાડયું હશે].

૭. "યદૂથૂનની રીત પ્રમાણે." યદૂથૂન તો દાઉદ રાજાના જમાનામાં એક મુખ્ય વાજું વગાડનાર હતો, (૧ કાળ. ૧૬ ; ૪૧, ૪૨.) તો તેનાથી રચેલા રાગ પ્રમાણે, નહિ તો તેને નામે પ્રખ્યાત થએલા રાગ પ્રમાણે, ગાવાનું એવો આ નામનો અર્થ હશે. ગીત ૩૯, ૬૨, ૭૭. આ ગીતો ઉપકારસ્તુતિ કરતાં ગવાય.

ઉપલાં સાત નામ સિવાય બીજાં કેટલાંક ગાયનદર્શક નામ હાથ આવ્યાં છે પણ તેમનો અર્થ ગુપ્ત રહેલો છે. જેમકે "રાગ આલ-તાશ્ખેથ," એટલે તેનો નાશ ન કરો. ૫૭, ૫૮, ૫૯, ૭૫.

"સેલાહ" શબ્દ ગીતને મથાળે નહિ પણ ગીતના વચલા ભાગમાં દાખલ થઈ શકે. એ શબ્દના અર્થ વિષે ઘણી તકરાર ચાલે છે, પણ તેનો અર્થ ઘણુંકરીને એવો સમજવો કે "ગાયનની ટુકો વચ્ચેનું સંગીત." સેલાહ શબ્દ ગીતમાં આવે ત્યારે ગાયકો ગાવાનું બંધ કરે પણ વાજું વગાડનાર વાજાનો ધ્વનિ સંભળાવે. એ સેલાહ શબ્દ બધું મળીને ૭૧ વખત ગીતશાસ્ત્રમાં મળી આવે છે. ૩; ૨, ૪, ૮ : ૪; ૨, ૪ : ૭; ૫ : ૯; ૧૬, ૨૦ ઇત્યાદિ. વળી સેલાહ શબ્દ હબાક્કૂકના ૩ જા અધ્યાયમાં ત્રણ વખત આવે છે.

C. ગીત ગાવાના પ્રસંગદર્શક મથાળાં.

૧. "વિશ્રામવારે ગાવાનું." ગીત ૯૨. ઝરૂબ્બાબેલના મંદિરમાં એવી રીત ચાલતી હતી કે અઠવાડીઆના દરેક દિવસને વાસ્તે તે દિવસનું ખાસ ગીત ઠરાવવામાં આવે, અને રોજરોજ સવારે અર્પણ ચઢાવે ત્યારે તેજ દિવસને માટે નિમેલું ગીત ગાય.

૨. "સંભારણને અર્થે." એ નામ ૩૮ અને ૭૦ એ બે ગીતની શરૂઆતે મુકેલું છે. એમાં કદાચ એટલુંજ સમજવું કે ધૂપ ચઢાવતી વેળાએ સંભારણને અર્થે રચેલાં ઉપલાં ગીતનો ઉપયોગ કરવો.

૩. "ઉપકારસ્તુતિનું ગીત. એટલે" ગીત ૧૦૦ મું. ઉપકારાર્થાર્પણ ચઢાવતી વખતે આ ગીતનો ઉપયોગ કરતા.

૪. "મંદિરની પ્રતિષ્ઠા કરતી વખતનું" એ ૩૦ મા ગીતનું મથાળું છે. આ ગીત સુલેમાનના મંદિરની પ્રતિષ્ઠાક્રિયાને વાસ્તે રચાએલું હશે.

૫. "ચઢવાનું ગીત." એ નામ સાથે સાથે ગોઠવેલાં પંદર ગીતોને મથાળે મળી આવે છે. ગીત ૧૨૦–૧૩૪ સુધીનાં પંદર ગીત મળીને એક કાવ્યાર્પણ જેવું પુસ્તક થયું હશે. કદાચ એવું માનવું વ્યાજબી છે કે યાત્રાળુ લોક પર્વ પાળવાને યરૂશાલેમ તરફ ચાલતાં સીઓન પહાડ પર ચઢે ત્યારે આ ગીતોનું ગાયન કરે.

D. ગીત રચનારને લગતાં મથાળાં.

૭૩ ગીતને મથાળે દાઉદનું નામ આવે છે, ૨ માં સુલેમાનનું, ૧ માં મુસાનું, ૧૧ માં કોરાહના પુત્રોનું, ૧૨ માં આસાફનું, ૧ માં એથાનનું, ૧ માં હેમાનનું, અને ૩ માં યદૂથૂનનું. એમ કુલ્લે ૧૦૪ ગીત નામ સહિતનાં છે. પરંતુ જે ત્રણ ગીત યદૂથૂનને લગાડેલાં છે તે દરેક વિષે જરા શક રહે છે.

(૧) ૩૯ મું ગીત. "યદૂથૂનને સારૂ" ગણાય છે ખરૂં તોપણ એની સાથે દાઉદનું નામ જોડેલું છે.

(૨) ૬૨ મું ગીત. "યદૂથૂનની રીત પ્રમાણે ગાવાને દાઉદનું ગીત" છે.

(૩) ૭૭ મું ગીત. "યદૂથૂનની રીત પ્રમાણે રચેલું આસાફનું ગીત" છે.

વળી મજકુર ત્રણ ઉપરાંત બીજા એક ગીતનો રચનાર કોણ હતો એ વિષે શક રહે છે, એટલે ૮૮ મું. તેનું મથાળું નીચે મુજબનું છે, "કોરાહના દીકરાઓનું ગાયન, હેમાન એઝ્રાહીનું માસ્કીલ." અને એવું મથાળું હોવાને લીધે જેમ ઉપલાં ત્રણ ગીત તેમ આ ચોથું ગીત પણ ઉપલી ટીપમાં બે વાર

ગણવામાં આવ્યું. હવે એ ચાર ગીત ૧૦૪ ગીતમાંથી બાદ કરીએ તો રચનારના નામ સહિતનાં ૧૦૦ ગીત નીકળે છે, અને નનામાં ૫૦ ગીત રહે છે.

## [ગીત રચનારા વિષે.

૧. સુલેમાન રાજા તો કવિ હતો. ૧ રાજા. ૪; ૩૨ માં લખ્યું છે કે "તે ત્રણ હજાર દૃષ્ટાંતવચનો બોલ્યો; ને તેનાં ગીત એક હજાર ને પાંચ હતાં." પરંતુ સુલેમાન નામનાં બેજ ગીત, એટલે ૭૨ મું અને ૧૨૭ મું દેવદત્ત શાસ્ત્રમાં સમાએલાં છે. પણ એ ઉપરાંત સુલેમાનનું ગીત એ નામનું પુસ્તક નિયમગણમાં દાખલ કરેલું છે. હવે બીજાં જે ઘણાં સુલેમાનકૃત ગીત રહી ગયાં તે રહી જવાનું કારણ શું હશે? કારણ તો ૧ રાજા. ૪; ૩૩ માં સુચવેલું છે. એમાં બતાવ્યું છે કે "તેણે વનસ્પતિનું બયાન કર્યું...વળી તેણે પશુઓનું તથા પક્ષીઓનું તથા પેટે ચાલનાર પ્રાણીઓનું તથા માછલીઓનું બયાન કીધું." એટલે સુલેમાનથી રચેલાં ઘણાંખરાં ગીત કુદરત-વિદ્યાને લગતાં હતાં અને ધર્મ બાબતને લગતાં થોડાંજ હતાં.

૨. કોરાહના પુત્રો, એમના વિષે વાત ૨ કાળ. ૨૦; ૧૯ માં છે, ત્યાં લખ્યું છે કે "કોરાહીઓના વંશજોમાંના લેવીઓ અતિ મોટે સાદે ઈસ્રાએલના દેવ યહોવાહની સેવા કરવા સારૂ ઉભા થયા." એજ કોરાહના દીકરાઓ ગીતશાસ્ત્રમાંનાં બાર ગીત રચે એમાં શી નવાઈ?

૩. હેમાન. એ ગવૈયો કોરાહી વંશજમાંનો હતો, અને તેને ચાદ દીકરા તથા ત્રણ દીકરીઓ થયાં. એમના વિષે લખેલું છે કે "એઓ સર્વ દેવના ઘરની સેવાને સારૂ ઝાંઝો વડે, સતાર વડે, તથા વીણા વડે યહોવાહના ઘરનું ગાયન કરવા કાજે પોતાના બાપના હાથ નીચે હતા," ૧ કાળ. ૨૫; ૧-૬. વળી ગણના ૨૬; ૧૧ અને ૧ કાળ. ૩; ૩૩ જુઓ.

૪. આસાફ. એના વિષે જણાઇ આવે છે કે તે ભવિષ્યદર્શક હતો (૨ કાળ. ૨૯; ૩૦) અને દાઉદથી નિમાએલો ગવૈયો પણ હતો (૧ કાળ. ૧૫; ૧૯). એના દીકરાઓને પણ ગાયન કરવા નિમ્યા (૧ કાળ. ૨૫; ૧, ૨).

૫. એથાન એઝ્રાહી, એટલે ઝેરાહના પુત્રોમાંનો જે એથાન તે. ૧ રાજા. ૪; ૩૧ માં લખ્યું છે કે, સુલેમાન રાજા એથાન કરતાં તથા હેમાન કરતાં પણ જ્ઞાની હતો. વળી ૧ કાળ. ૧૫; ૧૯ જુઓ. એથાન એઝ્રાહી હતો તેમ ૮૮ મા ગીતને મથાળે હેમાનને પણ એઝ્રાહી કહે છે.

૬. યદૂથૂન. ગીત ૩૯ના મથાળામાં સુચવેલું છે કે દાઉદ રાજાના હાથ નીચેનો જે મુખ્ય ગવૈયો તે યદૂથૂન હતો. ૧ કાળ. ૧૫; ૧૭માં જે ગવૈયાને એથાન નામ આપેલું છે તેનેતેજ યદૂથૂન ગવૈયો હશે, સરખાવો ૧ કાળ. ૧૫; ૧, ૬. હેમાન તથા આસાફ તથા યદૂથૂન ત્રણે ગાયકગણના ઉપરીઓ હતા, અને ત્રણે મંદિરમાં ચાલતી રાગવાળી ભજનપદ્ધતિ ચલાવતા ].

E. ગીત રચવાનાં પ્રસંગદર્શક મથાળાં.

૧. શાઉલ દાઉદની સતાવણી કરતો એટલામાં ગીતશાસ્ત્રનાં આઠ ગીત રચાયાં. ૭, ૩૪, ૫૨, ૫૪, ૫૬, ૫૭, ૫૯, ૧૪૨.
૨. દાઉદનો પોતાના બધા શત્રુથી બચાવ થયો તે વખતે એક, એટલે ૧૮ મું, ગીત રચાયું.
૩. સીરી તથા આમ્મોની સંપીલા થઇને દાઉદ સામે લડતા તે વખતનું રચેલું ગીત ૬૦ મું.
૪. દાઉદ મહાપાતક કરી પતિત થયો તે સંબંધમાં રચેલું ગીત ૫૧ મું.
૫. દાઉદ આબ્શાલોમથી નાસતો હતો એટલામાં રચેલાં બે ગીત, એટલે ૩ જું અને ૬૩ મું.

એમ બધાં મળી ૧૩ ગીતનો રચવાનો પ્રસંગ બતાવેલો છે. તેમાંનું દરેક ગીત દાઉદકૃત છે. વળી ૩૦ મા ગીત વિષે C. ૪ જુઓ.

ઉપલા ત્રીજા કે C વર્ગનાં મથાળાં, એટલે ગીત ગાવાનાં જે પ્રસંગદર્શક મથાળાં, તે તો ઝરૂબ્બાબેલના મંદિરમાં ચાલતી ભજનપદ્ધતિના ઉપયોગમાં આવે એવી તરેહનાં મથાળાં જણાય છે, માટે એ વર્ગનાં મથાળાં ઘણુંકરીને નવીન વખતે ગીતમાં ઉમેરાયાં. પણ જે જે મથાળાં વાજા તથા રાગને લગતાં છે તેઓ તો યહુદાહનો બંદીપ્રવાસ થયા પહેલાં ઉમેરાયાં એવું ખાતરીપૂર્વક માની શકાય છે. જ્યારે બાબેલમાંથી યહુદીઓ પાછા આવ્યા (ઈ. સ. પૂ. ૫૩૬ માં) ત્યારે તેઓ એ મથાળાંનો ઉપયોગ કરતા નહોતા; અને ઇ. સ. પૂ. ત્રીજા-બીજા સૈકામાં જુના કરારનો સપ્તતિ તરજુમો કરવામાં આવ્યો ત્યારે એ મથાળાંનો અર્થ શું હશે એ તો તરજુમો કરનારાઓને બિલકુલ માલુમ નહોતું.

પણ રચનારને લગતાં જે મથાળાં એમાં શો અર્થ હશે એ વાત ઉપર વિશેષ વિચાર કરવો જોઇએ. જુઓ, કેટલાંક ગીતો કોરાહના પુત્રોનાં ગીતો કહેવાય છે, તો શું એ નામ પરથી આપણે એમ સમજવું કે તે દરેક ગીત રચનારા અનેક જણ હતા? એ તો બહુ અસંભવિત છે. એ મથાળામાં રહેલો અર્થ એટલોજ હશે કે, કોરાહના પુત્રો જે ગવૈયા હતા (૨ કાળ. ૨૦; ૧૯)

તેઓએ કેટલાંએક ગીતોનો નાનો સરખો સમૂહ કર્યો હશે. તેઓમાંનાં કેટલાંક ગીત તેઓથી રચેલાં હોય, અને તેજ સમૂહમાં સમાએલાં બીજાં કેટલાંક ગીત બીજા કોઈ કવિએ રચેલાં હશે. હવે તે નાના સરખા સમૂહમાંથી જે અગિયાર ગીતોને ચુંટી કાઢીને નિયમગણમાં દાખલ કર્યાં તે દરેક ગીતને "કોરાહના પુત્રોનું ગીત" એ મથાળું લગાડવામાં આવ્યું. ઉપલો અભિપ્રાય ખરો હોય તો આપણે એવું સમજવું નહિ કે તે ગીત રચનારા અનેક પુત્રો હતા, પણ કોરાહના પુત્રોથી પ્રસિદ્ધ કરેલા ગીતપુસ્તકમાંથી કાઢેલાં ગીતો છે, એટલું માનવું જોઇએ.

તેમજ ઘણાંએક ગીતને મથાળે "દાઉદનું ગીત" એવા શબ્દ આવે છે. પણ તે પરથી આપણે ખાતરીપૂર્વક અનુમાન કરી નથી શકતા કે દરેક એવું ગીત દાઉદથી રચાએલું છે. નિયમગણિત શાસ્ત્ર પ્રસિદ્ધ થયું તે પહેલાં બીજાં કેટલાંક ગીતોના સમૂહો નીકળ્યા હતા, અને એઓમાંનો એક સમૂહ એવો હશે કે જેમાં દાઉદનાં કેટલાંક ગીત દાખલ થયાં હતાં. પરંતુ એઓની સાથે બીજા કોઈ શખસથી રચેલાં એવાં કેટલાંક ગીત સામેલ થયાં હશે. એમ જતાં પણ આ બધા ગીત રચનારાઓમાં દાઉદનું નામ વિશેષ પ્રખ્યાત થયાને લીધે તે આખા સમૂહને "દાઉદનાં ગીત," કે "દાઉદની પ્રાર્થનાઓ," એવું નામ આપ્યું હશે. આગળને વખતે પ્રસિદ્ધ કરેલાં ગીતોનો સમૂહ કદાચ દાઉદની સુચનાથી પ્રસિદ્ધ થયો હશે, અને એવા કોઈ પણ કારણને લીધે દાઉદનું નામ તે સમૂહને લગાડવામાં આવ્યું. પણ તે સમૂહની બીજી કે ત્રીજી આવૃત્તિ નીકળી ત્યારે તેમાં બીજાં કેટલાંક ગીતો ઉમેર્યાં હશે, હા, દાઉદનું મરણ થયા પછી લાંબી મુદતે ઉમેરવામાં આવ્યાં એવું હશે; તો પણ તે પુસ્તકનું નામ એવું ને એવું રહ્યું. વળી બીજાં કેટલાંક ગીત દાઉદની રચના પ્રમાણેનાં હોય તો તેમને પણ દાઉદનું નામ અપાય. લોકને છેતરવાને માટે બિલકુલ નહિ, પણ તે ગીતની રચના સુચવવાને માટે એવું નામ લગાડવામાં આવ્યું. વળી દાઉદની જીંદગીમાં બનેલી બિનાના સંબંધમાં કેટલાંક ગીત રચાયાં હશે તો એવાં ગીતોને મથાળે પણ દાઉદનું નામ મુકી શકાય.

આસાફનું ગીત. ૧ કાળ. ૧૫: ૧૯ પરથી જણાય છે કે આસાફ દાઉદની દરબારમાં પ્રખ્યાત ગવૈયો હતો માટે તેનાથી પણ કેટલાંક ગીતોનો સમૂહ કરવામાં આવ્યો હોય, એમાં નવાઈ જેવું કંઈ નથી. હવે તેજ નાનું સરખું પુસ્તક આસાફના વંશમાં ઉતરી આવ્યું, અને તેના વંશમાંના કેટલાક કવિઓએ વખતે વખતે બીજાં કેટલાંક નવાં રચેલાં ગીત પેલા અસલ પુસ્તકમાં દાખલ કર્યાં. માટે મથાળાં વિષે આપણે એવું અનુમાન કરવું જોઇએ કે, મથાળામાં કોઈ કવિનું નામ મળી આવે તો તેજ કવિથી ગીત રચાયું એવી ખાતરી નથી, પણ તેજ કવિના નામે પ્રખ્યાત થએલા ગીતસમૂહમાંથી એજ ગીત ચુંટી કાઢવામાં આવ્યું હશે.

વળી મથાળામાં કેટલું વજન રહેલું છે એ વિષે ફેંસલો કરવા માગીએ ત્યારે બીજી એક વાત યાદ રાખવી જોઇએ, એટલે અસલ વખતે રચેલાં ગીતોમાં ઓછો વત્તો ફેરફાર કરવામાં આવ્યો તેથી અમુક ગીતનો ઘણો ભાગ જુના વખતનો અને બીજો કોઈ ભાગ નવા વખતનો હશે, અને એકજ કવિથી આખું ગીત રચાયું નહિ હશે. દાખલા તરીકે ગીત ૧૮ ની સાથે ૨ શમૂએલ ૨૨ મો અધ્યાય સરખાવો, તો ઘણી બાબતમાં મળતાપણું જણાય છે ને બીજી કેટલીક બાબતમાં ફેર છે. વળી ગીત ૫૩ ની સાથે ગીત ૧૪ મું, ગીત ૧૦ ની સાથે ગીત ૫૭; ૭–૧૧ અને ૬૦; ૫–૧૨ સરખાવો. આ છેલ્લાં બે ગીત એક બીજાની સાથે જોડાય ત્યારે ૧૦ મું ગીત નીકળી આવે. એવા દાખલા પરથી ખુલ્લી રીતે જણાઈ આવે છે કે, અસલ ગીતો કોઇએક અધિપતિના હાથમાં આવ્યાં, અને તે અધિપતિઓએ પોતાને સારૂં લાગ્યું એમ ફેરફાર કર્યાં હશે. કોઈ વખતે જુદાં જુદાં ગીતો એક બીજાની સાથે જોડયાં, બીજી કોઈ વખતે ભજનપદ્ધતિના ઉપયોગમાં આવે એવો ઉમેરો પણ કર્યો હશે.

## ગીતોના અસલ રચનારા કોણ? અને રચવાની સાલ કઈ હશે?

જો આપણે કબુલ કરીએ કે ગીતોનાં મથાળાં પર પુરો આધાર રાખવો નહિ તો એ સવાલ પુછવાની જરૂર પડે છે કે, જુદાં જુદાં ગીતો રચનાર કોણ અને ગીત રચવાના જમાના કિયા હશે?

૧) ઘણાં વરસ સુધી એવો અભિપ્રાય ખ્રીસ્તી મંડળીમાં ચાલુ હતો કે ગીતશાસ્ત્રનાં બધાં ગીતો દાઉદનાં રચેલાં છે, પણ સાંપ્રત કાળમાં એથી ઉલટો અભિપ્રાય પ્રગટ કરવામાં આવ્યો છે, અને કેટલાક શાસ્ત્રીઓ એવો મત ધરાવે છે કે ગીતશાસ્ત્રનાં બધાં નહિ તો ઘણાંખરાં ગીતો બાબેલનો બંદીપ્રવાસ પુરો થયા બાદ, એટલે ઈ. સ. પૂર્વે ૫૩૬ બાદ, રચવામાં આવ્યાં.

યહુદી મંડળીમાં જે અભિપ્રાય લાંબી મુદતથી ચાલતો આવ્યો છે, એટલે આ ગીતશાસ્ત્રનો મુખ્ય રચનાર દાઉદ રાજા છે, અને યહુદી કોમનો સહુથી પ્રખ્યાત કવિ તે પણ એનેએજ દાઉદ રાજા છે, એ અભિપ્રાય ખરો માનવો જોઇએ. કેમકે

(૧) ગાયનકળામાં દાઉદ બેશક બહુ પ્રવીણ હતો, અને ભજન-સેવા ચલાવવામાં ગાયન દ્વારાએ મદદ કરવા દાઉદ રાજાનું બહુ મન હતું. એ વાત સાબિત કરવાને ઘણાં શાસ્ત્રીય પ્રમાણ હાથ આવ્યાં છે. ૧ શમૂ. ૧૬; ૧૭: ૧૮; ૧૦. ૨ શમૂ. ૧; ૧૭: ૬; ૫, ૧૫: ૨૨; ૧: ૨૩; ૧. આમોસ ૬; ૫.

(૨) દાઉદનું મરણ થયા પછી લાંબી મુદતે યહુદીઓના આગેવાનો એવી શાહેદી પુરતા કે મંદિરમાં ચાલતી ભજનપદ્ધતિનો મૂળપાયો નાખનાર દાઉદ રાજા હતો, ૨ કાળ. ૨૯ ; ૩૦.

(૩) બાબેલના બંદીપ્રવાસમાંથી પાછા આવ્યા પછી જ્યારે બીજું મંદિર બંધાવવામાં આવ્યું અને તેમાં ભજનસેવા ચલાવવાનું કર્યું ત્યારે લોકોને લાગ્યું કે દાઉદનું સ્થાપિત કરેલું કામ અમે હાલ પુનઃસ્થાપિત કરીએ છીએ. એઝરા ૩ ; ૧૦.: નહેમ્યાહ ૧૨ ; ૨૪, ૩૬, ૪૩.

(૪) ગીત ૧૮ મું તે તો ૨ શમૂ. ૨૨ માં સમાએલું છે, અને બન્નેનાં મથાળાં પરથી શાહેદી પુરવામાં આવી છે કે આ ગીત દાઉદનું રચેલું છે, એટલુંજ નહિ પણ ગીત રચવાનો પ્રસંગ મથાળામાં ખુલ્લી રીતે જણાવ્યો છે, (૨ શમૂ. ૨૨ ; ૧, ૨ ). જો એ મથાળાની સવિસ્તર વાત સાચી હોય તો આપણે કબુલ કરવું જોઇએ કે ઓછામાં ઓછું એક, એટલે ૧૮ મું, લાંબુ ગીત દાઉદનું રચેલું છેજ. પણ આટલું કબુલ કરીએ તો તેમાંથી બીજાં કેટલાંક ભારે પરિણામ નીકળી આવે છે. કેમકે આ ગીત કોઈ કાચા કવિનું રચેલું નથી. તેની રચના જોશવાળી જણાય છે, અને એના જેવું સુંદર ને ભપકાદાર ગીત ગીતશાસ્ત્રમાં ભાગ્યેજ મળી આવે. હવે જે કવિ એવું સરળ ગીત રચી શકયો તેજ કવિએ બીજાં ઘણાંએક ગીત બેશક રચ્યાં.

વળી દાઉદે પોતે પણ પોતાથી રચેલાં ગીત વિષે જરા સુચના આપી છે; જુઓ ૨ શમૂ. ૨૩ ; ૧, ૨. એમાં દાઉદનાં ગીત વિષે એવી શાહેદી પુરેલી છે કે, "યાકૂબના દેવનો અભિષિક્ત, ઈસ્રાએલનો મધૂર ગીતકર્તા, કહે છે કે, યહોવાહનો આત્મા મારી મારફતે બોલ્યો, ને તેનું વચન મારી જીભ પર હતું." એવી શાહેદી ખરી માનીએ તો ગીતશાસ્ત્રમાંનાં કેટલાંએક ગીત દાઉદકૃત છે, એવું કબુલ કર્યાં વિના રહેવાયજ નહિ.

૨) દાઉદ મરણ પામ્યા પછી ગીતશાસ્ત્રમાં કેટલાંક ગીત ઉમેરવામાં આવ્યાં, પણ વિશેષે કરીને યહુદાહનો રાજા યહોશાફાટ (ઇ. સ. પૂ. ૮૭૬–૮૫૧) અને હિઝકીયાહ (ઈ. સ. પૂ. ૭૨૭–૬૯૭) એ બન્ને રાજાની કારકીર્દીમાં ગાયનકળા ફરી દીપતી આવી. આ

બન્ને રાજાના જમાનામાં યહુદી લોકોનો મહામોટો બચાવ થયો હતો. યહોશાફાટને વખતે આમ્મોની, મોઆબી, તથા અદોમી લોકે ચઢાઇ કરી તો પણ તેમનું કશું વળ્યું નહિ, ૨ કાળ. ૨૦; ૧, ૨૨–૨૫. તેમજ હિઝકીયાહને વખતે આસ્શૂરના રાજા સાન્હેરીબથી યહુદીઓનો બચાવ ચમત્કારિક રીતે થયો, ૨ રાજા. ૧૯; ૩૫. તો એવે એવે પ્રસંગે સ્તવન તથા ઉપકારસ્તુતિ કરવા નવાં ગીતો રચાયાં, એમાં શી નવાઇ?

યહુદાહ દેશમાં ધર્મ બાબતની કેળવણી ફેલી જાય એવી ઘણી કોશેશ યહોશાફાટ રાજાએ કરી, ૨ કાળ. ૧૭; ૭–૯. વળી હિઝકીયાહના હુકમથી દ્રષ્ટાંતવચનોનો એક સમૂહ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો, દ્રષ્ટાંત. ૨૫; ૧. એ પરથી માલુમ પડે છે કે આ રાજા પણ ધર્મનાં પુસ્તકો પર ખંતથી ધ્યાન લગાડતો.

૩) બીજાં કેટલાંએક ગીતો યરૂશાલેમનું સત્યાનાસ ઇ. સ. પૂ. ૫૮૬માં થયું ત્યારે, અને તે પછીના બાબેલના બંદીપ્રવાસનાં પહેલાં વરસોમાં, રચ્યાં હશે. આ વખતનાં ગીતોમાં વિશેષે કરીને લોકનો શોક તથા ભારે વિલાપ સાંભળવામાં આવે છે. એઓમાંનાં કેટલાંક ગીત યિર્મેયાહ ભવિષ્યવાદીએ રચેલાં હશે એવું કોઇ ધર્મશાસ્ત્રીઓ માન્ય કરે છે.

૪) ઇ. સ. પૂ. ૫૩૬ માં યહુદીઓ બાબેલથી પાછા યરૂશાલેમ આવ્યા, અને ઝરૂબ્બાબેલની દેખરેખ તળે બીજું મંદિર બાંધવા લાગ્યા, માટે તેજ જમાનામાં પણ ભજનપદ્ધતિના ઉપયોગમાં આવે, એવાં કેટલાંક ગીત રચાયાં હશે.

૫) એઝરા (ઇ. સ. પૂ. ૪૫૮) તથા નહેમ્યાહ (ઇ. સ. પૂ. ૪૪૪-૪૩૨) એમના જમાનામાં યહુદીઓ નિયમશાસ્ત્રનો અભ્યાસ કરવાને ફરી આવેશી થયા, અને એવેજ વખતે ૧૧૯મા ગીતના જેવાં મનનરૂપી કેટલાંક ગીતો રચવામાં આવ્યાં હશે.

૬) પણ શું એઝરા તથા નહેમ્યાહ પછીના જમાનામાં કોઈ કોઇ ગીત ગીતશાસ્ત્રમાં દાખલ થયાં હશે કે કેમ? શું માકાબે વંશના જમાનામાં (ઇ. સ. પૂ. ૧૬૭–૧૩૫) રચેલાં કેટલાંક ગીત દાખલ થયાં? જો કે એજ વખતે કોઈ ભવિષ્યવાદી નહોતો (૧ માકાબે ૪; ૪૬) તો પણ શું એ વખતે કેટલાક યહુદી કવિઓએ પોતાના ધર્મને લગતાં કાવ્યો રચ્યાં નહિ હોય? આજ દિનના કેટલાંક ધર્મશાસ્ત્રીઓનો મત એવો છે કે પહેલા તથા બીજા પુસ્તકમાંનાં

ઘણાં ગીત અને ત્રીજા, ચોથા, તથા પાંચમા પુસ્તકમાંનાં બધાં ગીત માકાબેના જમાનામાં રચેલાં હતાં; અને એવો મત ધરતાં કહે છે કે, નિયમગણિત ગીતશાસ્ત્ર યોહાન હીર્કાનસ પ્રમુખ્ય-યાજકના વખતમાં (ઇ. સ. પૂ. ૧૩૫-૧૦૭), નહિ તો ત્યાર પછી સિકંદર યાનેઅસના વખતમાં (ઇ. સ. પૂ. ૧૦૫-૭૯) સમાપ્ત થયું. ઉપલો મત ધરનાર ધર્મશાસ્ત્રીઓ વિશેષે કરી ૭ ગીત ઉપર આધાર રાખીને તે મત ધરાવે છે, એટલે ગીત ૪૪, ૬૦, ૭૪, ૭૯, ૮૦, ૮૩. તેઓ કહે છે કે મુખ્યત્વે કરી આ ગીતોનાં લક્ષણ માકાબેના જમાનાની સાથે મળતાં જણાઈ આવે છે. પરંતુ આ મતથી ઉલટી પાંચ વાત જાણવાજોગ છે.

(૧) માકાબેના જમાનામાં મુખ્યમાં મુખ્ય ચાલુ લક્ષણ એજ હતું કે, યહુદી લોકોની કોમમાં તડો પડયાં હતાં, અને એક તડના યહુદીઓ બીજા તડના પર ઘણોજ દ્વેષભાવ રાખતા. પણ એવી ફાટફુટ જણાવનારી કોઇ પણ સુચના ઉપલાં ગીતોમાં મળી આવતી નથી. વળી તેજ જમાના પહેલાં થોડી મુદ્દતની અંદર યહુદીઓ પાસે મૂર્તિપૂજા જબરદસ્તીથી કરાવવામાં આવી હતી, એટલુંજ નહિ પણ તેજ વખતના યાજકો યહોવાહના વફાદાર નહોતા, પણ જે કોઇ હાકેમ સફળ થવાનો જણાતો તેનો પક્ષ પકડવા ચહાતા હતા. હવે એ કુલક્ષણોનો કશો પત્તો ઉપલાં ગીતોમાં હાથ આવતોજ નથી.

(૨) કેટલાંક ગીતો એવાં છે કે જેમાં એલોહીમ શબ્દ વાપર્યો છે (ગીત. ૪૨-૮૩), અને બીજાં કેટલાંક કે જેમાં એલોહીમ નહિ પણ યહોવાહ શબ્દ વિશેષ આવે છે (ગીત. ૯૦-૧૫૦). હવે એલોહીમવાળાં ગીતો જુના વખતનાં અને યહોવાહવાળાં નવા વખતનાં ગણવાં જોઇએ, એવું સંભવે છે. પણ ઉપલાં જે ૭ ગીત તે બધાં એલોહીમવાળાં ગીતસમૂહમાં સમાએલાં છે. હવે જો એઓ ખરેખર માકાબેનાં જમાનાનાં રચેલાં હશે તો યહોવાહ નામવાળાં ગીતો છેક નવીન વખતનાં, હા, ઈ. સ. પછીનાં, રચેલાં માનવાં પડશે.

(૩) ઉપલાં ૭માંનાં કેટલાંએક ગીતને મથાળે (૪૪, ૬૦, ૮૦ ને મથાળે) રાગ કે વાજીંત્રસુચક શબ્દો મળી આવે છે. પણ એવાં મથાળાં નવીન જમાનામાં રચેલાં ગીતોને ભાગ્યેજ લગાડવામાં આવ્યાં; અને જો ૬૦મું ને ૮૦મું ગીત માકાબેના જમાનાનાં હશે તો કેમ થયું કે, સપ્તતિ તરજુમો કરનારા તે

મથાળાંમાં આવેલા શબ્દોના અર્થ વિષે અજાણ્યા રહ્યા? કેમકે સપ્તતિ તરજુમો કરનારા તે વખતના પંડિતો હતા.

(૪) આપોક્રીફાના માકાબેના બીજા પુસ્તકમાં લખ્યું છે કે યહુદી લડાઇઓમાં જે ધર્મપુસ્તકો વેરાઇ કે ખોવાઇ ગયાં હતાં તેમને શોધી કાઢવા તથા ભેગાં કરવાને વાસ્તે યહુદા માકાબેએ ઘણી કાળજી લીધી હતી (૨ માકાબે ૨ ; ૧૪). પણ એવી કશી સુચના કરેલી નથી કે તેણે ધર્મપુસ્તકોમાં કોઇ પણ ઉમેરો થવા દીધો કે તેમાં નવાં રચેલાં કોઇ ગીતો દાખલ કર્યાં. જો એવું થયું હોત તો એ વાત વિષે ખબર માકાબેના પુસ્તકમાં ઘણું કરી આપવામાં આવત.

(૫) "સુલેમાનનાં ગીતો" એ નામનું એક પુસ્તક હેબ્રી ભાષામાં રચવામાં આવ્યું હતું, અને તે ઘણું કરીને પાલેસ્ટીન દેશમાં રચાયું હતું. તેમાંનાં જે અરાઢ ગીતો હતાં તેમનો યુનાની તરજુમો આપણે હાથ ઉતરી આવ્યો છે. આ પુસ્તક રચવાની સાલ નક્કી માલુમ નથી. કેટલાક શાસ્ત્રી કહે છે કે, એમાંનાં અરાઢ ગીત માકાબેના જમાનાનાં રચેલાં છે. બીજા કેટલાક શાસ્ત્રીઓ કહે છે કે ઇ. સ. પૂ. ૫૦ની સાલમાં રચેલાં હશે. હવે જો આ છેલ્લી સાલ માન્ય કરીએ તો પણ નિયમગણિત ગીતશાસ્ત્રમાં કોઇ પણ ગીત ઇ. સ. પૂ. ૧૦૦ કે ૧૫૦માં રચેલાં હશે એવું માન્ય કરવું લગભગ અશકય છે. કેમકે સુલેમાનનાં ગીતો અને નિયમગણિત ગીતોમાં ઘણોજ ફેર જણાઈ આવે છે. ફરોશી પંથમાં ચાલતો એવો યહુદી મત સુલેમાનનાં ગીતોમાં બધે દેખાઈ આવે છે. એજ ગીતોમાં શરીરના પુનરૂત્થાનને લગતો સિદ્ધાંત ખુલ્લી રીતે પ્રગટ કરેલો છે; વળી આવનાર મસીહ વિષે યહુદી લોકમાં ચાલતી આશા તે પણ આ ગીતોમાં સ્પષ્ટ બતાવી છે. પણ એ બધી બાબત તરફ જોતાં નિયમગણનાં ગીતોમાં રહેલો બોધ ઘણો જુદો છે. નિયમગણના ગીતશાસ્ત્રમાં કયાં ફરોશી મત હાથ આવે છે? અને જો કે શરીરના પુનરૂત્થાન તથા આવનાર મસીહ વિષે વાત મળી આવે છે તો પણ તે વાત છેક ઝાંખી રહેલી જણાય છે.

ઉપલાં બધાં કારણ માટે આપણે એવું અનુમાન કરવું જોઇએ કે માકાબેના જમાનામાં રચેલાં કોઇ ગીત હાથ આવ્યાં હશે એવી પુરી ખાતરી નથી, અને નિયમગણમાંનું કોઇ પણ

ગીત તે જમાનામાં રચેલું હતું એવું માન્ય કરવા પહેલાં આપણે બહુ ભારે પ્રમાણ માગવાં જોઇએ. જો પ્રમાણ ખરેખર ભારે નહિ હોય તો આપણે એવું કબુલ કરી નહિ શકીશું કે ફલાણું ગીત માકાબેના જમાનામાં રચાયું. નિયમગણમાંનું એક પણ ગીત તે જમાનામાં રચેલું નથી એવો ફેંસલો કરવો કદાચ ગેરવાજબી હોય, પણ એટલુંજ કહી શકાય છે કે તેજ વખતનાં જે ગીતો નિયમગણિત ગીતશાસ્ત્રમાં દાખલ થયાં તેઓ તો ખરેખર થોડાંજ છે.

## ગીતશાસ્ત્રની ઉત્પત્તિ થયા પછી તે શાસ્ત્રની જે વૃદ્ધિ થઈ તે વિષે.

જો ગીતશાસ્ત્રમાં સમાએલાં ગીતો ચોકસાઈથી તપાસીએ તો મનમાં એવી ખાતરી ઉત્પન્ન થાય છે કે આજ દિન સુધી મૌજુદ જે ગીતશાસ્ત્ર તે તો વૃદ્ધિ પામેલું શાસ્ત્ર છે, અને તેમાં પ્રાચીન વખતના જુદા જુદા ટુંકા ગીતસમૂહો ભેગા થયા હશે. મુખ્ય ગીતસમૂહ ત્રણજ હતા એવું સંભવિત લાગે છે, અને તે ત્રણે સમકાળિક નહોતા પણ ત્રણ ગીતસમૂહ એક પછી એક કરવામાં આવ્યા હશે. જે સહુથી જુનો ગીતસમૂહ તેમાં નવીન વખતનાં થોડાંએક ગીતો કદાપિ ઉમેરવામાં આવ્યાં હશે, તેમજ જે સહુથી નવીન વખતનો ગીતસમૂહ તેમાં પ્રાચીન કાળનાં રચેલાં કોઇ ગીતો કદાપિ દાખલ થયાં હશે. પરંતુ એક સમૂહમાંનાં ઘણાંખરાં ગીતો પ્રાચીન વખતનાં, અને બીજા સમૂહમાંનાં ઘણાંખરાં મધ્યમ વખતનાં, અને ત્રીજા સમૂહમાંનાં ઘણાંખરાં અર્વાચીન વખતનાં રચેલાં માનવાં જોઇએ.

ગીતશાસ્ત્રમાં ઇશ્વરનાં ત્રણ ખાસ નામ મળી આવે છે એટલે (૧) એલોહીમ, (૨) યહોવાહ, અને (૩) અદોનાય. હવે એ ત્રણમાંનું એક નામ એક ગીતસમૂહને જાણે કે વિશેષ પસંદ પડેલું જણાય છે, અને બીજું નામ બીજા ગીતસમૂહને. માટે કિયું નામ કિયા ગીતસમૂહમાં મુખ્યત્વે કરીને મળી આવે છે એ જણાવવાને અર્થે નીચે પ્રમાણેનું કોષ્ટક યોજેલું છે.

| સમૂહ. | ગીત. | એલોહીમ નામ. | યહોવાહ નામ. | અદોનાય નામ. |
|---|---|---|---|---|
| ૧. | ૧– ૪૧ | ૧૫ વખત | ૨૭૨ વખત | ૧૦ વખત |
| ૨. | ૪૨– ૮૩ | ૨૦૦ વખત | ૪૩ વખત | ૩૧ વખત |
| | ૮૪– ૮૯ | ૭ વખત | ૩૧ વખત | |
| ૩. | ૯૦–૧૫૦ | ૨ વખત | ૩૩૯ વખત | ૮ વખત |

કદાચ કોઈ માણુસ કહેશે કે એલોહીમવાળા ગીતસમૂહમાં (એટલે ૪૨–૮૩ સુધીમાં) એલોહીમ શબ્દ વાપરવાનું કંઇ ખાસ પ્રયોજન હશે, કદાપિ આ ગીતોમાં રહેલા બોધની સાથે એલોહીમ નામ વધારે બંધબેસતું આવે. પણ એવો જવાબ ખરેખર ભૂલ ભરેલો જણાય છે, કારણ કે તેનેતેજ ગીતની સાથે બરાબર મળતી વાત શાસ્ત્રના બીજા કોઈ ભાગમાં હાથ આવે છે તો તેમાં એલોહીમને બદલે યહોવાહ નામ આવે છે. જેમકે ગીત. ૫૦ ; ૭ અને નિર્ગ. ૨૦ ;૦૧. ગીત. ૬૮ ; ૧, ૨, ૭, ૮ અને ગણ. ૧૦ ; ૩૫, અને ન્યાયા. ૫ ; ૪, ૫, ૩૧. વળી ગીત. ૭૧ ; ૧૯ અને નિર્ગ. ૧૫ ; ૧૧ સરખાવો.

બીજી એક વાત જાણવાજોગ છે કે, એલોહીમવાળા ગીતસમૂહમાં આવેલા ગીત સાથે મળતું ગીત ગીતશાસ્ત્રના બીજા કોઈ સમૂહમાં આવે તો એલોહીમને બદલે યહોવાહ શબ્દ દાખલ કર્યો છે. ગીત ૫૩ અને ગીત ૧૪ સરખાવી જુઓ. ગીત ૫૩ માં એલોહીમ નામ બધે વાપર્યું છે, પણ એને બદલે ગીત ૧૪ માં યહોવાહ નામ મળી આવે છે. તેમજ ગીત ૭૦ માં એલોહીમ નામ ઘણુંખરૂં વાપરેલું છે, પણ ૭૦મા ગીતને તમામ મળતું ગીત ૪૦ ; ૧૩–૧૭ છે, અને તેમાં તો યહોવાહ એજ નામ મળી આવે છે. એવા દાખલાઓ પરથી ખાતરીપૂર્વક અનુમાન કરી શકીએ છીએ કે, એલોહીમને બદલે યહોવાહ નામ જાણી જોઇને પહેલા ગીતસમૂહમાં દાખલ કર્યું છે, અને એવું થયું હોય તો તે બદલાણ સમૂહના અધિપતિએ કર્યું હશે.

ઉપલા ત્રણ સમૂહ (ગીત. ૧–૪૧ ; ૪૨–૮૯ ; ૯૦–૧૫૦) આગલે વખતે નોખા નોખા હતા એ વાત સાબિત કરવાને ચાર પ્રમાણ આપી શકાય છે.

(૧) યહોવાહ કે એલોહીમ કોઈ નામ વાપરવાની જે વિશેષતા માલુમ પડે છે તે પરથી ઉપલું અનુમાન કરી શકીએ.

(૨) ૭૨ મા ગીતને અંતે એવા શબ્દ આવે છે કે "યિશાઇના પુત્ર દાઉદની પ્રાર્થનાઓ સમાપ્ત થઈ છે." (એની સાથે અયૂબ ૩૧ ; ૪૦ સરખાવો). હવે એવી ટુંકી ટીકાથી બતાવ્યું છે કે, આ બીજા ગીતસમૂહના અધિપતિએ દાઉદકૃત કેટલાંએક ગીત શોધી કાઢયાં હતાં અને બધાં શોધી કાઢેલાં ગીત પોતાના ગીતસમૂહમાં દાખલ કર્યાં હતાં, પણ એ ઉપરાંત દાઉદનાં બીજાં કેટલાંક ગીત રહેલાં છે એવી તેને જાણ નહોતી. પરંતુ દાઉદકૃત બીજાં પંદર ગીત ત્રીજા સમૂહમાં સમાએલાં માલુમ પડે છે, જે પરથી આપણે અનુમાન કરી શકીએ છીએ કે જે અધિપતિએ બીજો ગીતસમૂહ અને જે અધિપતિએ ત્રીજો ગીતસમૂહ પ્રસિદ્ધ કર્યો તે બન્ને એક બીજાથી જુદા હતા.

(૩) પણ આ ત્રણે ગીતસમૂહ નોખા નોખા હતા એનું ખાસ પ્રમાણ તેમના મથાળામાં મળી આવે છે.

(અ). પહેલા ગીતસમૂહમાં ચાર ગીત સિવાય બધાં ગીતોને મથાળાં છે, અને બધાં ગીતો દાઉદનાં રચેલાં છે. અપવાદનાં એટલે ૧, ૨, ૧૦, ૩૩. એઓમાંનાં ગીત ૧ લા અને ગીત ૨ જા વિષે સંભવિત લાગે છે કે એઓ તો અસલ ગીતસમૂહમાં નહોતાં. કેટલાએક હેબ્રી હસ્તલેખોમાં આ બન્ને ગીત સાથે જોડેલાં છે, અને તેથી જે એકજ ગીત નીકળ્યું તે આખા ગીતશાસ્ત્રને વાસ્તે પ્રસ્તાવનારૂપ જણાય છે. જ્યારે આખું ગીત-શાસ્ત્ર પ્રસિદ્ધ થયું ત્યારેજ આ પ્રસ્તાવના ઉમેરી હશે. વળી ૧૦ મું ગીત પહેલવહેલાં ૯ મા ગીતની સાથે જોડેલું હતું, નહિ તો તેના જવાબમાં રચેલું સાથીગીત જેવું ગણાયું. એ કારણ માટે ૯ મા ગીતનું જે મથાળું છે તે ૧૦ મા ગીતને લાગુ પડે એવું છે. વળી ૩૩ મું ગીત ઘણું કરીને નવીન વખતનું રચેલું હશે. ૩૨ મા ગીતના છેલ્લા વાક્યમાં જે બોધ છે તેનો વિસ્તાર કરવાને વાસ્તે ૩૩ મું ગીત રચેલું જણાય છે.

(આ). બીજો ગીતસમૂહ (ગીત ૪૨–૮૯) પહેલા સમૂહથી જુદો જણાય છે. ૪૩ અને ૭૧ મા ગીત સિવાય આ બીજા ગીતસમૂહમાંનાં બધાં ગીત મથાળાવાળાં છે ખરાં, પણ તેમાંનાં બધાં દાઉદકૃત છે એમ નથી; તેમના રચનારાઓ દાઉદ સિવાય બીજા કેટલાક કવિઓ છે. ૪૩ મું ગીત ઘણુંકરીને ૪૨ મા ગીતનું સાંધણરૂપ છે; અને ૭૧ મું જે ગીત તે નનામું છે.

(ઇ). ત્રીજો ગીતસમૂહ (ગીત ૯૦–૧૫૦) ઉપલા બેથી જુદો જણાય છે. આ ગીતસમૂહમાં બધાં મળીને ૬૧ ગીત સમાએલાં છે, અને તેઓમાંનાં ઘણાંખરાં મથાળારહિતનાં છે. માત્ર ૧૯ ગીતને મથાળે રચનારનું નામ આપેલું છે, અને બાકીનાં ૪૨ નનામાં છે. એઓમાંનાં ઘણાં-ખરાં મથાળારહિત પણ છે, અથવા જો મથાળું હોય તો તે જાણે કે ઉપસમૂહદર્શક નામ છે. જેમકે ૧૨૦–૧૩૪ સુધી "ચઢવાનું ગીત," કે જેમાં પાંચ ગીત બાદ કરતાં ગીત રચનારનું કોઈ નામ આપેલું નથી.

(૪) જુદા જુદા ત્રણ સમૂહમાં સમાએલાં ગીતો ચોકસાઇથી તપાસીએ તો માલુમ પડશે કે, પહેલા સમૂહમાં આવેલાં ગીતો વિશેષે કરીને અમુક માણસને બોધ આપે એવાં છે, પણ બીજા સમૂહમાંનાં જે ગીતો તેઓ ઇસ્રાએલી કોમને લગતાં તથા સામાન્ય પ્રજા લોકના સંબંધમાં આવેલાં એવાં છે. વળી ત્રીજા સમૂહમાંનાં ગીતો મંદિરની ભજનપદ્ધતિના ઉપયોગમાં આવે એવાં ગીતો છે.

## નિયમગણિત ગીતશાસ્ત્રની વૃદ્ધિ થવામાં જે પગથીઆં તે વિષે.

૧). સહુથી પ્રાચીન વખતના સમૂહમાં ૩–૪૧ સુધીનાં ગીતો હતાં, અને તેઓમાંનાં ઘણાંખરાં દાઉદકૃત ગીત હતાં, તેથી આ સમૂહ "દાઉદનાં ગીત," અથવા "દાઉદની પ્રાર્થનાઓ," એજ નામે પ્રસિદ્ધ થયો હશે. એમ છતાં પણ દાઉદ સિવાય બીજા કોઈ કવિએ રચેલાં બીજાં થોડાંક ગીત એમાં દાખિલ કરાયાં. પછી આ દાઉદના ગીતસમૂહમાં પહેલું અને બીજું ગીત પ્રસ્તાવનારૂપ ઉમેરાયાં. કદાચ દાઉદના દીકરા સુલેમાને પોતાના પિતાનાં ગીતો સંઘરીને આ સમૂહ કર્યો હશે, પરંતુ કાળાંતરે સુલેમાનના જમાના પછીનાં રચેલાં બીજાં થોડાંએક ગીત દાખલ થયાં. પણ બાબેલનો બંદીપ્રવાસ થયા પહેલાં આ સમૂહ પુરો કરવામાં આવ્યો હતો. ઈ. સ. પૂ. ૫૮૬ પછી રચેલું કોઈ પણ ગીત આ સમૂહમાં નહિ હશે.

૨). આગળ જતાં બીજા ગીતસમૂહનાં બધાં ગીતો, એટલે ૪૨–૮૯ સુધીનાં સભેળ કરવામાં આવ્યાં. તેમાં એક બીજાથી જુદા બે ભાગ છે, એટલે પહેલા ભાગમાં ૪૨–૮૩ સુધી, અને પરિશિષ્ટ જેવા બીજા ભાગમાં ૮૪–૮૯ સુધી. હવે એ બેમાંના પહેલા ભાગનાં ગીતો એક અધિપતિના હાથમાં આવ્યાં હશે કે જેણે જેટલાં ગીતોમાં યહોવાહ નામ આવે તેટલામાં યહોવાહને બદલે એલોહીમ નામ લખ્યું. પણ પરિશિષ્ટ દાખલ જે બીજો ભાગ તે તો આ અધિપતિના હાથમાં આવ્યો નહિ હશે. પરંતુ જે પહેલો ભાગ તે પણ સંયુક્ત થએલો જણાય છે, કેમકે તેના બે ઉપભાગ પાડી શકાય છે. એક ઉપભાગમાં લેવી કુળનાં રચેલાં ગીત હતાં અને બીજા ઉપભાગમાં દાઉદકૃત ગીત હતાં, એ ઉપરાંત સુલેમાનકૃત એકજ ગીત સમાએલું છે. વળી એ લેવી કુળના ઉપભાગના બે વિભાગ હતા, એટલે પહેલામાં કોરાહના પુત્રોનાં રચેલાં ગીત અને બીજામાં આસાફનાં રચેલાં ગીત. ઉપલી અટકળ ખરી હોય, તો કોષ્ટક નીચે પ્રમાણે નીકળે છે.




**ટીકા.** ગીત ૬૬, ૬૭, ૭૧ નનામાં છે. વળી એક ગીતનો પૂર્વાર્ધ ૪૨મામાં અને તેજ ગીતનો ઉત્તરાર્ધ ૪૩મામાં રહેલો જણાય છે.

આ બીજો સમૂહ કયારે પ્રસિદ્ધ થયો હશે એ વિષે પુરી ખાતરી નથી, પણ એવું સંભવે છે કે યહુદાહનું રાજ્ય હજી ચાલતું હતું એ જમાનાના મધ્ય ભાગમાં આ બીજો સમૂહ પ્રગટ થયો હશે. પરંતુ ઈ. સ. પૂ. ૫૩૬ માં યહુદીઓ બંદીપ્રવાસમાંથી પાછા આવ્યા ત્યાર સુધી આ બીજા સમૂહમાં કોઈ કોઇ ગીતો કદાપિ દાખલ કર્યાં હશે.

૩) ગીતશાસ્ત્રની વૃદ્ધિ થતાં ઉપલા બે સમૂહની સાથે ત્રીજો સમૂહ પણ સામેલ કરવામાં આવ્યો. આ ત્રીજા સમૂહમાં ૯૦–૧૫૦ સુધીનાં ગીતો સમાએલાં છે, અને તેઓમાંનાં ઘણાંખરાં ગીત ઝરૂબ્બાબેલના વખતના બીજા મંદિરમાં ચાલતી ભજનપદ્ધતિને માટે ઉપયોગી હતાં. પણ એ ગીતો સિવાય પુરાતન વખતનાં રચેલાં કેટલાંએક ગીતો સમૂહમાં દાખલ કર્યાં, હા, તેમાંનાં કેટલાંક દાઉદકૃત હતાં, નહિતો દાઉદને નામે પ્રસિદ્ધ થએલા કોઈ ગીતસમૂહમાંથી ચુંટી કાઢેલાં એવાં હતાં. એ અભિપ્રાય વાજબી હોય તો આ ત્રીજો ગીત-સમૂહ ઘણુંકરીને એઝરા તથા નહેમ્યાહના જમાનામાં પ્રસિદ્ધ થયો હશે (ઈ. સ. પૂ. ૪૫૮–૪૩૨). જેણે કાળવૃત્તાંત પુસ્તક લખ્યું તે ગ્રંથકર્તાને આ ત્રીજા ગીતસમૂહ સાથે પરિચય હતો, અને તેના વખતમાં ચોથા પુસ્તકને અંતે જે સમાપ્તિરૂપ આશીર્વચન છે (ગીત ૧૦૬ ; ૪૮) તે કયારનુંએ ઉમેરવામાં આવ્યું હતું. ગીત ૧૦૬ ; ૪૮ની સાથે ૧ કાળ. ૧૬ ; ૩૬ સરખાવો. વળી બીજી વાત જાણવાજોગ છે, એટલે ૧૦૫, ૯૬, ૧૦૬ આ ત્રણ ગીતના તુટક તુટક ભાગ ૧ કાળ. ૧૬ ; ૮–૩૬માં સામેલ કરેલા છે.

ઉપલી રીત પ્રમાણે ગીતશાસ્ત્રની વૃદ્ધિ કાળાંતરે થએલી જણાય છે.

## હેબ્રી પિંગળ કે કાવ્યનાં લક્ષણ વિષે.

પુરાતન વખતે હેબ્રી કવિતામાં છંદના કે અંત્યાનુપ્રાસના નિયમ પ્રમાણે કવિતાની રચના નહોતી, પણ ગદ્ય અને પદ્યમાં આટલો ફેર ચાલતો કે જે પદ્યરૂપ તેમાં તાળ અવસ્ય હોવો જોઇએ પણ જે ગદ્યરૂપ તેમાં તાળ આવે નહિ.

**તાળ વિષે.** હેબ્રી પિંગળ પ્રમાણે તાળ એટલે શું? દરેક શ્લોકની જે જુદી જુદી લીટી કે કડી આવે તે વાંચવામાં ચઢ ઉતર હોવું જોઇએ; અને શ્લોકમાં બે કે બેથી વધારે લીટી આવે તો તે લીટીઓનું એક બીજીની સાથે સરખાવતાં સમતોલપણું હોવું જોઇએ. હવે ઉપલુ સમતોલપણું કે ચઢ ઉતર આવે તો તેમાં તાળ આવેલો સમજવો. દરેક શ્લોકના ઉપભાગ અથવા દરેક વાક્યનાં ઉપવાક્યો બહુ ટુંકાં કરેલાં છે. કોઇક વખત તેમાં બેજ શબ્દ આવે, ઘણુંકરી ત્રણજ શબ્દ આવેલા છે, તો પણ કોક વખત ત્રણથી વધારે પણ આવે.

વળી કાવ્ય ગાવામાં વારાફરતી પ્રતિગાન કરવાની રીત ઘણુંકરીને ચાલતી હતી, એટલે ગવૈયાની એક ટુકડી એક કડી ગાતાં બોલે, પછી છાની રહે, ત્યાર પછી જવાબમાં ગવૈયાની બીજી ટુકડી બીજી કડીનું ગાયન કરે. એ પ્રમાણે સમતોલપણાની વિશેષ જરૂર પડી. નિર્ગ. ૧૫; ૧, ૨૦, ૨૧: ૧ શમૂ. ૧૮; ૭ જુઓ.

હવે એ સમતોલપણું મુખ્યત્વે કરીને ત્રણ પ્રકારનું થઈ શકે.

૧). સમાનાર્થ સમતોલપણું, એટલે પહેલી કડીમાં જે કંઈ કહેવામાં આવે તેની સાથે **મળતો અર્થ** બીજી કડીમાં રહેલો છે. જેમકે ગીત. ૧૧૪; ૧ : ૧૦૫; ૨૦–૨૬.

૨). વિરોધાર્થ સમતોલપણું. એવું સમતોલપણું હોય તો પહેલી કડીમાં જે કંઈ કહ્યું છે તેથી **ઉલટી** જે કંઈ વાત હશે તેનો નકાર બીજી કડીમાં આવે છે. જેમકે ગીત. ૧; ૬. દષ્ટાં. ૧૪; ૧. જ્યારે કહેવતરૂપ બોધ કાવ્યમાં કરાય છે ત્યારે તો વિરોધાર્થ સમતોલપણું વિશેષ વાપરે છે. એના ઘણા દાખલા દષ્ટાં. ૧૦; ૧—૨૨; ૧૬ માં હાથ આવે છે.

૩). સંયુક્તાર્થ સમતોલપણું એટલે પહેલી પહેલી કડીમાં જે કંઈ આવે અને બીજી કડીમાં જે આવે તે બન્નેની વચ્ચે કાર્યકારણ જેવો **સંબંધ** ચાલે છે, અથવા તર્કવિદ્યા પ્રમાણેનો બીજો કોઈ પણ સંબંધ ચાલે છે, તેમાં સંયુક્તાર્થ સમતોલપણું રહેલું સમજવું. જેમકે ગીત. ૨૩; ૧ : ૧૨૭; ૧.

ઘણાંખરાં ગીતોમાં ઉપલું સમતોલપણું બેજ કડીમાં આવી રહેલું છે, એટલે દોહરા જેવો છંદ વિશેષ લોકપ્રિય જણાય છે. કોક વખત એને બદલે ત્રણ કે ચાર કે તેથી વધારે કડીમાં શ્લોક સમાએલો છે. ત્રણ કડીના શ્લોકના દાખલા નીચે મુજબ છે, ૧; ૧ : ૩ : ૭ : ૫૪; ૩ : ૯૩; ૩, અને ચાર કડીના શ્લોકના દાખલા એટલે ૨૭ : ૩ : ૯૧; ૫, ૬ : ૩૭; ૩૬.

કોઈ વખતે કેટલાક શ્લોકનો સમૂહ કરવામાં આવ્યો છે અને એવા બે ત્રણ સમૂહ મળીને આખું ગીત થએલું જણાય છે. એવા શ્લોકસમૂહની છેલ્લી કડીમાં ટેકરૂપ વચન આવે, જેમકે ગીત. ૪૨ ; ૫, ૧૧ અને એની સાથે ૪૩ ; ૫ : ૪૬ ; ૭, ૧૧ : ૫૭; ૫, ૧૧. વળી કોઇક વખત શ્લોકસમૂહને અંતે સેલાહ શબ્દ પણ ઉમેરે છે, જેમકે ગીત. ૩ ; ૨, ૪, ૮ : ૪ ; ૨, ૪.

બીજા કોઇ ગીતમાં શ્લોકસમૂહ અક્ષરમાળાના અમુક ખાસ અક્ષરના અધિકાર તળે આવેલો જણાય છે, જેમકે ગીત. ૧૧૯. પરંતુ શ્લોકસમૂહનો અંત આવ્યો છે એ દર્શાવવાને કંઈ પણ નિશાની ઘણુંકરીને મળે નહિ. એ કારણ માટે એક સમૂહ શેમાં પુરો થયો અને બીજો સમૂહ કિયા શબ્દથી શરૂ થયો એ ઠરાવવું મુસ્કેલ પડે.

જે ગીતોની કલમો કક્કાનુક્રમે ગોઠવેલી છે એવાં નવ ગીત ગીતશાસ્ત્રમાં છે, એટલે ૯, ૧૦, ૨૫, ૩૪, ૩૭, ૧૧૧, ૧૧૨, ૧૧૯, ૧૪૫.

૧). ૯ મા ગીતની સાથે ૧૦ મું ગીત જોડીએ તો તે બંને ગીતના શ્લોક કક્કાનુક્રમે ગોઠવેલા માલુમ પડે છે. તે ગીતના શ્લોકના આદ્યક્ષરો અક્ષરમાળાની ગોઠવણ પ્રમાણે ગોઠવેલા છે, પરંતુ ગીતની જે અસલ રચના હતી તેમાં કંઈ ફેર થયો હશે એવું લાગે છે, કારણકે એવા બે ત્રણ આદ્યક્ષર છે કે જેમને ઉપલો નિયમ લાગુ પડતો નથી.

૨). ગીત ૨૫, ૩૪, ૧૪૫. આ ત્રણ ગીતોના શ્લોક દોહરારૂપ છે, અને તે દોહરાના આદ્યક્ષરો કક્કાનુક્રમે ગોઠવેલા છે: પણ ૧૪૫ મા ગીતમાં "נ" વાળો, એટલે "ન" વાળો, શ્લોક ખુટે છે, માટે તે ગીતના માત્ર એકવીસ શ્લોક થાય છે.

૩). ગીત ૩૭, એમાં ચાર નહિ તો પાંચ કડીવાળા શ્લોકના બબ્બે શ્લોકની જોડ થાય છે, અને તે જોડશ્લોકના આદ્યક્ષરો કક્કાનુક્રમે ગોઠવેલા છે, પરંતુ એમાં એક બે અક્ષરની ખોટ થાય છે.

૪). ગીત ૧૧૧, ૧૧૨. આ બંને ગીત સાથે ગણીએ તો તેમાં કડીના આદ્યક્ષરો કક્કાનુક્રમે આવે છે. વળી એમાં પણ શ્લોકસમૂહ જણાય છે, એટલે આઠ દોહરા છે અને તે પછી ત્રણત્રણ કડીવાળા બે શ્લોક, એમ બધી મળીને ૨૨ કડી નીકળે છે.

૫). ગીત. ૧૧૯, એમાં કક્કાનુક્રમ પ્રમાણે ગોઠવેલા એવા ૨૨ શ્લોક-સમૂહ સમાએલા છે. એઓ આઠઆઠ શ્લોકના છે, અને આઠ શ્લોકના આઠ આદ્યક્ષરો એકનેએકજ છે. એ પ્રમાણે આખા ગીતમાં ૨૨×૮, એટલે ૧૭૬, શ્લોક મળી આવે છે. [કલમ ૧૨૨ મી તથા ૧૩૨ મી બાદ કરતાં બાકીની બધી (૧૭૪) કલમોમાં પ્રભુનો નિયમ સુચવનાર એવો કોઇ શબ્દ મળી આવે છે, જેમકે નિયમશાસ્ત્ર, ન્યાયવચન, વચન, વિધિ, આજ્ઞા, સાક્ષ્ય, શાસન, માર્ગ, વિશ્વાસુપણું].

ગીતશાસ્ત્ર ઉપરાંત જુના કરારનાં બીજાં કેટલાંક પુસ્તકોમાં કક્કાનુક્રમ પ્રમાણે ગોઠવેલા શ્લોકનાં ગીત હાથ આવે છે, જેમકે વિલાપના અધ્યાય ૧, ૨, ૩, ૪, અને દૃષ્ટાંત. ૩૧; ૧૦-૩૧. વળી એની સાથે ઓછો વત્તો મળતો અનુક્રમ નાહૂમ ૧; ૨-૧૦ માં જણાઈ આવે છે.

## આવનાર મસીહને લગતાં ગીતો.

મસીહ આવનાર છે એવી વાત ઘણાએક ભવિષ્યવાદીઓએ પ્રગટ કરી હતી, પણ કાવ્ય ભવિષ્યવચનની બહેન ગણાય, અને ભવિષ્યોની સાથે મળતી વાણી કાવ્યમાં સંભળાય છે, તેથી કાવ્યમાં પણ આવનાર મસીહ વિષેની વાત મળી આવે, એમાં કંઇ નવાઇ નથી. આવાં ગીતોના ચાર વર્ગ પાડયા છે.

૧). પહેલા વર્ગને રાજકીય વર્ગ કહે છે, કે જેમાં આવનાર મસીહ તે દેવનો પુત્ર છે, માટે તે રાજા તથા યાજકનો હોદ્દો ચલાવશે, એવું સુચવેલું છે. આ વર્ગમાંનાં મુખ્ય દસ ગીત છે, એટલે ૨, ૧૮, ૨૦, ૨૧, ૪૫, ૬૧, ૭૨, ૮૯, ૧૧૦, ૧૩૨.

દાઉદના વંશનો ઇસ્રાએલનો જે રાજા તે યહોવાહની આગળ લોકોના પ્રતિનિધિ જેવો ઊભો થઈ શકે એટલુંજ નહિ પણ ઇસ્રાએલી તથા પારકી કોમની આગળ તે રાજા તો યહોવાહના પ્રતિનિધિ જેવો જણાઈ આવે. તે રાજા યહોવાહને નામે પ્રતિનિધિ દાખલ ઊભો થશે ત્યારે બધી દેશજાતિઓ પર તેને ધણીપણું આપવામાં આવશે, એવું વચન પ્રગટ કરવામાં આવ્યું. બધા દેશો મારો વારસો છે એ સાબિત કરવાને ૨ શમૂ. ૭ મો અધ્યાય વિશેષ ભારે પુરાવો આપે છે. એ અધ્યાય સનદ જેવો અધ્યાય કહેવાય, કેમકે એમાં પ્રભુ તરફથી આવેલું વચન નાથાન ભવિષ્યવાદીએ દાઉદને ખુલ્લી રીતિએ કહી સંભળાવ્યું. દાઉદના વંશની સાથે ઈશ્વરે સદાનો કરાર કીધો છે, એવી વાત ૨ શમૂ. ૨૩; ૫ માં પણ જાહેર કરવામાં આવી છે. હવે ઈશ્વરે પોતાની

નરી દયાએ કરી દાઉદને તથા તેના વંશને પસંદ કર્યાં છે અને એજ પોતાની પસંદગી ઉપલા અધ્યાયમાં પ્રસિદ્ધ કરી છે. એ બધી વાતો પર આધાર રાખીને કવિઓએ કેટલાંક રાજકીય ગીતો રચ્યાં.

(૧) ગીત ૨ જું. પરધર્મીઓ તથા વિદેશીઓ બંડ ઉઠાવે તો ભલે, એમનું કંઇ વળવાનું નથી, કેમકે સિયોનમાં એક રાજા હમણાંજ અભિષિક્ત થયો છે, અને તે રાજા યહોવાહનો દીકરો છે. તે રાજકુંવર થઇને બધી દેશજાતિઓની આગળ યહોવાહનો પ્રતિનિધિ છે ; તેનાથી અંતે બંડ ઉઠાવનારાઓનું સત્યાનાસ થશે.

(૨) ગીત ૪૫ મું. સુલેમાન નહિ તો તે પછીના કોઈ પણ દાઉદ-વંશી રાજાએ લગ્ન કર્યાં તેજ પ્રસંગને વાસ્તે આ ગીત રચવામાં આવ્યું હશે. એમાં એવો દાવો પ્રગટ કર્યો છે કે, સનાતન રાજ્ય પામવાનું જે વચન અગાઉ પ્રગટ થયું હતું તે હાલ પુરૂં પડશે. પારકી કોમની એક રાજકુમારિકાની સાથે લગ્ન થયાં, તે પરથી સુચવેલું છે કે, એવો એક દિવસ આવનાર છે કે જેમાં સઘળી દેશજાતિઓ શાંતિથી ઇસ્રાએલીઓની સાથે ભેગી થશે, અને તેઓની વચ્ચે પરસ્પર પ્રીતિપૂર્વક સંબંધ સદા ટકશે.

(૩) ગીત ૭૨ મું. સુલેમાન નહિ તો તે પછીનો બીજો કોઈ રાજા અભિષિક્ત થયો તે વખતે કરેલી વિનંતી આ ગીતમાં સમાએલી છે. એમાં પ્રભુની આગળ એવી પ્રાર્થના કરેલી છે કે, હમણાંનો જે અભિષિક્ત રાજા તે ન્યાયીપણે પોતાનો અધિકાર ચલાવે, જુલમનો બદલો વાળે, અને પોતાને તાબેનું રાજ્ય વધતાં વધતાં દુનીઆની છેલ્લી હદ સુધી ફેલાઇ જાય. 'વળી બધી કોમના લોકો ખુશીથી તેની સેવા કરવા આવશે.'

(૪) ગીત ૧૧૦મું. એમાં દાઉદ તો રાજા તથા યાજક તથા જીત મેળવનાર શૂરવીર જેવો પ્રગટ થાય છે. યહોવાહ તેનેજ પસંદ કરીને તેને પોતાનો સહનિયંતા ઠરાવે છે, અને તેને માનસહિત પોતાની પડખે રાજ્યાસન પર બેસાડે છે. વળી રાજાના અધિકાર ઉપરાંત તેને યાજકપદ પણ સોંપવામાં આવ્યું છે, અને આ નવો અભિષિક્ત થએલો રાજા શાલેમના પુરાતન વખતના રાજાના બધા હક ભોગવવાનો છે. (ઉત્પ. ૧૪; ૧૮—૨૦).

૨). દુઃખસહનસુચક ગીતોનો વર્ગ.

આવનાર મસીહ તે મુસિબત ભોગવનાર મસીહ જણાઈ આવશે, એવો બોધ દર્શાવનાર મુખ્ય ગીતો નીચે મુજબનાં છે, એટલે ૨૨, ૬૯, ૧૦૯, ૩૫, ૪૧, ૫૫.

ખ્રીસ્ત દુઃખિત પુરૂષ અને દરદનો અનુભવી એવો પ્રગટ થશે, અને સાંપ્રત કાળના તેની મંડળીના સભાસદો તેના સંકટનું ઓછાપણું પોતાના દેહમાં પુરૂં કરે (કલો. ૧; ૨૪), તેમજ ખ્રીસ્તનો માનવી અવતાર થયા પહેલાં તેનાં સંકટોની અગમ-સુચના વખતેવખતે કરવામાં આવી. એવી કેટલીક સુચના ગીતશાસ્ત્રમાં રહેલી છે. તેમાં ખ્રીસ્તનાં સંકટોનો ઉપમારૂપ બોધ આપેલો છે એટલુંજ નહિ પણ ખ્રીસ્તના દુઃખસહનની કેટલીએક ખાસ તથા બારિક વિગત અજાયબ રીતે આગળથી પ્રગટ કરવામાં આવી છે. પરંતુ આપણે જરૂર યાદ રાખવું જોઈએ કે, દુઃખ-સહનસુચક આ બધાં ગીતો મસીહને લાગુ પડે છે, અને અગમ-સુચવેલી બધી વિગત મસીહના જીવનચરિત્રમાં પુરી પડેલી જણાશે, એ મત યહુદી મંડળીમાં ઘણુંકરીને પ્રસરી ગયો નહોતો. આવ-નાર મસીહ વૈભવ તથા ગૌરવે પોતાનું રાજ્ય ચલાવે એટલુંજ ઇસ્રાએલી લોક માન્ય કરતા, પણ તેનેતેજ મસીહ દુઃખિત પુરૂષ તથા દરદનો અનુભવી થશે, એ વાત તેઓ હજી ભાગ્યે સમજી શકતા. ઈસુ પોતે બોધ આપવા લાગ્યો ત્યારેજ માત્ર જણાવવામાં આવ્યું કે, જય પામવા હું આવ્યો છું એટલુંજ નહિ, પણ મારે દુઃખ સહન કરવું પડે છે, અને મારા માથા પર આવ-નાર સંકટો ઈશ્વરની પૂર્વપ્રધારણા પ્રમાણે મારા પર આવી પડશે.

(૧) ગીત ૨૨ મું. આમાં ખ્રીસ્તના વધસ્તંભ વિષેની એટલુંજ નહિ પણ ખ્રીસ્ત વધસ્તંભે જડાશે તે વખતની કેટલીક બિના વિષેની અગમસુચના કરેલી છે. વળી તે ઉપરાંત મરણ સુધીનું દુઃખ ભોગવ્યાથી જે શુભફળ પ્રાપ્ત થશે તે પણ આ ગીતમાં દર્શાવ્યું છે. ઈસુ વધસ્તંભે ટંગાએલો હતો ત્યારે તે આ ગીતનું પહેલું વાક્ય મોટે સાદે બોલ્યો, એટલે "એલી, એલી, લામા સાબાખ્થાની." એ પ્રમાણે આ ગીત દુઃખ સહન કરનાર ખ્રીસ્તને ખરેખર લાગુ પડયું, અને ખ્રીસ્તના મરણમાં આ ગીતની વાત પુરી પડી, એવી ખાતરી કરી શકીએ છીએ.

(૨) ગીત ૬૯ મું. દેવને નામે જે માણસની સખત સતાવણી થાય છે તેના પર આવેલાં સંકટોનું બારિક વર્ણન આ ગીતમાં કરેલું છે. દરદે અનુભવી આ દુઃખી માણસમાં ખ્રીસ્તની કેટલીક ઉપમા રહેલી જણાય છે, જેમકે

અ) દેવના મંદિર વિષે તેનામાં આસ્થા બળતી હતી (વાકય ૮, ૯).

આ) તેના શત્રુ વગર કારણે તેના પર ધસી પડે છે.

ઈ) દેવનો વફાદાર થયાને લીધે એ ભારે અપમાન સહેવું પડે છે.

જે મહેણાં મારવામાં આવ્યાં અને જે તમાચા ભોગવવા પડયા તેઓમાં ખ્રીસ્તનાં સંકટોની સુચના રહેલી છે. વળી સતાવનારા પર જે શાપ આવ્યો તેનેતેજ શાપ ખ્રીસ્તને પરસ્વાધીન કરનાર શિષ્ય પર આવી પડયો, અને તેના શત્રુ પર જે સખત ફેંસલો કરવામાં આવ્યો તેજ તો દેવને ત્યાગી દેનાર ઇસ્રાએલીઓ પર પડેલો ખુલ્લી રીતે પ્રગટ થયો.

૩). મસીહ માણુસનો દીકરો છે એવી સુચના દર્શાવનારાં ગીતોનો વર્ગ.

આ વર્ગમાંનાં ત્રણ ગીત છે, એટલે ૮, ૧૬, ૪૦.

માનવ પતિત થયો ન હોત તો માણસનો દીકરો દેવની સાથે અત્યંત મિલાપ રાખી શકત, અને દેવને પુરેપુરી રીતિએ આજ્ઞાંકિત રહેત. હવે એવો પાપરહિતનો માણસનો દીકરો ઉપલાં ગીતોમાં બતાવેલો છે. પાપને લીધે માનવની અવસ્થા બગડી ગઈ, પણ એવી નીચાવસ્થામાં રહેવા સારૂ ઇશ્વરે માણસને પેદા કીધો નહોતો. માણસને સૃજવામાં માણસ વિષે ઇશ્વરનો જે મનોર્થ હતો તે મનોર્થ આ ગીતોમાં વર્ણવેલા માણસનાં દીકરામાં સફળ થએલો જણાઇ આવે છે. એવો નિષ્પાપ માનવપુત્ર એકલા મસીહમાં પ્રગટ થવાનો હતો. આ ત્રણ ગીતોમાં બતાવેલો માનવ-પુત્ર આવનાર મસીહ હશે, એવો મત યહુદી લોકોમાં ચાલુ હતો.

(૧) ગીત ૮ મું. માનવ પતિત થયાથી તેને મરણદાયક ફળ ભોગવવાં પડયાં ખરાં પણ પતિત થએલા માણસની તરફ નહિ જોતાં નિર્દોષ માણસની અવસ્થા વિષે ૮ મા ગીતમાં સુચના કરી છે. ઇશ્વરે માણસને સૃજ્યું ત્યારે તેના વિષે ઇશ્વરના મનમાં જે ઊંચી આશા તથા સારી ઇચ્છા ઇશ્વરની

પૂર્વપ્રધારણા પ્રમાણેની હતી તેજ તો આવનાર નિર્દોષ માનવપુત્રમાં સફળ થવાની છે, એવી વાત આ ગીતમાં મળી આવે છે. તેમાં વર્ણવેલો જે માનવપુત્ર તે એકલા ખ્રીસ્ત ઈસુમાં આબેહુબ દેખાય છે. હેબ્રી. ૨ ; ૬–૮ સરખાવો.

(૨) ૧૬ મું ગીત. જે માનવપુત્ર ઈશ્વરની સંઘાતે અત્યંત મિલાપ કરનાર છે તેજ માણસ મરણથી પણ બીનાર નથી. દેવની સાથે સંબંધમાં આવેલો માણસ મરણ પામે તો પણ તે મરણ પામ્યાને લીધે દેવથી જુદો પડવાનો નથી ; એટલે એવો માનવપુત્ર મરણ ઉપર પણ જયકાર કરશેજ કરશે. પરંતુ આ ગીત રચનાર પોતે મરણને તાબે થયો, અને આ ગીતમાં રહેલી જે અગમસુચના તે તો ગીત રચનારના પોતામાં પુરી પડી નહિ, એ સાક્ષાત છે. કબરમાંથી નીકળનાર જે ઈસુ એકલા તેનામાંજ આ ગીતનું ભવિષ્ય પુરૂં પડેલું જણાય છે. પ્રે. કૃ. ૨ ; ૨૫–૨૮ : ૧૩ ; ૩૫- જુઓ.

(૩) ૪૦ મું ગીત. દેવનો ઉપકાર માનતાં આજ્ઞાપાલનરૂપ યજ્ઞો ચઢાવવાની ઇચ્છા આ ગીતમાં બતાવેલી છે. પરંતુ આ ગીત રચનારે પોતે જે આજ્ઞાપાલન કીધું તે તો અધુરૂં તથા દોષવાન હતું, અને એમાં વર્ણવેલું આજ્ઞાધીનપણું માત્ર ખ્રીસ્ત ઈસુમાંજ સંપૂર્ણ થએલું જણાય છે.

૪). આ દુનિયા પર ઉતરી આવનાર મસીહ વિષેનાં ગીતોનો વર્ગ. ન્યાયચુકાદો કરવા અને છેવટનો ઉદ્ધાર સાધવા યહોવાહ આવનાર છે. અને એ આવનાર યહોવાહ મસીહ છે. ગીત. ૧૮ ; ૭–૧૩ : ૫૦, ૬૮, ૯૬, ૯૭, ૯૮, એટલાં ૭ ગીતમાં યહોવાહના આવવા વિષે અગમસુચના છે ખરી, પણ ખ્રીસ્ત માનવી અવતાર લઇને પ્રગટ થશે એવો ખુલાસો આ ગીતોમાં ખુલ્લી રીતે રહેલો છે એવું નહિ સમજવું. આ ગીતો પરથી યહુદીઓના મનમાં એટલી આશા ઉત્પન્ન થઇ કે, યહોવાહ કોઈ પણ રીતે આપણી વચમાં હાજર થઇને બારોબાર ઉદ્ધારનું કામ સંપૂર્ણ કરશે, અને જેટલા તેને શરણે નહિ આવે, તેટલાને દંડાજ્ઞા થશે. પણ એજ આશા કયારે તથા કેવી રીતે સફળ થઇ ? ખ્રીસ્ત માનવી અવતાર લઇને આપણી વચમાં આવ્યો ત્યારે તથા તે ઉપાયને દ્વારાએ આ ગીતોમાં સુચવેલું પુરૂં થયું.

જો કે મસીહને લગતાં ઉપલા ચાર વર્ગનાં ગીતો છે તો પણ યાદ રાખવું જોઇએ કે ચારે વર્ગમાં અગમસુચવેલો જે મસીહ તે એકનેએકજ હશે એવી જાણ યહુદી લોકોને નહોતી, પણ દરેક વર્ગનાં ગીતોથી તે વર્ગની સાથે મળતો એવા આવનાર મસીહ સંબંધી ખાસ આશા યહુદીઓના મનમાં ઉત્પન્ન થઇ. હવે વર્ગ વર્ગ પ્રમાણેની એ ચારે આશા જાણેકે સંયુક્ત થઇને એકજ પુરૂષમાં સફળ થશે આટલી યહુદીઓને સમજ નહોતી, પરંતુ ઇસુ પ્રગટ થયો ત્યારેજ માત્ર લોકો અચંબા સાથે સમજી શકયા કે, એ એકજ ઇસુમાં ઉપલું બધું પુરૂં રહેલું છે. તે દેવનો દીકરો છતાં માનવનો દીકરો પણ છે; પુત્ર છતાં સેવક પણ છે; રાજા છતાં યાજક પણ છે; અને જીતનાર છતાં દુ:ખસહન કરનાર પણ છે, તેનામાંજ ઉપલી બધી આશા મળી ગએલી જણાઇ. ખ્રીસ્તના અવતર્યાં પહેલાં યહુદીઓની સમજશક્તિ આટલે સુધી પહોંચી ગઇ નહોતી. પણ ઇસુએ જે અધુરૂં રહ્યું હતું તે સંપૂર્ણ કરીને તેમને બોધ આપ્યો. જુઓ માર્ક ૮; ૨૭—૯; ૮. આ ફકરામાં જણાવ્યું છે કે, ઇસુએ પોતાના શિષ્યોને પુછ્યું કે, હું માનવપુત્ર કોણ છું, એ વિષે લોક શું કહે છે? ત્યારે પીતરે જવાબ આપ્યો કે, તું મસીહ છે. એટલો જવાબ સાંભળ્યો કે તરત ઇસુ નવો બોધ શીખવા લાગ્યો કે, માનવપુત્રે ઘણું સહેવું, હા, મરણ સુધીનું દુ:ખ સહેવું જોઇએ, પણ ત્રણ દહાડા પછી તેનેતેજ માનવપુત્ર પાછો ઉઠશે (માર્ક ૮; ૩૧). વળી થોડી વાર પછી આ બોધની સાથે મળતી એવી આકાશવાણી સંભળાઇ કે, આ મારો વહાલો દીકરો છે (માર્ક ૯; ૭). હવે એટલી બધી વાત પરથી સાબિત થયું કે જે મસીહ ઇશ્વરપુત્ર છે તેનેતેજ માનવપુત્ર પણ છે; જે દીકરો તે દાસ પણ છે; અને જે જીતનાર તે દરદનો અનુભવી પણ છે. પણ એટલા સિદ્ધાંતો કયારે જાણવામાં તથા સમજવામાં આવ્યા? ઇસુ શિષ્યોને શિખવવા લાગ્યો ત્યારેજ; પણ તે પહેલાં નહિ.

ભવિષ્યવાદીઓ તથા કવિઓ (ગીતકર્તા) બોધ આપે ત્યારે સાંભળનાર પેઢીને લાગુ પડે અને ચાલુ વખતની બિનાના સંબંધમાં આવે એવો બોધ તેઓ અવશ્ય આપતા. પણ એમના આપેલા બોધમાં જેટલો અર્થ ખરેખર રહેલો હતો તે બધો અર્થ તેજ પેઢીના લોક પુરેપુરી રીતે કદાચ સમજી નહિ શકે. એમાં રહેલો પુરો બોધ કાળાંતરે તથા ધીમે ધીમે એમાંથી નીકળી આવે.

ઈશ્વરનો ઇરાદો સદાથી સર્વકાળ સુધી એવો ને એવોજ રહે છે; પણ ઈશ્વરના ઠરાવો વિષે જ્ઞાન માણસને રફતે રફતે મળે. જેમની પાસે કંઇ છે તેમને વધતું પણ આપવામાં આવશે, એ નિયમ સાચવતાં પ્રભુ પોતાના સેવકો સાથે બ્યવહાર ચલાવે છે. ઈશ્વરનું પ્રકટીકરણ થોડું આપણા જાણવામાં આવ્યું હશે તોજ બીજું થોડું શિખવવામાં આવે. ધારો કે પ્રકટીકરણનો પુરે-પુરો પ્રકાશ આપણા પર એકાએક આવી પડે તો તેથી શું પરિણામ થાય? પરિણામ તો એજ કે તે પ્રકાશની અધિકતાને લીધે આપણે આંધળા થઇ જઇએ. ઈશ્વરને યોગ્ય લાગે તેજ કાળના ધોરણ પ્રમાણે તે પોતાના લોકને શીખવે છે. ભવિષ્યો ક્યારે ખરેખરાં પુરાં પડેલાં જણાય છે? જુઓ, ઈસુ ખ્રીસ્તે મુસાની આજ્ઞામાં જે ઉંડો ઉંડો અર્થ રહેલો હતો એ દર્શાવતાં પુરાતન વખતની આજ્ઞા પુરી કરી. હવે એવી રીતે ભવિષ્ય પણ પુરૂં કરાય છે. જ્યારે ભવિષ્યની વાત વધારે ને વધારે પ્રફુલ્લિત થતી થતી જાય છે અને તેમાંથી ઘણું લણ્યા છતાં બાકીનું ઘણું હજી લણવાનું જણાય છે ત્યારે તો ભવિષ્ય પુરૂં કરેલું કહેવાય.

## દેશજાતિઓ વિષે.

મસીહને લગતાં ગીતોમાં દેશજાતિઓ વિષે જે બોધ આપેલો છે તે વિશેષ જાણવાજોગ છે. કેટલાંક ગીતોમાં એવું જણાય છે કે, દેશજાતિઓ યહોવાહના પસંદ કરેલા લોકના વેરીઓ છે, અને તેઓ યહોવાહના લોકોનું સત્યાનાસ કરવાને સંપીલી થઇ છે; પણ જો તેઓ તેમનાં અપવિત્ર કામ કરવામાં જારી રહે તો તેમનો પોતાનો નાશ બેશક થશે. પરંતુ બીજાં કેટલાંક ગીતોમાં દેશજાતિઓ વિષે તેથી છેક જુદો મત પ્રગટ કરેલો છે. ઘણાં ગીતોમાં તેમના વિષે સારી આશા બતાવવામાં આવી છે તે નીચે મુજબ—

૧). યહોવાહ યહુદી લોકોનો એટલુંજ નહિ પણ આખી પૃથ્વી અને તેમાંના સઘળા રહેવાસીઓનો પેદા કરનાર એવો જણાય છે, એ માટે પૃથ્વીની સઘળી દેશજાતિઓ યહોવાહની દેખરેખ તળે આવેલી છે. તેમના વિષે પણ ઈશ્વર ખાસ મનોર્થ રાખે છે, અને તેમને નીતિવ્યાવહારિક બોધ મળે માટે તેમને શિક્ષા કરવા ઉભો થયો છે. ઈશ્વર સાર્વજનિક નિયંતા તથા ન્યાયાધીશ એવો પ્રગટ કરેલો છે, માટે બધી દેશજાતિને એવી સલાહ આપેલી છે કે તમારે ઈશ્વરની આગળ નમવા આવવું, તેની પ્રશંસા તમારે પણ કરવી, હા, તેના મંદિરમાં આવીને તેની આરાધના કરવી જોઇએ, ગીત. ૨૪; ૧ : ૬૬ ; ૭: ૩૩ ; ૧૪ : ૯૪ ; ૧૦ : ૪૯ ; ૧ : ૨૨ ; ૨૮ : ૪૬ ; ૧૦ : ૪૭ ; ૨, ૮, ૯ : ૯૬ ; ૧૩ : ૯૮ ; ૯ : ૯૯ ; ૨ : ૨ ; ૮ઇત્યા. : ૩૩ ; ૮ : ૬૬ ; ૧, ૨ : ૧૧૭ ; ૧ : ૧૪૫ ; ૨૧ : ૧૦૦ ; ૧, ૨ : ૧૧૩ ; ૪.

૨). વળી એવો એક દિવસ આવશે કે જ્યારે સઘળી દેશજાતિઓ યહોવાહનું ઉપરીપણું કબુલ કરશે, સર્વ લોક તેની પાસે આવશે, કેમકે તે પ્રાર્થનાનો સાંભળનાર દેવ છે, અને ગીતશાસ્ત્રમાં જે છેલ્લામાં છેલ્લું વાકય તેમાં બતાવ્યું છે કે, જેટલાં પ્રાણીમાં શ્વાસ છે તે સઘળાં એકઠાં થઇને યહોવાહની સ્તુતિ કરશે. "શ્વાસોશ્વાસ લેનારાં સર્વ યાહની સ્તુતિ કરે; તમે યહોવાહની સ્તુતિ કરો," ૧૫૦; ૬. વળી જુઓ ગીત. ૨૨; ૨૭: ૬૬; ૪: ૬૮; ૨૯ ઇત્યા.: ૮૬; ૯: ૧૦૨; ૨૨: ૧૦૨; ૧૫: ૧૩૮; ૪: ૬૫; ૨, ૫.

૩). ઉપર કહ્યા પ્રમાણે યહોવાહનું રાજ્ય આખી પૃથ્વીમાં ફેલાઈ જશે, પણ તે રાજ્યનો ફેલાવ કરવાનું યહોવાહના હાથમાં જે સાધન તે ઇસ્રાએલી લોકજ છે. ઇસ્રાએલીઓ વારંવાર જીત પામતા આવ્યા છે, પણ જીત પામવાનો મુખ્યાર્થ એજ છે કે, તેમની મારફતે સઘળી દેશજાતિઓ યહોવાહને તાબે થાય. જે જે દેશજાતિઓ આગલે વખતે વૈરીઓ હતા તેઓ તો આગળ જતાં ઇસ્રાએલીઓની સાથે પ્રજાબંધનમાં આવશે, અને એ બધી પ્રજાને વાસ્તે સીઓન પહાડ રાજધાની થશે. ગીત. ૧૮; ૪૯: ૫૭; ૯: ૪૭; ૯: ૭૨; ૮ ઇત્યા.: ૧૦૨; ૧૫, ૨૧ ઇત્યા. વળી ૪૫મું ૬૭ મું અને ૮૭ મું આખું ગીત.

## કવિઓથી ધરાવેલા સ્વપુણ્યાભિમાનના દાવા વિષે.

ગીત. ૭; ૮ માં દાઉદ એ વિનંતી કરે છે કે, "હે યહોવાહ, મારા ન્યાયીપણા પ્રમાણે, તથા મારામાં જે પ્રમાણિકપણું છે તે પ્રમાણે, મારો ન્યાય કર." વળી ૧૮; ૨૦ તથા તે પછીનાં વાકયોમાં બતાવ્યું છે કે, દાઉદ પોતાના શત્રુઓથી છુટકો પામ્યો, પણ એ તો પોતાના નિરપરાધીપણાને લીધે બન્યું છે. વળી ૧૭; ૧ ઇત્યાદિમાં તે પોતાની પ્રાર્થનાનો જવાબ માગે છે ને જવાબ મેળવવાનું એવું કારણ બતાવે છે કે, મારૂં હૃદય ચોખું છે, અને મારામાં અપરાધ નથી, કુધારણા કંઇ નથી. વળી ૨૬; ૨ તથા તે પછીનાંમાં દાઉદ વિનંતી કરે છે કે, યહોવાહ મને તપાસે તથા પારખે, ને મારા અંતઃકરણ તથા હૈયાને કસે. એમાં જાણે કે એવો દાવો ધરાવ્યો છે કે, પ્રભુ મને તપાસી જુએ તો મારામાં કંઇ અન્યાય તેને માલુમ પડશે નહિ.

હવે નવા કરારમાં જે બોધ આપેલો છે તેની સાથે ઉપલાં વાકયો સરખાવતાં કેટલું બધું જુદાપણું જણાય છે. જે કોઈ માણસ નવો કરાર વાંચીને ખરૂં જ્ઞાન પામ્યો છે તેને પાપની ભુંડાઈ વિષે ખાતરી થાય છે, હા, પોતા વિષે

જાણુ મળે છે કે, મારામાં પાપ નિવાસ કરે છે, અને પોતા પર કે પોતાનાં સુકૃત્યો પર આધાર રાખીને પ્રભુની આગળ દાવો ધરાવવો એ અશક્ય જણાય છે. લુક ૧૭; ૧૦ પ્રમાણે એટલુંજ બોલી શકાય કે, "અમે નકામા ચાકર છીએ."

પરંતુ સ્વપુણ્યાભિમાનદર્શક ગીતો વિષે આપણે એત્રણ વાત પર ધ્યાન લગાડવું જોઇએ.

૧). કોઈ કોઈ ગીતોમાં એટલું પ્રગટ કરેલું છે કે, ઈશ્વરના ભકતો પર ઈશ્વરના શત્રુઓએ ખાસ તહોમત મુક્યાં હતાં, પછી તહોમતદાર જોસભેર શાહેદી પુરે છે કે, એવા ગુન્હાના અમે તો અપરાધી નથી. જેમકે ગીત. ૭; ૩, ૪.

૨). બીજાં કોઈ ગીતોમાં એટલું સમજવું કે, ગીત રચનાર પોતા વિષે કહે છે કે, હું તો એકનિષ્ઠાથી પ્રભુનો ભક્ત થવા ચાહું છું, અને મારો ઇરાદો કંઈ પણ કપટની સાથે મિશ્રિત નથી. જેમકે ગીત. ૧૭; ૧ ઈત્યા. મારામાં જે ધારણા તથા જે મનસુબો છે તે નિષ્કપટ ધારણા તથા ઢોંગરહિતનો ચોખો મનસુબો છે.

૩). એવાં ગીતોની સાથે જરા મળતી કેટલીક સુચના નવા કરારમાં પણ હાથ આવે છે. જુઓ પ્રે. કૃ. ૨૦; ૨૬ ઈત્યા. ૧ કરીં. ૪. ૪. "હું આજ સુધી શુદ્ધ અંતઃકરણથી દેવ પ્રત્યે વર્ત્યો છું," પ્રે. કૃ. ૨૩; ૧.

જે જે માણસો એવી રીતે બોલે છે-તેઓ પોતાના તમામ નિરપરાધીપણાનો દાવો કરતા નથી, પણ અમે ભુંડા લોકની સોબતમાં ચાલતા આવ્યા નથી, અને બૂજ કરનાર દેવ અમોને તેમનાથી જુદા વર્ગના ગણશે, એટલુંજ તેઓ પ્રગટ કરે છે. પુરાતન વખતના જમાનામાં એવો મત ચાલુ હતો કે, પાપી મરુ પોતાનાં પાપના પ્રમાણમાં સંકટ થાય છે, અને જેના પર અતિ ભારે સંકટ આવ્યું છે તેને તો અતિ પાપી માણસ જાણવો. માટે કેટલાંક ગીતોમાં જાણે કે વાંધો કાઢવામાં આવે છે કે, મારા પર જે મહાભારત મુસીબત આવી પડે છે તેમના પ્રમાણમાં મેં શું મહાપાતક કીધું છે? જુઓ ગીત. ૫૯; ૩, "તેઓ મારો પ્રાણ લેવા સંતાઈ રહે છે, પરાક્રમીઓ મારી સાથે એકઠા થાય છે; હે યહોવાહ, આ મારાં ઉલ્લંઘન કે મારા પાપને લીધે છે, એમ નહિ." એ પ્રમાણે અચૂબ પણ વાંધો કાઢતો, હું પોતે નિષ્પાપ છું એવું તે બોલેજ નહિ, પણ જે અસાધારણ ભારે આફત મારા પર આવી પડેલી તેના જવાબમાં મેં અસાધારણ મહાપાતકો કર્યાં નથી, એવી હાંક મારે છે, અને માર્યાં વગર રહેવાય નહિ.

## શાપદાયક ગીતો વિષે.

કેટલાંક ગીતોમાં એવું દેખાય છે કે તે ગીત રચનાર પોતાના શત્રુ પર વેર વાળવાની જુસ્સા સહિત પ્રાર્થના કરે છે, અથવા તેમનો નાશ જોઈને જયજયકાર કરે છે. એવાં ગીતોને શાપદાયક કે શાપસુચક ગીતો કહે છે, જેમકે ગીત ૭: ૩૫: ૬૯: ૮૩: ૧૦૯: ૧૩૭; ૭-૯: ૫૮; ૬-૧૧: ૭૯; ૬-૧૩: ૧૩૯; ૧૯-૨૨.

હવે એકલા ગીતશાસ્ત્રમાં એવાં ગીત હાથ આવે છે એટલુંજ નહિ, પણ જુઓ ન્યાયા. ૫; ૨૪-૩૬ માં દબોરાહનું ગીત. વળી યિર્મેયાહના પુસ્તકમાં પણ એવાં કેટલાંક વચન છે, ૧૧; ૧૮-૨૩: ૧૫; ૧૫-૧૮: ૧૭; ૧૮: ૧૮; ૧૯-૨૩: ૨૦; ૧૧-૧૩.

ઉપલાં ગીતો જુના કરારની વ્યવસ્થાના જમાનાનાં ગીતો છે અને તેઓમાં એલીયાહના સ્વભાવની સાથે મળતી વાત જણાય છે ખરી (૨ રાજા. ૧; ૧૦, ૧૨), પણ એમાં ખ્રીસ્તના સ્વભાવની સુચના કયાં છે (માત્થી ૫; ૪૪)? પુરાતન લોકોને કહેલું હતું કે, તું તારા પડોસી પર પ્રીતિ કર ને તારા વેરી પર દ્વેષ કર (માત્થી ૫; ૪૩), એજ ધોરણ પ્રમાણે ઉપલાં ગીતો રચેલાં જણાય છે. પવિત્રાત્માની વ્યવસ્થાના જમાનામાં તો મરનાર સ્તેફને પોતાને સતાવનારાના લાભમાં એવી વિનંતી કરી કે, "તેઓ પર આ દોષ મુકતો ના," (પ્રે. કૃ. ૭; ૬૦). પણ આગલી વ્યવસ્થાના જમાનામાં યહોયાદાના પુત્ર ઝખાર્યાહે પોતાને મારનારાને વાસ્તે જુદી તરેહની પ્રાર્થના કરી હતી, એટલે "યહોવાહ તે પર નજર કરીને તેનો જવાબ લો" (૨ કાળ. ૨૪; ૨૦-૨૨).

જુના કરારનાં ભવિષ્યો તથા તેમાં ઠરાવેલી કર્મક્રિયા ખ્રીસ્ત ઈસુમાં પુરાં પડેલાં જણાય છે ખરાં, પરંતુ એજ વાત ઉપર ખ્રીસ્ત પોતે બહુ ભાર મુકતો નહોતો, પણ આગલા જમાનામાં જે નીતિવ્યાવહારિક નિયમો ચાલતા તે પુરા પાડવા હું આવ્યો છું, એવો વિશેષ દાવો ધરાવતો (માત્થી ૫; ૧૭-૪૮), એટલે જુના કરારના જમાનાના નીતિવ્યવહારમાં જે કંઈ અધુરૂં ને ગુપ્ત રહેલું હતું તે પ્રફુલ્લિત તથા સંપૂર્ણ કરવા આવ્યો છું.

પરંતુ ઉપલાં લ્યાનતવાળાં ગીતો વિષે આપણે નીચે મુજબની સાત વાત ધ્યાનમાં રાખવી —

૧). અમુક માણસ પોતાના ખાનગી શત્રુઓ પર વેર વાળવા મન બતાવે અથવા પોતાના ખાનગી શત્રુનો નાશ જોઇને આનંદિત થાય, એવી કશી વાત ગીતશાસ્ત્રમાં નથી. ઈશ્વરના મહિમાને વાસ્તે ઘણી આસ્થા હતી, માટે કરીને ઉપલાં ગીતો રચવામાં

આવ્યાં, અને પાપીઓને બદલો આપવામાં આવે એ પણ ઈશ્વરના નિયમ પ્રમાણે ઠરાવેલું છે, એવું સમજીને ભુંડાઓને લ્યાનત આપવામાં આવી, ગીત. ૫૮; ૧૧ : ૧૦૪; ૩૫.

એકલા જુના કરારમાં નહિ પણ નવા કરારમાં આપણને બોધ કરેલો છે કે ઈશ્વરનું રાજ્ય કૃપામય છે એટલુંજ નહિ પણ તે રાજ્યમાં ન્યાયીકરણ પ્રગટ કરવામાં આવશે. ભલા તથા ભુંડા એ બન્નેની વચ્ચે છેવટનો, હા સનાતન, ભેદ અવશ્ય જણાશે, એવી તો ન્યાયભાવ તેમજ પ્રતિભાવ માગણી કરે છે, માત્થી ૧૩; ૪૯, ૫૦ : ૧૬; ૨૭. યોહા. ૫; ૨૯. સુવાર્ત્તાની વ્યવસ્થાના જમાનામાં ભુંડાઓના પસ્તાવા તથા સુધારા દ્વારાએ ઈશ્વરનું રાજ્ય ફેલી જાય એવી કોશેશ કરવી પડે છે; પણ નિયમ-શાસ્ત્રની વ્યવસ્થાના જમાનામાં ભુંડાઓના નાશને દ્વારાએ ઈશ્વરનું રાજ્ય સંસ્થાપિત તથા મજબુત કરવાને પ્રયત્ન ચાલતા.

૨). આ દુનીઆનાં ભલાઇ તથા ભુંડાઈ વચ્ચે લડાઇ, હા સખત યુદ્ધ, ચોતરફ ચાલે છે, અને કેટલાએક ગીતરચનારાઓએ એવો મત ધરી લીધો કે, આ લડાઇમાં ઈસ્રાએલપુત્રો દેવની તરફેણમાં આવેલા લોક છે, અને તેથી ઈસ્રાએલપુત્રોને સામે જેટલા શત્રુ લડે તેઓ દેવની સામે લડે છે. એ માટે જ્યારે ઈસ્રાએલીઓનો પરાજ્ય થાય છે ત્યારે ઈશ્વરનું અપમાન જાહેરમાં થાય છે, અને એજ કારણ માટે કેટલાંક ગીતોમાં ઈસ્રાએલના શત્રુને શાપ દેવામાં આવ્યા છે. ગીતરચનારને લાગ્યું કે અમારૂં કામ વાજબી છે અને તે કામ અમારી કોમમાં સફળ થવાનું છે; પરંતુ પારકા લોક અમારો ધિક્કાર કરીને અમારા પર ધસી પડયા છે, અને એઓ અમોને સોંપેલું કામ નિષ્ફળ કરી નાખે. હવે એવો માઠો પરિણામ નહિ થાય માટે હુમલો કરનાર લોકોને માથે ઈશ્વર તરફથી શાપ આવી પડે એવી પ્રાર્થના કરવી જોઇએ, ગીત ૮૩ : ૭૯; ૧૦, ૧૨ : ૧૩૭; ૮.

૩). વળી ભલાઈ ભુંડાઈ વચ્ચે ચાલતી લડાઇ માત્ર ઈસ્રાએલી તથા પારકા લોકની વચ્ચે ચાલતી હતી એમ નહિ, પણ તે લડાઈ ઈસ્રાએલી લોક મધ્યે પણ પ્રબળ થએલી જણાય છે. ઈસ્રાએ-લીઓમાંના કેટલાક ભક્તિવાન અને બીજા કેટલાક અભક્ત જણાતા, અને જે કોઇ પ્રભુનું ભય રાખે છે તેણે તો પ્રભુની તરફેણમાં પુરેપુરા રહેવું જોઇએ. જેમના પર પ્રભુનો પ્રેમ છે

તેમના પર આપણે પણ પ્રેમ રાખવો, અને જેઓથી પ્રભુ કંટાળે છે તેમનો આપણે પણ કંટાળો કરવો. પ્રેમભાવમાં તેમજ દ્વેષભાવમાં આપણે પ્રભુની સાથે સંબંધમાં આવેલા હોવા જોઇએ. જોકે પ્રભુની જીત મેળવ્યાથી ભુંડા લોકોનો નાશ અવશ્ય થાય, હા, જે જે માણસો ભુંડે માર્ગે ચાલવામાં જારી રહે છે તેઓનો નાશ થશેજ થશે, તોપણ પ્રભુ હમેશાં જીત મેળવે એવી વિનંતી કરવાની ફરજ પ્રભુના સેવકોને માથે બેશક રહે છે, ગીત. ૧૩૯; ૧૯–૨૧.

૪). યહુદી લોકોમાં ગીતશાસ્ત્રનો ખાસ વપરાશ ચાલતો ત્યારે એવો મત માન્ય કરવામાં આવ્યો નહોતો કે દરેક માણસને વાજબી બદલો **પરલોકમાં** ભરી આપવામાં આવશે. એવો વિચાર કેટલાક ઇસ્રાએલી પરમભકતોના મનમાં કોઈક વખતે ઉત્પન્ન થયો હશે, પણ એવો મત ઘણુખરા લોકોમાં હજી પ્રવર્તેલો નહોતો; અને જે જે ભકતોએ જોયું કે ઇહલોકમાં પ્રભુના સેવકોને માથે સંકટો આવી પડે છે અને પ્રભુના શત્રુઓ વારંવાર આબાદ નીકળે છે તે ભકતો એવું વિચિત્રપણું જોઇને મનમાં ગભરાયા વગર રહી ના શકે. પ્રભુ ઇનસાફી હોય તો તેણે બદલો આપવો, અને એ બદલો ઇહલોકમાં તથા હાલમાં આપવો જોઇએ. પરલોકમાં બદલો મળશે એવું કોણ કહી શકે છે? માટે ગીતશાસ્ત્ર રચાયું તેજ વખતના ભકતોને લાગ્યું કે, જો ચાલતા આયુષ્યના વખતમાં અપરાધી માણસોને સજા આપવામાં આવે તોજ ઇશ્વર ન્યાયી ઠરે, નહિ તો અન્યાયી ઠરે.

૫). વળી જે જે માણસો હેબ્રી લોકમાં ચાલતી રીત પ્રમાણે દલીલ કરતા તેજ માણસોને લાગ્યું કે, પાપી માણસ અને તેનું કરેલું પાપકાર્ય એ બન્ને અભિન્ન સમજવાં જોઈએ; બન્ને અભેદ્ય છે, માટે જો પાપ જડમૂળથી ઉખેડી નાખવું હોય તો પાપીને ઉખેડી નાખવો જોઇએ. બીજો કોઇ ઉપાય નથી. જે માણસ પોતાની ભુંડાઇમાં હઠીલો રહે છે, અને સુધારાનો નકાર કર્યા કરે છે, તે માણસ પાપરૂપજ છે, અને એવા પાપરૂપ માણસને જીવવાનો શો હક છે? ગીત. ૫૦; ૧૬–૨૩.

૬). પુરાતન કાળમાં ચાલતા મત પ્રમાણે લોકને લાગ્યું કે અમુક માણસ પૃથક ને પૃથક રહે ત્યાર સુધી તેને કોઇ તરેહનો ખાસ હક નહિ ચઢશે. કોઈ પણ માણસ ખરેખર એકલવાયો રહી નહિ શકે,

પણ દરેક માણસ તથા તેનો કુટુંબકબીલો એ બન્નેને સામટા થએલા કે ભેગા મળેલા સમજવા જોઇએ. પોતાનાં પુત્રપુત્રીઓ બધાં જાણે કે પોતાની સાથે એકજ ગાંઠના બંધનમાં આવેલાં સમજવાં જોઇએ. કોઈ માણસ પંડે મરી જાય, તો પણ તેના વંશજો હજી જીવતા રહે છે, અને તેમનાથી ગાંઠરૂપ બંધન હજી સબળ જણાય છે. માટે જો પાપ જડમૂળથી ઉખેડી નાખવું હોય તો પાપ કરનાર માણસનું પુરેપુરૂં સત્યાનાસ થવું જોઇએ, એટલે પોતાનું તેમજ કુટુંબકબીલાનું સત્યાનાસ જોઇએ. જો એઓ બધાનો નાશ થયો નહિ હશે તો પાપનો કંઇક અંશ બચી રહેલો કહેવાય. એકલા પોતાનો નાશ થયો હોય તો પાપરૂપ કંઇક હજી ટકી રહે; પણ પાપ જડમૂળથી ઉખેડી નાખવું હોય તો ઉપલું પાપરૂપ બંધન તમામ તોડવું જોઇએ, એટલે પાપ કરનાર માણુસનો નાશ અને તે ઉપરાંત તેનાં બાળબચ્ચાંનો તથા તેના કુટુંબકબીલાનો નાશ પણ અવશ્ય જોઇએ. ગીત. ૧૩૭; ૯: ૬૯; ૨૫: ૧૦૯; ૯-૧૫.

૭). ગીત. ૬૯; ૨૮ માં સૌથી ભયંકર લ્યાનત આવેલી છે, એટલે શત્રુનું નામ જીવનના પુસ્તકમાંથી ભુસી નખાય તે. એવા શબ્દોમાં કેટલો બીહામણો અર્થ રહેલો છે એ તો આપણે હાલમાં ઓછું વત્તું સમજી શકીએ છીએ, કેમકે જે નવો કરાર હાથમાં મુકવામાં આવ્યો છે તેમાં એ બાબતનો ભયંકર પરિણામ પ્રગટ કરેલો છે. પણ એટલો બધો ભારે અર્થ ગીત રચનારને કે ગીત સાંભળનારને માલુમ પડતો હતો એવું માનવું અશક્ય છે. એ શાપ આપણને બહુજ બીહામણો લાગે છે, પણ એમાં અગાઉના જમાનાના લોકને એટલું બધું ભયંકરપણું જણાતું નહોતું.

•વળી બીજા કેટલાક શાપનો એવો ખુલાસો કરી શકીએ છીએ કે પુરાતન કાળમાં લડાઈ કરવાની જે ક્રૂર રીત ચાલતી હતી તેને બંધબેસતો અલંકાર ગીતમાં દાખલ કરેલો છે, જેમકે ૫૮; ૧૦: ૬૮; ૨૧-૨૩.

• પરંતુ આપણે જેઓ નવા કરારના જમાનામાં પ્રભુના સેવકો છીએ તે આપણે લ્યાનતવાળાં ગીત વાંચીને પ્રભુનો મોટો ઉપકાર માનવો જોઇએ કે, નિયમને બદલે સુવાર્તાનો પ્રકાશ હાલ ફેલી ગયો છે, અને આપણે નિયમ તળેથી નીકળીને કૃપા તળે હાલ આવ્યા છીએ. વળી શાપદાયક ગીતોથી એવો પુરેપુરો બોધ મળે છે કે, અપસ્તાવિક પાપી માણુસ ખરેખર સજાપાત્ર છે, અને જો પસ્તાવો નહિ કરે તા છેવટે તેને ભયંકર સજા ભોગવવી પડશે.

એવાં ગીતોમાં આપણને નમુનો પણ આપેલો છે, કેમકે જે નિયમ તળે રહેનારા ભકતોમાં ન્યાયીપણા વિષે એટલો બધો જુસ્સો હતો અને અન્યાયીપણા વિષે એટલો બધો કંટાળો ઉપજતો, તો શું કૃપા તળે રહેનારા ભકતો તેઓની બરોબરીમાં હોવા નહિ જોઇએ? હા, એ બાબત તરફ જોતાં પુરાતન વખતના ભકતો આપણને વાસ્તે ખરેખર નમુનારૂપ છે.

## પરલોકમાં માણસની શી ગતિ થશે એ વિષે.

ગીતશાસ્ત્ર તેમજ જુના કરારમાં પણ એવો બોધ કદી મળી આવે નહિ કે માણસ મરણ પામ્યા પછી તદન નાબુદ કે ફના થાય છે, અથવા મરતી વેળાએ હયાતીની પુરી સમાપ્તિ થાય છે; પરંતુ મરણ પામ્યા પછી જો કે હયાત હોઇએ તો પણ પરલોકમાં આપણું જીવન નિર્જીવ જેવું જણાય છે, અને પરલોકમાં રહીને ત્યાં જીવનપ્રાપ્તિ થઈ છે, એવું કોણ કહી શકે? જીવવાનો બધો હર્ષાનંદ તથા બળ તથા કાર્ય કરવાની શક્તિ ત્યાં બંધ રહેલાં જણાય છે. "હું અહીંથી જાઉં ને હતો ન હતો થાઉં ત્યાર પહેલાં મને દરગુજર કર કે હું બળ પામું," ગીત. ૩૯; ૧૩. વળી ૧૪૩; ૩.

ઇહલોકમાં પ્રભુની સાથે મિલાપ થાય, પણ પરલોકમાં તેજ મિલાપ જાણે કે બંધ થએલો દેખાય છે. "શેઓલ" એટલે આરામ પામવાની જગ્યા અથવા ઉંઘી ગએલાને વાસ્તે જે સ્થાન તે. હવે ત્યાંના અંધકારમાં જેઓ પડેલા તેઓ પ્રભુને જોઇ નહિ શકે, અને તેની પ્રશંસા કરી નહિ શકે. ત્યાંના સહુ લોક છાના તથા મૂઢ થઇ રહે છે; અને ત્યાં પ્રભુનો પરોપકાર તથા ન્યાયીપણું તથા વિશ્વાસુપણું હોય તો ખરાં પણ એઓ શેઓલમાં પ્રગટ કરાય નહિ, ગીત. ૬; ૫: ૮૮; ૪, ૫, ૧૦–૧૨: ૧૧૫; ૧૭: ૩૦; ૯.

બધાં માણસ મૃત હોય છે, તેમને મરવું પડે છે, પણ ન્યાયી અને અન્યાયી માણસના મરણમાં ફેર જણાય છે, ગીત. ૭૩; ૧૯. પાપીઓનું મોત કમોત કે અકાળ જેવું જણાય છે, ગીત. ૨૬; ૯. વળી નછોરૂવાં મરી જવું તે પણ બહુ ભયંકર લાગે છે, કેમકે મરનાર માણસ પોતાના વંશમાં રહીને હજી હયાત છે એમ કહેવાય, પણ જેને કંઇ સંતાન ન હોય તે માણસ નાબુદ થએલા જેવો ગણાય છે. વળી મરવાથી બહુજ બીક લાગતી, કેમકે શેઓલના અંધકારમાં ઉતરીને ત્યાં બધી જાતની આશા મુકી દેવી પડશે, અને કોઈ પ્રકારનો ફેરફાર તેમની સ્થિતિમાં માલુમ નહિ પડશે. ત્યાં તો મૂઢ થઇને એવા ને એવા રહેવું પડશે. પરલોકમાં ધર્મને લગતી કોઈ પણ વાત હોયજ નહિ. આ દુનીઆમાં જે કંઈ કર્યું હશે તેની અસર ત્યાં સુધી પહોંચે નહિ, અને ઇહલોકમાં જે કંઇ વિષય વિષે મનનો ગભરાટ હતો તેનો ખુલાસો ત્યાં મળવાનો નથી. આનંદ પામવાની આશા કે સજા પામવાની

બીક કોઇ પરલોકવાસીઓને લાગે નહિ. આપણાં કૃત્ય પ્રમાણેનાં ફળ, પછી હોય શુભ કે હોય અશુભ, એ તો ઇહલોકમાં ભોગવવાં પડશે. જો કૃત્ય કરનાર માણસને તે કૃત્યથી થતાં બધાં ફળનો ભોગવટો થયો નહિ હશે તો પોતાના જે વંશજ આલોકમાં જીવે છે તેમને બાકીનાં ફળ ભોગવવાં પડશે. દરેક માણસ પોતાના વંશમાં જાણેકે હજી જીવતો રહેલો છે, ગીત. ૧૭; ૧૪. આપણે પોતે સંતુષ્ટ નહિ હોઇએ તો પણ આપણાં છોકરાં દ્વારાએ સંતુષ્ટ થઇશું. મરનારની હયાતી શેઓલમાં જારી રહે છે ખરી, તો પણ જે જીવન ખરેખર જીવન કહેવાય તે ઇહલોકમાં જારી રહે છે, અને તેજ કારણને લીધે નચોરવા મરી જવું તે મહાભયંકર આફત ગણાઈ.

## શરીરના પુનરૂત્થાન વિષે.

ગીતશાસ્ત્ર રચાયાના જમાનામાં પુનરૂત્થાન વિષેનો ખુલ્લો સિદ્ધાંત યહુદી લોકોમાં બરોબર પ્રવર્તેલો નહોતો, અને અમારા શરીરનું પુનરૂત્થાન થશેજ એવું તેઓ કહી નહોતા શકતા. મુડદું સજીવ થઇને ઉઠે એ લગભગ અમાન્ય છે, એવું કેટલાક ભકતોને લાગ્યું. "શું મુએલા ઉઠીને તારી ઉપકારસ્તુતિ કરશે?" ગીત. ૮૮: ૧૦. એમ છતાં પણ જ્યારે દેવભકતો પ્રભુની સાથેનો પોતાનો વિશેષ નિકટનો સંબંધ જાણતા હતા, જ્યારે તેમનામાં વિશ્વાસ તથા આશા વિશેષ પ્રબળ થતાં હતાં, ત્યારે શું પુનરૂત્થાનની કંઈ અગમસુચના તેમનામાં ઉત્પન્ન થઈ નહિ હશે? શું મરણ પામ્યા પછી આપણે ઉઠીને દેવને જોઇશું, એવી આશા ગીતશાસ્ત્રમાં રહેલી નહિ હશે? જુઓ ગીત. ૧૬; ૯–૧૧: ૧૭; ૧૪, ૧૫: ૪૯; ૬–૨૦: ૭૩; ૨૩–૨૮.

ઉપલાં ગીતોમાં અમરપણું તથા સનાતન જીવન એ વિષેનો સિદ્ધાંત સુચવવામાં આવ્યો છે; તેઓમાં આ સિદ્ધાંત જાણેકે ગર્ભરૂપ જણાય છે, પણ હજી સુધી બંધ પ્રવર્તેલો નહોતો. જે આત્માએ ગીત રચનારના મનમાં ઇશ્વર-પ્રેરણા કરી તે આત્માને આ સિદ્ધાંતની જાણ અલબત હતી. માણસના સ્વભાવ તરફ જોતાં અને વિશેષે કરી ઇશ્વરના સ્વભાવ તરફ જોતાં, આપણે એટલું માની શકીએ કે ઇશ્વરની સાથે જે કોઇએ નિકટનો સંબંધ કર્યો તે કેવળ ઇહલોકમાં ઇશ્વરની સાથે મિલાપ પામશે એમ તો નહિ, પણ તે સંબંધ કદીએ તુટી જાય એવું પ્રભુ થવા દેશે નહિ, આટલી ઇશ્વરભક્તના મનમાં ખાતરી થઇ. (માત્થી ૨૨; ૩૧–૩૩ સરખાવો.)

હવે યહુદી લોક એટલી આશા કોક વખતે રાખી શકતા હતા કે, ઇશ્વરની સાથે અમારો જે મિલાપ તે એકદમ તુટી જવાનો નથી, પણ અખંડ ટકી રહેવાનો છે, અને એ મિલાપ મરણની કાતરથી પણ કાપી શકાય નહિ. નવા કરારની વાત વાંચ્યા પછી કોઈ માણસ ગીતશાસ્ત્રમાંનાં ઉપલાં વાકયો વાંચે તો

તેને એવું કદાચ લાગે કે એ વાકયોમાં બહુ ઊંડો અર્થ રહેલો છે અને એમાં પુનરૂત્થાન વિષે ખાતરી દર્શાવેલી છે. પણ જેઓએ ઉપલાં વાકયો રચ્યાં તેઓએ નવો કરાર વાંચ્યો નહોતો, માટે તેમનાં રચેલાં ગીતોમાં જે બધો અર્થ છે તેટલો અર્થ તેમના પોતાના જાણવામાં પુરેપુરી રીતે આવ્યો નહિ હશે. ખ્રીસ્તી માણસ તે વાત વાંચીને તેમાં શરીરનું પુનરૂત્થાન જોઇ સમજી શકે, પણ પુરાતન વખતના યહુદીઓ તેનેતેજ વાકયો વાંચે તો પણ તે પરથી તેમને પુનરૂત્થાન વિષે પુરી ખાતરી કદાચ મળે નહિ.

ઇસુ ખ્રીસ્ત માનવી અવતાર લઇને કબરમાંથી સજીવ નીકળી આવ્યો તે પહેલાં શું બન્યું હતું કે જે પર આધાર રાખીને ઇશ્વરભક્તને એવી ખાતરી થાય કે પરલોકમાં મારે વાસ્તે અમરપણું સિદ્ધ કરેલું છે, અને મારૂં મરનાર શરીર પણ મુએલાંમાંથી ઉઠીને અમરપણું પહેરશે? એ વિષેનું કશું સાફ પ્રમાણ પ્રગટ થયું નહોતું, માટે પુરાતન વખતના યહૂદી ભકતો વિશ્વાસની ખાસ ખેંચથી ખેંચાઇને એવી આશા રાખે તો ખરૂં, પણ તે ખાતરીપૂર્વક આશા ન કહેવાય. કોઇ પણ અમુક માણસ જાણે કે ઇશ્વરમાં તલ્લીન થઇને પોતાનામાં એવી ખાતરી કરી રાખે, પણ ઇસ્રાએલી તમામ કોમમાં એવી ખાતરી પ્રવર્તેલી નહોતી. ઇશ્વરે માણસને કેળવતાં એવું ઠરાવ્યું હશે કે, પહેલવહેલાં ઇહજીવનના અધુરાપણાની મનમાં પુરી લાગણી ઉપજાવવી, અને ત્યાર પછી માત્ર અહીંના બંધનમાંથી છુટકારો પામવાની અપેક્ષા જગાડવી, હેબ્રી. ૨; ૧૫ સરખાવો. એ બન્ને પુરી કર્યા પછી ઉપજાવેલી આશા સફળ કરવી. માટે "બીજો આદમ" આવ્યા પહેલાં પુનરૂત્થાન વિષે સંપૂર્ણ ખાતરી થઇ નહોતી, પણ જ્યારે બીજો આદમ અવતર્યો અને તેણે મરણને પગ તળે છુંદયું ત્યારેજ તો તેણે સનાતન જીવનનો કે અમરપણાનો દરવાજો ખુલ્લો કર્યો. ખ્રીસ્તની કબર ખાલી જણાઇ ત્યારથીજ ખ્રીસ્તના શિષ્યો શરીરનું પુનરૂત્થાન પામવાની ખાતરીપૂર્વક આશા રાખી શકે છે, ૧ કરીં. ૧૫; ૨૦–૨૬ : ૨ તીમો. ૧; ૧૦.

નવા કરારમાં જેટલું બધું પુનરૂત્થાન વિષે ખુલ્લી રીતે પ્રગટ કર્યું છે તે બધું ગીતશાસ્ત્રમાં ગુપ્ત તથા ગર્ભરૂપ રહેલું છે. ગીત. ૧૭; ૧૫ માં પ્રભુનું ગૌરવી મુખ જોવા વિષે વાત છે, તેમજ ગીત. ૪૯; ૧૫ માં પુનરૂત્થાનને દિવસે ખંડી લીધેલા આત્માઓ શેઓલમાંથી નીકળશે, એવી એવી વાત નવા કરારમાં રહેલા બોધની સાથે શું નથી મળતી? જે ભકતોએ પોતાનાં રચેલાં ગીતમાં ઉલ્લાસસહિત એવી આશા બતાવી તેઓ ઇહલોકમાં નહિ પણ પરલોકમાં તૃપ્ત થયા. સૂર્યોદય થયા પહેલાં પૂર્વગમ પ્રાત:કાળનો ઝાંખો ઝાંખો પ્રકાશ દેખાય છે. પ્રભાતના તારા જેવો પ્રકાશ જુના કરારમાં રહેલો છે. પણ સૂર્ય ઉગ્યો કે તરત વધતો વધતો પ્રકાશ ચોતરફ ફેલી જાય છે, અને એવા

પ્રકારનો વ્યાપી રહેનાર પ્રકાશ નવા કરારમાંથી નીકળી આવે છે. પવિત્ર આત્માએ ગીત રચનારના મનમાં પોતાની પ્રેરણા કરી, અને તેજ પવિત્ર આત્માએ પુરો પ્રકાશ છેવટે પ્રગટ થશે એવું જાણીને જુના કરારમાં પ્રભાતના તારા જેવું તેજ ઉપજાવ્યું. વહાણું અને મધ્યાહ્ન બંને પ્રકાશવાન છે, પણ બંને પ્રકાશમાં ફેર છે, પરંતુ તેઓ એક બીજાથી ઉલટાં નથી. મળસકાનું અજવાળું પ્રફુલ્લિત થતાં થતાં મધ્યાહ્નનો ચળકતો પ્રકાશ થએલો જણાય છે. એજ દાખલા પ્રમાણે જુના કરારમાં પુનરૂત્થાનની અગમસૂચના છે તે અને નવા કરારમાં જે ખુલ્લો બોધ સમાએલો છે તે બન્નેમાં ફેર છે ખરો તો પણ અમળતાપણું કંઈ નથી. પહેલું વધવા વધવાથી તે બીજું, જુઓ, હાથ આવ્યું.

## ગીતોનું સાંકળિયું.

૧). સવારનાં ગીત; ૩, ૫, ૧૯, ૫૭, ૬૩, ૧૦૮.

૨). સાંજનાં ગીત; ૪, ૮, ૧૪૧, ૧૦૪, ૧૯—૨૪.

[ ઝરૂબ્બાબેલના મંદિરમાં રોજ રોજ ખાસ ગીત ગાતા. સપ્તાહને પહેલે દિવસે ૨૪ મું, બીજે દિવસે ૪૮ મું, ત્રીજે દિવસે ૮૨ મું, ચોથે દિવસે ૯૪ મું, પાંચમે દિવસે ૮૧ મું, છટ્ઠે દિવસે ૯૩ મું, અને સાતમે દિવસે ૯૨ મું. સાંજને વખતે મંદિરમાં ગીત ગાવાની રીત નહોતી પણ યજ્ઞાર્પણ ચઢાવતાં નીચે લખેલા ત્રણ ફકરામાંના એકનું ગાયન કરતા, નિર્ગ. ૧૫; ૧–૧૮ : ૧૫; ૧૧–૧૯ : ગણ. ૨૧; ૧૭–૨૦.]

૩). સાબ્બાથવારનું ગીત; ૯૨.

૪). પ્રાર્થનારૂપ ગીત; ૧૭, ૮૬, ૯૦, ૧૦૨, ૧૪૨.

૫). પશ્ચાત્તાપસુચક ગીત; ૬, ૩૨, ૩૮, ૫૧, ૧૦૨, ૧૩૦, ૧૪૩.

૬). શાપદાયક અથવા વ્યાનતવાળાં ગીત; ૭, ૩૫, ૬૯, ૧૦૯.

૭). કક્કાનુક્રમે ગોઠવેલી કલમવાળાં ગીત, ૯+૧૦, ૨૫, ૩૪, ૩૭, ૧૧૧, ૧૧૨, ૧૧૯, ૧૪૫.

૮). મંદિર તરફ માર્ગ કાપતાં "ચઢવાનાં ગીત," ૧૨૦—૧૩૪.

૯). "રાજકીય" ગીત, ૨, ૨૦, ૨૧, ૪૫, ૭૨, ૧૧૦.

૧૦). પાઉલ પ્રેરિતના બોધની સાથે ખાસ મળતાં ગીત, ૩૨, ૫૧, ૧૩૦, ૧૪૩.

૧૧). દફનક્રિયાને લગતું ગીત, ૯૦.

૧૨). મસીહને લગતાં ગીત, ૨, ૪૫, ૭૨, ૧૧૦ : વળી ૨૨, ૬૯ : વળી ૮, ૧૬, ૪૦ : વળી ૧૮; ૭—૨૩ : ૫૦, ૬૮, ૯૬, ૯૭, ૯૮.

૧૩). ઇસ્રાએલીઓના ઇતિહાસને લગતાં ગીત, ૭૮, ૮૧, ૧૦૫, ૧૦૬, ૧૧૪, ૧૩૬.
૧૪). નિયમની પ્રશંસા વિષે ગીત, ૧૯; ૭–૧૪, ૧૧૯.
૧૫). આકાશમંડળમાં દર્શાવેલા યહોવાહના મહિમા વિષે ગીત, ૧૯; ૧–૬.
૧૬). ગર્જના તથા તોફાનથી દેખાડેલા યહોવાહના મહત્ત્વ વિષે ગીત, ૨૯.
૧૭). કાપણીની મોસમ પ્રસંગે ગાવાનું ગીત, ૬૫.
૧૮). સૃષ્ટિ સૃજવા વિષે ગીત, ૧૦૪.
૧૯). ઇશ્વરની કરૂણા સંભારક ગીત, ૧૦૩, ૧૩૬.
૨૦). જ્ઞાનીઓના વર્ગને લગતાં ગીત, ૩૭, ૪૯, ૭૩.
૨૧). સર્વવ્યાપક તથા સર્વજ્ઞ યહોવાહ વિષે ગીત, ૧૩૯.

# દૃષ્ટાંતવચનોનું પુસ્તક.

## પુસ્તકના નામ વિષે.

આ પુસ્તકમાંના પહેલામાં પહેલા બે શબ્દ "મિશ્લે શલોમો" એવા છે, એટલે "સુલેમાનનાં દૃષ્ટાંતવચનો"; અને આ બે શબ્દ પરથી પુસ્તકનું મથાળું ઘડવામાં આવ્યું. વળી "શલોમો" શબ્દ કોક વખતે પડતો મુકાય છે, પછી "મિશ્લે" એટલુંજ પુસ્તકનું નામ રહે છે. ખ્રીસ્તી મંડળીમાંના લેખકોએ આ પુસ્તકને "જ્ઞાન" નામ પણ આપ્યું, અને એનેએજ નામ ત્રણ પુસ્તકને ખાસ કરીને લાગુ પાડે છે, એટલે દૃષ્ટાંતવચન તથા સભાશિક્ષણ તથા સુલેમાનનો બોધ.

હવે "મિશ્લે" શબ્દનું એકવચનનું રૂપ એટલે "માશાલ," કે જેનો અસલ અર્થ મળતાપણું કે મુકાબલો કે તુલના એવો નીકળે છે, અને એ નામ પ્રાચીન કાળમાં સર્વ જાતિનાં કાવ્યને લગાડતા. સત્‌શાસ્ત્રમાં "માશાલ" શબ્દનો ઘણો ઉપયોગ કરેલો છે, અને તે શબ્દ દ્વારાએ જુદા જુદા ઘણા અર્થ પણ સુચવાએલા છે, જેમકે ૧) સૂત્રવચન, ૨) કહેવત, ૩) લોકોમાં ચાલતી કહાણી, (૧ શમૂ. ૧૦; ૧૨), ૪) દૃષ્ટાંત (હઝકી. ૧૭; ૨), ૫) ઉખાણું (હઝકી. ૨૦; ૪૯), ૬) કહાણીરૂપ વચન (પુન. ૨૮; ૩૭), ૭) મહેણું (હબા. ૨; ૬), ૮) વિલાપવચન (મીખાહ ૨; ૪), ૯) પ્રકટીકરણરૂપ ભાષણ (ગણ. ૨૩; ૭), ૧૦) બોધરૂપ ભાષણ (ગીત. ૪૯; ૪), ૧૧) દલીલ (અયૂ. ૨૯; ૧).

હવે દૃષ્ટાંતવચનના પુસ્તકમાં "માશાલ" શબ્દનો એવો વિશેષ અર્થ નીકળે છે કે કહેવત, અને કહેવતના ઘણા દાખલા અધ્યાય ૧૦–૨૨ સુધીમાં મળી આવે છે, નહિ તો તે શબ્દનો અર્થ બોધરૂપ ભાષણ જેવો જણાય છે, જેમકે અધ્યાય ૧–૯ સુધીમાં, વળી ૨૩; ૨૯–૩૫, અને ૨૭; ૨૩–૨૭.

હેબ્રી લોકોમાં "માશાલ" વાપરવાની રીત બહુ ફેલી ગઇ હતી, અને તે લોકોમાં ચાલતા માશાલનું રૂપ છેક ટુંકું હતું; અને એને દ્વારાએ કહેવત નહિ તો મુકાબલો કરવામાં આવતો. ઘણાખરા "માશાલ" દ્વિપદરૂપ કે દોહરારૂપ છે કે જેમાં બે ઉપવાક્ય સાથે ને સાથે ગોઠવેલાં છે, જેમકે દૃષ્ટાં. ૧૭; ૧૭: ૨૫; ૨૫. વળી અધ્યાય ૧૦–૧૫ સુધીમાં જે ૭ અધ્યાય આવે છે તેમાંની કહેવતોનાં જે બે ઉપવાક્યો તેઓમાં વિશેષે કરીને વિરોધાર્થપણું જણાય છે, જેમકે દૃષ્ટાં. ૧૩; ૩–૧૩.

## દૃષ્ટાંતવચન પુસ્તકનો રચનાર કોણ તે વિષે.

દૃષ્ટાં. ૧ : ૧ માં લખ્યું છે કે "દાઉદના પુત્ર ઇસ્રાએલના રાજા સુલેમાનનાં દૃષ્ટાંતવચનો." તે પરથી દૃષ્ટાંતવચનનું તમામ પુસ્તક સુલેમાનકૃત ઘણુંકરીને ગણાય છે. જેમ તમામ ગીતશાસ્ત્રને દાઉદનું ગીતશાસ્ત્ર કહે છે તેમ યહુદી ધર્મશાસ્ત્રીઓ એવો મત ધરી રાખે છે કે ૧) દૃષ્ટાંતવચન, ૨) ગીતોનું ગીત, ૩) સભાશિક્ષક, ૪) ગીતશાસ્ત્રમાંનું ૭૨ મું તથા ૧૨૭ મું ગીત, વળી આપોક્રીફામાંથી ૫) સુલેમાનનો બોધ અને ૬) સુલેમાનનું ગીતશાસ્ત્ર આટલાં ૭ પુસ્તકો સુલેમાનકૃત ગણેલાં છે. હા, એવું કહીએ તો ચાલે કે જ્ઞાનવર્ગમાંનાં સઘળાં પુસ્તકો સુલેમાનનાં રચેલાં હશે. એવો અભિપ્રાય યહુદી લોક ખુશીથી પકડી રાખતા હતા. શું સુલેમાન પોતે મુખ્યમાં મુખ્ય જ્ઞાની પુરૂષ હતો કે નહિ? માટે જ્ઞાનવર્ગનાં પુસ્તકો એનાથી કેમ ન રચાય? ભજનપદ્ધતિના કામમાં આવે નહિ એટલાં કાવ્યો બાદ કરતાં બાકીનાં પવિત્રશાસ્ત્રમાંનાં ઘણાંખરાં કાવ્યો સુલેમાન રાજાએ રચ્યાં, એવી વાત યહુદી લોકોમાં ફેલી ગઇ હતી. તે લોકોના ધર્મશાસ્ત્રીઓ એવું માન્ય કરતા કે નિયમશાસ્ત્રરૂપ બધો લેખ મુસાનો હશે, ગીતશાસ્ત્રનો બધો લેખ દાઉદનો, અને જ્ઞાનરૂપી બધો લેખ સુલેમાનનો હશે, પછી તે લેખો ગમે તે જમાનામાં પ્રગટ થયા હોય.

હવે ઉપલો મત સ્વીકારવો મુસ્કેલ છે ખરો, તો પણ જ્ઞાનરૂપી શાસ્ત્રસમૂહ રચવામાં સુલેમાને કશો ભાગ લીધો નહિ એવું માન્ય કરવું ખરેખર અશક્ય છે. ૧ રાજા. ૩ ; ૯–૧૩ માં બતાવ્યું છે કે સુલેમાને ઇશ્વર પાસે દાન માગ્યું ત્યારે ખાસ સુબુદ્ધિનું દાન માગ્યું, અને તેથી ઇશ્વરે સહુ માણસો કરતાં તેને જ્ઞાની તથા બુદ્ધિવંત હૃદય બક્ષ્યું, વળી ૧ રાજા. ૪ ; ૨૯–૩૪ માં આમ પણ બતાવ્યું છે કે સુલેમાન રાજા "ત્રણ હજાર દૃષ્ટાંતવચનો બોલ્યો, અને તેનાં ગીત એક હજાર ને પાંચ હતાં."

જ્ઞાન વિષે સુલેમાનની પ્રખ્યાતી પૂર્વ દિશાના ઘણા દેશોમાં ફેલી ગઇ એ વાત કેવળ અમથી કે જુઠી સમજવી, એ તો ખરેખર અયોગ્ય લાગે છે. દંતકથા પર તેમજ ઇતિહાસ પર થોડો પણ આધાર રાખીએ તો કબુલ કરવું પડે છે કે ઇસ્રાએલી લોક મધ્યે જે જ્ઞાનરૂપી શાસ્ત્ર ઉત્પન્ન થયાં તે રચવામાં સુલેમાન રાજાએ ઓછો વત્તો ભાગ લીધો. દૃષ્ટાંતવચનમાં કહેવતરૂપ ઘણાંજ ટુંકાં દૃષ્ટાંતો મળી આવે છે, રાને એઓમાંનાં કેટલાંક બેશક સુલેમાનનાં રચેલાં છે અને બીજાં કેટલાંક સુલેમાનના જમાનામાં રચેલાં છે. એવું પણ માન્ય કરવા જોગ છે કે સુલેમાનના વખતે જાણે કે જ્ઞાનરૂપી ઝરો વહેવા લાગ્યો. ઝરો હતો એમ હોયજ તો પણ તેજ વખતે જ્ઞાન નદીરૂપ થયું એમ

માનવું મુશ્કેલ લાગે છે. જ્ઞાનરૂપી શાસ્ત્રનો આરંભ સુલેમાનના વખતમાં થયો હશે; અને જેમ જેમ સૈકાંઓ વિતી જતાં તેમ તેમ આ શાસ્ત્રની વૃદ્ધિ થતી ગઇ. આજનાં મોજુદ દૃષ્ટાંતવચનોમાં જ્ઞાનનો ભંડાર રહેલો છે પણ તે ભંડારમાં સમાએલાં દ્રવ્યો સંઘરતાં કેટલાંએક સૈકાંની મુદત લાગી હશે. શરૂઆતે આ ભંડારમાં કદાચ થોડુંજ ભરાયું, પણ કાળાંતરે ભંડારનો વધારો થતો ગયો. શરૂઆતે થોડું, પણ પાછળથી તેનો ઘણો વધારો થયો હશે. ઉપલો મત ખરો માનીએ તો સુલેમાનકૃત દૃષ્ટાંતવચનોની સંખ્યા થોડીજ હશે, અને તેની સાથે કાળાંતરે સામેલ થએલાં દૃષ્ટાંતવચનોની સંખ્યા બહુ વધારે હશે. રસ તરફ જોતાં સુલેમાનનાં દૃષ્ટાંતવચનો વધારે રસિક હોય, પણ સંખ્યા તરફ જોતાં ઓછાં.

દૃષ્ટાંત. ૧; ૧–૭ માં પ્રસ્તાવનારૂપ વાત મળી આવે છે, એટલે દૃષ્ટાંત. ૧; ૮—૯; ૧૮ માં જે પ્રકરણ છે તેની પ્રસ્તાવના ઉપલી સાત કલમમાં રહેલી છે, એટલુંજ નહિ પણ દૃષ્ટાંત. ૧૦; ૧—૨૨; ૧૬ માં જે લાંબું પ્રકરણ છે તેની પ્રસ્તાવના તરીકે પણ ઉપલી સાત કલમ ગણાય. હવે સુલેમાનનાં દૃષ્ટાંતવચનો લખવાનો હેતુ તેમજ તે દૃષ્ટાંતવચનોનું વજન આ પ્રસ્તાવનારૂપ કલમોમાં બતાવેલું છે.

વળી દૃષ્ટાંત. ૧૦; ૧ માં બીજા પ્રકરણનો આરંભ કરેલો છે, અને ત્યાં તો "સુલેમાનનાં દૃષ્ટાંતવચનો" એજ મથાળું ઉમેરેલું છે. પણ આ મથાળા પરથી એવું સુચવેલું નહિ હોય કે તે પહેલાના જે નવ અધ્યાય તેમાંની કોઇ કોઇ વાત સુલેમાનકૃત નહિ હશે. જો નવ અધ્યાયમાંની બધી વાત સુલેમાનકૃત હોય તો શા કારણ માટે દૃષ્ટાંત ૧૦; ૧ માં એવું મથાળું ઘાલે? પહેલા નવ અધ્યાય એકલા સુલેમાનના નહિ પણ બીજા કોઇ ઈશ્વરપ્રેરિત જ્ઞાની પુરૂષના રચેલા હશે, એવું સંભવે છે. આ બીજું મોટું પ્રકરણ ૧૦; ૧—૨૨; ૧૬ સુધીનું છે, અને એજ પ્રકરણને મથાળે "સુલેમાનનાં દૃષ્ટાંતવચનો" એવા શબ્દ આવ્યા છે. માટે એજ પ્રકરણમાં મુખ્યત્વે કરીને સુલેમાન રાજાનાં રસ ભરેલાં દૃષ્ટાંતવચનો હાથ આવે. એનાંજ દૃષ્ટાંતવચનોનો સમાવેશ થયાને લીધે તમામ સમૂહને ઉપલું મથાળું લગાડયું હશે. સુલેમાનનાં દૃષ્ટાંતવચનોની સાથે બીજા કેટલાક જ્ઞાનીઓનાં દૃષ્ટાંતવચનો ઉમેરેલાં હતાં, અને ઉમેરતાં ઉમેરતાં અધિપતિઓએ સમૂહ પુરો કીધો. પરંતુ એમાંનો સહુથી પ્રખ્યાત ભાગ સુલેમાનનો રચેલો હતો, તે પરથી તમામ સમૂહને એનુંજ નામ લગાડયું હશે. સુલેમાનકૃત ભાગમાં કિયાં કિયાં અમુક દૃષ્ટાંતવચનો ગણવાં જોઇએ, એનો નિકાલ કરવો હાલ અશકય છે; અને આ પ્રકરણમાંનું ફલાણું દૃષ્ટાંતવચન તો સુલેમાનકૃતજ છે, એવો ફેંસલો કરવો પણ અશકય છે. સમૂહના બધા

રચનારા જ્ઞાની વર્ગમાંના હતા ખરા, પણ તેઓમાં જે સહુથી પ્રખ્યાત તથા સહુથી જ્ઞાની તે તો સુલેમાન રાજા હતો, માટે કરીને તે સમૂહને સુલેમાનનો કહે છે.

દૃષ્ટાંત. ૨૫; ૧—૨૯; ૨૭ માં બીજું એક પ્રકરણ આવેલું છે, અને તે પ્રકરણને મથાળે આમ લખ્યું છે કે "આ પણ સુલેમાનનાં દૃષ્ટાંતવચનો છે કે જેમનો ઉતારો યહુદાહના રાજા હિઝકીયાહના માણસોએ કીધો હતો" (ઇ. સ. પૂર્વે ૭૨૭–૬૯૭). હવે એ મથાળામાં "પણ" શબ્દ આવે છે. તે પરથી સાફ માલુમ પડે છે કે, એ મથાળું કોઈ અધિપતિએ ઉમેર્યું, એટલે તેણે પોતે દૃષ્ટાંતવચનનો આ બીજો સમૂહ કર્યો હતો (૨૫; ૧—૨૯; ૨૭ સુધીનો) ત્યારબાદ ઉપલું મથાળું ઉમેર્યું. હવે આ કામ પુરૂં કર્યાં પછી તેણે આ બીજો સમૂહ આગલા સમૂહની સાથે જોડયો. આગલો સમૂહ દૃષ્ટાં. ૧૦; ૧—૨૨; ૧૬ સુધીનો હશે, કે જેને મથાળે તેમાંનાં દૃષ્ટાંતવચનો સુલેમાનનાં કહે છે. એ મથાળું જોઈને અધિપતિએ પોતાના સંઘરેલા સમૂહને બીજું એક મથાળું લગાડયું, એટલે "આ પણ સુલેમાનનાં દૃષ્ટાંતવચનો છે." હવે આ બીજો સમૂહ કરવામાં હિઝકીયાહ રાજાના માણસોએ મદદ કરી હતી. (જુઓ દૃષ્ટાંત. ૨૫; ૧), પણ તેઓએ આ બીજા સમૂહમાંનાં દૃષ્ટાંતવચનો ઉતાર્યાં ત્યારે તેમને આગલા સમૂહની સાથે પુરેપુરો પરિચય નહોતો, એવું જણાય છે, કેમકે આગલા સમૂહમાંનાં કેટલાંક દૃષ્ટાંતવચનો આ બીજા સમૂહમાં પણ દાખલ કરેલાં છે. જેમકે

૧૮; ૬ અને ૨૬; ૨૨; ૧૯; ૧ અને ૨૮; ૬; ૧૯; ૨૪ અને ૨૬; ૧૫; ૨૦; ૧૬ અને ૨૭; ૧૩; ૨૧; ૯ અને ૨૫; ૨૪; ૨૨; ૩ અને ૨૭; ૧૨.

વળી નીચે લખેલાં દૃષ્ટાંતો બન્ને સમૂહમાં મળી આવે છે ખરાં, પણ તેઓમાં જુજ ફેર કર્યો છે.

૧૨; ૧૧ અને ૨૮; ૧૯; ૧૩; ૨૪ અને ૨૯; ૧૫; ૧૫; ૨૩ અને ૨૫; ૧૧; ૧૬; ૧૨ અને ૨૫; ૫; ૧૬; ૨૮ અને ૨૬; ૨૦; ૨૨; ૨ અને ૨૯; ૧૩; ૨૨; ૧૩ અને ૨૬; ૧૩.

નીચે લખેલાં પુરાં દૃષ્ટાંત બન્ને સમૂહમાં નથી ખરાં તો પણ દૃષ્ટાંતનાં જે બે પદ તેમાંનું એક પદ બન્ને સમૂહમાં મળી આવે છે, એટલે પુરૂં વાક્ય નહિ પણ એક વાક્યાંગ બન્ને સમૂહમાં દાખલ કરેલું છે.

૧૦; ૧ અને ૨૯; ૩; ૧૫; ૧૮ અને ૨૯; ૨૨; ૧૭; ૩ અને ૨૭; ૨૧; ૧૯; ૧૩ અને ૨૭; ૧૫.

હવે ૨૫; ૧ નું જે મથાળું તેને આધારે એવું અનુમાન બેશક કરી શકાશે કે ૨૫; ૧–૨૯; ૨૬ સુધીના સમૂહમાં આવેલાં દૃષ્ટાંતવચનો પ્રાચીન કાળનાં છે તો પણ એમ નહિ કહેવાય કે આ સમૂહમાંનું દરેક દૃષ્ટાંત સુલેમાન-

કૃતજ છે. એવાં તો કેટલાંક છે બેશક, પણ તેઓ કિયાં કિયાં અને કેટલાં એ માલુમ નથી.

**દૃષ્ટાંતવચનના પુસ્તકમાં જે જુદા જુદા સંગ્રહ સમાએલા છે તે વિષે.**

૧ લો) દૃષ્ટાંત. ૧ ; ૧–૯ ; ૧૮ સુધીનો, કે જેમાં ઈશ્વરજ્ઞાનની પ્રશંસા કરેલી છે. એમાં દૃષ્ટાંત. ૧ ; ૧–૭ સુધીની કલમ પ્રસ્તાવનારૂપ છે, અને કદાચ તમામ પુસ્તકની પ્રસ્તાવના એ સાત કલમમાં રહેલી સમજવી જોઇએ, નહિ તો ૧ ; ૧–૨૨ ; ૧૬ સુધીના પ્રકરણની પ્રસ્તાવના સમજવી. વળી ૪ ; ૧૮, ૬ ; ૧–૫, ૬ ; ૬–૧૧, ૬ ; ૧૨–૧૯, અને ૯ ; ૭–૧૨ એવા પાંચ ફકરા ગોઠવવામાં કંઈ વિચિત્રપણું જણાઈ આવે છે, જાણે કે આ પાંચ ફકરા અસલ પ્રકરણમાં પાછળથી ઘાલ્યા હશે.

૨ જો) દૃષ્ટાંત. ૧૦ ; ૧–૨૨ ; ૧૬ સુધીનો. આ સંગ્રહને મથાળે "સુલેમાનનાં દૃષ્ટાંતવચન" એવા શબ્દ મુકેલા છે.

૩ જો) દૃષ્ટાં. ૨૨ ; ૧૭—૨૪ ; ૨૨ સુધીનો. આ સંગ્રહની પહેલી કલમમાં લખ્યું છે કે, "તારો કાન ધરીને જ્ઞાનીનાં વચનો સાંભળ," માટે આ સંગ્રહને જ્ઞાનીનાં વચનોનો સંગ્રહ કહીએ.

૪ થો) દૃષ્ટાં. ૨૪ ; ૨૩—૩૪ સુધીનો. હવે ૨૪ ; ૨૩માં આમ લખ્યું છે કે, "આ પણ જ્ઞાનીઓનાં વચન છે," માટે આ બાર કલમોમાં જ્ઞાનીઓનાં વચનોનો અધિક સંગ્રહ કરેલો જણાય છે.

૫ મો) દૃષ્ટાં. ૨૫ ; ૧—૨૯ ; ૨૭ સુધીનો, કે જેનું મથાળું નીચે મુજબ છે, "આ પણ સુલેમાનનાં દૃષ્ટાંતવચનો છે, કે જેમનો ઉતારો યહુદાહના રાજા હિઝકીયાહના માણસોએ કીધો હતો," (ઈ. સ. પૂ. ૭૨૭–૬૯૭).

૬ ઠ્ઠો) દૃષ્ટાં. ૩૦ ; ૧—૩૩ સુધીનો. એનું મથાળું એવું છે કે, "યાકેહના પુત્ર આગૂરનાં વચનો ; દેવવાણી." હવે આ અધ્યાયમાંની કેટલી કલમમાં આગૂરનાં વચનો આવે છે એ નક્કી માલમ નથી. કેટલાક ટીકાકારોનો એવો મત છે કે પુરી ૩૩ કલમોમાં આગૂરનાં વચનો હશે. પણ બીજા કેટલાક એવું ધારે છે કે, આગૂરનાં વચનો માત્ર પહેલી ચાર કલમમાં આપેલાં છે, અને તે બાદ બીજા બીજા જુજ સંગ્રહો એની સાથે ગોઠવેલા છે, એટલે ૩૦ ; ૫, ૬, વળી ૩૦ ; ૭–૯, વળી ૩૦ ; ૧૦, વળી ૩૦ ; ૧૧–૩૧, અને ૩૦ ; ૩૨, ૩૩.

૭ મો) દૃષ્ટાં. ૩૧ ; ૧—૯ સુધીનો. આ સંગ્રહને મથાળે એવું લખ્યું છે કે, "લમૂએલ રાજાનાં વચનો; એટલે જે દેવવાણી તેની માએ તેને શીખવી હતી તે."

૮ મો) દૃષ્ટાં. ૩૧ ; ૧૦—૩૧ સુધીનો. આ છેલ્લો સંગ્રહ પહેલાના જેવો નનામો છે. એમાં સદ્ગુણી સ્ત્રીની હકીકત છે. વળી આ સંગ્રહમાંની ૨૨ કલમો કક્કા અનુક્રમે ગોઠવેલી છે, એટલે હેબ્રી અક્ષરમાળામાં ૨૨ અક્ષર છે અને તેમાંનો દરેક અક્ષર પોતપોતાના અનુક્રમ પ્રમાણે આ ૨૨ કલમોનો આદ્યક્ષર જણાય છે.

## દૃષ્ટાંતવચન પુસ્તકની રચના રફતે રફતે થઈ તે વિષે.

દૃષ્ટાંતવચન પુસ્તકના જે જુદા જુદા સંગ્રહો તેઓ ખુલ્લા જણાઈ આવ્યા છે. હવે એઓમાંના બે સંગ્રહમાં સુલેમાનનાં પોતાનાં કરેલાં કેટલાંક દૃષ્ટાંતવચનો બેશક મોજુદ છે, એટલે દૃષ્ટાં. ૧૦ ; ૧—૨૨ ; ૧૬ માં અને ૨૫ ; ૧—૨૯ ; ૨૭ માં. એમ છતાં પણ બીજા બધા સંગ્રહો સુલેમાનના જમાનામાં રચાયા, એવું સંભવતું નથી, પણ સુલેમાન રાજાના વખત પછી કેટલાક સૈકામાં જુદાં જુદાં દૃષ્ટાંતવચનો રચવાનું કામ ચાલુ રહ્યું હશે, અને એજ નવીન વખતનાં દૃષ્ટાંતવચનોના સંગ્રહો જુદા જુદા અધિપતિઓએ કર્યાં હશે. કદાચ આસરે ઈ. સ. પૂ. ૨૦૦ની સાલમાં આઠ સંગ્રહોનું દૃષ્ટાંતવચનનું પુસ્તક છેવટે સમાપ્ત થયું.

હવે આ કામ કેવી રીતે ચાલુ રહ્યું એ બિલકુલ ખાતરીપૂર્વક માલમ નથી, પરંતુ એ બાબત કેટલાક વિદ્વાન ધર્મશાસ્ત્રીઓએ નીચે મુજબ અટકળ કરી છે.

૧ લું) જે મુખ્ય સંગ્રહો પહેલાં હાથ આવ્યા તે તો બેજ હતા એટલે દૃષ્ટાંત ૧૦ ; ૧–૧૫ ; ૩૩ સુધીનો તથા ૧૬ ; ૧–૨૨ ; ૨૬ સુધીનો, પરંતુ એ ઉપરાંત બીજા બે ઉપસંગ્રહો પણ મળ્યા, એટલે દૃષ્ટાંત. અધ્યાય ૨૫–૨૭ સુધીનો અને દૃષ્ટાંત. અધ્યાય ૨૮. ૨૯. એટલામાં જુદા જુદા બે અધિપતિઓએ બન્ને સંગ્રહો જોડીને ચારને બદલે બેજ કીધા, એટલે ૧૦ ; ૧–૨૨ ; ૧૬ સુધીનો એક, અને ૨૫ ; ૧–૨૯ ; ૨૭ સુધીનો બીજો. વળી આ છેલ્લો સંગ્રહ કરનાર જે અધિપતિ તેને પહેલા સંગ્રહ વિષે કંઈક જાણ હતી, માટે પોતાના સંગ્રહને મથાળે તેણે આમ પણ લખ્યું કે, "આ પણ સુલેમાનનાં દૃષ્ટાંતવચનો છે." વળી એવું પણ સંભવિત લાગે છે કે ઉપલા બન્ને તૈયાર થએલા સંગ્રહો ઈ. સ. પૂ. ૩૫૦–૩૦૦ ની વચમાં બહાર પડ્યા. કદાચ

દૃષ્ટાંત. ૧૦; ૧–૨૨; ૧૬ સુધીનો જે સંગ્રહ તે જરા વહેલો અને ૨૫; ૧–૨૯; ૨૭ સુધીનો સંગ્રહ જરા પાછળથી નીકળ્યો, અને આમ બન્ને સંગ્રહ જુદા ને જુદા રહીને પ્રસિદ્ધ થયા.

ઈ. સ. પૂ. ૩૫૦–૩૦૦.

દૃષ્ટાંત. અધ્યાય ૧૦–૧૫ }
દૃષ્ટાંત. ૧૬; ૧–૨૨; ૧૬ } A સંગ્રહ.

દૃષ્ટાંત. અધ્યાય ૨૫–૨૭ }
દૃષ્ટાંત. અધ્યાય ૨૮, ૨૯ } B સંગ્રહ.

A અને B એક બીજાની સાથે હજી જોડાયા નહિ.

૨ જું) હવે લગભગ પચાસ વરસ વિતી ગયાં બાદ, એટલે ઈ. સ. પૂ. ૩૦૦–૨૫૦ ની વચ્ચે, નાના સરખા બીજા બે સંગ્રહ કરવામાં આવ્યા, એટલે ૨૨; ૧૭–૨૪; ૨૨ સુધીનો એક અને ૨૪; ૨૩–૩૪ સુધીનો બીજો. હવે આ નવા બે ટુંકા સંગ્રહો ઉપલા A સંગ્રહની સાથે ઉમેરાયા, અને આ પ્રમાણે A+C સંગ્રહ ભેગા થયા, અને ત્યાર બાદ એ સંયુક્ત સંગ્રહની સાથે ઉપલો B સંગ્રહ ઉમેરાયો.

ઇ. સ. પૂ. ૩૦૦—૨૫૦

દૃષ્ટાં. ૨૨; ૧૭—૨૪; ૨૨ }
દૃષ્ટાં. ૨૪; ૨૩—૩૪ } C સંગ્રહ.

અ) A+C.
આ) A+C+B.

૩ જું) હવે ઇ. સ. પૂ. ૩ જો સૈકો અધવારતાં, એટલે આસરે ઇ. સ. પૂ. ૨૫૦ ની સાલે દૃષ્ટાંતવચનના પહેલા નવ અધ્યાય રચાયા, એવું સંભવે છે. પરંતુ તેમાં દૃષ્ટાં. ૪; ૧૮, ૬; ૧—૧૯, અને ૯; ૭—૧૨ આ ત્રણ ફકરા પહેલા નવ અધ્યાયમાં હજી દાખલ થએલા નહોતા. આ પહેલા નવ અધ્યાય રચનાર અધિપતિએ આ નવો રચેલો ભાગ આગલા સંગ્રહોની સાથે ઉમેર્યો, હા, તે સંગ્રહોને આરંભે ગોઠવ્યો.

ઇ. સ. પૂ. ૨૫૦

દૃષ્ટાં. ૧; ૧–૭ }
,, ૧; ૮—૫; ૨૩ }
,, ૬; ૨૦—૯; ૬ } D સંગ્રહ.
,, ૯; ૧૩—૧૮ }

D+A+C+B.

૪ થું) ત્રીજા સૈકામાં પરિશિષ્ટ દાખલ જે ત્રણ વાત છેલ્લા બે અધ્યાયમાં મળી આવે છે તે ત્રણ વાતનો સંગ્રહ બીજા કોઈ અધિપતિએ કરીને ઉમેર્યો.

ઈ. સ. પૂ. ૨૨૫.

| | | |
|---|---|---|
| દૃષ્ટાં. ૩૦; ૧ —૩૩ | } | E સંગ્રહ. |
| ,, ૩૧; ૧ —૯ | | |
| ,, ૩૧; ૧૦—૩૧ | | |

D+A+C+B+E.

૫ મું) હવે છેવટે ઉપલા D સંગ્રહમાં પાંચ ટુંકી ટુંકી વાત ઘાલવામાં આવી, એટલે ૪; ૧૮, ૬; ૧—૫, ૬; ૬—૧૧, ૬; ૧૨—૧૯, અને ૯; ૭—૧૨. એ નવી નવી વાતનાં લક્ષણો D સંગ્રહની સાથે નહિ પણ C અથવા E અથવા A સંગ્રહની સાથે વધારે મળતાં જણાય છે.

ઈ. સ. પૂ. આસરે ૨૦૦.

| | | |
|---|---|---|
| દૃષ્ટાંત. ૪; ૧૮ | } | F સંગ્રહ. |
| ,, ૬; ૧–૫ | | |
| ,, ૬; ૬–૧૧ | | |
| ,, ૬; ૧૨–૧૯ | | |
| ,, ૯; ૭–૧૨ | | |

D (+F)+A+C+B+E.

એ પ્રમાણે દૃષ્ટાંતવચન પુસ્તકના જુદા જુદા ભાગો જોડાયા હશે, અને તે પરથી જે પુસ્તક આજદિન મોજુદ છે તે પુરૂં થઈને નીકળ્યું.

## દૃષ્ટાંતવચન પુસ્તકનું પૃથક્કરણ.

A. દૃષ્ટાંત. ૧; ૧–૯; ૧૮. એ ભાગમાં ઈશ્વરીજ્ઞાન જાણે કે સજીવારોપણ પામીને કેટલાંક ભાષણ કરે છે, અને એના ટેકામાં રોજરોજના સંસારવ્યવહારમાંથી કેટલાક દાખલા રજુ કરે છે.

I. ૧; ૧–૩૩. મથાળું તથા પ્રસ્તાવના તથા બે ભાષણ.

૧) ૧; ૧. મથાળું, એટલે દાઉદના પુત્ર ઈસ્રાએલના રાજા સુલેમાનનાં દૃષ્ટાંતવચનો.

૨) ૧; ૨–૭. પ્રસ્તાવનારૂપ વાત. એમાં પુસ્તક રચવાનો હેતુ બતાવ્યો છે, એટલે સહુ માણસ જ્ઞાનભાષકનો બોધ સાંભળીને વિદ્વતામાં વૃદ્ધિ પામે. વળી ૧; ૭ માં તમામ પુસ્તકનું આધારવચન રહેલું છે, એટલે "યહોવાહનું ભય એ વિદ્યાનું મૂળ છે; મુર્ખો જ્ઞાન તથા શિક્ષણને તુચ્છકારે છે."

૩) ૧ ; ૮–૧૯. લુટફાટ કરવાની મસલહત વિષે ભાષણ.

(૧) ૧ ; ૮, ૯. જેને "મારો દીકરો" કહે છે તેને બાપની શિખામણ સાંભળવાનું ફરમાવે છે.

(૨) ૧ ; ૧૦–૧૪. લુટફાટ તથા ખુનરેજી વિષે જે લાલચ થાય છે તે સંબંધી વાત.

(૩) ૧ ; ૧૫–૧૯. લાલચ નકારવાનું ઉત્તેજન આપે છે, અને લુટારાનો અંત દર્શાવે છે.

૪) ૧ ; ૨૦—૩૩. જ્ઞાનભાષક વિનંતીરૂપ ભાષણ કરે છે.

(૧) ૧ ; ૨૦, ૨૧. આ ભાષણની પ્રસ્તાવના, કે જેમાં બતાવ્યું છે કે જ્ઞાનભાષક ખરેખર જાહેરાંત જગ્યામાં પોતાનું ભાષણ કરે છે.

(૨) ૧ ; ૨૨—૩૩. ભાષણનું વિસ્તારકરણ.

અ) ૧ ; ૨૨, ૨૩. જ્ઞાનભાષક એવું આમંત્રણ કરે કરે છે કે, મારી ગમ તમે ફરો તો હું તમારા પર મારો આત્મા રેડીશ.

આ) ૧ ; ૨૪—૩૩. ધમકીરૂપ ભયાનક વચન પ્રગટ કરેલું છે.

(અ) ૧ ; ૨૪—૨૭. જેટલા જ્ઞાનને ધિક્કારે છે તેમના પર આફત આવી પડશે, પણ તે સમયે જ્ઞાન તેમની મશ્કરી કરશે.

(આ) ૧ ; ૨૮—૩૧. જ્ઞાન સહુને બોલાવે છે ખરૂં પણ જેઓ તેનું નોતરૂં ગણકારશે નહિ તેમની ભયંકર દશા થશે.

(ઇ) ૧ ; ૩૨, ૩૩. જે અબુદ્ધ અને જે મારૂં સાંભળીને બુદ્ધિવાન થયા તેમનો મુકાબલો.

II. ૨ ; ૧—૩ ; ૩૫. જ્ઞાનથી થતું કલ્યાણ તથા તે વિષે ત્રણ ભાષણ.

૧) ૨ ; ૧—૨૨. જ્ઞાનથી થતું કલ્યાણ.

(૧) ૨ ; ૧–૪. જ્ઞાનથી આપણું સંરક્ષણ થાય એને અર્થે બતાવેલી પઢણ.

(૨) ૨ ; ૫–૮. ઉપલી સરત જેટલા માણસ પુરી પાડે તેમની ચઢતી દશા વિષે.

(૩) ૨ ; ૯–૧૯. આ જ્ઞાન તો સાંભળનારના હૃદયમાં પ્રવેશ કરશે, પછી તેના પર બરોબર ચોકી રાખીને તેનું રક્ષણ કરશે (૧૦, ૧૧). તે પરથી દુષ્ટ માણસોની (૧૨–૧૫) તેમજ દુષ્ટ બાયડીઓની (૧૬-૧૯) નઠારી અસરથી સહીસલામત રહેવાશે.

(૪) ૨ ; ૨૦. એ પ્રમાણે તું સુજનોના માર્ગમાં ચાલશે, હા, નેક જનોના પથમાં આગળ ચાલશે.

(૫) ૨ ; ૨૧, ૨૨. સદાચારથી તેમજ દુરાચારથી થતા પરિણામ દર્શાવ્યા છે.

૨) ૩ ; ૧—૩૫. જ્ઞાનને લગતાં છુટાં છુટાં ત્રણ ભાષણ. દરેક ભાષણ "મારા દીકરાને" આપેલું છે.

(૧) ૩ ; ૧–૧૦. પહેલું, એટલે વિનંતીરૂપ, ભાષણ.

અ) ૩ ; ૧, ૨. જ્ઞાનશિક્ષકના શિક્ષણ પર લક્ષ લગાડવાનો બોધ.

આ) ૩ ; ૩, ૪. કૃપા તથા સત્ય તજી ન દેવા વિષે, પણ તેમને ગળે બાંધવા વિષે, બોધ.

ઇ) ૩ ; ૫–૮. યહોવાહ પર ભરોસો કરીને તેનો ડર રાખવા વિષે બોધ.

ઈ) ૩ ; ૯, ૧૦. આપણા દ્રવ્યથી યહોવાહનું સન્માન કરવા વિષે બોધ.

(૨) ૩ ; ૧૧–૨૦. બીજું, એટલે વિવેચનરૂપ, ભાષણ.

અ) ૩ ; ૧૧, ૧૨. "મારા દીકરા," યહોવાહની શિક્ષા તુચ્છ ન કરવી ; જેના પર તે પ્રેમ કરે છે તેને તે ઠપકો દે છે.

આ) ૩ ; ૧૩–૧૮. જ્ઞાન તથા બુદ્ધિ સંપાદન કરવાથી જે ધન્યતા મળે છે તેની પ્રશંસા.

ઇ) ૩ ; ૧૯, ૨૦. જ્ઞાન વડે યહોવાહે પૃથ્વી રચી તથા આકાશો સ્થાપ્યાં ; તેની કળાથી ઉંડાણો ફાડી નખાયાં અને ઝાકળ ટપકે છે.

(૩) ૩ ; ૨૧–૩૫. ત્રીજું, એટલે ઉત્તેજનદાયક, ભાષણ.

અ) ૩ ; ૨૧–૨૪. "મારા દીકરા," સુજ્ઞાન તથા વિવેકબુદ્ધિ પકડ્યાથી સલામતી મળે છે.

આ) ૩ ; ૨૫, ૨૬. યહોવાહ પર તારો ભરોસો હોય તો તે તારો પગ સપડાઈ જતાં બચાવશે ; તેનામાં તને સલામતી મળશે.

ઇ) ૩ ; ૨૭–૩૧. પડોસી પર પ્રીતિભાવ તથા પરોપકારભાવ રાખવા વિષે ઉત્તેજન.

ઈ) ૩ ; ૩૨–૩૫. અપ્રમાણિક જનોને તેમજ આડા જનોને જે બદલો ભરી આપવામાં આવશે તે વિષે.

III. ૪ ; ૧–૨૭. જ્ઞાનની ઉત્તમતા તથા તેના પરાક્રમ વિષે ત્રણ ભાષણ.

૧) ૪ ; ૧–૯. જ્ઞાન વિષે પહેલું ભાષણ.

શિક્ષકને પોતાના પિતા પાસેથી મળેલો બોધ આ ભાષણમાં કરેલો છે. એમાં બતાવ્યું છે કે જ્ઞાન એ મુખ્ય વસ્તુ છે, અને જ્ઞાન પ્રાપ્ત કરવાથી ખરેખર કલ્યાણ થાય છે.

૨) ૪ ; ૧૦–૧૯. જ્ઞાન વિષે બીજું ભાષણ.

(૧) ૪ ; ૧૦–૧૩. શિક્ષકનો બોધ સ્વીકારવા વિષે સલાહ, તે બોધ પામવાથી જે શુભ ફળ પ્રાપ્ત થાય છે તે વિષે. તારે શિખામણને સંઘરવી, કેમકે તે તારૂં જીવન છે.

(૨) ૪ ; ૧૪–૧૭. ભુંડા માણસનાં કુલક્ષણ જોઇને તેમના પથમાં ચાલવું નહિ, હા, પગપેસારો કરવો નહિ.

(૩) ૪ ; ૧૮, ૧૯. સદાચારી તથા દુરાચારી એ બન્નેના માર્ગોનો મુકાબલો.

૩) ૪ ; ૨૦–૨૭. જ્ઞાન વિષે ત્રીજું ભાષણ.

(૧) ૪ ; ૨૦–૨૩. "મારા દીકરા," જ્ઞાનના શબ્દો પર લક્ષ આપીને તેની વાતો પર તારે કાન ધરવો.

(૨) ૪ ; ૨૪–૨૭. સીધે માર્ગે તારે આગળ ચાલવું. જમણે કે ડાબે હાથે તું મરડાતો નહિ ; દુષ્ટાઇથી તારો પગ દૂર કર.

IV. ૫; ૧–૨૩. સ્ત્રીલંપટપણા વિષે ચેતવણીરૂપ ભાષણ.

1) ૫; ૧, ૨. "મારા દીકરા," મારા જ્ઞાન તરફ તારે લક્ષ આપવું કે તું વિવેકબુદ્ધિ સાચવી રાખે.
2) ૫; ૩–૬. પરનારીથી થતી અસર ખરેખર મરણદાયક છે.
3) ૫; ૭–૧૪. વેશ્યાસ્ત્રીથી તારે દૂર રહેવું, રખેને તારી બધી મિલ્કતની, હા, તારા જીવની હાની થાય.
4) ૫; ૧૫–૨૦. તારે તારી પોતાની સ્ત્રીની સાથે વિશ્વાસુપણે ચાલવું.
5) ૫; ૨૧–૨૩. દુષ્ટ માણસ પોતાની દુષ્ટાઇમાં સપડાશે અને તેની મુર્ખાઇની અધિકતાથી તે રઝળતો માર્યો જશે.

[ V. ૬; ૧–૧૯. જુજ મુર્ખાઇ વિષે ચેતવણીરૂપ ચાર ટુંકી વાત.

(એ ચાર વાતની ઢબ આગલી અને પાછલી વાત સાથે સરખાવતાં તેમનાથી જુદી જણાય છે. દૃષ્ટાંત. ૨૨; ૧૭–૨૪; ૩૪ માં અને ૩૦; ૧–૩૧; ૩૧ સુધીનો જે બોધ તેની સાથે વિશેષ મળતાપણું છે. આ ચારે વાત ઘણુંકરીને અસલ લખેલી નહિ હોય પણ નવીન વખતે ઘાલેલી હશે).

1) ૬; ૧–૫. પડોસીના જામીન થવા વિષે ચેતવણી.
2) ૬; ૬–૧૧. આળસ કરવા વિષે ચેતવણી (સરખાવો ૨૪; ૩૦-૩૪: ૨૬; ૧૩-૧૬).
3) ૬; ૧૨–૧૫. અમથી તકરાર કરવા વિષે, વળી આંખના મિચકારા અને આંગળીઓના ઇશારા કરવા વિષે ચેતવણી.
4) ૬; ૧૬–૧૯. જે સાત વાનાં યહોવાહની નજરમાં અમંગળ છે તે જણાવે છે (સરખાવો ૩૦; ૧૧–૩૧).]

VI. ૬; ૨૦–૩૫. વેશ્યાની ગમ વળણુ ન કરવા વિષે બોધ.

1) ૬; ૨૦, ૨૧. "મારા દીકરા," બાપની આજ્ઞા તારે પાળવી, અને તેની શિખામણ તારા અંતઃકરણમાં બાંધી રાખવી.
2) ૬; ૨૨-૨૫. જ્ઞાન તને દોરશે ને તારી ચોકી કરશે તોજ તું ભુંડી સ્ત્રીથી બચાવ પામીશ.
3) ૬; ૨૬–૨૯. પરનારી પાસે જવાથી જે ભારે બગાડ થાય છે તેના દાખલા.

૪) ૬; ૩૦–૩૫. જે જન વ્યભિચારીની જાળમાં સપડાય છે તે કેવળ ઘા તથા ફજેતી પામવાનો છે. સ્ત્રીનો ધણી વેર વાળ્યા વગર રહેશે નહિ.

VII. ૭; ૧–૨૭. વેશ્યાસ્ત્રી વિષે બીજી ચેતવણીરૂપ વાત.

૧) ૭; ૧–૫. "મારા દીકરા," જ્ઞાનની વાત સાંભળી પાળવાથી તું વેશ્યાસ્ત્રીથી બચીશ.

૨) ૭; ૬–૨૩. પરસ્ત્રી જે જે કુયુક્તિ તથા તરકટ કરે છે તેઓની હકીકત, અને તેથી જે ભયંકર પરિણામ નીકળે છે તે વિષે વાત.

(૧) ૭; ૬–૯ જુવાન પુરૂષની હકીકત કે જેને ફુસલાવવા પરસ્ત્રી આવે છે.

(૨) ૭; ૧૦–૧૨. વેશ્યાની પોતાની હકીકત.

(૩) ૭; ૧૩–૨૦. પરસ્ત્રી પેલા જુવાનને કેવી રીતે તથા શું બોલીને ખેંચે છે તે વિષે.

(૪) ૭; ૨૧–૨૩. પરસ્ત્રી ઘણાં મધુર વચનોથી તેને તાણી જાય છે; પછી બળદ કસાઇવાડે જાય તેમ તે જુવાન તેની સાથે જાય છે. આખરે તીર તેના કલેજાને વિંધે છે.

૩) ૭; ૨૪–૨૭. પરસ્ત્રી વિષે છેવટની ચેતવણી. તું તેના રસ્તામાં ભટકી ના જા. તેનું ઘર શેઓલનો માર્ગ છે, અને તેણીએ ઘણાઓને ઘાયલ કરીને પાયમાલ કીધા છે. એઓનો કુલ સમૂહ મોટી ફોજ જેવડો છે.

VIII. ૮; ૧–૩૬. જ્ઞાનની શ્રેષ્ઠતાનું વર્ણન.

૧) ૮; ૧–૩. જ્ઞાનશિક્ષક રસ્તાઓના નાકા આગળ ઊભો રહીને માણસોને હાંક મારે છે.

૨) ૮; ૪–૨૧. જ્ઞાનથી આપેલો બોધ અને તેથી થતાં શુભ ફળ (સરખાવો ૨; ૧–૨૨).

(૧) ૮; ૪, ૫. જ્ઞાન માણસોને સંબોધન કરે છે.

(૨) ૮; ૬–૯. જ્ઞાન પોતાની નીતિપૂર્વક ઉત્તમતા પ્રગટ કરે છે.

(૩) ૮; ૧૦, ૧૧. એવી શાહેદી આપેલી છે કે જ્ઞાન ચોખા સોના કરતાં, હા, માણેક તથા સર્વ મનોરંજક વસ્તુ કરતાં, મૂલ્યવાન છે.

(૪) ૮; ૧૨–૨૧. જ્ઞાનની ઉત્તમતા ચતુરાઇમાં પ્રગટ કરેલી છે.

અ) ૮; ૧૨–૧૬. જ્ઞાન વડે રાજાઓ તથા હાકેમો ન્યાયીપણે અધિકારનો અમલ કરે છે.

આ) ૮; ૧૭–૨૧. જેઓ જ્ઞાન પર પ્રેમ કરનારા છે તેમને દ્રવ્ય તથા માન મળે છે.

૩) ૮; ૨૨–૩૧. યહોવાહની સાથે જ્ઞાનનો જે અસલ સંબંધ સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં ચાલતો તે વિષે.

(૧) ૮; ૨૨, ૨૩. યહોવાહની કારકીર્દીના આરંભમાં હું જ્ઞાન ઉત્પન્ન થયું, હું સદાકાળથી સ્થપાયું હતું.

(૨) ૮; ૨૪–૨૬. સૃષ્ટિ કે કુદરત પેદા થયા પહેલાં હું જ્ઞાનનો જન્મ થયો હતો.

(૩) ૮; ૨૭–૩૧. સૃષ્ટિની રચના રચવામાં આવી ત્યારે હું જ્ઞાન તો મીસ્ત્રી તરીકે યહોવાહની સાથે હતું; હું સદા તેની આગળ હર્ષ કરતું. પછી વસ્તીવાળી પૃથ્વી પર મનુષ્યપુત્રોમાં મને આનંદ થતો.

૪) ૮; ૩૨–૩૬. છેવટની શિખામણ સાંભળવા સંબોધન કરે છે.

પછી જ્ઞાન સાંભળનારા અને જ્ઞાન ધિક્કારનારા એ બન્નેનો અંત જણાવે છે.

IX. ૯; ૧–૬ અને ૧૩–૮. જ્ઞાનબાઇ તેમજ મુર્ખબાઈ બન્ને યજમાન દાખલ બોલાવે છે.

૧) ૯; ૧–૬. જ્ઞાનબાઇ યજમાનનો ધર્મ બજાવનારી જણાય છે.

(૧) ૯; ૧, ૨. જ્ઞાને ઘરધણીઆણી દાખલ ઘરમાં મિજબાની તૈયાર કરી છે.

(૨) ૯; ૩, ૪. પછી બધા મુર્ખ તથા અબુદ્ધોને હાંક મારીને અંદર આવવાનું કહે છે.

(૩) ૯; ૫, ૬. જે રોટલી તથા દ્રાક્ષરસ મેં તૈયાર કીધાં છે તે ખાઈને જીવો, અને હઠબુદ્ધિને માર્ગે ન ચાલો, એવું જ્ઞાનબાઈ આમંત્રણ કરે છે.

૨) ૯; ૧૩–૧૮. મુર્ખબાઇ યજમાનનો ધર્મ બજાવનારી જણાય છે.

(૧) ૯; ૧૩. આ બાઈ તો કંકાસિયેણ તથા છેક અબુદ્ધ છે.

(૨) ૯; ૧૪, ૧૫. તે ઊંચી જગ્યાએ બેઠેલી રહીને વટેમાર્ગુઓને બોલાવે છે.

(૩) ૯; ૧૬, ૧૭. જે અબુદ્ધ તથા બેઅક્કલ જણ તેમને અંદર આવવાનું કહે છે. ચોરેલાં પાણી મીઠાં હોય છે અને સંતાઈને ખાધેલી રોટલી સ્વાદિષ્ટ હોય છે, એમ બોલીને રીઝાવે છે.

(૪) ૯; ૧૮. પણ પેલો બેઅક્કલ જણ જાણતો નથી કે આ બાઈનું ઘર મૃતલોકની જગ્યા છે, અને તેના મેમાનો શેઓલનાં ઊંડાણોમાં છે.

[X. ૯; ૭–૧૨. સૂત્રવચનોની એક ટુંકી ટીપ.

આ ૭ કલમમાં સમાએલી વાત દષ્ટાં. ૧૦; ૧–૨૨; ૧૬ સુધીની સાથે વધારે બંધબેસ્તી આવે છે.

૧) ૯; ૭-૯. જુદા જુદા વર્ગના માણસોને જ્ઞાન આપવાથી જે જુદા જુદા પરિણામ થાય છે તે વિષે.

૨) ૯; ૧૦. દષ્ટાંતવચનોના પુસ્તકનું આધારવચન ફરીથી પ્રગટ કરે છે, એટલે યહોવાહનું ભય એ જ્ઞાનનો આરંભ છે, અને પવિત્ર ઈશ્વરને જાણવો એજ બુદ્ધિ છે. (સરખાવો ૧; ૭ અને ૮; ૧૩).

૩) ૯; ૧૧. જ્ઞાનની પ્રાપ્તિ થવાથી દીર્ઘાયુષ્ય મળે છે.

૪) ૯; ૧૨. તારા પોતાના ગુણ પ્રમાણે તને પોતાને ફળ પ્રાપ્ત થશે.]

B. દષ્ટાં. ૧૦; ૧–૨૨; ૧૬. આ પ્રકરણ દષ્ટાંતવચનોના પુસ્તકમાં સહુથી લાંબુ તથા પ્રાચીન વખતનું જણાય છે. એમાં કુલે ૩૭૪ દષ્ટાંતવચનોનો સમાવેશ છે. ૧૯; ૭ માંનું દષ્ટાંત ત્રિપદવાળું છે, પણ એ બાદ કરતાં બાકીનાં બધાં દ્વિપદનાં છે. (કદાચ ૧૯; ૭ માંથી એક પદ લોપ થયું હશે). આ પ્રકરણમાંના જે પહેલા ૭ અધ્યાય છે, એટલે ૧૦–૧૫,

તેમાંનાં દૃષ્ટાંતવચનોમાં વિરૂદ્ધાર્થપણું ઘણું કરીને હાથ આવે છે. વળી તેમાં રહેલી વાત નાના પ્રકારના ઘણા વિષયોને લાગુ પડે છે, પણ ઘણાંખરાં દૃષ્ટાંતો ખુશકારક તથા આનંદદાયક જણાય છે. આ પ્રકરણના મુખ્ય વિષયો નીચે મુજબ છે.

૧) યહોવાહના સર્વોપરીપણા તથા સર્વજ્ઞતા વિષે,
૧૫; ૩, ૧૧: ૧૬; ૨, ૪: ૧૭; ૩: ૧૯; ૨૧: ૨૦; ૧૨, ૨૪: ૨૧; ૨: ૨૨; ૨.

૨) યહોવાહનું ભય રાખ્યાથી જે શુભ ફળ નીપજે છે તે વિષે, ૧૫; ૧૬, ૨૯.

૩) જે જે વાત યહોવાહને કંટાળારૂપ લાગે છે તે વિષે,
૧૧; ૧, ૨૦: ૧૨; ૨૨: ૧૫; ૮, ૯, ૨૬: ૧૬; ૫: ૧૭; ૧૫: ૨૦; ૧૦, ૨૩.

૪) યજ્ઞાર્પણ કરતાં નેકીનાં કૃત્યો યહોવાહને પસંદ પડે છે,
૧૫; ૮: ૧૬; ૬: ૨૧; ૨૭.

૫) પોતપોતાનાં કૃત્યો પ્રમાણે આ જીંદગીમાં ફળ ભોગવવાં પડે છે,
૧૦; ૨, ૩, ૬, ૭, ૨૫, ૨૭, ૩૦: ૧૧; ૪, ૫, ૬.

૬) જ્ઞાની અને મુર્ખ આ બન્નેનાં કામોનો તથા બન્નેના અંતનો મુકાબલો કરવામાં આવે છે.

એ વિષયને લગતી વાત તમામ પ્રકરણમાં મળી આવે છે.

૭) મહેનતુ અને આળસુ એ બન્નેનો મુકાબલો, ૧૦; ૪, ૫: ૧૨; ૨૪, ૨૭: ૧૩; ૪.

૮) દ્રવ્ય તો દ્રવ્યના માલિકને લાભકારક નીકળે ખરૂં, ૧૦; ૧૫: ૧૩; ૮: ૧૪; ૨૦, ૨૪: ૧૯; ૪: ૨૨; ૭. પણ જો દ્રવ્ય અન્યાય કરીને મેળવ્યું હોય, ૧૦; ૨, અને જો દ્રવ્ય પર ભરોસો રાખ્યો હોય, ૧૧; ૨૮, તો તે દ્રવ્ય નિરૂપયોગી નીકળશે.

૯) ગર્વ તથા અભિમાન વિષે ચેતવણી, ૧૩; ૧૦: ૧૬; ૧૮, ૧૯: ૨૧; ૪.

૧૦) જીભનો સારો ઉપયોગ કરવા વિષે વાત તમામ પ્રકરણમાં હાથ આવે છે.

૧૧) પડોસીના જામીન થવા વિષે ચેતવણી, ૧૧; ૧૫: ૨૦; ૧૬: સરખાવો ૬; ૧–૫ અને ૨૨; ૨૬, ૨૭.

૧૨) સદ્ગુણી સ્ત્રી ઈશ્વરથી આપેલું ઉત્તમોત્તમ દાન છે, ૧૨ ; ૪ : ૧૮ ; ૨૨ : ૧૯ ; ૧૪.

૧૩) વઢકણી બાઈ વિષે સખત ટીકા, ૧૧ ; ૨૨ : ૧૯ ; ૧૩ : ૨૧ ; ૯, ૧૯.

૧૪) બાપે પોતાના દીકરા પર અધિકાર ચલાવવો, ૧૩ ; ૨૪ : ૧૯ ; ૧૮ : ૨૨ ; ૬, ૧૫. વળી દીકરાએ માબાપનું સન્માન કરવું, ૧૩ ; ૧ : ૧૫ ; ૫ : ૧૯ ; ૨૬ : ૨૦ ; ૨૦.

૧૫) રાજાની પ્રશંસા કરેલી છે; તેનો અદલ ઈનસાફ, તેનું ડહાપણ, તેની રહેમ દીપતી આવે છે. (તેથી ઉલટું સરખાવો ૨૫ ; ૨–૭). વળી પ્રજાની આબાદી થઇ એટલામાં રાજાનું ગૌરવ કે પ્રતિષ્ઠા રહે છે, અને સદાચારથી દેશજાતિની ઉન્નતિ થાય છે, ૧૪ ; ૨૮, ૩૪.

C. દૃષ્ટાંત. ૨૨ ; ૧૭–૨૪ ; ૨૨. આ સંગ્રહને મથાળે "જ્ઞાનીનાં વચનો" એવા શબ્દ આવેલા છે. આ પ્રકરણમાં નાના પ્રકારની બાબતનો વિનંતીરૂપ બોધ વિશેષે કરીને સમાએલો છે.

૨૨ ; ૧૭–૨૧ માં પ્રસ્તાવનારૂપ વાત હાથ આવે છે. એમાં જ્ઞાન સાંભળવાથી જે શુભ શુભ ફળ થાય છે તે બતાવવામાં આવે છે. એ વડે સત્યતાનાં વચનોની ખાતરી ઉત્પન્ન થાય છે. ત્યાર બાદ જેને "મારો દીકરો" કહે છે, એટલે કોઇ જુવાન શિષ્ય, તેને માટે વ્યાવહારિક દૃષ્ટાંતો લખેલાં છે. તેઓમાંના ત્રણ વિષય નીચે મુજબ છે.

૧) જામીનગીરી વિષે ચેતવણી, ૨૨ ; ૨૬, ૨૭. વળી સરખાવો ૬ ; ૧–૫ : ૧૧ ; ૧૫ : ૨૦ ; ૧૬.

૨) ધનદોલત સંઘરવા વિષે ચેતવણી, ૨૩ ; ૪, ૫.

૩) ખાવરાપણા તથા છાકટાપણા વિષે ચેતવણી, ૨૩ ; ૧–૩, ૨૦, ૨૧, ૨૯–૩૫.

D. દૃષ્ટાંત. ૨૪ ; ૨૩–૩૪. આ ટુંકા પ્રકરણને મથાળે આમ લખ્યું છે કે, "આ પણ જ્ઞાનીઓનાં વચન છે." એ પરથી એવું માનવું પડે છે કે આ બાર કલમ આગલા પ્રકરણની પુરવણી દાખલ ટાંકેલી હોય.

I. ૨૪ ; ૨૩–૨૬. નિષ્પક્ષપાતથી ઇનસાફ કરવા વિષે બોધ; જે ખરો મિત્ર છે તે સત્ય બોલતાં ઉત્તર આપે છે.

II. ૨૪; ૨૭. અવિચારીપણે વિવાહબંધન બાંધવું નહિ પણ બાંધવા પહેલાં સારી તૈયારી કરવી.

III. ૨૪; ૨૮, ૨૯. વેર વાળવાનું મન રાખવા વિષે ચેતવણી.

IV. ૨૪; ૩૦–૩૪. ઊંઘણસી આળસુ વિષે. એમાં દશ પદવાળું દૃષ્ટાંત મળે છે. સરખાવો ૬; ૬–૧૧ : ૨૬; ૧૩–૧૬.

E. દૃષ્ટાંત. ૨૫; ૧–૨૯; ૨૭. સુલેમાનનાં દૃષ્ટાંતવચનોનો બીજો સંગ્રહ (જુઓ ૨૫; ૧ માં "આ પણ") કે જેમનો ઉતારો યહુદાહના રાજા હિઝકીયાહના માણસોએ કીધો હતો તે. આ પ્રકરણમાં આવેલાં ઘણાંખરાં દૃષ્ટાંતવચનો પ્રાચીન કાળનાં દૃષ્ટાંતો સાથે વિશેષ મળતાં જણાય છે. ૧૦; ૧–૨૨; ૧૬ માં જે કહેવતો છે તેમાં ઓછુંવત્તું ભાવાર્થપણું રહેલું છે, પણ આ પ્રકરણમાંની કહેવતો બહુ સાદી માલુમ પડે છે. વળી તેઓમાં મુકાબલા દ્વારાએ બોધ આપેલો છે. નીચેના સમૂહો વિશેષ ધ્યાનમાં રાખવા જોગ છે.

I. ૨૫; ૨–૭. રાજાઓને લગતી કહેવતો. એમાં રાજાઓની એટલી બધી તારીફ કરેલી નથી, પણ તેમના વિષે જરા સખત ટીકા મળી આવે છે. સરખાવો B ૧૫), વળી સરખાવો ૨૮; ૨, ૧૨, ૧૫, ૧૬, ૨૮ : ૨૯; ૨, ૪, ૧૬.

II. ૨૬; ૩–૧૨. જે મૂર્ખને કસીલ કહે છે તેની સખત ટીકારૂપ હકીકત.

III. ૨૬; ૧૩–૧૬. આળસુ માણસ વિષે સખત ટીકા. સરખાવો ૨૪; ૩૦–૩૪ : ૬; ૬–૧૧.

IV. ૨૬; ૨૦–૨૮. કાન ભંભેરનાર વિષે તેમજ ઢોંગીનાં વચન વિષે ચેતવણી.

V. ૨૭; ૨૩–૨૭. ખેડુતોએ પોતાનાં ઢોરઢાંક તથા ઘેટાંબકરાંની સંભાળ કરવી.

VI. ૨૮; ૧૯–૨૨. ઉદ્યમ તથા યથાર્થપણું, વળી ન્યાયીપણું તથા લોભ, એઓની ટુંકી ટીકા.

VII. ૨૮; ૨૫, ૨૬. યહોવાહ પર ભરોસો રાખનાર જે ડાહ્યો જન અને પોતાના હૃદયનો ભરોસો રાખનાર જે મુર્ખ જન, એઓ વિષે.

VIII. ૨૯; ૧–૩. જે માણસ ઠપકો પામ્યા છતાં સુધરતો નથી તેની જોખમ ભરેલી સ્થિતિ વિષે. વળી નેકીવાનોની વૃદ્ધિ થવા વિષે વાત.

IX. ૨૯; ૧૫–૧૭. દીકરાને ઉછેરવા વિષે ઉત્તેજન; અને નેક માણસોની આબાદી વિષે.

X. ૨૯; ૨૫–૨૭. ભક્તિભાવ તથા નેકી વિષે વાત.

F. દૃષ્ટાંત. ૩૦; ૧–૩૩. "યાકેહના પુત્ર આગૂરનાં વચનો; દેવવાણી, એ માણસ ઈથીએલને, ઈથીએલ તથા ઉક્કાલને [આ પ્રમાણે] કહે છે કે," ઉપલા મથાળા પરથી એવું લાગે છે કે યાકેહના પુત્ર આગૂરના બે શિષ્ય ઈથીએલ તથા ઉક્કાલ નામના હતા. આ બે જણમાંના કોઈ વિષે કંઈ પણ ખબર મળી આવતી નથી. આ માણસો કેવળ મનકલ્પિત હતા કે ખરેખર થઈ ગયા છે એટલી પણ ખબર નથી.

I. ૩૦; ૧. પ્રકરણનું મથાળું.

II. ૩૦; ૨–૪. આગૂર કબુલ કરે છે કે, ઈશ્વરનું જ્ઞાન હું શોધવા નીકળ્યો, પણ તે હાથ આવ્યું નહિ. એજ જ્ઞાન માણસની અક્કલશક્તિ ઉપરાંતનું છે. સરખાવો ગીત. ૭૩; ૨૨.

III. ૩૦; ૫, ૬. યહોવાહ પર ભરોસો રાખીને તેને આધીન રહેવું. તેનાં પોતાનાં વચન વડે તેનું પ્રકટીકરણ થાય છે. તેનાં વચનોમાં ઉમેરો કરવો નહિ.

IV. ૩૦; ૭–૯. ધનદોલત તથા દરિદ્રતા બન્નેથી નુકસાન નીકળે, માટે અગત્યનું હોય તેટલા અન્નથી મારું પોષણ કર, એવી પ્રાર્થના.

V. ૩૦; ૧૦–૩૩. આ ફકરામાં દૃષ્ટાંતના નવ સમૂહ ગોઠવેલા છે. ૭ એવા સમૂહ છે કે જેમાં ચારજ વાનાં પર ભાર મુકેલો છે.

૧) ૩૦; ૧૦. ચાકરે પોતાના શેઠ આગળ ચાડી કરવી નહિ.

૨) ૩૦; ૧૧–૧૪. ભ્રષ્ટ થએલી એવી ચાર પેઢી વિષે વાત.

૩) ૩૦; ૧૫, ૧૬. કદી તૃપ્ત થાય નહિ એવાં ચાર વાનાં વિષે વાત.

૪) ૩૦; ૧૭. જે દીકરા માબાપની આજ્ઞા તુચ્છ કરે તેની ભયંકર સજા વિષે વાત.

૫) ૩૦; ૧૮–૨૦. સમજ બહાર નિત્ય રહે એવાં ચાર વાનાં વિષે વાત.

૬) ૩૦; ૨૧–૨૩. ખમી ના શકાય એવાં ચાર વાનાંની વાત.

૭) ૩૦; ૨૪–૨૮. નાનાં તો ખરાં તો પણ શાણાં એવાં ચાર જાનવરોની વાત.

૮) ૩૦; ૨૯–૩૧. ગતિમાં દમાકદાર એવાં ચાર પ્રાણીની વાત.

૯) ૩૦; ૩૨, ૩૪. કજિયાટંટા કરવા વિષે ચેતવણી.

[ઉપલાં સંખ્યાબંધ દૃષ્ટાંતોની સાથે ૬; ૧૬–૧૯ સરખાવો.]

G. દૃષ્ટાંત. ૩૧; ૧–૯. "લમૂએલ રાજાનાં વચનો, એટલે જે દેવવાણી તેની માએ તેને શાખવી હતી તે." આ લમૂએલ તથા તેની મા કોણ હશે તે વિષે કશું માલમ નથી. કોઈ રાબ્બી લોક કહે છે કે લમૂએલ એટલે સુલેમાન રાજા અને તેની મા એટલે બાથ-શેબા રાણી. એ ફકરામાં માતુશ્રી પોતાના દીકરાને ભોગવિલાસ તથા છાકટાપણા વિષે ચેતવણી આપે છે. વળી તેને ગરીબનો હક સાચવવા વિષે બોધ કરે છે.

I. ૩૧; ૧. ફકરાનું મથાળું.

II. ૩૧; ૨–૫. સાધુશીલપણા તેમજ કેફનિષેધ વિષે બોધ.

III. ૩૧; ૬, ૭. દ્રાક્ષરસ કયી બાબતમાં ઉપયોગી છે તે વિષે સુચના.

IV. ૩૧; ૮, ૯. નિષ્પક્ષપાત અને વિશેષે કરીને નિરાધાર લોક પ્રત્યે અદલ ઈનસાફ કરવા વિષે બોધ.

H. દૃષ્ટાંત. ૩૧; ૧૦–૩૧. સદ્ગુણી સ્ત્રી, એટલે ઘરસંસાર ચલાવવામાં હોશીયાર તથા ઉદ્યમી એવી જે સ્ત્રી, તેનાં કૃત્યો તથા લક્ષણનું વર્ણન.

I. ૩૧; ૧૦–૧૨. સદ્ગુણી સ્ત્રીની સામાન્ય પ્રશંસા.

II. ૩૧; ૧૩–૧૫. ઘરમાં ચાલતા કામકાજમાં આ બાઈ ઉદ્યમી તથા હોશીયાર છે.

III. ૩૧; ૧૬–૧૮. પૈસાટકાની બાબતમાં પણ આ બાઈ શાણી છે. ખેતર ખરીદીની પેદાશ વધારે છે.

IV. ૩૧; ૧૯–૨૧*a*. વળી આ બાઇ પોતાના ઘરનાં લોક વાસ્તે, તેમજ ગરીબો વાસ્તે, સારો વિચાર કરીને સેવા બજાવે છે.

V. ૩૧; ૨૧*b*–૨૪. ઉદ્યમ કરીને પોતાના ઘરકુટુંબને ભારે પોશાક પહેરાવે છે; તેના ધણીને આબરૂ મળે છે; તે તો લોકોમાં માનવંતો ગણાય છે.

VI. ૩૧; ૨૫–૨૭. બળ તથા મોભો આ બાઇનો પોશાક છે. આવનાર દિવસોને વાસ્તે પુરી તૈયારી કરીને તે જ્ઞાનથી પોતાનું મુખ ઉઘાડે છે, અને પ્રીતિને ધોરણે બોધ આપે છે.

VII. ૩૧; ૨૮, ૨૯. આ બાઈનાં છોકરાં તેમજ તેનો ધણી બધાં તેને વખાણે છે, અને સહુ કરતાં તેણીને ઉત્તમ કહે છે.

VIII. ૩૧; ૩૦, ૩૧. જે સ્ત્રી યહોવાહનો ડર રાખનારી છે તે ખરેખર વખાણ પામવા જોગ છે. તેનાં કામો સઘળા લોકોની આગળ તેની પ્રશંસા કરશે.

# સભાશિક્ષક પુસ્તક વિષે.



હેબ્રી ભાષામાં સભાશિક્ષક પુસ્તકને קהלת, કોહેલેથ, કહે છે. આ શબ્દ કાહૅાલ ક્રિયાપદ પરથી ઉત્પન્ન થએલો છે. હવે કાહૅાલ ક્રિયાપદનો અર્થ એટલે ભેગા કરવા કે બોલાવીને એકઠા કરવા; અને કોહેલેથ નારી જાતિનો કૃદંત છે. જો નર જાતિનો હોત તો બોલાવનાર કે તેડનાર અમુક પુરૂષ એવો અર્થ આ શબ્દમાં રહેલો ગણાય; પણ નારી જાતિનો છે કે જે પરથી અનુમાન કરવું જોઇએ કે આ શબ્દનો કેવળ ભાવવાચક અર્થ હશે. એમાં સજીવારોપણ કરેલું છે (સરખાવો જ્ઞાનબાઇની વાત દૃષ્ટાં. ૮; ૧-૩ : ૯; ૧-૩), માટે કોહેલેથ શબ્દનો એવો અર્થ સમજવો કે અમુક કોઈ બોલાવનારી તો નહિ, પણ જે કોઈ લોકોને બોલાવીને તેમની આગળ ઉપદેશ કરે તે. હર કોઈ ઉપદેશક એવો ભાવવાચક અર્થ આ પુસ્તકના નામમાં સમજવો.

કેટલાએક ટીકાકારો આ શબ્દમાંથી જુદી જાતનો અર્થ કાઢે છે, એટલે એમાં જ્ઞાનબાઈ પોતે સુચવેલી કે પ્રગટ કરેલી હશે. (સરખાવો દૃષ્ટાં. ૧; ૨૦). હવે જ્ઞાન ભરેલી તેની વાણી છે, માટે એવી વાણી સાંભળવા ઘણાએક ભેગા થાય છે, અને તેજ કારણ માટે એવી વાણી ઉચ્ચારનાર બાઇને ભેગા કરનારી, કે કોહેલેથ, એવું નામ લગાડયું છે. અર્થ એવો હોય તો પોતાની પેઢીમાં ચાલતા બધા જ્ઞાનનું સજીવારોપણ કોહેલેથ શબ્દમાં રહેલું જણાય.

હવે સપ્તતિ, કે LXX, તરજુમામાં આ પુસ્તકને "એકલેસીઆસ્ટેસ" કહે છે એટલે માહેથી બહાર કાઢવાને અર્થે બોલાવનાર, બીજાઓ મધ્યેથી કોઈ કોઇને બહાર લાવવાને બોલાવનાર. વળી સતશાસ્ત્રના અંગ્રેજી તરજુમામાં પણ આ પુસ્તકને એજ "એકલેસીઆસ્ટેસ" નામ આપેલું છે. તેમજ ભેગા કરેલા શ્રોતાજનોની આગળ ઉપદેશક કે સભાશિક્ષક એવું નામ પણ ચાલુ છે.

હેબ્રી શાસ્ત્રના નિયમગણમાં સભાશિક્ષક પુસ્તકને કઈ જગ્યા આપેલી છે? હેબ્રી ધર્મશાસ્ત્રના નિયમગણમાંનો જે ત્રીજો મોટો ભાગ એટલે "પવિત્ર લખાણ" તેના ત્રણ પેટાભાગ પાડેલા છે. હવે વચલા પેટાભાગને "મગિલ્લોથ" કે "લખોટા" નામ આપેલું છે. તેમાં પાંચ પુસ્તકનો સંગ્રહ છે એટલે (૧) ગીતોનું ગીત; (૨) રૂથ; (૩) વિલાપ; (૪) સભાશિક્ષક, અને (૫) એસ્તેર. પાંચે પુસ્તકોનું પોતપોતાના વાર્ષિક પર્વને દિવસે પુરેપુરૂં જાહેરાંત વાંચન કરતા, અને સભાશિક્ષક પુસ્તકનું ખાસ અધ્યયન માંડવા પર્વને દિવસે કરવાની રીત ચાલતી, એટલે સાતમા માસની ૧૫-૨૧ કે ૨૨ મી તારીખ સુધી.

તાલ્મુદ નામના યહુદી ભાષ્યરૂપ ધર્મશાસ્ત્રમાં "પવિત્ર લખાણ" વર્ગના પુસ્તકોનો અનુક્રમ જુદો છે, એટલે (૧) રૂથ; (૨) ગીતશાસ્ત્ર; (૩) અયૂબ; (૪) દૃષ્ટાંતવચનો; (૫) સભાશિક્ષક; (૬) ગીતોનું ગીત; (૭) વિલાપ; (૮) દાનીયેલ; (૯) એસ્તેર; (૧૦) એઝરા + નહેમ્યાહ, અને (૧૧) ૧ + ૨ કાળવૃત્તાંત.

## સભાશિક્ષક પુસ્તક રચનાર તે કોણ?

સભાશિક્ષક ૧; ૧ માં આમ લખ્યું છે કે "યરૂશાલેમનો રાજા, દાઉદનો પુત્ર, જે સભાશિક્ષક તેનાં વચનો." આ વાત પર વિશેષ આધાર રાખીને યહુદી તેમજ ખ્રીસ્તી મંડળીમાં એવો મત લાંબી મુદત સુધી ચાલુ હતો કે સભાશિક્ષક પુસ્તકનો રચનાર સુલેમાન રાજા છે. જેણે ઉલટો મત પહેલવહેલાં પ્રગટ કર્યો તે તો લુથર હતો. તેને એવું લાગ્યું કે આ પુસ્તક મક્કાબેના જમાનામાં (ઈ. સ. પૂ. ૧૬૭–૧૩૫) સિરાખ નામના શાસ્ત્રીથી રચાયું હશે. મિસરનો રાજા ટોલોમી ઇ. સ. પૂ. ૨૪૭-૨૨૨ સુધી રાજ્ય કરતો તેની પુસ્તકશાળામાં રાખેલા ઘણાએક ગ્રંથમાંથી થોડું થોડું ચુંટી કાઢીને સંગ્રહ કર્યો, અને એવી રીતે જે પુસ્તક નીકળ્યું તેને સભાશિક્ષક નામ અપાયું, એવો લુથરનો મત હતો.

સુલેમાન રાજા આ પુસ્તકનો રચનાર હતો કે કેમ, એ વિષે વિવાદ ચાલે છે.

૧) પવિત્ર શાસ્ત્રના નિયમગણમાં જે બીજાં પુસ્તકો પુરેપુરાં નહિ તો કંઇક અંશે સુલેમાનકૃત ગણાએલાં છે, એટલે દૃષ્ટાંતવચન અને ગીતોનું ગીત એ દરેકમાં સુલેમાનનું નામ ખુલ્લું આવે છે, જેમકે દૃષ્ટાંત. ૧; ૧ : ૧૦; ૧ : ૨૫; ૧. વળી ગી. ગી. ૧; ૧. પણ સભાશિક્ષકના પુસ્તકમાં સુલેમાનનું નામ છેજ નહિ.

૨) સભા. ૧; ૧ માં રચનારને દાઉદનો પુત્ર કહે છે, પણ એમાં એટલુંજ કદાચ સમજવું કે દાઉદના સંતાનમાંનો કોઇ પણ જન. વળી તેને ૧; ૧ માં યરૂશાલેમનો રાજા કહે છે, પણ ચોકસાઇથી તરજુમો કરતાં એવી વાત નીકળે છે કે યરૂશાલેમમાં જે રાજા તે. હવે એવી વાત પરથી સુચવેલું છે કે યરૂશાલેમમાં કોઈ રાજા હતો એટલુંજ નહિ પણ તેનેતેજ સમયે બીજો કોઇ રાજા યરૂશાલેમ બહાર રહેતો હતો, પણ સુલેમાનના મરણ પછીથી રાજ્યમાં ફાટફુટ થઇ હતી, તેથી તે પછીનાજ જમાનાને ઉપલા શબ્દો બરોબર લાગુ પડે.

૩) સભા. ૧; ૧૨ માં લખ્યું છે કે "હું સભાશિક્ષક યરૂશાલેમમાં ઇસ્રાએલ પર રાજા હતો." "હતો" એટલે "હોવું" ક્રિયાપદના ભૂતકાળનું રૂપ. પુસ્તક રચનાર રાજા થયો હતો ખરો પણ પુસ્તક લખતી વેળાએ રાજા નહોતો, એવું સુચવેલું છે. પરંતુ સુલેમાન તો આયુષ્ય પર્યંત ઇસ્રાએલનો રાજા રહ્યો, અને તેની જીંદગીમાં એવો દિવસ કયારે આવ્યો કે જેમાં આમ લખી શકે કે, "હું યરૂશાલેમમાં રાજા હતો ત્યારે"?

૪) સભા. ૧; ૧૬ માં લખ્યું છે કે, "મારી અગાઉ જેઓ યરૂશાલેમમાં થઇ ગયા તે સર્વ કરતાં અધિક જ્ઞાન મેં મેળવ્યું છે." "યરૂશાલેમમાં" એને બદલે "યરૂશાલેમ પર" એવો તરજુમો પણ કરી શકાય છે. હવે યરૂશાલેમ પર સુલેમાન અગાઉ કોણ કોણ રાજાઓ હતા? ઉપલા વાકયમાં એવોજ અર્થ ઘણુંકરીને સમજવો જોઇએ કે સભાશિક્ષક અગાઉ યરૂશાલેમ પર કેટલાએક રાજાઓ થયા હતા. પણ સુલેમાન પહેલાં યરૂશાલેમનો રાજા એકજ હતો, એટલે દાઉદ, કે જેણે પલિસ્તીઓના હાથમાંથી યબૂસી, કે યરૂશાલેમ, જીત્યું હતું (૨ શમૂએલ ૫: ૬–૧૦). હવે ત્યાં સુલેમાન કરતાં અગાઉ એકજ રાજા થયો હશે તો આમ કેમ લખી શકાય કે મારી અગાઉ જે થઇ ગયા **તે સર્વ** કરતાં મેં અધિક જ્ઞાન મેળવ્યું છે? એવી વાત સુલેમાનના મુખમાંથી કેમ નીકળે?

૫) સભા. ૨; ૧૮, ૧૯ માં લખ્યું છે કે, "જે સઘળાં કામમાં મેં શ્રમ ઉઠાવ્યો તે કામ મારે મારા પછી થનાર માણસને માટે મુકી જવું પડશે, અને તે માણસ જ્ઞાની થશે કે મુર્ખ, એ કોણ જાણે છે?" એ પરથી સુચવેલું છે કે પછી થનાર જે માણસ તે તો કોઇ પારકો હશે. પણ સુલેમાન રાજા પાટવી કુંવર વિષે આમ બોલે, એ ખરેખર અસંભવિત લાગે છે.

૬) સભા. ૧૨; ૯–૧૨, આ સમાપ્તિરૂપ પ્રકરણમાં સભાશિક્ષક પોતા વિષે થોડું જણાવે છે, તે નીચે પ્રમાણે—હું તો સમજુક થઇને બોધકનું કામ કરનાર માણસ છું; હું પોતે જ્ઞાનરૂપી કેટલાંક વચનો યોજી કાઢનાર છું, અને એ ઉપરાંત મારી આગળ જે જ્ઞાની વર્ગમાંના થયા તેમનાં રચેલાં દૃષ્ટાંતવચનો શોધી કાઢીને તેમનો સંગ્રહ કરનાર છું; વળી આમ કરવાની મારી એજ મતલબ છે કે મારા પોતાના જમાનાને ને મારી કોમના લોકોને જરા દિલાસો આપું, અને મારાં વચનો તે તેમને સારૂ દિલપસંદ નીકળે.

હવે એના જેવી વાત સુલેમાન રાજાને બરોબર લાગુ પડે શું? સુલેમાન રાજા તો વિશેષે કરીને સ્ત્રીલંપટ રાજા જણાઈ આવે છે. નાના પ્રકારની મુર્ખાઇ કર્યા પછી તે મરણ પામ્યો, અને મરણ પામ્યા પહેલાં એણે પસ્તાવો કર્યો કે નહિ, એ વિષે કશી ખાતરી નથી. કેટલાએક યહુદી રાબ્બીઓ એવું શીખવે છે કે સુલેમાન યહોવાહ તરફ પાછો ફર્યા વગર દંડાજ્ઞા ભોગવવા ગયો. સભાશિક્ષક પુસ્તક રચનારનાં લક્ષણો ઉપલા રાજાનાં લક્ષણથી કેટલાં બધા જુદાં જણાય છે? સભાશિક્ષક પોતા વિષે જણાવે છે કે મારી પેઢીના લોકોના હિતને અર્થે હું તો નાના પ્રકારની શોધ કરૂં છું. દિલપસંદ વચનો તથા પ્રમાણિક લખાણો, એટલે સત્યનાં વચનો, શોધી કાઢવાં એજ મારૂં કામ છે. હું પોતે એવાં એવાં વચનો યોજી કાઢતો, અને મારી અગાઉ જે વચનો જ્ઞાનીઓથી યોજી કાઢવામાં આવ્યાં હતાં તેમનો સંગ્રહ હું કરતો ગયો.

આ સમાપ્તિરૂપ ફકરામાં સભાશિક્ષક જણાવે છે કે જોકે હું દાઉદના પુત્રનો વેશ ધરીને તમારી આગળ બોલ્યો છું તો પણ હું ખરેખર કોણ છું એ વિષે તમને શક ન રહે માટે મારા પોતા વિષે થોડું પ્રકટીકરણ કરૂં છું. પછી તે એવું પ્રગટ કરે છે હું તો જ્ઞાની વર્ગમાંનો એક માણસ છું. સુલેમાન રાજાને જ્ઞાન તથા બુદ્ધિનું વિશેષ દાન આપવામાં આવ્યું હતું, એજ કારણ માટે આ જ્ઞાની શિક્ષક તે રાજાનો વેશ ધરવા કબુલ કરે છે.

અનુમાન—સભાશિક્ષકપુસ્તક રચનાર સુલેમાન રાજા તો નહિ પણ જ્ઞાનીઓના વર્ગમાંનો એક બોધક હતો. તે જગતમાં જુદી જુદી પાયરીના લોકોનો અનુભવ લીધા પછી નીતિવ્યાવહારિક બોધ શીખવવા લાગ્યો. યહુદી લોકના ધાર્યા પ્રમાણે પવિત્ર શાસ્ત્રમાંનાં કાવ્યરૂપ પુસ્તકો દાઉદનાં રચેલાં અને જ્ઞાનરૂપ પુસ્તકો દાઉદના પુત્રનાં રચેલાં ગણવાં જોઇએ, એ પરથી સભાશિક્ષક બોધ કરવા લાગે છે ત્યારે પોતાનાં વચનો દાઉદના પુત્રનાં કહે છે. તે શિક્ષક દાઉદના પુત્રનું ડોળ કરીને પોતાનાં જ્ઞાનરૂપ વચનો પ્રગટ કરે છે.

## સભાશિક્ષકપુસ્તક રચવાની સાલ વિષે.

સભાશિક્ષકપુસ્તક સુલેમાનના જમાનામાં રચાયું એ વિષે પુસ્તકમાં વપરાએલી ભાષા તરફ જોતાં ઘણો શક ઉત્પન્ન થાય છે.

૧) પ્રાચીન તો નહિ પણ અર્વાચીન વખતમાં ચાલતા શબ્દ તથા રૂઢી તથા ઢબ મળી આવે છે. કેટલાક શબ્દના અસલ હેબ્રી રૂપને

બદલે અપભ્રંશ શબ્દ દાખલ થએલા છે. વળી પરભાષાના કેટલાએક શબ્દ તથા રૂઢી હાથ આવે છે. પ્રાચીન કાળમાં જે કાવ્ય રચાયાં તેની તો ઘણુંકરીને ઉત્તમ જાતની રચના છે પણ એવી તરેહની ઉત્તમતા આ પુસ્તકમાં જણાઇ આવતી નથી. ભાષાને લગતી સંજ્ઞાઓ પરથી અનુમાન કરવું પડે છે કે સભાશિક્ષકપુસ્તક સુલેમાનના જમાનામાં રચાએલું નથીજ પણ શાસ્ત્રીઓ તથા રાબ્બીઓ ઊભા થયા હતા અને સાહિત્યશાસ્ત્રમાં પોતાની અસર ફેલાવતા હતા તેજ વખતે આ પુસ્તક રચાયું. હેબ્રી ભાષામાં વિકાર કાળાંતરે થતો ગયો તે પરથી આ ભાષાનાં જુદાં જુદાં પગથીઆંનું ખુલ્લું વર્ણન કરી શકાય છે. હવે એ વર્ણન પરથી લગભગ ખાતરીપૂર્વક કહી શકાય છે કે કોહેલેથ પુસ્તક સુલેમાનના જમાના પછી લાંબી મુદતે રચાયું.

૨) લોકમાં ચાલતા આચાર વ્યવહાર વિષે આ પુસ્તકમાં જે સુચનાઓ મળી આવે છે તે પરથી પણ ઉપલાની સાથે મળતું અનુમાન કરવું પડે છે.

સભા. ૧૦ ; ૧૬. દેશના રાજાઓ બાળબુદ્ધિના જણાયા અને તેના હાકેમો મોજમઝામાં તલ્લીન રહેતા.

સભા. ૧૦ ; ૬, ૭. મુર્ખ માણસો ઊંચી પદવીએ ચઢયા હતા, અને અમીરો ચાકર તરીકે પગે ચાલતા હતા.

સભા. ૯ ; ૧૧, ૧૪, ૧૫. જે માણસો ચતુર તથા સમજણા તથા ડાહ્યા તેમને જોઇતો બદલો મળતો નહિ.

સભા. ૪ ; ૪–૬. માલમિલકત સહીસલામત ભાગ્યેજ રાખી શકાય, કારણ કે હાકેમો જુલમ કરીને દોલતમંદોની દોલત પડાવી લેતા.

સભા. ૮ ; ૩, ૪ : ૧૦ ; ૪. ઉતાવળથી જવાબ આપ્યો હોય કે ક્રોધ-સુચક ઇશારો કર્યો હોય તો હાકેમો તપી જઇને આમ કરનારને પાયમાલ કરી નાખતા.

સભા. ૨ : ૮ : ૭ ; ૨૬, ૨૮. ઊંચી પદવીના લોક પોતાના ઝનાનામાં ઘણી ઉપપત્નીઓ રાખતા, અને સઘળી સ્ત્રીઓને કુચાલની જાણીને સ્ત્રીવર્ગનો તુચ્છકાર કરતા.

સભા. ૪ ; ૧–૩. એટલો બધો જુલમ ગુજારવામાં આવતો કે ઘણા માણસો હૈયાત રહેવાને બદલે મરણ પામવાની ઇચ્છા રાખતા, અને જે કોઇ કદી જન્મ પામ્યો ન હોય તેને તો બધા કરતાં સુખી સમજતા.

સભા. ૧૦; ૧૮, ૧૯. હાકેમો આળસમાં પોતાનો વખત કાઢીને સુખસાધનો મેળવવાને માટે રૈયત પાસેથી છેલ્લી દમડી પડાવી લેતા.

સભા. ૧૦; ૨૦. બાતમીદારો બધે પેસી જઈને તથા ખબર કાઢીને અમલદારોને જણાવવા તૈયાર હતા.

હવે જે જમાનામાં સભાશિક્ષકનું પુસ્તક લખાયું તે જમાનાને લગતી ઉપલી હકીકત છે, પણ શું એવી વાત સુલેમાન રાજાની કારકીર્દીને બરોબર લાગુ પડે? અને શું સુલેમાન રાજા પોતે પોતાના રાજ્યની એવી કંગાલ સ્થિતિ પ્રગટ કરે? એવું કેમ માની શકાય? પણ હવે પુછવું જોઇએ કે ઉપલી હકીકત કયા જમાનાને અને યહુદી લોકની કઈ પેઢીને બંધબેસતી આવે?

બાબેલ દેશમાં ઇરાની રાજાઓ બંદીપ્રવાસી યહુદીઓ પર જુલમ ગુજારતા, નહિ તો યહુદીઓ સ્વદેશમાં પાછા આવ્યા પછી ઇરાની હાકેમોની ઝુંસરી તળે રહેતા તેજ વખતના લોકની ઉપલી હાલત હોય. તેઓ બાબેલની નદીઓને કાંઠે બેસીને સિયોનનું સ્મરણ કરતાં રડતા (ગીત. ૧૩૭: ૧). એજ સમયે નહિ તો ત્યાર પછીના વખતમાં સભાશિક્ષક પુસ્તકમાં વર્ણવેલાં દુઃખો ભોગવવાં પડ્યાં હોય. એ બધી વાત પરથી સાલ વિષે છેવટનું એવું અનુમાન નીકળે છે કે પુસ્તકનો હેબ્રી રચનાર નનામો છે અને આ પુસ્તક ઇ. સ. પૂ. ૫૦૦ પહેલાં રચાયું હોય એવું અસંભવિત છે. સાંપ્રત કાળના ઘણાખરા ટીકાકારોનો એવો મત છે કે પુસ્તક રચવાની સાલ ઇ. સ. પૂ. ૩૫૦ પછી અને ઇ. સ. પૂ. ૨૫૦ પહેલાં હશે.

## સભાશિક્ષકપુસ્તક રચવાના હેતુ વિષે.

પરમહિત કયાંથી મળે અને તે શેમાં રહેલું છે, એ વાતની તપાસ આ પુસ્તકમાં વર્ણવેલી છે. આમ બતાવ્યું છે કે જ્ઞાનમાં પ્રવિણતા મેળવી હોય તો પણ એ પરથી પરમહિત હાથ આવે, એમ નથી. ત્યાર બાદ સુખભોગને માર્ગે ચાલતાં તેમાં પરમહિતની શોધ કરવામાં આવે છે પણ તે માર્ગે પરમહિત મળે નહિ. પછી લેણદેણ કરવા નીકળે છે અને તેમાં નિમગ્ન થાય છે તો પણ પરમહિતરૂપ રત્ન હાથ આવ્યું નહિ. વળી દોલતનો સંગ્રહ કરવા તત્પર થયો, પણ સંઘરેલી દોલતની સાથે પરમહિત પ્રાપ્ત થયું નહિ. તો હવે તે શેમાં રહેલું હશે? ઇશ્વરના દાતાર હાથથી આપણને કેટલાંએક દાનો મળે છે તેમજ ઇહલોકમાં જીંદગી કાઢતાં કોઈ કોઈ પ્રકારની સુખશાંતિ જણાય છે, તો એજ દાનોનો ને એજ સુખશાંતિનો મર્યાદાસહિત ભોગવટો કરીએ તે કરતાં સારૂં હિત કયાં મળે? શું એજ પરમહિત નહિ કહેવાય?

વળી સભા. ૧૨; ૧૩, ૧૪માં છેવટનું અનુમાન કરેલું છે, એટલે "વાતનું પરિણામ આ છે કે દેવનું ભય રાખ ને તેની આજ્ઞાઓ પાળ, કેમકે

મનુષ્યની સંપૂર્ણ ફરજ એ છે. પ્રત્યેક ભલી કે ભુંડી ગુપ્ત વાત સુદ્ધાં પ્રત્યેક કામને દેવ ન્યાયકરણમાં લાવશે." આપણે ખાતરી રાખવી કે ઈહલોકમાં નહિ તો પરલોકમાં પુરેપુરો અદલ ઇનસાફ પ્રગટ થશે, માટે દેવનું ભય રાખવું.

## સભાશિક્ષકપુસ્તકની રચના કે બંધારણ વિષે.

સુલેમાન રાજા રાજ્ય કરવા લાગ્યો ત્યારે તો પ્રભુની પાસેથી દાન લઇને તે મોટા મનવાળો પ્રગટ થયો. હવે કોહેલેથ પણ સુલેમાનનાં પગલાંમાં ચાલીને જ્ઞાનની પ્રાપ્તિ કરવા ઇચ્છતો. તે કારણ માટે પોતાથી અગાઉના જે જ્ઞાનીઓ થયા હતા તેમનાં છુટક છુટક વચનો સંઘરવાનું કામ તેણે હાથમાં લીધું. સુલેમાન વિષેનો જે ઇતિહાસ ઉતરી આવ્યો હતો તેમાં સુચવેલાં ધોરણ સ્વીકારીને કોહેલેથે પોતાના પુસ્તકનું બંધારણ કીધું. હવે સુલેમાન રાજા (૧) જ્ઞાનમાં પ્રવીણ થયો હતો, (૨) સુખભોગ પામનાર હતો, (૩) લેણદેણ કરવામાં પ્રખ્યાત થયો હતો, અને (૪) બહુ દોલતમંદ થયો હતો, તે પરથી આ ચારે વાતના જવાબમાં પરમહિત મેળવવાની તપાસ વર્ણવેલી છે.

અગાઉના વખતના જ્ઞાનીઓનાં બોધવચનોના જુદા જુદા સંગ્રહો કોહેલેથે ભેગા કીધા. એક સંગ્રહમાંની એવી વાત નીકળે કે, ફલાણે માર્ગે ચાલતાં પરમહિતની શોધ કરવામાં આવે; વળી બોધવચનોના બીજા સંગ્રહમાં બીજા ફલાણા માર્ગેથી પરમહિતની શોધ કરાએલી જણાય; અને સુલેમાન રાજા પોતે એવે માર્ગે ચાલનાર દાખલારૂપ હતો. જુદા જુદા કેટલાંએક બોધવચનના સંગ્રહો કોહેલેથના હાથમાં આવ્યા હતા ખરા, તો પણ તેમનું એક બીજાની સાથે કાંઇ પણ સાંધણ અવસ્ય હોવું જોઇએ; અને એવાં સાંધણરૂપ વચનો કોહેલેથે પોતે રચ્યાં હશે. એ પ્રમાણે સાંકળરૂપ પુસ્તક રચાયું અને કરેલી શોધનું પરિણામ પુસ્તકને અંતે જણાવ્યું છે. તે પરિણામ નીચે મુજબનું છે—

(૧) પરોપકારભાવ રાખવો. મારાં જે ધર્મદાન તેનો મને બદલો મળશે એવી આશા નહિજ પકડવી.

(૨) આજ્ઞાંકિતભાવ રાખવો. આજની આપણી બધી ફરજ પુરી પાડવી, અને તે પછીની બધી વાત પ્રભુના હાથમાં સોંપવી.

(૩) સંતોષભાવ રાખવો. આજકાલની જે સુખશાંતિ મળે તેનો નકાર કરવો નહિ પણ મર્યાદાસહિત તેનો ભોગવટો કરવો.

હવે ઉપલા ત્રણ ભાવ અવશ્ય રાખવા, કેમકે જાણજે કે દેવ પ્રત્યેક કામને ન્યાયકરણમાં લાવશે, ને ત્યારે તો આજની ગભરાટકારક બધી વાતનો ખુલાસો આપવામાં આવશે. વળી એ પણ જાણજે કે ઈશ્વર હાલ પણ હાજરાહજુર રહે છે, તેથી દેવનું ભય નિત્ય રાખીને ચાલવું.

## સભાશિક્ષકપુસ્તકનું સંક્ષિપ્ત પૃથક્કરણ.

સભા. ૧ ; ૧—૧૧. પ્રસ્તાવના.

જે વાતની તપાસ કરવાનું મન છે તે વાત પ્રગટ કરે છે.

I. સભા. ૧ ; ૧૨–૨ ; ૨૬. પરમહિત મેળવવાની તપાસ કરતાં વ્યાવહારિક જ્ઞાનને માર્ગે, વળી સુખભોગને માર્ગે, થઇને શોધ કરે છે.

II. સભા. ૩ ; ૧–૫ ; ૨૦. લેણદેણ તથા પ્રજાહિત ચલાવતાં પરમહિતની શોધ કરે છે.

III. સભા. ૬ ; ૧–૮ ; ૧૫. ધનદોલત સંઘરવામાં, વળી મધ્યમ દરજ્જાને માર્ગે પણ ચાલવામાં, પરમહિત હાથ આવેજ નહિ.

IV. સભા. ૮ ; ૧૬–૧૨ ; ૮. પરમહિત હાથ આવેલું જણાય છે : એટલે ચાલતી જીંદગીમાં પ્રભુના હાથમાંથી જે સુખશાંતિ મળે છે તેનો મર્યાદાસહિતનો ભોગવટો કરવો, અને ભવિષ્યકાળ વિષે પણ ખાતરી રાખવી કે આગળ જતાં છેવટનો ખુલાસો મળશે; એટલામાં પરમહિત રહેલું છે.

સભા. ૧૨ ; ૯—૧૪. સમાપ્તિવચન.

કોહેલેથ પરમહિત વિષે ઉપલો જવાબ ફરીથી ટુંકમાં જણાવે છે.

## સભાશિક્ષકપુસ્તકનું સવિસ્તર પૃથક્કરણ.

સભા. ૧; ૧–૧૧. પ્રસ્તાવના. જે વાતની તપાસ કરવાનું મન છે તે વાત પ્રગટ કરે છે.

૧). ૧ ; ૧–૪. સભાશિક્ષક લગભગ નિરાશ થઇને બેઠો હતો. નાના પ્રકારના શ્રમ ઉઠાવ્યા બાદ એટલું પરિણામ નીકળ્યું કે સઘળું વ્યર્થજ છે. જુઓ, પૃથ્વી તો ટકી રહે ખરી, પણ માણસ ટકી રહેનાર નથી

૨). ૧ ; ૫–૧૧. કુદરત તરફ જોઇએ તો કુદરતની ગતિ નિયમ પ્રમાણેની જણાય છે, તે તો ટકી રહે છે. તેની સાથે માણસજાતને સરખાવીએ તો સહુ કોઇ માણસ ક્ષણભંગુર જેવાં છે, અને તેની ગતિમાં નિયમ શાનો જણાય છે? પૃથ્વી તો સ્થિર તથા કાયમ રહે છે, પણ માણસ ચલિત તથા અલ્પકાળિક છે. સઘળું વ્યર્થતા છે, અને જે વ્યર્થ નથી તેવું પરમહિત ક્યાંથી મળે?

I. સભા. ૧ ; ૧૨-૨ ; ૨૬. [કુદરતમાં જે દઢતા તથા અવિચળતા જણાય છે તેનો માણસ કેમ કરીને ભાગીદાર થઈ શકે? શું એવું પરમહિત છે કે તે મેળવ્યા બાદ આકાશમંડળ લખોટાની પેઠે લપેટાશે તો પણ માણસ એવો ને એવો શાંત તથા અચળ રહે?] લોકવ્યાવહારિક જ્ઞાનની અને પછી સુખભોગની અજમાયશ કરે છે, કદાચ એમાંથી પરમહિત નીકળે.

૧) ૧ ; ૧૨-૧૮. જ્ઞાનને માર્ગે ચાલતાં પરમહિત મેળવવાની તપાસ થાય છે (એ જ્ઞાન કેવળ શાસ્ત્રીય જ્ઞાનજ નથી, પણ લોકોની સાથે વહેવાર કરીને જે અનુભવરૂપી જ્ઞાન પેદા થાય એવી જાતનું જ્ઞાન સમજવું). સુલેમાન રાજાનો વેશ ધરીને કોહેલેથ જ્ઞાનમાં પ્રવીણ થએલો દેખાય છે. પરંતુ એનાથી કશું વળ્યું નહિ. જ્ઞાનની વૃદ્ધિ થઇ ખરી પણ વધેલા જ્ઞાનની સાથે ગુંચવણ પણ વધેલી જણાઈ. વળી એ ઉપરાંત જેમ જેમ જ્ઞાનની વૃદ્ધિ થાય છે તેમ તેમ કબુલ કરવું પડે છે કે અધિક જ્ઞાનથી અધિક શોક છે ને વિદ્યા વધારનાર જન શોક વધારે છે.

૨) ૨ ; ૧-૧૧. હવે સુખભોગની અજમાયશ કરીને તપાસે છે કે એમાંથી પરમહિત હાથ આવે છે કે નહિ. કોહેલેથ ફરીથી સુલેમાનના જેવો વેશ ધરીને બીજા માર્ગ પર ચઢે છે; એટલે રાજાના હાથમાં જેટલાં સુખસાધન આવે તેટલાં બધાંનો ઉપભોગ કરવા લાગ્યો. બધા પ્રકારના સુખભોગ કર્યા પછી તે થંભીને જુએ છે કે હવે તો પરિણામ શું થયું? તો જુઓ, સઘળું વ્યર્થતા તથા પવન પાછળ ફાંફાં મારવા જેવું દેખાય છે; હા, સૂર્ય તળે કાંઈ લાભ મને જણાયો નહિ. [સુખભોગમાંથી પરમહિત નીકળતુંજ નથી, એજ અનુમાન].

૩) ૨ ; ૧૨-૨૩. લોકવ્યાવહારિક જ્ઞાન અને સુખભોગ એ બન્ને ઉપર લક્ષ ફરીથી લગાડવામાં આવે છે.

(૧) ૨ ; ૧૨-૧૭. જ્ઞાન તરફ જોતાં કહેવાય કે મુર્ખાઈ કરતાં જ્ઞાન તો સારૂં છે, તોપણ જ્ઞાનથી થતો લાભ થોડી વારનો છે, કેમકે મોડે વહેલે શું મરવું પડશે નહિ? અને મરતી વેળાએ મુર્ખ કરતાં જ્ઞાનીને શો લાભ છે?

(૨) ૨ ; ૧૮–૨૩. વળી પૈસા ટકાનો સંગ્રહ કરીએ તે પણ ખરેખર સંતોષકારક નીકળતું નથી, કેમકે મરણ દ્વારાએ આપણા નીકળ્યા પછી આપણું સંઘરેલું કોના હાથમાં આવશે, તે કોઇને માલુમ નથી.

૪) ૨ ; ૨૪–૨૬. બન્ને માર્ગે ચાલીને તપાસ કરવાથી એવું અનુમાન નીકળે છે કે માણસે ખાનપાન કરવું (એકલપેટાની માફક નહિ પણ સારી તંદુરસ્તી થાય માટે) અને પ્રભુના હાથમાંથી મળતાં દાનોનો ઉપભોગ કરવો. એવું કરવામાં તો સારો સુખાનંદ મળે કે જે દેવથી પણ અપાએલો છે ; તો પણ એટલામાં મનની પુરી તૃપ્તિ થઈ અને એની લલુપતા બંધ પડી, એમ નથી. એ પણ વ્યર્થતા તથા પવન પાછળ ફાંફાં મારવા જેવું છે.

II. સભા. ૩ ; ૧–૫ ; ૨૦. લેણદેણ તથા પ્રજાહિત ચલાવતાં તપાસે છે કે શું એમાંથી પરમહિત નહિ નીકળે?

૧) ૩ ; ૧–૧૫. એ માર્ગે થઈને ચાલતાં શોધ કરવી મુસ્કેલ છે, કેમકે તેમાં નડતર થાય છે, એટલે ઇશ્વરે જે ઠરાવો કર્યા તેનો અમલ અવસ્ય થાય છે. જે કામ હાથમાં લઇએ તે કામ સફળ થવાનો પ્રભુથી ઠરાવેલો કોઇ ખાસ સમય છે. પ્રત્યેક બાબતનો પોતપોતાનો સમય છે, ને ફલાણું કામ મારે હાલ કરવું કે કેમ, એ વિષે ખાતરી કયાંથી? (શું, આપણે પ્રભુનું ઠરાવેલું જાણીએ છીએ?) સમયની સંપૂર્ણતાનો પુરો શોધ મનુષ્ય કરી નહિ શકે. માટે શ્રમ કરીએ તો પણ તે શ્રમ કદાચ નિષ્ફળ નીકળે. તે પરથી એટલુંજ માત્ર સારૂં છે કે આનંદ કરવો, ચાલતી મુદતે આનંદ કરવો, ને જીંદગી પર્યંત સારૂં કરવું, ખાવું પીવું ને પોતાની સર્વ મહેનતમાં સુખ ભોગવવું, એજ ઇશ્વરથી આપેલું વરદાન છે.

૨) ૩ ; ૧૩–૪ ; ૩. બીજી એક નડતર નડે છે, એટલે માણસથી જે અન્યાય કરવામાં આવે છે તે.

(૧) ૩ ; ૧૬–૨૨. ન્યાયાસન પર અન્યાય બેઠેલો જણાય છે. કોહેલેથના મનમાં એવી કલ્પના ઉત્પન્ન થઇ કે ઇહલોકમાં નહિ તો પરલોકમાં અદલ ઇનસાફ ખરેખર કરવામાં આવશેજ, પરંતુ મન માહેથી એજ સારો વિચાર વહેલો વહી ગયો, અને ફરીથી

જાણે કે નિરાશપણું રહ્યું. પછીથી તે કહેવા લાગ્યો કે પશુપ્રાણી કરતાં માણસ શામાં ચઢીઆતું જણાય? બન્નેનો અંત એક સરખો છે કે નહિ? પશુ તથા માણસ બન્ને પાછાં ધૂળમાં મળી જાય છે. એવી એવી વાત પરથી ઉપલું અનુમાન ફરી કરવું પડે છે કે ચાલતા વખતમાં જે થોડું સુખ મળે તેનો શાંતિથી ઉપભોગ કરવો. એ સુખ ભોગવવામાં માણસ તો પશુ કરતાં વધારે સુખી નીકળે છે.

(૨) ૪; ૧–૩. પરંતુ ચાલતી મુદતના સુખનો શાંતિએ ભોગવટો કરવો, એવું કેમ બને? શું ચોતરફ જુલમ તથા દબાણ વ્યાપી રહેલું છે કે નહિ? હા, એટલો બધો અન્યાય ચાલુ છે કે હયાત કરતાં મુએલાં વધારે સુખી, અને જેઓનો જન્મ કદી થયો નથી તેઓ તો સહુથી સુખી, ગણાય.

૩) ૪; ૪–૮. ધંધોરોજગાર ચલાવવામાં એટલી બધી અધમતા રહેલી જણાય છે કે લેણદેણમાં પરમહિત હાથ આવે એવી આશા રાખી શકાયજ નહિ. જ્યાં કંઈ ધંધોરોજગાર કરવામાં આવે ત્યાં તો પડોસી પડોસી સાથે હરીફાઈ કરે છે. સહુ કોઈ પોતાને ચઢાવતાં બીજાને દબાવવાનું કરે છે. એમાં ખરેખર સ્વાર્થનું રાજ્ય સબળ છે. વળી હરીફાઇની ખેંચથી ખેંચાઇને કદી તૃપ્ત ન થાય એવો લોભ ઉત્પન્ન થાય છે. પૈસા સંઘર્યા પછી અધિક ધનદોલત સંઘરવાને સહુ કોઈ તૈયાર થાય છે, આમ બધા જન આયુષ્ય પર્યંત ચાલ્યા કરે છે, અને એવો દિવસ કદી નહિજ આવે કે જેમાં દોલતમંદ દોલત સંઘર્યા પછી એવું કહે કે હમણાં મારી દોલતનો ભોગવટો કરવાનો વખત આવ્યો છે.

૪) ૪; ૯–૧૬. સ્વાર્થના ધોરણ પ્રમાણે ધંધોરોજગાર ચલાવવાની જરૂર છે તો પણ હરીફાઇને બદલે પરસ્પર સામેલ થવાથી પરમહિત શું હાથ નહિ આવે? સામેલગીરીને ધોરણે ચાલવું એ તો બહેતર છે બેશક, એ વાતના ટેકામાં પાંચ દાખલા.

(૧) ૪; ૧૦. બે માણસ સાથે ને સાથે પગે ચાલતા હોય ને તેમાંનો જો એક પડે તો બીજો ઉઠાડે; પણ પડનાર જો એકલો હોય તો તેને અફસોસ.

(૨) ૪; ૧૧. બે સાથે સુએ તો હુંફ મળે, પણ એકલાને કેવી રીતે હુંફ મળે ?

(૩) ૪; ૧૨*a*. ચોર ઘરમાં પેસે ને ઘરમાં રહેનાર જો એકલો હોય તો તેને અફસોસ, પણ જો બે સાથે હોય તો ચોરને નસાડે.

(૪) ૪; ૧૨*b*, એકવડી જે દોરી તે તુટી જાય ખરી, પણ ત્રેવડી દોરી કોણ તોડી શકે?

(૫) ૪; ૧૩–૧૫. વૃદ્ધ છતાં મૂર્ખ રાજા હોય તે તો ગરીબ તથા જ્ઞાની જુવાનની આગળ ટકી શકે નહિ, કારણ કે જુવાન પોતાની કુમકમાં બીજા ઘણાને સમજાવીને લાવે, તેથી તેઓ સામેલ થઇને રાજાને પદભ્રષ્ટ કરી શકે.

સામેલગીરીનો ઉપલો સારો ઉપાય કરવો એવી સુચના કોહેલેથ કરે છે ખરો, એમ છતાં પણ છેવટે શુભ ફળ નીપજવાનાં છે એવી કંઈ ખાતરી નથી. માટે આગળની માફકનું અનુમાન ફરીથી કરવું પડે છે કે નિશ્ચે એ પણ વ્યર્થતા તથા પવન પાછળ ફાંફાં મારવા જેવું છે.

૫) ૫; ૧–૭. જે જે માણસો લેણદેણ તથા પ્રજાહિત ચલાવવામાં તત્પર રહે છે તેઓ પ્રભુની સેવા કરવા ચાહે તો તેઓએ આચારવિચારની જેવી બાહ્યાચારીને બદલે પ્રભુ પ્રત્યે આદરભાવ તથા ગંભીરપણું ધરી રાખવાં જોઇએ. તેઓએ નિત્ય સંભારવું કે અમે રાજાઓના રાજાની હજુરમાં આવ્યા છીએ ને રાજાની આગળ અદબસહિતના થોડાજ શબ્દ બોલાય, તેવી રીતે ઇશ્વર પ્રત્યે ચાલતું જોઇએ. વળી પ્રભુના ઘરમાં જે માનતા ચઢાવી હોય તે ઉતારવી અને ઇશ્વરનો ડર રાખવો.

૬) ૫; ૮–૧૭. જેઓ ધંધોરોજગાર તથા પ્રજાહિતનો કારભાર ચલાવવામાં તત્પર રહે છે તેઓએ સૃષ્ટિ ચલાવનાર દેવ પર વિશેષ આધાર રાખવો.

(૧) ૫; ૮, ૯. જુલમ ગુજારનારા પોતે જુલમ ભોગવશે, હા, જુલમી રાજા પણ જુલમનો બદલો આગળ જતાં પામશે, એવું તો પ્રભુના ચલાવ્યાથી નિશ્ચે નીકળશે.

(૨) ૫; ૧૦–૧૭. જેઓ સંપત મેળવવાને માટે આયુષ્યના બધા દિવસો કાઢે છે તેમજ કુયુક્તિઓ કરે છે, તેથી તેમને પણ શો લાભ થશે? જેમ જેમ તેમનું ધન વધતું જાય છે તેમ તેમ તેમના મનમાં ધાસ્તી તથા બીક પણ વધતી જાય છે; અને છેવટે શું બને છે? તેઓ દુનિયામાં નાગા આવ્યા અને તેઓ નાગા થઇને દુનિયામાંથી પાછા જાય છે.

૭) ૫; ૧૮–૨૦. ધંધોરોજગારને માર્ગે ચાલતાં જે પરિણામ નીકળ્યું તે બતાવે છે. આગળની માફક એનેએજ પરિણામ ફરીથી નીકળે છે, એટલે આયુષ્યના સર્વ દિવસોભર ખાવું, પીવું, ને જે કંઇ સુખ મળે તેનો ભોગવટો કરવો, એવું કેમ ન કરીએ, કેમકે એ પણ ઇશ્વરથી આપેલું દાન છે. ઇશ્વરનો જે સુખાનંદ છે તેના જવાબમાં ઇશ્વરની કૃપાથી આપણે પણ સુખશાંતિએ આનંદ પામીએ.

III. સભા. ૬; ૧—૮; ૧૫. હવે ધનદોલતનો સંગ્રહ કરવાનો માર્ગ કાપતાં ને પછી મધ્યમ દરજ્જાને માર્ગે ચાલતાં પરમહિતનો શોધ કરવામાં આવે છે.

૧) ૬; ૧–૧૨. ધનદોલતનો સંગ્રહ કરવાને માર્ગે ચાલતાં પરમહિતનો શોધ કરે છે.

(૧) ૬; ૧–૬. જે કોઇ ધનદોલતનો સંગ્રહ કરવા નીકળે છે તેને તો ધાસ્તી તથા ગભરામણ ખરેખર ઉત્પન્ન થાય છે.

જુઓ, દ્રવ્યવાન માણસ નછોરવો હોય તેથી કોઇ પારકો એની દોલતનો વારસો પામે (ઇબ્રાહીમનો દાખલો સરખાવો, ઉત્પ. ૧૫; ૩). વળી જો કે દોલતમંદ માણસને ઘણા છોકરા થયા હોય ને તે માણસ પોતે પણ દીર્ઘાયુષ્ય ભોગવે, તો પણ સંઘરેલી દોલતથી થતો બોજો એને બહુ ભારે લાગે છે, અને દોલતને લીધે એટલી બધી મનમાં ધાસ્તી ઉત્પન્ન થાય છે કે, પોતા કરતાં અધુરે ગએલા ગર્ભને વધારે સુખી ગણે છે. અકાળ જનમેલાને શાંતિ છે, પણ દોલતમંદને શાંતિ શેની? અને શું તેઓ બન્ને છેવટે એકજ સ્થાનમાં પહોંચવાના નથી?

(૨) ૬ ; ૭–૧૦. મનુષ્યની સઘળી મહેનત પેટને માટે જણાય છે, તો પણ ઇશ્વરે જેના હૃદયમાં સનાતનપણું મુકયું છે તે માણુસ પેટની તૃપ્તિ થયાથી શું ખરેખર તૃપ્ત રહે? ઇશ્વરે માણુસને અમર સ્વભાવ આપ્યો છે તેથી માણુસની તૃષ્ણા સદા ટકી રહે છે. ઇશ્વરથી કરેલી માનવી પ્રકૃતિ છે અને તેની સામે કોઇ પણ માણુસ ટક્કર લઈ શકતું નથી.

(૩) ૬ ; ૧૧. દોલતમંદ માણસની ભેગી કરેલી દોલત કેવળ વ્યર્થતાની વૃદ્ધિ કરનારી નીપજે છે.

(૪) ૬; ૧૨*a*. પોતાની જીંદગીના સર્વ દિવસોભર પોતાને માટે શું સારૂં છે, એ તો કોઇ માણુસ જાણતો નથી.

(૫) ૬ ; ૧૨*b*. કેમકે શું શું આગળ જતાં થવાનું છે અને પોતાની દોલતનું શું થશે એ વાત કોઇ પણ માણુસ કહી શકતો નથી.

૨) ૭ ; ૧—૮ ; ૧૫. મધ્યમ દરજ્જાને માર્ગે ચાલતાં પરમહિતનો શોધ કરે છે (દષ્ટાંત. ૩૦ ; ૮, ૯ સરખાવો).

(૧) ૭ ; ૧–૧૪. આવતા દિવસોને માટે જે માણુસ સાધારણ પુંજી ભેગી કરે છે તે માણુસ પોતાની વર્તણુક કયા ધોરણ પ્રમાણે ચલાવશે, એ વિષે કેટલીએક સુચના કરી બતાવે છે. એવો માણુસ આયુષ્ય પર્યંત રહે એવી રૂડી શાખ મેળવવા પ્રયત્ન કરશે. જે ઘરમાં મોજમઝા તથા હલકાપણું છે ત્યાં નહિ જતાં ઉપલો માણુસ શોકના ઘરમાં જાય ને ત્યાંના રહેનારા સાથે ગંભીરપણે મનન કરે. વળી ઉપલો માણુસ ઠપકારૂપ વચનોનો સ્વીકાર કરે, ને સ્વીકાર કરતાં સંતાપ પામે નહિ.

વળી સાંપ્રત કાળ કરતાં ગતકાળ સારો હતો એ વાત માનીને તે નકામો નહિ બેસશે, પણ પોતાનાજ વખતનો બનતો સારો ઉપયોગ કરશે. વળી ધનદોલત કરતાં જ્ઞાન શાંતિકારક છે એવું જાણુતાં તે જ્ઞાનની પ્રાપ્તિ કરવા વિશેષ કોશિશ કરશે, ને દાતાર દેવના ઠરાવ પ્રમાણે જે કંઇ આવે, પછી હોય પડતી દશા કે હોય ચઢતી દશા, તેનો તે અંગીકાર કરશે.

(૨) ૭; ૧૫—૮; ૧૩. પરંતુ મધ્યમ દરજ્જાને માર્ગે ચાલનારને નાના પ્રકારનાં જોખમ લાગે છે.

અ) ૭; ૧૫-૨૦. એવો માણસ પોતાના મનમાં આમ કદાચ ધારે કે હું તો ઝાઝો નેક ના થાઉં તેમજ અતિશય દુષ્ટ પણ ના થાઉં, પણ નેકી તથા દુષ્ટતા બન્નેનો મારે જરા અનુભવ લેવો જોઇએ. અને જ્યારે પોતાનું મન આમ કરવાનો વાંધો કાઢે ત્યારે પોતાનું મન શાંત કરવાને વાસ્તે એટલુંજ બોલે કે પૃથ્વી ઉપર એવો નેક માણસ કયાં છે કે જે સારૂંજ કરે છે ને પાપ કરતો નથી.

આ) ૭; ૨૧, ૨૨. વળી ઠપકારૂપ શબ્દ લક્ષમાં નહિ લેવાનું, આ બીજું જોખમ છે. કોઇ માણસ છાની કસુર જોઇને તેને ઠપકો આપે, તેમાં શું? ઠપકો આપનારની પોતાની ચાલચલગતમાં એવી કસુર શું કદી દેખાઈ આવતી નહિ હોય?

ઇ) ૭; ૨૩, ૨૪. કોહેલેથ એવું કબુલ કરે છે કે હું એ માર્ગે થઇને ચાલતાં સંતોષ પામ્યો નથી. • એમાં બુદ્ધિ મળે પણ પરમબુદ્ધિ નહિ. પરમબુદ્ધિ હજી દૂર તથા અતિશય ઊંડી રહેલી જણાય છે.

ઈ) ૭; ૨૫-૨૯. સ્ત્રીવર્ગ વિષે હલકો વિચાર કરવાનું આ ત્રીજું જોખમ લાગે છે. કોહેલેથ માન્ય કરે છે કે દુષ્ટતા તથા ભુંડાઇ તથા મુર્ખાઇનું એક મુખ્ય કારણ તો સ્ત્રીઓને લગતું છે. એક હજાર પુરૂષની તપાસ કરીએ તો તેમાંથી એક સારો કે ભલો નીકળે, પણ એટલીમાંથી કોઈ ભલી સ્ત્રી મળતી નથી. ઈશ્વરે મનુષ્યને નેક બનાવ્યું ખરૂં, પણ તેઓએ ઘણી યુક્તિઓ યોજી કાઢી છે.

ઉ) ૮; ૧-૧૩. મધ્યમ દરજ્જાને માર્ગે ચાલનારને ચોથું એક જોખમ નડે છે, એટલે પ્રજામાં ચાલતા જુલમ વિષે બેદરકારી રાખવી. જુલમગાર રાજાની આગળ ઉતાવળથી જવાબ આપ્યો હોય તો તેથી નુકસાન ઘણુંકરીને થાય, માટે જવાબ નહિ આપતાં જુલમ સહન કરવો એ સારૂં નીકળે. બેશક આગળ જતાં આ જુલમી રાજા પોતે પણ મરણ પામીને જુલમનો બદલો ભોગવશે. વળી જુલમી રાજા પછી પણ બીજો જુલમીજ રાજા ગાદીએ બેસે તો સૃષ્ટિનો કારભાર ચલાવનાર દેવ ન્યાયી છે કે કેમ? એ બાબત વિષે મનમાં શક ઉત્પન્ન થાય. તે પરથી માણસો ભુંડાઇની ગમ વળે તો પણ તેમાં શું? ભુંડા લોકની ચઢતી દશા વહેલેમોડે વહી જશેજ, અને ભલા લોકો છેવટે સદાની જીત પામનારા નીકળશે, એવી એવી વાતોનો વિચાર કરતાં મધ્યમ દરજ્જાને માર્ગે ચાલનાર માણસ અન્યાયની વિરૂદ્ધ ઊભો થશે નહિ, એવું જોખમ ખરેખર લાગે છે.

(૩) ૮; ૧૪, ૧૫. કોહેલેથ કબુલ કરે છે કે મધ્યમ દરજ્જાને માર્ગે ચાલતાં પરમહિત હાથ આવ્યું નથી. આ છેલ્લા માર્ગમાં ચાલતાં તેણે ત્યાં તપાસ કરી હતી પણ એમાં શોધનારનું કશું વળ્યું નથી. નેકીવાન માણસને દુષ્ટના કામ પ્રમાણે ફળ પ્રાપ્ત થાય છે, એવા કેટલાક દાખલા છે, તેથી એજ અનુમાન કરવું પડે છે કે બધે કેવળ વ્યર્થતા છે, અને આગલું અનુમાન ફરીથી નીકળે છે કે, ખાવું, પીવું, તથા મઝા કરવી, એના કરતાં માણસને માટે સૂર્ય તળે કંઈ સારૂં નથી. દેવે જે ફરજ માણસને માથે મુકી તે પુરી પાડવાની મહેનત કરવી, અને તે મહેનતના ફળમાંથી ઉપલું શુભફળ હાથ આવે છે.

IV. સભા. ૮; ૧૬-૧૨; ૮. પરમહિત હાથ આવે છે ને કયાંથી હાથ આવે છે, એ વિષે ખબર.

૧) ૮; ૧૬—૯; ૬. જ્ઞાનની પ્રાપ્તિ કરીએ, પણ, જાણજો, જ્ઞાનપ્રાપ્તિમાં પરમહિત રહેલું નથી. જ્ઞાનની પ્રાપ્તિ કરવાને દિવસે તથા રાત્રે પણ ઉજાગરો કરીએ, એમ છતાં પણ શોધ સફળ થતી નથી. પરમહિત હજી ઘણું ગુપ્ત રહેલું જણાય છે. અજ્ઞાની તેમજ જ્ઞાની માણસ બન્ને ભવિષ્યમાં થનારી વાત આગળથી જણાવી શકતા નથી. અને જ્ઞાની તથા મુર્ખ બન્નેનો એકજ હાલ થાય છે; કેમકે તેઓ બન્ને મરવાના છે કે નહિ? આપણી દશા કંગાલ તથા ઉતરી ગએલી હોય તોપણ જ્યાં સુધી હૈયાત છીએ ત્યાં સુધી કોઇ સુધારો આગળ જતાં થશે, એવી આશા મનમાં રાખીએ છીએ. પણ આપણે તો સદા હૈયાત રહેવાના નથી, ને શું મુએલા લોક કંઇ પણ આશા રાખી શકે છે? શું તેઓ કંઈ પણ વાત જાણી શકે છે? બલકે તેમનું સ્મરણ પણ લોપ થયું છે.

૨) ૯; ૭—૧૨. વળી સુખભોગ કરવાને માર્ગે પણ પરમહિત હાથ આવતું નથી. જ્ઞાનને માર્ગે જે શોધ કીધી તે સફળ નીકળી નહોતી માટે હવે દ્રાક્ષરસ તથા ગાનતાન તથા ભોગવિલાસની ગમ લક્ષ લગાડે છે.

જે રસ્તો કાપીએ છીએ તે રસ્તાને અંતે શેઓલ નિશ્ચે આવેલું છે કે જ્યાં યોજના કે જ્ઞાન કે બુદ્ધિ કાંઇ નથી, માટે રસ્તાને અંતે પહોંચ્યા પહેલાં મોજમઝા કરવી. જ્ઞાનીઓ તો રસ્તો કાપતાં હિતની પ્રાપ્તિ કરે નહિ ખરા, પણ જેઓ પક્ષીના જેવા કામાતુર છે ને માછલાના જેવા બેફિકરા છે, તેમના પર પણ ઓચિંતી આફત આવી પડે છે અને તેઓ વિપત્તિના ફાંદામાં ફસાય છે. સુખભોગ ભોગવનારા હોઇએ પણ મનુષ્યપુત્રો પર ભુંડો સમય એકાએક આવી પડે એવું છે. એવાઓને પરમહિત પ્રાપ્ત થતું નથી.

૩) ૯; ૧૩—૧૦; ૨૦. વળી ધંધોરોજગાર અને પ્રજાહિત ચલાવવામાં પણ પરમહિત હાથે આવે એમ નથી.

(૧) ૯; ૧૩-૧૦; ૩. જે માણસને ખરેખર વ્યાવહારિક જ્ઞાન છે અને જેનાથી પ્રજાને હિત પણ થાય છે, તેજ

માણસને જોઇએ તેવો વ્યાજબી બદલો મળતો નથી, એ બાબતનો દાખલો આપેલો છે, એટલે એક ડાહ્યા માણસે દાવપેચ કરીને પોતાના નગરનો બચાવ કર્યો હતો, પણ પછી તેજ ડાહ્યા માણસને કોઇ જણે પણ સ્મરણમાં રાખ્યો નહિ. મુર્ખો તેનો તુચ્છકાર પણ કરે છે. વળી એકજ મુર્ખ દુષ્ટ માણસ ઘણી ઉત્તમતાનો નાશ કરી શકે છે. પછી મુર્ખ માણસનું વર્ણન કરે છે.

(૨) ૧૦; ૪–૯. ઊંચી પદવીએ ચડેલા મુર્ખ માણસની આગળ ગરીબ પણ ડાહ્યા માણસે બહુ નમ્રતાથી ચાલવું જોઇએ, અને તેને તાબેદાર થવું પડે છે, એ બાબતના ચાર દાખલા ટુંકમાં આપેલા છે. અન્યાયી અમલદારની સામા થઇએ તો તે અમલદારનો નહિ પણ આપણો પોતાનો નાશ થાય છે.

(૩) ૧૦; ૧૦–૧૫. મુર્ખનું નીચે મુજબનું વર્ણન ફરીથી કરેલું છે. ધારેલો મનોરથ પુરો પાડવાનું જ્ઞાની તો જાણે, પણ મુર્ખ જાણે નહિ. બોલવાની શરૂઆતે તેની મુર્ખાઇ પ્રગટ થાય છે, ને બોલવાને અંતે તેની ઘેલાઇ નુકસાનકારક જણાય છે. જે બાબત તે અજાણ છે તે બાબતની તે સલાહ આપે છે, ને રાજમાર્ગે ચાલે તો પણ ત્યાં તે ભુલો પડે છે.

(૪) ૧૦; ૧૬–૧૯. દેશનો રાજા બાળક હોય ને ત્યાંના અમીરો મઝા મારનારા હોય ત્યારે તે દેશને અફસોસ. તેમની સુસ્તી તથા મસ્તીને લીધે રાજ્ય લથડતું જાય છે, અને ભારે કરના બોજ તળે રૈયત હેરાન થાય છે.

(૫) ૧૦; ૨૦. એવે વખતે છુપા જાસુસો બધે પ્રસરેલા છે, માટે હરેક માણસને પોતાના મુખની ચોકી કરવી પડે છે.

૪) ૧૧; ૧–૧૨; ૮. પરમહિત પ્રાપ્ત કરવા ચાહો છો તો ચાલતી જીંદગીનો સારો ઉપયોગ તથા સારો ભોગવટો કરવો, ને એ ઉપરાંત પણ ખાતરી રાખવી કે આ જીંદગીની હદમાં બધું આવી ગએલું નથી, કેમકે પરલોકમાંજ અહીંની ગુંચવણનો ખુલાસો હાથ આવવાનો છે.

(૧) ૧૧ ; ૧–૮. આ જીંદગીનો સારો તથા ડાહ્યો ઉપયોગ તથા ભોગવટો કરવો, અને જે કોઇ આમ કરે છે તેનામાં ત્રણ વાત દિપી નીકળશે, એટલે

અ) ૧૧ ; ૧, ૨. એવા માણસ જરૂર પરોપકારભાવને ધોરણે જીવવૃત્તિ ચલાવશે. તે તો ભલાની સાથે એટલુંજ નહિ પણ જે અનુપકારી તેમની સાથે પણ માયાળુપણે વર્તશે. કંઇ પણ પાછું લેવાની આશા રાખ્યા વિના આમ કરશે.

આ) ૧૧ ; ૩-૬. વળી આજ્ઞાંકિતપણાને ધોરણે જીવવૃત્તિ ચલાવશે. પોતાને માથે મુકેલી ફરજ બજાવવા મહેનત કરશે, ઉદ્યોગી થઇને સમય ખંડી લેશે, અને ભવિષ્યમાં જે થવાનું છે તે પ્રભુના હાથમાં સોંપશે. પ્રભુને જે પસંદ પડે તેજ થાય, આમ કબુલ કરશે.

ઇ) ૧૧ ; ૭, ૮. વળી સંતોષભાવને ધોરણે જીવવૃત્તિ ચલાવશે. ચાલતા વખતમાં જે કાંઇ સુખશાંતિ મળે તેનો ઉપભોગ ખુશીથી કરશે. જે મોજમઝા પાપરહિતની છે તેનો અનુભવ પામવા જાય છે. અંધકારના બહુ દિવસો આવે તે પહેલાં સુખશાંતિનો ઉપભોગ કરવો જોઇએ.

(૨) ૧૧ ; ૯–૧૨ ; ૮. વળી આ જીંદગી પછી પરલોકમાં હૈયાત રહીશું, એવી ખાતરી રાખીને આપણે પ્રભુના ભયસહિત બધું પ્રભુના હાથમાં સોંપવું.

અ) ૧૧ ; ૯, ૧૦. પ્રભુ બધી બાબતનો ન્યાય ચુકવશેજ. હાલ તો ઘણું અંધરાએલું લાગે ને ચોતરફ ગુંચવણ જણાય. પરંતુ આગળ જતાં ખુલાસો મળશે એટલુંજ નહિ, પણ ઇશ્વર પોતે હાલમાં, હા નિત્ય, પાસે રહે છે.

આ) ૧૨ ; ૧. અંધકારના દિવસો નિશ્ચે આવવાના છે, માટે યુવાવસ્થાના દિવસોમાં તારા

ઉત્પન્નકર્તાનું સ્મરણ કર. વૃદ્ધાવસ્થામાં સુખનો ભોગવટો ભાગ્યેજ કરાય.

ઇ) ૧૨ ; ૨-૫. તુફાનની ઉપમાદ્વારાએ મરણના ભયંકર ધસારાનું સચિત્ર વર્ણન કરેલું છે. નગર પર વાદળાં અંધરાય છે ને સૂર્યાસ્ત વેળાએ ભારે તુફાન એના પર આવી પડે છે. એ દાખલામાં વૃદ્ધ અભક્ત તથા કામાતુર માણસનું મરણ સુચવેલું છે.

ઈ) ૧૨ ; ૬-૮. મોતના પંજામાંથી કોણ બચવાનું છે? ધૂળ અગાઉ હતી તેવીજ ધૂળ ફરીથી થશે, ને દેવ જેણે આત્મા આપ્યો તેની પાસે આત્મા પાછો જશે. તે પહેલાં આપણે ઉત્પન્નકર્તાનું સ્મરણ કરીને તેની સેવા બજાવવી. બીજું બધું તો વ્યર્થતાની વ્યર્થતા.

સભા. ૧૨ ; ૯—૧૪. સમાપ્તિવચન.

કોહેલેથે છેવટે જે પરિણામ શોધી કાઢયું તે જુસ્સાસહિત તે ફરીથી પ્રગટ કરે છે. પરંતુ પહેલાં તો કોહેલેથ પોતા વિષે જરા પ્રગટ કરે છે કે, હું કોહેલેથ જ્ઞાનીઓના વર્ગમાંનો બોધક છું, હા, સભાપતિ થયો છું. વળી પ્રાચીન વખતની કહાણીઓ શોધતાં મેં આગ્રહપૂર્વક મહેનત કરી છે. જ્ઞાનનાં જે રત્ન આગળ શોધી કાઢવામાં આવ્યાં તેમનો સંગ્રહ કરનાર છું, અને તે રત્નરૂપ સંગ્રહમાં હું પોતે પણ ઉમેરો કરનાર છું.

હવે કોહેલેથ એવો બોધક થયો છે માટે જે અનુમાન કોહેલેથ કરે તે વજનદાર તથા જાણવાજોગ ગણાય : એટલે સઘળું સાંભળ્યા બાદ વાતનું પરિણામ આ છે કે, દેવનું ભય રાખ અને દેવની આજ્ઞાઓ પાળ. કેમકે દેવ તો આઘે રહે એવો નથી, પણ ભલી કે ભુંડી ગુપ્ત વાત સુદ્ધાં પ્રત્યેક કામ જોયાં કરે છે, અને વહેલા મોડો તે બધાં કામને ન્યાયકરણમાં લાવશે.

દેવનું ભય રાખવું કેમકે તે હાજરાહજુર દેવ છે, અને આપણે યુવાવસ્થાના દિવસોથી માંડીને છેક વૃદ્ધાવસ્થાના દિવસો સુધી તેનું ભય રાખતાં રાખતાં ચાલવું. વળી એ ઉપરાંત દેવની આજ્ઞાઓ પાળવી, એટલે પરોપકારભાવ તથા સંતોષભાવ સહિત આજ્ઞાંકિતભાવ રાખવો.

# ગીતોનું ગીત.

"ગીતોનું ગીત" એ શબ્દોમાં ખરો અર્થ શો રહેલો છે? ગીતશાસ્ત્ર ૧૪૮; ૪ માં એમ લખ્યું છે કે આકાશોનાં આકાશો એટલે ઊંચામાં ઊંચાં આકાશો. તેજ રૂઢિ પ્રમાણે મંદિરમાં પવિત્રસ્થાનની પાછળ જે સ્થાન હતું તેને પવિત્રોનું પવિત્ર, એટલે પરમપવિત્ર, સ્થાન કહેતા હતા. વળી સભાશિક્ષકમાં "વ્યર્થતાની વ્યર્થતા" એવા શબ્દો વખતોવખત આવે છે, એટલે પુરેપુરી વ્યર્થતા. ઉપલા દાખલા પરથી માલુમ પડે છે કે ગીતોનું ગીત એટલે જે ગીત અનુપમ, ઉત્કૃષ્ટ, સારામાં સારૂં છે તે. એમાં સર્વસાપેક્ષકતુલના જેવો અર્થ રહેલો છે. હેબ્રી મિશ્ના નામના શાસ્ત્રમાં (આસરે ઇ. સ. પછી ૨૦૦ મી સાલે) આમ લખ્યું છે કે પવિત્ર શાસ્ત્રમાંનાં બધાં પુસ્તકો પવિત્ર છે ખરાં, પણ જે ગીતોનું ગીત તે તો સહુથી પવિત્ર જણાય છે.

## હેબ્રી ધર્મશાસ્ત્રના નિયમગણમાં ગીતોના ગીતને આપેલી જગ્યા વિષે.

ધર્મશાસ્ત્રનો જે ત્રીજો મુખ્ય ભાગ તેને "પવિત્ર લખાણ" નામ આપેલું છે; તેના ત્રણ પેટાભાગ પાડેલા છે, એટલે

૧ લો) "આગલાં પુસ્તકો" કે જેમાં ગીતશાસ્ત્ર, દૃષ્ટાંતવચન, તથા અયૂબ આટલાં ત્રણેનો સમાવેશ છે.

૨ જો) "મગિલ્લોથ" કે લખોટાવાળાં પાંચ પુસ્તકો, એટલે ગીતોનું ગીત, રૂથ, વિલાપ, સભાશિક્ષક, તથા એસ્તેર.

૩ જો) "પાછલાં પુસ્તકો" એટલે દાનીયેલ, એઝરા+નહેમ્યાહ, અને ૧ લું+૨ જું કાળવૃત્તાંત.

પરંતુ બીજી ગોઠવણ તાલ્મુદ નામના શાસ્ત્રમાં છે [ તાલ્મુદ શાસ્ત્રના બે ભાગ છે એટલે આસરે ઇ. સ. પછી ૨૦૦ માં રચેલું મિશ્ના શાસ્ત્ર અને આસરે ઇ. સ. પછી ૩૫૦ માં રચેલું ગેમારા શાસ્ત્ર ]. હવે તાલ્મુદમાંની ગોઠવણ નીચે પ્રમાણે છે, એટલે રૂથ, ગીતશાસ્ત્ર, અયૂબ, દૃષ્ટાંતવચન, સભાશિક્ષક, ગીતોનું ગીત, વિલાપ, દાનીયેલ, એસ્તેર, એઝરા+નહેમ્યાહ, અને ૧ લું તથા ૨ જું કાળવૃત્તાંત. આ ગોઠવણ પ્રમાણે જે ત્રણ પુસ્તક સુલેમાનકૃત ગણાયાં તેઓ સાથે ને સાથે આવે છે.

મગિલ્લોથમાં આવેલાં પાંચ શાસ્ત્રનું સમયવાર અધ્યયન કરાતું તે નીચે મુજબનું—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પાસ્ખા પર્વને | વખતે | એટલે | ૧ લો મહિનો | ૧૪ મી તા. | | ગીતોના ગીતનું | અધ્યયન. |
| પચાસી | ,, | ,, | ,, ૩ જો | ,, | ૬ ઠી ,, | રૂથનું | ,, |
| મંદિરના નાશને | ,, | ,, | ,, ૫ મો | ,, | ૯ મી ,, | વિલાપનું | ,, |
| માંડવા પર્વને | ,, | ,, | ,, ૭ મો | ,, | ૧૫–૨૧ ,, | સભાશિક્ષકનું | ,, |
| પૂરીમ | ,, | ,, | ,, ૧૨ મો | ,, | ૧૪, ૧૫ ,, | એસ્તેરનું | ,, |

ઉપલી ટીપ પરથી જણાય છે કે પુસ્તકનું જાહેર વાંચન કરવાને નિમેલો જે મહિનો અને તે પુસ્તકને મગિલ્લોથમાં આપેલી જે જગ્યા, તે બન્નેનો નિકટ સંબંધ છે.

## ગીતોનું ગીત ક્યારે રચાયું અને ગીત રચનાર તે કોણ?

૧) ગી. ગી. ૧ ; ૧ માં આમ લખ્યું છે કે "ગીતોનું ગીત જે સુલેમાનનું છે તે," એ પરથી માન્ય કરવું જોઇએ કે યહુદી લોકો આ પુસ્તકને સુલેમાનકૃત માનતા. પણ આ પહેલી કલમ અસલ પુસ્તકમાંની હોય એમ સંભવતું નથી; એ કલમ કેવળ મથાળારૂપ હશે. ગીતશાસ્ત્રમાંનાં અસલ ગીતોને પોતપોતાનું મથાળું આગળ જતાં લગાડવામાં આવ્યું, તેજ પ્રમાણે આ પુસ્તકને કેટલીક મુદત વિત્યા બાદ ઉપલું મથાળું લગાડેલું હશે, એવું અનુમાન કરવું વ્યાજબી લાગે છે. કેમકે ૧ ; ૧ માં "જે" શબ્દ આવે છે કે જેને બદલે હેબ્રી શાસ્ત્રમાં "અશેર" શબ્દ વાપર્યો છે. હવે તે શબ્દ આ પહેલી કલમ સિવાય તમામ પુસ્તકમાં કહીંએ હાથમાં આવતો નથી, પણ તેને બદલે "શ" શબ્દ હમેશ વાપર્યો છે.

૨) ગી. ગી. ૬ ; ૪ માં આમ લખ્યું છે કે "હે મારી પ્રિયા, તું તિર્સાહ જેવી સુંદર, યરૂશાલેમ જેવી ખુબસુરત છે." હવે યહોશુઆ ૧૨ ; ૨૪ પરથી માલુમ પડે છે કે પ્રાચીન કાળે કનાની લોકોના એક નગરને તિર્સાહ કહેતા ખરા, પણ ઉપલી કલમમાં બતાવેલું તિર્સાહ રાજ્યના ઉત્તર ભાગનું મુખ્ય શહેર બેશક સમજવું જોઇએ. દક્ષિણ ભાગનું મુખ્ય શહેર યરૂશાલેમ ગણાતું હતું તેમજ તે વખતે તિર્સાહ ઉત્તર ભાગનું મુખ્ય શહેર હતું. હવે ૧ રાજા. ૧૫; ૨૧ : ૧૬ ; ૬ પર આધાર રાખીને જણાય છે કે ઈસ્રાએલી રાજ્યમાં બાઅશા જે વખતે ગાદીપતિ હતો (ઇ. સ. પૂ. ૯૧૬–૮૯૩) તેજ સમયમાં તિર્સાહ રાજધાની જેવું ગણાયું; પણ પછી જ્યારે સમરૂન નગર ઓમ્રી રાજાથી બંધાયું, એટલે ઇ. સ. પૂ. ૮૯૦ માં, ત્યારેજ તો તિર્સાહ સમરૂનથી ઉતરતું નીકળ્યું. જુઓ ૧ રાજા. ૧૬ ; ૨૩, ૨૪. એ પરથી સાફ માલુમ

પડે છે કે સુલેમાન રાજા ઈ. સ. ૯૩૮ માં મરણ પામ્યો ત્યાર પછી વીસમી કે ત્રીસમી સાલે તિર્સાહ નગરની ચઢતી દશા થઇ, અને તેથી ગી. ગી. ૬ ; ૪ માં જે લખ્યું છે તે લખી શકાયું.

૩) આ ગીતમાં સુલેમાનનું નામ વખતે વખતે આવે છે અને તે નાયકોમાંનો એક જણાય છે; તે ઉપરથી એનુંજ નામ આ પુસ્તકમાં જોડયું હશે. જુઓ ગી. ગી. ૩ ; ૯, ૧૧, ઇત્યા. એવીજ દલીલ ચલાવતાં શમૂએલનું ૧લું પુસ્તક શમૂએલકૃત ગણાયું ; પણ એટલાજ કારણ માટે ગીતોના ગીતને સુલેમાનના નામનું લાગુકરણ કરવું એ ભાગ્યેજ વ્યાજબી લાગે છે.

૪) આગળ જતાં આપણે પુસ્તકમાં સમાએલી વાર્તામાંથી શીખીશું કે સુલેમાન રાજા અને એક ગામડીઓ માણસ એ બન્ને એક શૂલામ્મી કન્યાના આશકો હતા, પણ છેવટે તો કન્યાએ સુલેમાનનો નકાર કરીને ગામડીઆની પ્રીતિનો સ્વીકાર કર્યો. હવે આવી પોતાની હારની વાત સુલેમાન રાજા પોતે પ્રગટ કરવા સારૂ ગીતોનું ગીત રચે, એ માનવું ખરેખર મુશ્કેલ જણાય છે.

ઉપલાં કારણોને લીધે એવું અનુમાન કરી શકાય કે આ પુસ્તક ઘણું કરીને સુલેમાન કૃત નથી.

આ પુસ્તકમાં જે હેબ્રી શબ્દો હાથ આવે છે તેઓ પાલેસ્તીન દેશના ઉત્તર ભાગમાં ચાલતી આરામી બોલી સાથે વિશેષ મળતા જણાય છે, અને એના જેવી બોલી બંદીપ્રવાસની મુદત પછી ચાલુ થઇ. આ પુસ્તક પ્રાચીન કાળે નહિ પણ અર્વાચીન વખતે રચાયું એ અભિપ્રાયને ટેકો આપવા સારૂ ચાર વાત હાથ આવે છે.

૧) ગીતોના ગીતમાં આવેલી કેટલીક બોલી શુદ્ધ હેબ્રી નહિ પણ આરામી ભાષા પ્રમાણેની છે, અને પ્રયોગ પણ આરામી ભાષામાં ચાલતા પ્રયોગો પ્રમાણેના છે. ઉદાહરણ તરીકે જુઓ ગી. ગી. ૧ ; ૬, ૭ : ૩ ; ૭.

૨) કેટલાક પરદેશી શબ્દ આ પુસ્તકમાંથી હાથ આવે છે, જેમકે ૪ ; ૧૩ "બગીચાને" બદલે અસલ ભાષામાં પૅર્દેસ કહે છે. સરખાવો ઇરાની ફિરદૌસ અને યુનાની પૅરૅદૈસોસ. આ શબ્દ શુદ્ધ હેબ્રી ભાષાનો નથી પણ ઘણું કરીને અવસ્તા ભાષાનો છે. તે ભાષામાં એનો અર્થ એટલે જે જગ્યા હદમાં આવેલી છે તે, ઘેરાએલી જગ્યા ; પછી એમાંથી બગીચો અર્થ નીકળ્યો.

વળી ૩ ; ૯ માં "પાલખીને" બદલે અપ્પિર્યોન શબ્દ આવે છે. એ શબ્દ સંસ્કૃત પર્યંક પરથી કદાચ ઉતરી આવેલો હશે, નહિ તો યુનાની ફોરૈઓન પરથી નીકળ્યો હશે. ધાતુ ગમે તે હોય, પણ ઉપલો શબ્દ અસલ હેબ્રી શબ્દ નથી.

વળી ૬ ; ૧૧ માં "સોપારી" શબ્દ આવે છે કે જેને બદલે એઘોઝ શબ્દ વાપર્યો છે. એ શબ્દ પણ શુદ્ધ હેબ્રી નથી, પણ ઇરાની ગૌઝ (એટલે જાયફળ ) શબ્દ પરથી નીકળ્યો હશે.

૩) ગીતોના ગીતમાં "જે" શબ્દ બતાવવાને વાસ્તે હેબ્રી "અશેર"ને બદલે "શ" હમેશ વાપર્યો છે. તેમજ સભાશિક્ષકના પુસ્તકમાં અને ગીતશાસ્ત્રમાંનાં નવીન વખતનાં રચેલાં કેટલાંક ગીતોમાં, "શ" શબ્દ હાથ આવે છે; પણ પ્રાચીન વખતે પુરો "અશેર" શબ્દ ચાલુ હતો.

૪) ગીતોનું ગીત જુના કરારના નિયમગણમાંનું સ્વીકારવું જોઇએ કે કેમ, એ બાબતની તકરાર ઠેઠ ઈ. સ. પછી ૧૦૦ સુધી ચાલતી હતી. છેવટે તેને સ્વીકારીને નિયમગણમાં રાખવું જોઇએ એવો નિર્ણય થયો ખરો; પરંતુ જો આ પુસ્તક નવીન વખતનું રચેલું ન હોત તો તકરાર એટલી લાંબી મુદત સુધી ભાગ્યેજ ચાલુ રહેત.

ઉપલાં ચાર કારણોને લીધે આપણે અનુમાન કરવું જોઇએ કે ગીતોનું ગીત સુલેમાનકૃત નથી અને તે ગીત રચવાની સાલ બેશક નવીન વખતની છે.

હવે એ પુસ્તક કયારે રચાયું એ સવાલનો જવાબ આપવા ચાહીએ તો ઉપર કહેલા પરદેશી શબ્દો પર ખાસ ધ્યાન આપવું.

૧) "પૅર્દેસ" (ફિરદૌસ) શબ્દ યહુદી લોકોની બોલીમાં કયારે દાખલ થયો હશે? વેપારીઓની મારફતે એ શબ્દ દાખલ થઇ શકયો નહિ, પરંતુ ફિરદૌસ નામનો બગીચો યહુદી લોકે કોઇ કોઇ વખતે જોયો હતો ત્યાર પછી આ શબ્દનો પોતાની ભાષામાં સ્વીકાર કરવામાં આવ્યો હશે. હવે નહે. ૨ ; ૮ પરથી માલમ પડે છે કે યરૂશાલેમની નજદીકમાં ઇરાની રાજાનો એક પૅર્દેસ કે બગીચો હતો, અને તે પરથી આ પૅર્દેસ શબ્દ ઘણા યહુદી લોકની બોલીમાં આવે, એમાં શી નવાઈ (નહેમ્યાહની સાલ ઈ. સ. પૂ. ૪૪૫)?

૨) "એઘોઝ," કે સોપારી, શબ્દ વેપારીઓની મારફતે યહુદી લોકોમાં ચાલુ થયો હશે, પરંતુ આ શબ્દ અને પૅર્દેસ શબ્દ બન્ને એકજ નાના સરખા પુસ્તકમાં મળી આવે તો તે પરથી સંભવિત લાગે છે કે, બન્ને શબ્દ સાથેનેસાથે ઇરાની ભાષામાંથી આવ્યા હશે. જે વેપારીઓ ઇરાન દેશમાંથી માલ લઇને આવતા તેમની મારફતે યહુદી લોકોની બોલીમાં એઘોઝ શબ્દ દાખલ થયો હશે.

૩) "અપ્પિર્યોન," કે પાલખી, એ યુનાની શબ્દનો સ્વીકાર કયારે થયો એ ખાતરીપૂર્વક માલમ નથી, પણ મિસરના રાજા પ્સામ્તિક ૧ લાના જમાનામાં (ઈ. સ. પૂ. ૬૬૬–૬૧૦) પોતાની યુનાની કોમના સિપાઇઓને વાસ્તે તાહપાન્હેસ કિલ્લો બંધાયો (યિર્મે. ૪૩ ; ૭), ત્યારે કદાચ આ યુનાની સિપાઇઓની પાસેથી ઉપલો યુનાની શબ્દ સ્વીકારવામાં આવ્યો હશે.

૪) નહેમ્યાહની સત્તા ઈ. સ. પૂ. ૪૪૫–૪૩૨ સુધી યહુદાહ દેશમાં ચાલુ હતી, તેજ સમયે અને ત્યાર પછી પણ આરામી બોલીનો ઘણો પ્રસાર યહુદી લોકોમાં થયો; વિશેષે કરીને પાલેસ્ટીન દેશના પશ્ચિમ ભાગમાં એનો પ્રસાર થયો. હવે એની સાથે ખાસ મળતી બોલી ગીતોના ગીતમાં હાથ આવે છે. જે વખતમાં આ બોલી લોકોમાં હજુ ચાલુ હતી તેજ વખતે ઘણુંકરીને આ પુસ્તક રચાયું.

માટે છેવટનું એવું અનુમાન કરવું વ્યાજબી લાગે છે કે આસરે ઈ. સ. પૂ. ૪૦૦ની સાલમાં, એટલી નવીન વખતમાં, આ ગીતોનું ગીત રચાયું. વળી ગીત રચનાર પોતે નનામો છે.

## ગીતોના ગીતમાં બોલનારાં જે પુરૂષ તથા સ્ત્રી તેઓનાં નામ.

મુખ્ય બોલનાર ત્રણ છે, એટલે

૧) શૂલામ્મી (કે શૂલામ્મીત), ૬; ૧૩. આ નામ નારી જાતિનું છે. કેટલાક ટીકાકારોનો એવો મત છે કે શૂલામ્મી એટલે શૂનામ્મી, અને શૂનામ્મી એટલે શૂનેમ ગામની રહેવાસેણ. સરખાવો અબીશાગ કન્યા વિષેની વાત, ૧ રાજા. ૧; ૩. શૂનેમ ગામ તો નાના હેરમોન પહાડની તળેટીમાં અને ઈસ્સાખાર કૂળના એસ્દ્રાએલોનના મેદાનમાં આવેલું છે.

૨) સુલેમાન રાજા (કે શલોમો), ૩; ૭, ૯. આ નામનો અર્થ એટલે શાંત પાડનાર.

૩) જે ગામડીઓ શૂલામ્મીનો આશક હતો તે નનામો પુરૂષ, ૪; ૮–૧૫: ૫; ૧: ૮; ૫, ૧૩.

ઉપલા ત્રણ ઉપરાંત ઉતરતા બીજા ચાર બોલનારા છે, એટલે

૪) જે ગાયકગણને "યરૂશાલેમની પુત્રીઓ" કહે છે તે, ૨; ૭: ૩; ૫: ૫; ૮: ૮; ૪.

૫) શૂલામ્મીબાઇના બે ભાઈઓ, ૮; ૮, ૯; વળી સરખાવો ૧; ૬.

૬) પરિવારમાંનો એક સહગામી, ૩; ૭–૧૧.

૭) કેટલાએક ગ્રામવાસીઓ, ૮; ૫.

## પૃથક્કરણ.

આ ગીત ખરેખર ગીતોનું ગીત કહેવાય, કેમકે તેમાં તેર જુદાં જુદાં ટુંકાં ગીતોનો સમાવેશ છે, અને તે તેર ગીતદ્વારાએ એકજ વાર્તા પુરી કરેલી છે. તે વાર્તા નીચે મુજબની—

એક બહુ રૂપાળી શૂલામ્મી કન્યાને સુલેમાન રાજાની હવેલીમાં રાખવામાં આવી હતી. ત્યાં રાજા પોતે તેનું સૌન્દર્ય જોઇને તેના પર મોહિત થયો, અને તેના જનાનખાનામાંની સ્ત્રીઓ પણ તે કન્યામાં રાજા પર પ્રીતિ જગાડવા કરતી હતી. એમ છતાં પણ આ બાઈ પોતે પોતાના ગામડીઆ આશકની યાદ રાખતી હતી. રાજાના વચનરૂપ પાશમાં તે સપડાઇ નહિ, પણ છેવટે તેણીને હવેલીમાંથી નીકળવાની છુટી મળી ત્યારે તે પોતાના ખરા આશક સાથે હર્ષાનંદે જઇ રહી.

તેર નાનાં ગીતમાંનાં જે પહેલાં બે ગીત છે તેમાંની બતાવેલી બિના યરૂશાલેમ શહેરમાં બની એવું લાગે છે, પણ બાકીનાં અગિયાર ગીતમાંની બધી વાત ત્યાં નહિ પણ લબાનોનની નજદીકમાં બનેલી જણાય છે. આ તેર ગીતોના ત્રણ મુખ્ય સમૂહ છે,

એટલે I. ૧ ; ૨–૩ ; ૫, જેમાં ચાર ટુંકાં ગીતનો સમાવેશ છે.

II. ૩ ; ૬–૬ ; ૩, એમાં પણ ચાર ટુંકાં ગીત હાથ આવે છે.

III. ૬ ; ૪–૮ ; ૧૪, કે જેમાં પાંચ ગીતો રહેલાં છે.

દરેક સમૂહને આરંભે સુલેમાન પોતે, નહિ તો યરૂશાલેમની પુત્રીઓ, શૂલામ્મીમાં પ્રીતિ ઉપજાવવાનું કરે છે. વળી દરેક સમૂહને અંતે ગામડીઓ આશક ખરેખર હાજર થએલો જણાય છે, નહિ તો કન્યા મારો પ્રિય હાજર છે એવી પોતાના મનમાં કલ્પના કરે છે.

I. ગી. ગી. ૧ ; ૨–૩ ; ૫ ચાર ગીતનો સમૂહ.

૧) ૧ ; ૨–૮. પહેલું ગીત. યરૂશાલેમમાં રાજાની હવેલીમાં બનેલી બિના.

(૧) ૧ ; ૨, ૩. યરૂશાલેમની પુત્રીઓ શૂલામ્મીબાઈની આગળ રાજાની પ્રશંસા કરે છે.

(૨) ૧ ; ૪*a*. શૂલામ્મી કહે છે કે, મારો આશક ગેરહાજર છે, તે જો આવીને મને ઉગારે તો સારૂં.

(૩) ૧ ; ૪*b*. યરૂશાલેમની પુત્રીઓ રાજાની આગળ થોડી વાત કરે છે.

(૪) ૧ ; ૫–૭ શૂલામ્મી બોલે છે.

અ) ૧ ; ૫, ૬. યરૂશાલેમની પુત્રીઓ આગળ શૂલામ્મી પોતાના શ્યામરંગનો ખુલાસો કરે છે કે, મારા ભાઇઓ મારી સાથે સખતાઇથી વર્ત્યા, અને તેમનો જુલમ થયાને લીધે હું શ્યામરંગી થઈ છું.

આ) ૧ ; ૭. શૂલામ્મી પોતાના મનમાં ગામડીઆ આશકની સાથે બોલીને પુછે છે કે, તું તારાં ટોળાં કયાં ચારે છે, તને કયાં મળું ?

(૫) ૧ ; ૮. યરૂશાલેમની પુત્રીઓ બોલીને શૂલામ્મી આગળ મેણારૂપ ટીકા કરે છે.

૨) ૧ ; ૯–૨ ; ૭. બીજું ગીત. રાજા પોતાની પ્રીતિ શૂલામ્મીને જણાવે છે, પણ આ બાઈ રાજાની વાત ગણકારતી નથી. આ ગીતમાં વર્ણવેલી બિના યરૂશાલેમ નગરમાં બની હશે.

(૧) ૧ ; ૯–૧૧. રાજા બોલે છે. શૂલામ્મીનું જે સૌંદર્ય છે તેની જાણે કે બેહદ પ્રશંસા કરે છે.

(૨) ૧ ; ૧૨–૧૪. શૂલામ્મી રાજાને જવાબ આપતાં કહે છે કે, જ્યાર સુધી રાજા બીજી કોઈ જગ્યાએ કામ કરતો હોય ત્યાર સુધીમાં હું મારા પ્રિયને યાદ રાખીને અતિ હર્ષ પામું છું. એના પર મારી પ્રીતિ ખરેખર સુગંધીદ્રવ્ય જેવી ખુશકારક છે.

(૩) ૧ ; ૧૫. રાજા વચમાં પડીને શૂલામ્માની પ્રશંસા ફરીથી કરે છે.

(૪) ૧ ; ૧૬–૨ ; ૧. શૂલામ્મી પોતાના ખરા આશકની સાથે થોડુંજ બોલે છે. પછી રાજાની ગમ વળીને પોતાને અધમ જાતિના ફૂલ જેવી કહે છે.

(૫) ૨ ; ૨. રાજા ફરીથી વચમાં પડીને કન્યાની પ્રશંસા કરે છે.

(૬) ૨ ; ૩-૭. શૂલામ્મી બોલે છે.

અ) ૨ ; ૩-૬. પોતાનો આશક ગેરહાજર રહે છે તેથી શૂલામ્મી પ્રેમપીડિત થઈ. પછી યરૂશાલેમની પુત્રીઓની પાસે સહાય તથા ટેકો માગે છે.

આ) ૨ ; ૭. છેવટે એજ પુત્રીઓનું સંબોધન કરીને કહે છે કે, તમારે પ્રેમને હલાવીને પરાણે ઉઠાડવો કે જગાડવો નહિ (સરખાવો ૩ ; ૫ : ૮ ; ૪).

૩) ૨ ; ૮-૧૭. ત્રીજું ગીત. ગામડીઓ આશક પાસે આવતો જણાય છે. આ ગીતમાંની બિના લબાનોનની કોઇ હવેલીમાં ઘણુંકરીને બનેલી હશે. આ પુરૂં ગીત શૂલામ્મી એકલીજ બોલે છે.

(૧) ૨ ; ૮, ૯. યરૂશાલેમની પુત્રીઓની આગળ શૂલામ્મી જણાવે છે કે, જુઓ, મારો આશક પાસે ને પાસે આવે છે; હા, તે જાળીમાં થઇને મને દેખાય છે.

(૨) ૨ ; ૧૦-૧૪. શૂલામ્મી પોતાના આશકને બોલતો સાંભળે છે. પછી તેનું બોલેલું બાઈ પડે ફરીથી બોલે છે.

(૩) ૨ ; ૧૫. આશકે પોતાની પ્રિયાની વાણી સાંભળવાને વિનંતી કરી હતી, માટે શૂલામ્મી એક બે શ્લોકનું ગાયન કરે છે.

(૪) ૨ ; ૧૬, ૧૭. મારો આશક ત્યાં ને ત્યાં રહે તો તેના પર કોઈ ધસી પડે, એવી બીક જણાવીને શૂલામ્મી ગીત ગાતાં તેને એવી સલાહ આપે છે કે, સાંજ પડે ત્યાર સુધી દૂર રહેવું જોઇએ, પણ અંધારૂં થાય એટલામાં તે સહીસલામત પાછો આવે (સરખાવો ૮ ; ૧૪).

૪) ૩ ; ૧-૫. ચોથું ગીત. શૂલામ્મીને સ્વપ્ન આવ્યું (સરખાવો ૫ ; ૨—૬ ; ૩). લબાનોન રાજમહેલમાં બનેલી બિના. આ બધું ગીત શૂલામ્મી બોલે છે. શૂલામ્મી પોતાના સ્વપ્નમાં જોએલું જણાવે છે કે, હું તો નગરમાં મારા આશકને શોધવા નીકળી, અને ત્યાં મેં ઘણી શોધ કીધી, પણ મારો પ્રાણપ્રિય મળ્યો નહિ: છેવટે ફરીથી યરૂશાલેમની પુત્રીઓને સંબોધન કરીને વિનવે છે કે, તમારે પ્રેમને હલાવીને ઉઠાડવો કે જગાડવો નહિ.

II. ગી. ગી ૩ ; ૬—૬ ; ૩. ચાર ગીતનો સમૂહ.

૧) ૩ ; ૬–૧૧. પહેલું ગીત. સુલેમાન રાજા લબાનોનમાં પોતાની એક હવેલીમાં રહેવા જાય છે.

(૧) ૩ ; ૬. શૂલામ્મી બોલે છે. બહુ ભભકાસહિતનો વરઘોડો આવતો દેખાને પુછે છે કે, આ શું દેખાય છે?

(૨) ૩ ; ૭–૧૧. પરિવારમાંનો એક સહગામી બોલે છે કે, આ તો સુલેમાન રાજાની પાલખી છે, અને તેની આસપાસ તરવારીઆ અંગરક્ષકો છે. તે પાલખીનું સચિત્ર વર્ણન કરતાં રાજાને નિહાળવા માટે ચાલી નીકળવા યરૂશાલેમની પુત્રીઓને સંબોધન કરે છે.

૨) ૪ ; ૧–૭. બીજું ગીત. રાજા પોતે શૂલામ્મીની પાસે આવીને પોતાની પ્રીતિ પ્રગટ કરે છે. (સરખાવો ૬ ; ૪–૧૦ : ૭ ; ૭–૯ ). તમામ ગીત સુલેમાન રાજા બોલે છે. જેમ આગળ તેમ હમણાં ફરીથી શૂલામ્મીના સૌંદર્યની પ્રશંસા કરીને પોતાને પ્રીતિવશ થએલો જણાવે છે.

૩) ૪ : ૮—૫ ; ૧. ત્રીજું ગીત. ગામડીઓ આશક હાજર થઇને શૂલામ્મીની આગળ પોતાની પ્રીતિ જાહેર કરે છે.

(૧) ૪ ; ૮–૧૫. ગામડીઓ આશક બોલે છે.

અ) ૪ ; ૮. લબાનોનમાંથી નીકળવાની અને ત્યાં જે જોખમ રહેલું છે તેમાંથી નાસી જવાની શૂલામ્મીને વિનંતી કરે છે.

આ) ૪ : ૯–૧૫. ત્યાર બાદ પોતાના મનમાં જે મોહ તથા જોસભેર પ્રીતિ ઉત્પન્ન થઇ છે તે બધું કબુલ કરે છે. વળી કન્યાની તારીફ પણ કરે છે.

(૨) ૪ : ૧૬. આશકની પ્રીતિપૂર્વક વિનંતી સાંભળીને શૂલામ્મી કબુલ કરે છે કે હું તારા કહ્યા મુજબ કરૂં.

(૩) ૫ ; ૧. ગામડીઓ આશક ફરી બોલે છે. તે લગનની મિજબાની કરવાની તૈયારીની હર્ષસહિત વાટ જુએ છે, અને મેમાનોને આમંત્રણ કરવા વિચારે છે.

૪) ૫ ; ૨—૬ ; ૩. ચોથું ગીત. શૂલામ્મીને બીજે ફેરે સ્વપ્ન આવ્યું ( સરખાવો ૩ ; ૧–૫ ).

(૧) ૫ ; ૨–૮. શૂલામ્મી બોલીને પોતાના સ્વપ્નમાં દીઠેલું જણાવે છે, એટલે નગરમાં ફરીથી જઇને તેણીએ પોતાના આશકની શોધ કીધી પણ તે મળ્યો નહિ. પછી યરૂશાલેમની પુત્રીઓને કહે છે કે, જો તમોને મારો પ્રીતમ મળે તો તેને કહેજો કે હું પ્રેમપીડિત છું.

(૨) ૫ ; ૯. યરૂશાલેમની પુત્રીઓ કહે છે કે, હે શૂલામ્મી પરમસુંદરી, તારો પ્રીતમ બીજી કોઇના પ્રીતમ કરતાં શું વિશેષ છે?

(૩) ૫ ; ૧૦–૧૬. શૂલામ્મી જવાબ આપતાં કહે છે કે, મારો પ્રીતમ દશ હજાર મધ્યે શિરોમણી છે. એ પ્રમાણે તેની તારીફ કરીને છેવટે કહે છે કે તે તદ્દન મનોહર છે.

(૪) ૬ ; ૧. યરૂશાલેમની પુત્રીઓ જોસભેર પુછે છે કે, હે પરમસુંદરી, તારો પ્રીતમ કેણી તરફ વળ્યો છે? અમે પણ તેને તારી સાથે ઢુંઢીએ.

(૫) ૬ ; ૨, ૩. શૂલામ્મી ખુલ્લી રીતે જવાબ આપતાં કહે છે કે, હું એકલી મારા પ્રીતમની છું, અને મારો પ્રીતમ તે મારોજ છે.

III. ગી. ગી. ૬ ; ૪–૮ ; ૧૪, પાંચ ગીતનો સમૂહ, કે જેમાં લબાનોનમાં બનેલી બિના વર્ણવેલી છે.

૧) ૬ ; ૪–૧૩. પહેલું ગીત. સુલેમાન રાજા તમામ પ્રેમ-મોહિત થએલો જણાય છે.

(૧) ૬ ; ૪–૧૦. સુલેમાન રાજા બોલે છે. તે શૂલામ્મીની આગળ આવીને તેના અંગના સૌંદર્યની પ્રશંસા કરે છે (સરખાવો ૪ ; ૧–૭). પોતાની બધી પત્નીઓ તથા ઉપપત્નીઓ કરતાં આ બાઇને શ્રેષ્ઠ ગણે છે. વળી એઓએ તેણીને પહેલવહેલાં જોઈ ત્યારે તેની જે પ્રશંસા કરી હતી તે ફરીથી કહી સંભળાવે છે.

(૨) ૬ ; ૧૧–૧૩. શૂલામ્મી બોલે છે. રાજાની વાત સાંભળીને તે પોતે પણ તેજ દિવસની યાદ કરે છે ને જણાવે છે કે, તેજ દિવસે હું સોપારીના બાગમાં દ્રાક્ષવેલા તથા દાઢમો જોવા ગઈ હતી, એટલામાં રાજાના નોકરોએ મને પકડીને રથમાં બેસાડી, પછી તેઓ જનાનખાનામાં મને લઇ ગયા. ત્યારે ત્યાંની ઉપપત્નીઓએ જે બૂમ પાડી તે સંભરાવે છે, અને જે જવાબ તેણીએ તેઓને આપ્યો હતો તે પણ કહી સંભળાવે છે.

૨) ૭; ૧–૬. બીજું ગીત. યરૂશાલેમની પુત્રીઓ શૂલામ્મીના અંગની તારીફ કરે છે. તમામ ગીત યરૂશાલેમની પુત્રીઓ બોલે છે. સુલેમાન રાજાની સાથે છેલ્લી મુલાકાત કરવા સારૂ શૂલામ્મીને યરૂશાલેમની પુત્રીઓ વસ્ત્ર પહેરાવે છે, એટલામાં તેઓ તેના અંગનું પ્રશંસાસહિત વર્ણન કરે છે. વળી બોલતાં તેઓ જાણે કે ઝાંખી સુચના કરી આપે છે કે, રાજા તારૂં સૌંદર્ય જોઇને ખરેખર તારા પર પુરેપુરો મોહિત થઇ ગયો છે (રાજા તેની લટોમાં ગુંથાઇ જઇને બંદીવાન તરીકે પકડાઈ રહ્યો છે).

૩) ૭; ૭–૮; ૪. ત્રીજું ગીત. સુલેમાન તથા શૂલામ્મી બન્નેની છેલ્લામાં છેલ્લી મુલાકાત થાય છે.

(૧) ૭: ૭–૯*a*. રાજા વિલાસમાં મગ્ન થઇને શૂલામ્મીના અંગનું સૌંદર્ય ખુલ્લી રીતે વર્ણવે છે (સરખાવો ૪; ૧–૭: ૬; ૪–૧૦).

(૨) ૭; ૯*b*—૮; ૪. શૂલામ્મી બોલે છે

અ) ૭; ૯*b*. રાજાના શબ્દ સાંભળીને શૂલામ્મી એનેએજ શબ્દ પોતાના ખરા આશકને લાગુ પાડે છે.

આ) ૭; ૧૦. છેવટે નિર્ણય જેવો જવાબ આપે છે કે, હું મારા પ્રીતમની છું અને તેની મારા પર પ્રીતિ છે, માટે બીજા કોઇની ગમ મારૂં મન વાળવાની નથી. [એ નિર્ણયરૂપ વાત સાંભળીને રાજા બહાર નીકળે છે].

ઇ) ૭; ૧૧–૧૩. શૂલામ્મી એકાંતમાં પોતાના પ્રીતમને મનમાં રાખીને તેની સાથે બોલે છે. દ્રાક્ષવાડીમાં, ફૂલવાડીમાં સાથે જવાની વિનંતી કરે છે.

ઈ) ૮; ૧–૩. શૂલામ્મી પોતાની એવી ઇચ્છા પ્રગટ કરે છે કે, મારો પ્રીતમ જો તે મારો ભાઇ હોત તો કેવું સારૂં! તો હું એના પર મારા પ્યારનું વર્ણન કરી શકત, અને કોઈ પણ એ મારી વાત સાંભળીને મારા વિષે સખત ટીકા કરી શકત નહિ.

ઉ) ૮; ૪. છેવટે યરૂશાલેમની પુત્રીઓને ફરીથી સંબોધન કરે છે કે, તમારે પ્રેમને હલાવીને પરાણે ઉઠાડવો કે જગાડવો નહિ (સરખાવો ૨; ૭: ૩; ૫).

૪) ૮; ૫–૭. ચોથું ગીત. હવે આશકમાશુક બન્ને પ્રેમનો જુસ્સો જાણીને પોતાને ઘેર પાછાં વળે છે.

(૧) ૮; ૫*a* ગ્રામવાસી બોલીને કહે છે કે, પોતાના પ્રીતમ પર ટેકીને રાનમાંથી આ કોણ આવે છે?

(૨) ૮; ૫*b*. ગામડીઓ આશક કહે છે કે, જો, પેલું સફરજન વૃક્ષ, ત્યાં મેં તને જગાડી; જો, પેલું ઘર, ત્યાં તારી મા તને જણવાને કષ્ટાતી હતી.

(૩) ૮; ૬, ૭. શૂલામ્મી આશકની આગળ બોલીને ખરી પ્રીતિની જોસભેર પ્રશંસા કરે છે.

[આ બે કલમ ગીતોના ગીતના તાજરૂપ જેવી છે. હૃદય પર જે મુદ્રા તેનો દાખલો ઉત્પ. ૩૮; ૧૮ માં આવે છે, અને આ મુદ્રા ઘણુંકરીને વિંટીરૂપ સમજવી. તેને ગળાબંધમાં બાંધીને હૃદય પાસે રાખે છે. વળી હાથ પરની મુદ્રિકાનો દાખલો યિર્મે. ૨૨; ૨૪ માં મળે છે. એવી મુદ્રિકા વિશેષ શોભાયમાન તથા મૂલ્યવાન ગણાય છે. ધણીને પસંદ પડે એવી છે માટે ધણીના હાથ પર નિત્ય રાખવામાં આવે. (સરખાવો હાગ્ગાય ૨; ૨૩)].

૫) ૮; ૮–૧૪. પાંચમું ગીત. જે સંકટોમાંથી કન્યા બચી ગઇ હતી તે તે સંભરાવે છે.

(૧) ૮; ૮–૧૨. શૂલામ્મી બોલે છે.

અ) ૮; ૮, ૯. શૂલામ્મી યાદ કરે છે કે મારા ભાઇઓ મારા વિષે ભારે ધાસ્તી રાખતા હતા, પછી તે તેમનાં ધાસ્તીરૂપ વચનો પ્રગટ કરે છે. તેના ભાઇઓને બીક લાગી હતી કે અમારી બહેન હજી કાચી ઉમ્મરની છે, અને પોતાની આબરૂ સારી પેઠે સાચવી નહિ શકે.

આ) ૮; ૧૦. શૂલામ્મી હવે પ્રગટ કરે છે કે તેમની એટલી બધી ધાસ્તી ખરેખર રદ થઈ છે કે નહિ? મેં તો મારી આબરૂ સારી પેઠે સાચવી રાખી છે.

ઇ) ૮; ૧૧, ૧૨. પછી તે બાઇ સુલેમાન રાજાનો તથા તેની દોલતનો તુચ્છકાર કરે છે. તેની પાસે જોકે મૂલ્યવાન દ્રાક્ષવાડીઓ હોય તો ભલે રહી, તે તે રાખે, અને મારી જે દ્રાક્ષવાડી તે હું રાખું.

(૨) ૮; ૧૩. આશક કહે છે કે, જુઓ, મુબારકબાદી આપવાને સારૂ સખીઓ આવી છે, તેઓ તારો સાદ સાંભળવાને આતુર છે, માટે, હે શૂલામ્મી, તું સંભળાવ.

(૩) ૮; ૧૪. શૂલામ્મી પોતાના આશકની વિનંતી પ્રમાણે ગાયન કરવા લાગે છે. આશકે તેણીનો સાદ સાંભળવા આગળથી વિનંતી કરી હતી (જુઓ ૨; ૧૫-૧૭), હવે તે પ્રસંગે તેણીએ જે ગીત ગાયું હતું તેવું ગીત હમણાં તે ફરીથી ગાઈ સંભળાવે છે.

## ગીતોનું ગીત રચવાનો હેતુ તથા તેમાંનો બોધ.

આ પુસ્તકમાં રહેલો બોધ વિશેષ કરીને ૮; ૬, ૭માં મળી આવે છે. પુરૂષ સ્ત્રી વચ્ચેનો જે ખરો નિર્મળ પ્રેમ તે તો મોત સમાન બળવાન છે, હા, મોત આવે તો પણ તે પ્રેમ ડગી જનારજ નથી. તે સદા અચળ ટકી રહેશે, અને આવો પ્રેમ તો એકજ પુરૂષ તથા એકજ સ્ત્રી વચ્ચે ચાલુ છે.

વળી એ ઉપરાંત એવો પણ બોધ મળી આવે છે કે એવો પ્રેમ કદી પરાણે જગાડવામાં આવેજ નહિ, તે તો આપથીજ ઉત્પન્ન થાય છે, ૨; ૭: ૩; ૫: ૮; ૪.

બે પ્રકારના પ્રેમ વિષેનો ખુલ્લો બોધ આ ગીતમાં મળી આવે છે. એક તરફ જોતાં પ્રેમ ઊંચી જાતિનો જણાય છે, અને તે વિષે શૂલ્લામી તથા તેના ગામડીઆ આશક વચ્ચેનો જે પ્રેમ હતો તેનો દાખલો આપેલો છે. પણ બીજી તરેહનો પ્રેમ અધમ જાતિનો છે, એટલે જેઓ કામાતુર હોવાથી અનેક પત્નીઓ તથા ઉપપત્નીઓ રાખે છે તેઓમાં જે પ્રેમ ચાલુ છે તે. આ પ્રેમનો દાખલો સુલેમાન રાજા તથા યરૂશાલેમની પુત્રીઓમાં હાથ આવે છે. આ બે પ્રેમમાંનો કયો પ્રેમ સારો, કયો નિર્મળ, નીકળે છે તે વિષેનો ખુલ્લો

જવાબ આ ગીત પરથી આપી શકાય છે. એશઆરામ તથા ભોગવિલાસ કરવાને જે કામાતુર પ્રેમ ઉત્પન્ન થાય છે, અને અનેક સ્ત્રીઓ પર રહેલો છે, તે પ્રેમ તો આ ગીતમાં કનિષ્ટ ઠરે છે. પણ વર વહુ વચ્ચેનો જે ખરો નિર્મળ પ્રેમ, જે ખુદ યહોવાહના ભડકા જેવો છે તેની તો આ ગીતમાં અતિશય પ્રશંસા કરેલી છે. એવો પ્રેમ તો અનેક સ્ત્રી પર નહિ પણ એકજ સ્ત્રી પર કરેલો હોય છે.

એકપત્નીવ્રતને આ ગીતમાં ટેકો મળે છે અને તેની સાથે મળતો નીતિવ્યાવહારિક બોધ આવે છે ખરો, પણ એ ઉપરાંત આ પુસ્તકમાં ખરેખર આત્મિક બોધ રહેલો જણાય છે. એમાં ખ્રીસ્ત પરની પ્રીતિની અગમસુચના મળી આવે છે. ખ્રીસ્ત પરની માનવની પ્રીતિ તેમજ ખ્રીસ્તની માનવ પરની પ્રીતિ, તે સર્વોત્તમ છે, અને એજ પ્રીતિનો ખુલાસો કે વર્ણન ગી. ગી. ૮; ૬, ૭ માં ખરેખર હાથ આવે છે. એ ધોરણ પ્રમાણે ગીતની ટીકા કરીએ તો તે દૃષ્ટાંતરૂપ કાવ્ય જેવું નીકળે છે. તાર્ગમ શાસ્ત્રમાં એવી ટીકા કરેલી છે કે, દેવે ઈસ્રાએલી કોમ પર જે અતિશય પ્રીતિ કરી તે પ્રીતિ આ ગીતોના ગીતમાં દર્શાવેલી છે.

વળી પ્રાચીન મંડળીના ધર્મશાસ્ત્રીઓ એવો મત બતાવે છે કે

૧) ખ્રીસ્ત તથા તેની મંડળી વચ્ચેના પ્રેમનું, અને

૨) ખ્રીસ્ત તથા તેની મંડળીમાંનો જે દરેક સભાસદ તેઓની વચ્ચેના પ્રેમનું વર્ણન આ ગીતમાં કરેલું છે. પહેલી બાબતમાં સમસ્ત મંડળી પર ખ્રીસ્તની પ્રીતિ, અને બીજી બાબતમાં હરેક ખ્રીસ્તી પર ખ્રીસ્તની પ્રીતિ, સુચવેલી છે. આ બન્નેનો નિકટમાં નિકટ, સંબંધ, હા, મોત કરતાં બળવાન સંબંધ, ખરેખર ચાલુ છે. આ દુનિયા માહેની બધી વાત અલ્પકાળિક છે, ફના થઈ જનાર છે, અને એઓમાં આપણા હૃદયની તૃષ્ણાની તૃપ્તિ કદી થવાની નથી, એ જાણીને માણસ દુનીઆઈ વાનાં મુકી દે છે, અને પછી ઈશ્વરી વાનાંમાં, ઈશ્વરમાં, હા, ઈશ્વરના પુત્રમાં પરિપૂર્ણતા મેળવવાની આશા રાખે છે. ઈશ્વર-પુત્રનું સૌંદર્ય જોઇને જે કોઈ તેના પર મોહિત થાય છે તેના પ્રત્યે ઈશ્વરપુત્રના મનમાં અતિશય કરૂણાનો અમલ તરતજ થાય છે, અને શોધનાર હૃદયની ખરી તૃપ્તિ કરવા સારૂ તેજ હૃદયમાં ઈશ્વરપુત્ર રહેવા આવે છે, યોહા. ૧૪; ૨૩. ત્યાર પછી શોધનાર તથા તારનાર એ બન્નેનો પુરેપુરો ઐકયરૂપ સંબંધ બંધાય છે. જુઓ ગલા. ૨; ૨૦. કલો. ૩; ૩, ૪.

ખ્રીસ્તની સાથે ઉપલો બે પ્રકારનો સંબંધ, પછી હોય સામાન્ય સંબંધ કે હોય ખાસ, તે વિષે તમામ સત્શાસ્ત્રમાં બોધ મળે છે, એટલુંજ નહિ પણ તે સંબંધને વરવહુ વચ્ચેના સંબંધની ઉપમા ઘણાં શાસ્ત્રીય વાકયમાં આપેલી છે,

જેમકે ગીતશાસ્ત્ર ૪૫ મું પુરૂં ગીત, યશા. ૫૪ ; ૫, ૬ : ૬૨ ; ૫. યિર્મે. ૨ ; ૨ : ૩ ; ૧. હઝકી. ૧૬ ; ૧૦, ૧૩. હોશી. ૨ ; ૧૪–૨૩. માત્થી ૯ ; ૧૫ : ૨૨ ; ૨ : ૨૫ ; ૧–૧૧. યોહા. ૩ ; ૨૯. ૨ કરીં. ૧૧ ; ૨. એફે. ૫ ; ૨૩–૨૭, ૩૧, ૩૨. પ્રકટી. ૧૯ ; ૭–૯ : ૨૧ ; ૨–૯ : ૨૨ ; ૧૭.

ઉપલાં બધાં વાકયોમાં ઇશ્વર તથા માનવ વચ્ચેની પ્રીતિનું જાણે કે વિસ્તારકરણ કરેલું છે, માટે એ ખાસ પ્રીતિ વિષેનો બોધ એકલા ગીતોનાં ગીતમાંથી શોધી કાઢવાનું કંઈ વિશેષ પ્રયોજન રહ્યું નથી. આ પુસ્તકમાંથી એકે પણ વાકય નવા કરારમાં ઉતારેલું નથી ખરૂં તો પણ એ ઉપરથી એવું અનુમાન નહિ કરવું કે ગીતોના ગીતમાં ખરો આત્મિક બોધ છેજ નહિ. આ પુસ્તકમાં વરવહુ વચ્ચેની જે નિર્મળ પ્રીતિ વર્ણવેલી છે તે ખરૂં કહેતાં છાયારૂપ છે. પ્રતિબિંબ તેમાં દેખાય છે, પણ તેનું જે અસલ બિંબ તે તો ખ્રીસ્ત તથા ખ્રીસ્તીઓ વચ્ચેની પ્રીતિ, ઇશ્વર તથા તેના નિવડેલાઓ વચ્ચેની પ્રીતિ, દેવ તથા તેની મંડળી વચ્ચેની પ્રીતિ છે. સરખાવો એફે. ૫ ; ૨, ૨૭, ૩૨: ૨ કરીં. ૧૧ ; ૨. હવે દેવ પ્રીતિ છે, અને પ્રીતિમય જે દેવ તે પોતાની મંડળી પર અપાર પ્રીતિ કરે છે, યોહા. ૩ ; ૧૬, હા, મંડળીમાંના દરેક ભાઇ તથા બહેન પર પુરેપુરી પ્રીતિ રાખે છે. વળી તેણે આપણા પર પ્રીતિ કીધી માટે આપણે તેના પર પ્રીતિ કરીએ છીએ, ૧ યોહા. ૪ ; ૧૯. એજ પરસ્પરની પ્રીતિ ખરા ધર્મનો દૃઢ પાયો છે, અને જે પુસ્તકમાં એ પ્રીતિનું દૃષ્ટાંતિક રીતે સવિસ્તર વ્યાખ્યાન કરેલું છે તે પુસ્તક, એટલે ગીતોનું ગીત, શાસ્ત્રીય નિયમગણમાં દાખલ થએલું છે, માટે આપણે પ્રભુનો આભાર અવશ્ય માનવો.

---

# યશાયાહનું પુસ્તક.

## યશાયાહનું જીવનચરિત્ર.

હેબ્રી ભાષા પ્રમાણે યશાયાહનું નામ યશાયાહુ છે. યશાયાહુ=યશા+યાહુ=યહોવાહનું કરેલું તારણ. સરખાવો, જુના કરારમાં એને મળતા આકારનાં નામ; હિઝકીયાહુ=યહોવાહમાં સામર્થ્ય છે, ૨ રા. ૧૯; ૧; સિદકીયાહુ=યહોવાહનું ન્યાયીપણું, ૨ રા. ૨૫; ૨.

યશાયાહ ભવિષ્યવાદીને "યશાયાહ" નામ ખરેખર બંધબેસ્તું આવે છે, કેમકે તેના ભવિષ્યપુસ્તકમાં જે ખાસ સમાચાર પ્રગટ કરેલા છે, તે તો યહોવાહના કરેલા તારણ કે કલ્યાણ વિષેના છે. યશાયાહના બાપનું નામ આમોસ હોવાથી તેને બેન-આમોસ (આમોસનો પુત્ર) પણ કહે છે. પરંતુ યાદ રાખવું કે, યશાયાહનો બાપ આમોસ તથા આમોસ ભવિષ્યવાદી એ બંને જુદા પુરૂષો છે. હેબ્રી ભાષામાં એ બંનેનાં નામ એક બીજાથી તદન જુદાં છે, હા, ઉચ્ચાર પણ જુદો છે. યહુદી લોકોમાં એવી દંતકથા ચાલુ છે કે, યશાયાહનો બાપ આમોસ તે તો યહુદાહના રાજા અમાસ્યાહનો ભાઈ હતો.




પરંતુ એ દંતકથા ખરી છે, એનું કંઈ પ્રમાણ નથી. એટલું તો જરૂર માન્ય કરવું જોઇએ કે યશાયાહ ભવિષ્યવાદી કુલીન પુરૂષ હતો; ’ને યહુદાહના રાજા આહાજ તથા હિઝકીયાહની કારકીર્દીના સમયમાં રાજદરબારમાં પ્રવેશ કરવાની તેને પુરી છૂટ હતી. યશાયાહ દરબારમાં પણ માનવંતો ગણાયો, યશા. ૭; ૩–૧૬ : ૩૭; ૨૧–૩૫ : ૩૮; ૧–૨૨ : ૩૯; ૩–૮.

**યશા. ૬; ૧.** યહુદાહના રાજા ઉઝ્ઝીયાહના મરણની સાલે યશાયાહને ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવવાનું તેડું થયું, (ઇ. સ. પૂર્વે ૭૪૦). તે સમયે યશાયાહ ઓછામાં ઓછાં વીસ કે એકવીસ વરસનો હતો એવું સંભવે છે, માટે યશાયાહની જન્મસાલ આશરે ઇ. સ. પૂ. ૭૬૦ હશે.

૮ ; ૩. આ વાકય પરથી માલમ પડે છે કે યશાયાહ પરણેલો હતો. વળી તેની સ્ત્રીને ભવિષ્યવાદેણ કહે છે. એ નામ પરથી સુચવેલું છે કે, યશાયાહ પોતે તથા તેની સ્ત્રી એ બંને ભવિષ્ય-વાત પ્રગટ કરતાં હતાં.

૭ ; ૩ : ૮ ; ૩ : વળી ૮ ; ૧૮. એમાં બતાવ્યું છે કે યશાયાહને બે દીકરા પણ થયા. એકનું નામ શઆર-યાશૂબ. (શઆર=શેષ અને યાશૂબ=પાછું આવતું). યશાયાહને ફરમાવવામાં આવ્યું કે, તારે આ તારો દીકરો લઇને યહુદાહના રાજા આહાઝની મ્હોડેમ્હોડ મુલાકાત કરવી. આ બિના "સીરી–એફ્રાઇમી લડાઇ" ચાલતી હતી ત્યારે બની, (ઇ. સ. પૂ. ૭૩૪–૭૩૨). બીજા દીકરાનું નામ માહેર-શાલાલ-હાશ-બાઝ હતું. રાજાની સાથે ઉપલી મુલાકાત થઈ, ત્યાર બાદ એક વરસે આ છોકરો જનમ્યો. આ છોકરાનું નામ સાર્થ નામ છે. એનો અર્થ એ છે કે, ઉતાવળથી લુટો, ઝડપથી છીનવી લો.

૭ ; ૧૪. કેટલાક વિદ્વાન ટીકાકારો આ વાકય પર આધાર રાખીને એમ કહે છે કે, યશાયાહને ત્રીજો એક દીકરો થયો, કે જેનું નામ ઇમ્માનુએલ પાડવામાં આવ્યું હતું. એ નામ પણ સાર્થ છે. ઇમ્માનુએલ=દેવ આપણી સાથે.

૧ ; ૧. આ વાકય પરથી માલમ પડે છે કે, યશાયાહે ચાર રાજાની કારકીર્દીના સમયમાં યહુદાહ તથા યરૂશાલેમમાં ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવ્યો. એ ચાર રાજાઓનાં નામ નીચે મુજબ છે—

| | | | | |
|---|---|---|---|---|
| ઉઝ્ઝીયાહ કે અઝાર્યાહ | ··· | | ઈ. સ. પૂ. | ૭૯૨–૭૪૦. |
| યોથામ | ··· | ··· | ,, | ૭૪૦–૭૩૬. |
| આહાઝ | ··· | ··· | ,, | ૭૩૬–૭૨૮. |
| હિઝકીયાહ | ··· | ··· | ,, | ૭૨૭–૬૯૭. |

૬ ; ૧. પરથી જણાય છે કે, ઉઝ્ઝીયાહ રાજાની કારકીર્દીના છેલ્લા વરસે યશાયાહ બોધ આપવા લાગ્યો, (એટલે ૭૪૦). વળી યશા. ૩૭ ; ૩૩–૩૭ પરથી જણાય છે કે, સાન્હેરીબના સૈન્યનું સત્યાનાસ થયું ત્યાં સુધી (એટલે ઈ. સ. પૂ. ૭૦૧ સુધી) યશાયાહ ભવિષ્યવાદીના હોદ્દા પર રહ્યો. એ પરથી એવું પરિણામ હાથ આવે છે કે, ઈ. સ. પૂ. ૭૪૦–૭૦૧ સુધીનાં ઓછામાં ઓછાં ૩૯ વરસ સુધી યશાયાહ પ્રભુને નામે બોલનાર બોધક હતો.

યહુદી તથા ખ્રીસ્તી ધર્મબોધકોમાંના કેટલાક એવું સમજે છે કે, હિઝકીયાહ રાજા પછી મનાશ્શેહ રાજા યહુદાહનો ગાદીપતિ થયો, (૬૯૭–૬૪૨). એ રાજાની કારકીર્દીના સમયમાં યહોવાહના ભકતોની જે સખ્ત સતાવણી થઈ, તેમાં યશાયાહ ભવિષ્યવાદીએ પ્રાણાર્પણ કીધું. એવી દંતકથા ચાલે છે કે, મનાશ્શેહ રાજાએ યશાયાહને પકડવાનો હુકમ કર્યો, પછી લાકડાનાં બે પાટીયાંની વચ્ચે ઘાલીને તેને કરવતથી ચીર્યો. હેબ્રી. ૧૧ ; ૩૭ માં કહે છે કે "કોઈ કરવતથી ચીરાયા," કદાચ એ વાત યશાયાહને લાગુ પડે છે.

આપોક્રીફા ગણુમાંના એક પુસ્તકનું નામ "યશાયાહનું સ્વર્ગારોહણ" છે. એ પુસ્તકમાં યશાયાહના પ્રાણાર્પણ વિષે ઘણી વાતો મળી આવે છે. પરંતુ એ પુસ્તક આસરે ઇ. સ. ના બીજા સૈકાની શરૂઆતે લખાયું હશે, માટે તે વાતો આધાર રાખવા જોગ નથી.

જો આટલુંજ માન્ય કરીએ કે, મનાશ્શેહ રાજા યહુદાહનો ગાદીપતિ થયો, ત્યાર પછી માત્ર બે ત્રણ વરસ સુધી યશાયાહ હયાત રહ્યો, તો તેની મરણસાલ ૬૯૫ હશે. હવે જન્મસાલ ૭૬૦, ને મરણસાલ ૬૯૫ હોય, ત્યારે તો તેની ઉમ્મર ૬૫ વરસની નીકળે છે. ઉપલી વાત માન્ય કરવાનું કારણ— ૨ કાળ. ૨૬ ; ૨૨ : ૩૨ ; ૩૨, આ બે કલમ પરથી માલમ પડે છે કે, યશાયાહે ભવિષ્યપુસ્તક ઉપરાંત બીજાં બે પુસ્તક લખ્યાં. પહેલું ઉઝીયાહની કારકીર્દીનો ઇતિહાસ, બીજું હિઝકીયાહની કારકીર્દીનું સંદર્શન. આ બીજા પુસ્તકમાંની વાતો તો "યહુદાહ તથા ઇસ્રાએલના રાજાઓના પુસ્તકમાં" પણ દાખલ કરેલી હતી.

# સમકાળિક રાજાઓ

| મિસર. | આશ્શૂર. |
|---|---|
| ઓસોર્કોન ૩ જો ૭૬૬થી. | આશ્શુરદાન ૩ જો. ૭૭૧થી |
| | ૭૫૩ આશ્શુર નિરારી (૭૫૩–૭૪૫) |
| | ૭૪૫ પૂલ=તિગ્લાથ પિલેસર ૩ જો (૭૪૫–૭૨૮) |
| ૭૩૩ બાકેનરેનરાણી (૭૩૩–૭૨૫) | |
| | ૭૨૭ શાલ્માનેસેર ૪ થો (૭૨૭–૭૨૩) |
| ૭૨૫ શબકા કે સો (૭૨૫–૭૧૬). | |
| | ૭૨૨ સાર્ગોન (૭૨૨–૭૦૫) |
| ૭૧૬ શબતકા (૭૧૬–૭૦૫) | |
| ૭૦૪ તિર્હાક (૭૦૪–૬૮૫). | ૭૦૫ સાન્હેરીબ (૭૦૫–૬૮૧) |
| | ૬૮૧ એસ્સાર હાદ્દોન (૬૮૧–૬૬૮) |

## દર્શાવનારૂં કોષ્ટક.

| યહુદાહ. | ઈસ્રાએલ. |
|---|---|
| ઉઝ્ઝીયાહ ૭૯૨ થી | યરોબઆમ બીજો ૭૯૦ થી |
| ૭૫૦ ઉઝ્ઝીયાહ (+યોથામ). | ઝખાર્યાહ (૭ માસ)<br>શાલ્લૂમ (૧ માસ) |
| | ૭૪૪ મનાહેમ (૭૪૪–૭૩૭). |
| ૭૪૦ યોથામ (૭૪૦–૭૩૬). | |
| | ૭૩૭ પકાહ્યાહ (૭૩૭–૭૩૬). |
| ૭૩૬ આહાઝ (૭૩૬–૭૨૮). | ૭૩૬ પેકાહ (૭૩૬–૭૩૦). |
| ૭૩૦ | |
| | હોશીઆ (૭૩૦–૭૨૨.) |
| ૭૨૭ હિઝ્કીયાહ (૭૨૭–૬૯૭). | |
| ૭૨૦ | ૭૨૨ સમરૂન રાજ્યધાનીનો નાશ ને ઈસ્રાએલી રાજ્યનો અંત. |
| ૭૧૦ | |
| ૭૦૦ | |
| ૬૯૭ મનાસ્શેહ (૬૯૭–૭૪૩). | |
| ૬૯૦ | |
| ૬૮૦ | |

## યશાયાહના પુસ્તકનો સાલવાર ઇતિહાસ.

સાલ.

૭૮૨ ઉઝ્ઝીયાહ કે જેને અઝાર્યાહ પણ કહે છે તે યહુદાહનો ગાદીપતિ થયો.

૭૫૦ ઉઝ્ઝીયાહની સાથે તેનો દીકરો યોથામ યહુદાહની ગાદી પર બેઠો.

૭૪૫ પૂલ સરદારે બળાત્કાર કરીને આસ્શૂરની ગાદી કબજે કરી લીધી, ને પોતે તિગ્લાથ-પિલેસેર ૩ જો એવું નામ ધારણ કરીને ગાદીએ બેઠો.

,, ઈસ્રાએલનો રાજા યરોબઆમ ૨ જો મરણ પામ્યો, ને તેને બદલે એનો દીકરો ઝખાર્યાહ ગાદીએ બેઠો. ૭ માસ તેણે રાજ્ય કર્યું, એટલામાં શાલ્લૂમે દંગો કર્યો, ને ઝખાર્યાહને મારી નાખીને પોતે ગાદીએ બેઠો. પરંતુ તે માત્ર એકજ માસ રાજ્ય કરવા પામ્યો.

૭૪૪ શાલ્લૂમ એક માસ ઈસ્રાએલ પર રાજા રહ્યો એટલામાં મનાહેમ ઉભો થયો. તેણે શાલ્લૂમને મારી નાખ્યો, ને ઈસ્રાએલના ધનવાન માણસો પાસેથી ૧૦૦૦ તાલંત રૂપું મંગાવ્યું. તે રૂપું તેણે ભેટ દાખલ આસ્શૂરના રાજા તિગ્લાથ-પિલેસેર ૩ જા પર મોકલ્યું. વળી તેણે તિગ્લાથ-પિલેસેરને એવી કબુલાત પણ આપી કે, હવે પછી હું તારો ખંડીઓ થઇશ, પણ તમારે તમારી ફોજ મોકલીને મને મદદ કરવી. એજ મદદ લઈને મનાહેમ ઈસ્રાએલનો ગાદીપતિ થયો.

૭૪૨–૭૪૦ આસ્શૂરના તિગ્લાથ-પિલેસેર ૩ જાએ સીરી રાજ પર ચઢાઈ કરી, ને આર્પાદ નગરને ઘેરો ઘાલીને જીતી લીધું.

૭૪૧ સીરી દેશમાં આર્પાદની પાસે હમાથ નગર આવેલું છે. ત્યાંનું નાનું સરખું રાજ્ય તિગ્લાથ-પિલેસેરે જીતી લીધું. યહુદાહના રાજા ઉઝ્ઝીયાહે પોતાના મરણની અગાઉ હમાથ રાજને કંઈક મદદ મોકલી હતી, પણ તેથી કશું વળ્યું નહિ.

૭૪૦ યહુદાહનો રાજા ઉઝ્ઝીયાહ મરણ પામ્યો, ને યોથામ એકલો ગાદીપતિ રહ્યો.

૭૩૮ ઈસ્રાએલનો રાજા મનાહેમ તથા સીરીનો રાજા રસીન એ બંને આસ્શૂરના તિગ્લાથ-પિલેસેરને ખંડણી ભરનારા થયા.

સાલ.

૭૩૭ ઇસ્રાએલનો રાજા મનાહેમ મરણ પામ્યો, ને તેને બદલે તેનો દીકરો પકાહ્યાહ ગાદીપતિ થયો.

૭૩૬ પેકાહે દંગો ઉઠાવ્યો, ને ગિલઆદી પચાસ માણસોની ટોળીની મદદ લઇને તેણે પકાહ્યાહ રાજાને મારી નાખ્યો, ને પોતે ઇસ્રાએલનો ગાદીપતિ થયો.

,, યહુદાહના રાજા યોથામની વિરૂદ્ધ ઈસ્રાએલનો રાજા પેકાહ તથા સીરીનો રાજા રસીન બંને સંપીલા થયા.

,, યહુદાહનો રાજા યોથામ મરણ પામ્યો, ને તેનો દીકરો આહાઝ યહુદાહનો ગાદીપતિ થયો.

૭૩૫–૭૩૨ સીરી–એફ્રાઇમી લડાઇ.

યહુદાહની ગાદી પર આહાઝને બદલે તાબ-એલના દીકરાને બેસાડવાને વાસ્તે ઇસ્રાએલનો પેકાહ તથા સીરીનો રસીન બંને સંપીલા થયા. (તાબ–એલ એ નામ પરથી સંભવે છે કે, તાબ-એલ પોતે સીરી દેશમાં રહેનાર એક અમીર હતો).

૭૩૪ યહુદી પ્રજામાંના બે લાખ માણસોને ઈસ્રાએલપુત્રોએ બંદીવાન કરીને સમરૂન આણ્યા. પરંતુ ઓદેદ ભવિષ્યવાદીના શીખવ્યા પ્રમાણે તમામ બંદીવાનોને છોડી દીધા.

વળી પશ્ચિમના પલિસ્તીઓ તથા દક્ષિણના અદુમીઓ ઇસ્રાએલ તથા સીરી રાજની સાથે સંપીલા થઇને યહુદાહ પર ચઢયા. હવે તો આહાઝ ખરેખર સંકોચાયો, માટે તેણે આશ્શૂરના રાજા તિગ્લાથ-પિલેસેર ૩ જાનો ખંડીઓ થવા કબુલ કરીને તેની પાસેથી મદદ માગી.

,, આશ્શૂરના રાજાએ ફોજ લઇને દમસ્ક નગરને ત્રણ વરસ સુધી ઘેરો ઘાલ્યો. (૭૩૪–૭૩૨). વળી તે ઉપરાંત ઈસ્રાએલી રાજના ઉત્તરના તથા ઈશાનના દેશો (ગાલીલ તથા ગિલઆદ) પર પણ ચઢાઈ કરી, ને છેવટે તે પ્રદેશોમાંથી ઈસ્રાએલી પ્રજામાંના ઘણા માણસોને બંદીવાન કરીને આશ્શૂર લઈ ગયા. (ઈસ્રાએલીઓનો આસ્શૂરી ૧ લો બંદીપ્રવાસ).

૭૩૨ આ સાલે આશ્શૂરના રાજા તિગ્લાથ-પિલેસેર ૩ જાએ દમસ્ક નગર હસ્તગત કર્યું, અને સીરીના રસીન રાજાને મારી નાખ્યો. એટલામાં યહુદાહનો રાજા આહાઝ ખંડીઆ દાખલ ખંડણી લઇને દમસ્ક આવ્યો, ને તિગ્લાથ-પિલેસેર ૩ જાને ખંડણી ભરી આપી.

સાલ.

૭૩૧ હોશીઆએ ઈસ્રાએલના રાજા પેકાહને મારી નાખ્યો, ને પોતે ઈસ્રાએલનો ગાદીપતિ થયો.

૭૨૮ યહુદાહનો રાજા આહાઝ મરણ પામ્યો, ને તેનો દીકરો હિઝકીયાહ તેની જગાએ ગાદીએ બેઠો.

૭૨૭ આ સાલે આસ્શૂરનો રાજા તિગ્લાથ-પિલેસેર ૩ જો મરણ પામ્યો, ને તેની ફોજમાંનો શાલ્માનેસેર ૪ થો નામનો સરદાર આસ્શૂરનો ગાદીપતિ થયો.

૭૨૫ ઈસ્રાએલનો રાજા હોશીઆ આસ્શૂરને ખંડણી આપતાં થાકી ગયો, માટે મિસરના રાજા શબકા કે સોની સાથે સંપ કરીને દંગો ઉઠાવ્યો.

૭૨૪ હવે આસ્શૂરના શાલ્માનેસેર ૪ થાએ ઈસ્રાએલી રાજ પર ચઢાઈ કરી, ને હોશીઆ રાજાને સાંકળોથી બાંધીને બંદીવાન કર્યો. પરંતુ ઈસ્રાએલી રાજધાની સમરૂન નગરના સરદારો આસ્શૂરના રાજાની વિરૂદ્ધ ટકી રહ્યા.

૭૨૩ માટે આસ્શૂરના રાજા શાલ્માનેસેર ૪ થાએ સમરૂન નગરને ઘેરો ઘાલ્યો. ઘેરો ચાલુ હતો એટલામાં આસ્શૂરનો રાજા શાલ્માનેસેર ૪ થો મરણ પામ્યો, ને તેને બદલે ફોજમાંનો સાર્ગોન નામનો સરદાર આસ્શૂરી રાજનો ગાદીપતિ થયો.

૭૨૨ આ સાલે આસ્શૂરની ફોજે સમરૂન નગર હસ્તગત કર્યું, ને ઈસ્રાએલી પ્રજામાંના ૨૭૨૮૦ માણસોને બંદીવાન કરીને બંદીપ્રવાસમાં લઈ ગયા, ને માદી દેશમાં ફ્રાત નદીને કાંઠે વસાવ્યા. (ઈસ્રાએલીઓનો આસ્શૂરી રજે બંદીપ્રવાસ, વળી રાજ્યનો અંત).

૭૨૧ બાબેલ દેશ આસ્શૂરી રાજને તાબે હતો, પરંતુ બાબેલમાં મરોદાખ-બાલઅદાન નામનો એક દેશભક્ત ઉભો થયો, ને તેણે દંગો કરીને બાબેલ દેશ પોતાને કબજે કર્યો.

૭૨૦ મિસર દેશનો રાજા સો ને પલિસ્તીઓના ગાઝાહનો હાનો બન્ને સંપીલા થયા. પરંતુ આસ્શૂરના રાજા સાર્ગોને રાફીઆહ રણક્ષેત્રમાં એ સંપીલી ફોજને હરાવી.

૭૧૪ યહુદાહનો રાજા હિઝકીયાહ માંદો પડયો, પણ તેની વિનંતી પ્રમાણે તેના આયુષ્યમાં ૧૫ વરસ ઉમેરાયાં (યશા. ૩૮ ; ૫).

૭૧૨–૧૧ બાબેલના રાજા મરોદાખ-બાલઅદાન તરફથી કેટલાક જાસુસો યહુદાહના રાજા હિઝકીયાહ પાસે મોકલવામાં આવ્યા.

સાલ.

૭૧૧ યહુદાહ, પલેશેથ, અદુમ તથા મોઆબ એ ચારે રાજ્યોએ મિસરી રાજની સાથે સંપ કરીને આસ્શૂરની વિરૂદ્ધ ફિતૂર કરવાનો ઠરાવ કર્યો. પરંતુ આસ્શૂરના સાર્ગોન રાજાના સેનાપતિ (તાર્તાન) એ પલિસ્તીઓનું આસ્દોદ નગર જીતી લીધું.

૭૧૦ આસ્શૂરના સાર્ગોન રાજાએ બાબેલ દેશમાં જઇને મરોદાખ-બાલઅદાનને હરાવ્યો, ને સાર્ગોને રાજાદાખલ ઠાઠમાઠસહિત બાબેલ નગરમાં પ્રવેશ કર્યો.

૭૦૫ આસ્શૂરનો રાજા સાર્ગોન દગાથી મારી નખાયો, ને એનો દીકરો સાન્હેરીબ આસ્શૂરી રાજનો ગાદીપતિ થયો.

૭૦૩ આસ્શૂરના સાન્હેરીબે બાબેલના દેશભક્ત મરોદાખ-બાલ-અદાનને હરાવ્યો. ત્યાર પછી તેણે બાબેલની હવેલીમાં પેઠા પછી ત્યાંથી પુષ્કળ લુટ મેળવી.

૭૦૨ હવે તો આસ્શૂરી રાજની વિરૂદ્ધ ઘણાં રાજ્યો સંપીલાં થયાં, આ સંપમાં યહુદાહનો રાજા હિઝકીયાહ મુખ્ય જેવો હતો. યહુદાહ, ફેનિકે, આમ્મોન, મોઆબ તથા અદુમ એ પાંચ દેશના રાજાઓ સંપીલા થયા, ને મિસરના રાજા તિર્હાકાહે આ સંપીલાં રાજ્યોને ટેકો આપવા વચન આપ્યું.

આ વખતે આસ્શૂર રાજની તરફેણમાં એક્રોનનો રાજા પાદી હતો, એને તો પકડીને યરૂશાલેમમાં બંદીવાન રાખ્યો હતો. વળી પલિસ્તીઓનું બીજું નગર આસ્કલોન નામે હતું. ત્યાં રાજકારભાર ચલાવવાને સિદકીયાહ નામના એક યહુદી અમલદારને સુબા દાખલ મોકલ્યો હતો. આ સુબો ઘણુંકરીને યહુદી કોમનો હતો.

૭૦૧ આસ્શૂરનો સાન્હેરીબ મોટી ફોજ લઇને સંપીલાં રાજ્યોની સામે ચઢી આવ્યો. પ્રથમ તેણે ફેનીકે દેશ પર ચઢાઇ કરી, ને ત્યાંનાં સીદોન તથા સૂર ને બીજાં નગરો કબજે કર્યાં. પછી દક્ષિણ તરફ ચાલ્યો, એટલે આસ્કલોન, એક્રોન, તથા યરૂશાલેમની સામે. પરંતુ એટલામાં આમ્મોનનો પેદાએલ, મોઆબનો ખેમોશ-નાદાબ તથા અદુમનો મેલેખરામ, એ ત્રણે બી ગયા, ને સાન્હેરીબની આગળ નમી જઇને માફી માગી. પછી આસ્શૂરના સાન્હેરીબે આસ્કલોન નગર હસ્તગત કર્યું, ને ત્યાંના સુબા સિદકીયાહને બંદીવાન કરીને બાબેલ મોકલ્યો. વળી પોતાના

સાલ.

એક ખંડીઆ સરદારને આસ્કલોનમાં કારભાર ચલાવવાને મુકયો. ત્યાર પછી આસ્શૂરના સાન્હેરીબે યહુદાહ દેશનો દક્ષિણ ભાગ વેરાન કર્યો, ને લાખીશને ઘેરો ઘાલ્યો, અને ફતેહ પામતાં પામતાં તેણે ૨,૦૦,૧૫૦ યહુદીઓને આસ્શૂરમાં બંદીપ્રવાસમાં મોકલ્યા.

હવે હિઝકીયાહ રાજા ખરેખર ભયભીત થયો, માટે એક્રોનના પાદીને કેદમાંથી છુટો કરીને એક્રોન પાછો મોકલ્યો.

૭૦૧ વળી આસ્શૂરના રાજાની પ્રત્યે મેં ભુંડું કર્યું છે, એમ સ્વીકારીને ભેટ દાખલ પુસ્કળ દ્રવ્ય મોકલ્યું, પરંતુ સાન્હેરીબ રાજા એટલાથી સંતુષ્ટ થયો નહિ. તેથી યહુદાહના રાજા હિઝકીયાહ પાસે એવી કબુલાત માગી કે, તારે પોતાને મને સોંપવો; ને વળી યરૂશાલેમ નગર પણ મને સોંપવું. સાન્હેરીબની આ માગણી હિઝકીયાહે નાકબુલ કીધી. ખરૂં કહેતાં તેના મનમાં એવી આશા હતી કે, મિસરનો રાજા તિર્હાકાહ આ બારીક સમયમાં મને સહાય કરશે, ને થયું પણ તેમજ. મિસરનો રાજા સહાય કરવાને માટે ફોજ લઇને આવ્યો, પણ અલ્ટકુ રણક્ષેત્રમાં સાન્હેરીબે મિસરના સૈન્યને હરાવ્યું. હવે તો આસ્શૂરનો સાન્હેરીબ અતિશય ગર્વિષ્ટ બન્યો, ને હિઝકીયાહ રાજા પર તુચ્છકારસહિત પત્ર લખ્યો. તેમાં તેણે એવી માગણી કરી કે, તારે મારી આગળ આવીને નમવું, વળી ઈસ્રાએલના દેવ યહોવાહનો પણ તિરસ્કાર કરતાં કહ્યું કે, તારો દેવ મારા હાથમાંથી કંઈજ બચાવ કરી શકશે નહિ. જ્યારે એ પત્ર મળ્યો, ત્યારે હિઝકીયાહ રાજા પત્ર લઇને મંદિરમાં પેઠો, ને ત્યાં ઘુંટણ ટેકવીને તે યહોવાહની આગળ ધર્યો; ને યહોવાહ દેવે જવાબ આપ્યો. ખાતરીપૂર્વક ખબર **યશાયાહ** ભવિષ્યવાદીની મારફતે આપવામાં આવી કે તારે લેશમાત્ર બીવું નહિ, તારો બચાવ નક્કી થશેજ થશે, (યશા. ૩૭; ૩૩, ૩૪, ૩૫).

તેજ રાત્રે યહોવાહના દૂતે નીકળીને આસ્શૂરીઓના ૧,૮૫,૦૦૦ સિપાઇઓને માર્યા, (યશા. ૩૭; ૩૬. ૨ રા. ૧૯; ૩૫). "પરોઢીએ લોક ઉઠયા, ને જુઓ, તેઓ સર્વ મરેલાં મુડદાં હતાં." ત્યારે આસ્શૂરનો રાજા સાન્હેરીબ કૂચ કરીને સ્વદેશ પાછો ગયો. પરંતુ પકડેલા બંદીવાનો તથા હિઝકીયાહ રાજાએ આપેલું કિમ્મતી અતિશય દ્રવ્ય તે બધું લઈ ગયો.

સાલ.

આમ સૈન્યના યહોવાહે પોતાનો હાથ વચમાં ઘાલ્યો, ને તેથી યહુદાહનો "શેષ રહેલો ભાગ" બચાવ પામ્યો.

૬૯૭ હિઝકીયાહ રાજા મરણ પામ્યો, ને તેનો દીકરો મનાસ્શેહ યહુદાહનો ગાદીપતિ થયો. (૬૯૭–૬૪૩).

૬૯૬ આસ્શૂરનો સાન્હેરીબ બીજી વાર બાબેલમાં પેઠો (૭૦૩ જુઓ), ને નગરનો કેટલોક ભાગ નષ્ટ કર્યો.

૬૮૧ આદ્રામ્મેલેખ તથા શારએસેર એ બંનેએ પોતાના બાપ સાન્હેરીબને મારી નાખ્યો. પરંતુ એસાર-હાદ્દોન નામનો જે ત્રીજો દીકરો હતો, તેણે ઉપલા બે ભાઇઓને નસાડયા, અને પોતે ગાદીએ બેઠો (૬૮૧–૬૬૮), યશા. ૩૭; ૩૮.

## યહુદાહ દેશમાં રાજકારભારને લગતા જુદા જુદા પક્ષ ઉભા થયા તે વિષે.

આસ્શૂર દેશમાં તિગ્લાથ-પિલેસેર ૩ જો ઈ. સ. પૂર્વે ૭૪૫ની સાલે ગાદીપતિ થયો. તેના મનમાં રાજ્યલોભની ઘણી વૃદ્ધિ થઈ; તમામ દુનિયા પોતાના તાબામાં લાવવાની તેને ઈચ્છા થઈ.

આ ભારે વાતના સંબંધમાં યહુદાહ દેશમાં રાજકારભારને લગતા ત્રણ જુદા જુદા પક્ષ એક પછી એક ઉભા થયા. તે નીચે મુજબ—

૧. સીરી-એફ્રાહમી લડાઈ ૭૩૫–૭૩૨ સુધી ચાલુ હતી, એટલામાં આસ્શૂરી રાજની ગમનો એક પક્ષ ઉભો થયો. આહાઝ યહુદાહનો રાજા હતો (૭૩૬–૭૨૮), એટલામાં તે પક્ષ વિશેષ પ્રબળ હતો. પરંતુ ઈ. સ. પૂ. ૭૨૨ની સાલે સમરૂન નગર આસ્શૂરના હાથમાં આવ્યું, તેમજ ઈસ્રાએલી રાજનો અંત પણ આવ્યો, માટે હવે આસ્શૂર તથા યહુદાહ બંને રાજ્યોની હદ લગોલગ થઇ, તેથી યહુદી પ્રજામાં અતિ ભારે ધાસ્તી ઉત્પન્ન થઈ, ને થોડી વારમાં ઉપલો પક્ષ લોપ થયો.

૨. યહુદાહના રાજા આહાઝ પછી તેનો દીકરો હિઝકીયાહ ગાદીપતિ થયો, (૭૨૭–૬૯૭). એની કારકીર્દીમાં ઘણી વાર મિસરી ફોજ તરફનો પક્ષ યહુદાહ દેશમાં પ્રબળ જણાયો. તે પક્ષનો આગેવાન શેબ્નાહ નામનો સરદાર હતો. આ પક્ષના માણસો વિશેષે કરીને ત્રણ વાત પર ભાર મુકતા હતા; એટલે—

 ૧) આસ્શૂરી રાજની સામે દંગો ઉઠાવવો જોઇએ;
 ૨) મિસરી રાજની સાથે સંપ કરવો જોઇએ;
 ૩) પાલેસ્તાઈનની આસપાસ જે જુદાં જુદાં સંસ્થાન આવે છે તેમને આસ્શૂરી રાજની વિરૂદ્ધ ઉશ્કેરવાં.

પરંતુ મિસરનો રાજા તિર્હાકાહ ઇ. સ. પૂર્વે ૭૦૧ની સાલે અલ્ટકુ રણક્ષેત્રમાં આસ્શૂરના રાજા સાન્હેરીબની સામે લડતાં હાર્યો ગયો; ને મિસરી ફોજનું સત્યાનાસ થયું. આથી મિસરની ગમનો પક્ષ પણ લોપ થયો. હવે તો એલ્યાકીમ શેબ્નાહને બદલે યહુદી રાજના પ્રધાન જેવો ઉભો થયો; ને તેની મારફતે યશાયાહથી પ્રગટ કરેલો બોધ વિશેષ વજનદાર ગણાયો.

૩. ત્રીજો પક્ષ તે તો યહોવાહ ગમનો સ્વદેશી પક્ષ કહેવાય. આ પક્ષનો આગેવાન યશાયાહ ભવિષ્યવાદી હતો. યહોવાહ તરફથી આવેલો સંદેશો યશાયાહ મુખજુબાનીથી પ્રગટ કરતો હતો. યશા. ૩૦; ૧૫માં કહેલું છે કે, "પાછા ફરવાથી (એટલે આસ્શૂર તથા મિસર મુકી દઇને) અને શાંત રહેવાથી (એટલે આસ્શૂર તથા મિસરની ગમ દોડાદોડ ન કરતાં) તારણ પામશો; શાંત રહેવાથી તથા ભરોસો રાખવાથી તમને સામર્થ્ય મળશે." એજ ઇલાજ પર દેશની ઉન્નતિનો આધાર છે, એમ યશાયાહ સમજતો હતો. મનમાં ખળભળાટ રાખીને પૂર્વ ગમ (આસ્શૂર પાસે) તથા દક્ષિણ ગમ (મિસર પાસે) દોડવું નહિ; પણ એકલા યહોવાહ પરજ આધાર રાખવો, ને તેને વળગી રહેવું. ઇશ્વરે સર્વ દેશજાતિઓમાંથી યહુદી પ્રજાને ચુંટી કાઢીને પોતાની ખાસ પ્રજા કરી હતી, એ વાત પર આધાર રાખીને યહુદી લોકોએ એકલા યહોવાહને શરણે આવવું. પ્રભુ પોતે આસ્શૂરીઓને ઉભા કરીને તેમને યહુદાહ દેશ પર ચઢાઇ કરવા દે, ને એમ તેમનાથી યહુદી લોક શિક્ષા પામે, એમ પણ બને; પરંતુ જાણવું કે, તેમનાથી તેમજ બીજા કોઇથી યહુદી લોકનો સંપૂર્ણ નાશ કદી થવાનો નથી. સિયોનમાં "શેષ રહેલો ભાગ" બચાવ પામીને ટકી રહેશે; ને જોકે આસ્શૂરી ફોજ સોટી મારે (યશા. ૩૦; ૩૧, ૩૨) તોપણ તે ફોજ પોતેજ હણાશે.

## યશાયાહના ભવિષ્યપુસ્તકનું ખોખું.

યશાયાહના પુસ્તકના બે ભાગ પાડી શકાય છે—

I. ૧; ૧–૩૯; ૮. આ મોટા ભાગમાં ઇસ્રાએલીઓનો એક મહાન્ શત્રુ ઉભેલો જણાય છે (આસ્શૂરનો રાજા).

II. ૪૦; ૧–૬૬; ૨૪. આ બીજા મોટા ભાગમાં પણ ઇસ્રાએલીઓનો એક મહાન્ શત્રુ ઉભેલો જણાય છે (એટલે બાબેલનો રાજા).

I. ૧; ૧–૩૯; ૮. આ મોટા ભાગમાં ૩૯ અધ્યાયનો સમાવેશ થાય છે. તેમનાં ચાર મોટાં પ્રકરણનો સમાવેશ છે. એ ચારે પ્રકરણોનો રચનાર એકજ હતો, એ વિષે ખાતરી નથી.

૧) ૧-૧૨ યશાયાહની પહેલવહેલી પ્રગટ કરેલી ભવિષ્યવાતો આ પ્રકરણમાં સમાએલી છે. એ બધી વાતો યહુદાહ રાજ અથવા ઇસ્રાએલી રાજને લગતી છે. એ ભવિષ્યવાતો ૭૪૦-૭૦૧ સુધીના દરમિયાનમાં લખાઇ હશે. ૧૨ મો અધ્યાય પછવાડે ટાંકેલો હોય.

૨) ૧૩-૨૭ જો આ પ્રકરણના પંદર અધ્યાયમાંથી કેવળ ૨૨ મો અધ્યાય બાદ કરીએ, તો એમાંની બધી ભવિષ્યવાતો પરદેશો કે પારકી દેશજાતિઓને લગતી છે. આ પ્રકરણને દેવવાણીને લગતું પ્રકરણ પણ કહે છે. છેલ્લા ચાર અધ્યાય (૨૪, ૨૫, ૨૬, ૨૭) પ્રકરણના પરિશિષ્ટ દાખલ છે.

૩) ૨૮-૩૫ આશ્શૂરી રાજની સાથે યહુદી રાજનો કેવો સંબંધ હતો, અને આસ્શૂરી રાજની ઝુંસરી કાઢી નાખવા માટે મિસરી રાજ સાથે સંપ કરવાને કેવી મસલત કરવામાં આવી, તે બધી વાતની હકીકત આ આઠ અધ્યાયમાં મળી આવે છે. આ પ્રકરણના છેલ્લા બે (૩૪, ૩૫) અધ્યાય પરિશિષ્ટ દાખલ જણાય છે.

૪) ૩૬-૩૯ આ ચાર અધ્યાયમાં કેવળ ઐતિહાસિક વાતો સમાએલી છે. વિશેષે કરીને ૨ રાજા. ૧૮ ; ૧૩-૨૦ ; ૧૯ની સાથે મળતી, હા, ઘણે ભાગે શબ્દેશબ્દ મળતી, વાતો સમાએલી છે.

## પ્રકરણ ૧ લું. યશાયાહ ૧; ૧-૧૨; ૬.

**એમાં આવેલી બધી વાતો યહુદાહ રાજ્ય અથવા ઈસ્રાએલી રાજ્યને લગતી છે.**

| શાસ્ત્રાધાર. | સાલ. | ઐતિહાસિક બિના. |
|---|---|---|
| અધ્યા. ૧. | ૭૩૭–૭૩૬ | યહુદાહના રાજા યોથામની કારકીર્દીનો છેલ્લો વખત. [૭૫૦] ૭૪૦–૭૩૩. |
| અધ્યા. ૨-૪. | ૭૩૭–૭૩૫ | યહુદાહના રાજા યોથામની કારકીર્દીના (૭૪૦–૭૩૬) અંતે કે આહાઝની કારકીર્દીની (૭૩૬–૭૨૭) શરૂઆતે. |

# યશાયાહના પુસ્તકનું સવિસ્તર પૃથક્કરણ. (પૂર્વાર્દ્ધ).

| | | |
|---|---|---|
| અધ્યા. | ૧; ૧–૩૧. | મહામોટો દોષારોપ. |
| | ૧; ૨–૯. | ઇસ્રાએલી લોક યહોવાહ પ્રત્યે અવિશ્વાસુ તથા અનુપકારી નીકળ્યા. યહોવાહે તેમને બહુ સખત સજા કરી, તો પણ તેઓ એવા ને એવા ફિતૂરી રહે છે. |
| | ૧; ૧૦–૧૭. | તેઓ જવાબ આપે છે કે, શું અમે મંદિરમાં પુષ્કળ યજ્ઞો ચઢાવ્યા નથી? પુષ્કળ ગોધા, હલવાન, તથા બકરાનું રક્ત શું અમે નથી વહેવડાવ્યું? પણ યહોવાહ કહે છે કે, તમારી બાહ્યક્રિયાઓમાં હું સંતુષ્ટ નથી. "અન્યાય સાથેનો ધર્મમેળો હું સહન કરી શકતો નથી" (૧; ૧૩). |
| | ૧; ૧૮–૨૩. | એવું છતાં પણ યહોવાહ આ પાપિષ્ટ કોમને માફી આપવા ઇચ્છે છે. "તમારાં પાપ જો કે લાલ વસ્ત્રના જેવાં હોય, તો પણ તેઓ હીમ સરખાં શ્વેત થશે" (૧; ૧૮). |
| | ૧; ૨૪–૩૧. | છેવટે યશાયાહ ફિતૂરી ઇસ્રાએલી કોમને સાફ જણાવે છે કે, તમારા પર ન્યાયશાસન આવી પડશે. દંગો કરનારાઓનો તથા પાપીઓનો વિનાશ સાથે થશે. મેલ તથા ભેળ કાઢી નંખાશે, પણ "શેષ રહેલો ભાગ" બચાવ પામશે. "ત્યાર પછી તારૂં નામ ન્યાયીપણાનું શહેર કહેવાશે" (૧; ૨૬). |
| | ૨; ૧–૪. | એવો વખત આવનાર છે કે, જ્યારે સૌ દેશજાતિઓ ભજન કરવા સારૂ સિયોનમાં ભેગી થશે, ને યહોવાહ તે સર્વ માણસોનો દેવ કહેવાશે. એ વાતના ટેકામાં મીખાહ ભવિષ્યવાદીના પુસ્તકમાંથી કેટલાંક વાક્યો ઉતાર્યાં. મી. ૪; ૧–૫. (મીખાહ, ૭૩૫–૭૨૫). |
| | ૨; ૫–૮. | એવો સમય ભવિષ્યમાં આવશે ખરો, પણ ચાલુ સમયમાં યહુદી લોકોની સ્થિતિ ઉપલી સ્થિતિના જેવી નથી, તદન જુદી છે, બલકે અધમ છે. |

| શાસ્ત્રાધાર. | સાલ ઇ. સ. પૂ. | ઐતિહાસિક બિના. |
|---|---|---|
| અધ્યા. ૫. | ૭૩૭–૭૩૫ | યહુદાહના રાજા યોથામની કારકીર્દીના (૭૪૦–૭૩૬) અંતે કે આહાઝની કારકીર્દીની (૭૩૬–૭૨૭) શરૂઆતે. |
| અધ્યા. ૬. | ૭૪૦ | ઉઝ્ઝીયાહ રાજાની મરણસાલે. ૭૮૨[–૭૫૦]–૭૪૦ |

૨ ; ૯–૨૨. માણસો ગર્વિષ્ઠ થઇને પોતાના બળ પર આધાર રાખે છે, પરંતુ જાણજો કે, ન્યાયશાસન આવી પડવાનું છે. "માણસની ગર્વિષ્ઠ દૃષ્ટિ નીચી કરાશે, ને મહાપુરૂષોનું અભિમાન ઉતારવામાં આવશે" (૧; ૧૧). વળી જે સઘળું ઉંચું કરાએલું છે, તે નીચું કરાશે.

૩ ; ૧–૧૧. ચાલુ સમયનું જે સંસારમંડળ તેનો થોડી વારમાં નાશ થવાનો છે.

૩ ; ૧૨–૧૫. એ આવનાર નાશનું કારણ એવું બતાવવામાં આવે છે કે દેશના "અગ્રેસરો ભૂલાવનાર" છે.

૩ ; ૧૬–૪ ; ૧. સિયોનની સ્ત્રીઓ ગર્વિષ્ઠ થઇ છે, ને તેઓ મુલ્યવાન ઘરેણાં તથા પોષાક પહેરવા ચાહે છે. પરંતુ દેશ પર આફત આવી પડશે, ત્યારે તેઓ તાટ પહેરશે ને વિલાપ કરશે.

૪ ; ૨–૬. પણ ઉપલું ન્યાયશાસન પૂરૂં થયા બાદ "શેષ રહેલો ભાગ" બચાવ પામશે, ને "તે પવિત્ર કહેવાશે" (૪; ૩).

૫ ; ૧–૭. હવે ઉપલું ન્યાયશાસન ઇસ્રાએલ પર શા કારણ માટે આવી પડશે તે બતાવે છે. દ્રાક્ષવાડીના દૃષ્ટાંતદ્વારે યશાયાહ જણાવે છે કે ઇશ્વરે ઇસ્રાએલી લોકોમાં સારાં ફળ ઉપજાવવા કાજે ઘણા ઘણા ઉપાય કર્યાં, પણ બધા નિષ્ફળ નીવડ્યા, જોઇતાં ફળ મળી શકયાં નહિ.

૫ ; ૮–૨૪. એક પછી એક અફસોસની વાત બોલીને દેશમાં પ્રસરેલાં ચાલુ પાપના સંબંધમાં સખત ધમકીવચનો ઉચ્ચારે છે.

૫ ; ૨૫–૩૦. હા, ભયંકર નનામો શત્રુ દેશ પર ચઢાઇ કરશે, ને ચઢાઇ કરતાં ઢીલ કરશે નહિ.

૬ ; ૧–૧૩. યશાયાહે દીઠેલું દર્શન, તથા ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવવાને અર્થે યશાયાહનું તેડું.

૬ ; ૧–૪. ઉઝ્ઝીયાહ રાજા મરણ પામ્યો, પણ ત્યારે રાજાઓના રાજાનું સંદર્શન થયું. "મેં પ્રભુને જોયો, તે ઉંચા તથા ઉન્નત રાજ્યાસન પર બેઠેલો હતો, ને તેના જામાની ચાળથી મંદિર ભરાએલું હતું." વળી તેની સેવા કરવાને છછ પાંખવાળા સરાફો તેની આસપાસ ઉભા હતા.

| શાસ્ત્રાધાર. | સાલ ઈ. સ. પૂ. | ઐતિહાસિક બિના. |
|---|---|---|
| ૭;૧-૯;૭. | ૭૩૫-૭૩૨ | સીરી-એફ્રાઇમ લડાઈ શરૂ થયા બાદ તિગ્લાથ-પિલેસેર ૩ જાની પહેલી ચઢાઈ. |
| ૯;૮-૧૦;૪. | ,, ,, | ,, ,, ,, |

૬ ; ૫–૭. ઉપલું દર્શન જોઇને યશાયાહને જે લાગણી થઈ તેની હકીકત. પહેલાં પોતાનાં પાપ વિષે ખાતરી થઇ. મેં રાજાને જોયો, માટે હવે મારૂં આવી બન્યું છે, એવી બીક લાગી. પરંતુ એટલામાં પ્રભુની મહેરબાનીથી એક સરાફની મારફતે તે પોતાના અપરાધથી શુદ્ધ કરાયો.

૬ ; ૮–૧૩. વેદી પરથી લીધેલા અંગાર વડે શુદ્ધિકરણ થયું. હવે તો ભવિષ્યવાદીનો હોદ્દો તેને સોંપવામાં આવે છે. પ્રભુને નામે જઇને એવી વાત પ્રગટ કરવાની તેને ફરજ પડી કે, ઇસ્રાએલી લોકોનું ન્યાયશાસન થશેજ થશે. પરંતુ "શેષ રહેલો ભાગ" બચાવ પામશે. લોકોનો દશાંશ રહેશે, ને તે દશાંશ પણ ફરીથી ખાઈ નખાશે, ને બચેલો ભાગ વૃક્ષના ઠુંઠા સમાન હશે, પણ તે પવિત્ર બીજ ગણાશે.

૭ ; ૧–૯ ; ૭. યહુદાહના રાજા આહાઝની યશાયાહ ભવિષ્યવાદી મુલાકાત કરે છે. યશાયાહ રાજાને જણાવે છે કે, તું તો આ બારિક સમયે આસ્શૂરના રાજા પર આધાર રાખીને તેની પાસેથી મદદ માગે છે, પણ જાણજે કે, તું યહોવાહ પ્રત્યે બેવફાદાર થાય છે, ને તેથી તને શાસન થશે ; હા, જોકે આગળ જતાં આ કાળાં વાદળાં વેરાઇ જશે ખરાં, પરંતુ તંગી તથા દુઃખ સહન કર્યાં પછીજ બચાવ થશે ; ને જે બચાવનાર તે તો યહુદાહનો રાજા પોતે હશે, એમ નહિ, પણ હલકી (અકુલીન) નનામી કન્યાને બાળક અવતરશે, ને તેજ બાળક બચાવનાર દાખલ પ્રગટ થશે.

૯ ; ૮–૧૨. એફ્રાઈમી લોક હાર્યાં જશે ખરા, છતાં તેમને કંઇ પણ ધાસ્તી લાગવાની નથી. તેઓ તો એવા ને એવા કઠણ મનવાળા રહેશે.

૯ ; ૧૩–૧૭. પરંતુ ભારે આફત તેમના પર ઓચિંતી આવી પડશે, ને તેથી તેમના વડીલો તથા માનવંતા માણસોના મનસુબા રદ જશે, ને જુવાનો તેમજ વિધવાઓ દયા પામશે નહિ.

૯ ; ૧૮–૨૧. રાજ્યની હદ માહે પણ નાના પ્રકારના અન્યાય તથા ખુનરેજી ઉભી થશે, અને ચોતરફ અંધેર ફેલાઇ જશે.

| શાસ્ત્રાધાર. | સાલ ઇ. સ. પૂ. | ઐતિહાસિક બિના. |
| --- | --- | --- |
| ૧૦;૫-૧૨;૬. | ૭૦૧ | આસ્શૂરના રાજા સાન્હેરીબની ફોજ ફેનિકે દેશ હસ્તગત કર્યાં પછી દક્ષિણ તરફ કૂચ કરે છે. |

૧૦ ; ૧-૪. છેવટે એફ્રાઇમને ન્યાયશાસન થશે, કેમકે "આઘેથી આવનાર વિનાશ" તેના પર પડશે.

૧૦ ; ૫-૧૨ ; ૬. પ્રભુના ઠરાવ પ્રમાણે આસ્શૂરી રાજ યહુદીઓને સજા કરશે ; આસ્શૂરી ફોજ સજાને અર્થે યહોવાહના હાથમાં હથિયાર થશે. પરંતુ તે રાજ પણ ગર્વિષ્ઠ થઇને સજા પામશે. હદ ઉપરાંતનો જુલમ ગુજાર્યાને લીધે આસ્શૂરી ફોજ પાયમાલીને પાત્ર થશે. છેવટે આસ્શૂરી રાજનું બળ નષ્ટ થશે, ને દાઉદના કુળમાંનો મહાપ્રતાપી રાજા ઉભો થઇને સિયોનમાં ન્યાયીપણાનું રાજ્ય સ્થાપન કરશે. ત્યાર પછી વેરાઇ ગએલા ઇસ્રાએલીઓ પાછા સમેટાશે ; અને ઉદ્ધાર પામનારા ૧૨ ; ૧-૬ પ્રમાણે ઉપકાર-સ્તુતિનું ગાયન કરશે.

અધ્યાય ૧૨ ની ૭ કલમ પહેલા પ્રકરણની સમાપ્તિ-રૂપ છે. આ પહેલું પ્રકરણ ઘણુંકરીને વહેલું બહાર પડયું, ને પછી કાળાંતરે ૧૨ મો અધ્યાય ઉમેરવામાં આવ્યો હશે.

## પ્રકરણ ૨ જું. અધ્યા. ૧૩; ૧-૨૭; ૧૩.

બાવીસમો અધ્યાય બાદ કરતાં આ પ્રકરણમાંના બધા અધ્યાયોમાં પારકી દેશજાતિઓને લગતી દેવવાણી આવે છે.

| શાસ્ત્રાધાર. | સાલ. ઈ. સ. પૂ. | ઐતિહાસિક બિના. |
|---|---|---|
| ૧૩; ૧-૧૪; ૨૩. | ૫૫૦ | કોરેશે ઈ. સ. પૂ. ૫૩૮ માં માદી લોકની ફોજ લઇને બાબેલ નગર પર ચઢાઇ કરી તે પહેલાંના અરસામાં. |
| ૧૪; ૨૪-૨૭. | ૭૦૧ | આશૂરના રાજા સાન્હેરીબ યરૂશાલેમની ભાગળ પાસે આવવાની વાટ જુએ છે. |
| ૧૪; ૨૮-૩૨. | ૭૨૭ | તિગ્લાથ-પિલેસેર ૩જો તથા શાલ્માનેસેર ૪થો, એ બન્ને આસ્શૂરી ફોજ સાથે પલેશેથમાં ફર્યા કરે છે. |
| અધ્યા. ૧૫; ૧-૧૬; ૧૪. | ૭૧૧ | આસ્શૂરનો રાજા સાર્ગોન આસ્દોદ પર ચઢાઇ કરવાની તૈયારીમાં છે. |

**બાબેલ વિષે દેવવાણી.** બાબેલ નગરનો નાશ થવાનો વખત પાસે આવે છે. એ નગરનો નાશ થયા બાદ બાબેલમાંના યહુદી બંદીપ્રવાસીઓ સ્વદેશ પાછા જશે.

બાબેલના શત્રુઓ તેના પર ચઢાઇ કરવા સારૂ ચોતરફથી ભેગા થાય છે, ને તે નગર તેમના હાથમાં સોંપાશે. ત્યાંના રહેવાસીઓમાંના થોડાકજ માણસો જીવ લઇને નાસી જવાથી બચાવ પામશે, ને જય પામનારા તેમના શત્રુઓ તેમના પ્રતિ નિર્દય જણાઈ આવશે, ને શત્રુઓ ગમે તેટલી લાંચ લીધા છતાં પણ ધરાશે નહિ. આટલું બધું કેમ? એમ થવાનું કારણ એ છે કે, પોતાના ઈસ્રાએલી લોકોને ફરીથી પસંદ કરીને તેમને પાલેસ્ટાઇન દેશમાં વસાવવાની યહોવાહની મરજી છે. પછી છુટકારાને દિવસે જે જયગીત યહુદીઓએ ગાવું જોઇએ, તે જણાવ્યું છે. ફરીથી પ્રગટ કરવામાં આવે છે કે, બાબેલનો નાશ છેવટનો તથા સદાને માટે થશે.

**આશ્શૂર વિષે.** એમાં યહુદી બંદીપ્રવાસીઓને આશ્શૂરી રાજની ઝુંસરી તળેથી છોડવીને આશ્શૂરી રાજ નષ્ટ કરવાનો દઢ નિશ્ચય જણાવ્યો છે.

**પલેશેથ વિષે.** પલેશેથ વડાઈ કરે છે, માટે યશાયાહ તેને અગમવાણી દ્વારે ચેતવણી આપે છે કે આશ્શૂરી રાજનું બળ ભંગ થશે ખરૂં, પણ તે ફરીથી બળવાન થશે. તેથી પલેશેથ દેશ પર ભારે સંકટ આવી પડશે, પરંતુ યહુદાહ દેશને ધાસ્તી રાખવાનું કંઈ કારણ નથી.

**મોઆબ વિષે.** મોઆબ દેશના ચોકોમાં તથા પોળોમાં વિલાપનાં ઘણાં ચિહ્નો દેખાઇ આવે છે. કેમકે ચોતરફથી તે દેશ પર ચઢાઈ કરવામાં આવે છે. તેમાંથી નાસી જવાનો હવે આટલોજ ઉપાય બાકી રહેલો જણાય છે કે દાઉદના ઘરમાં તેમને સલામતી મળશે. કેટલાક મોઆબીઓ અદોમની ગમ નાસવા વિચારે છે; કેટલાક બીજા આનોંન

| શાસ્ત્રાધાર. | સાલ. ઈ. સ. પૂ. | ઐતિહાસિક બિના. |
|---|---|---|
| ૧૭; ૧-૧૧. | ૭૩૫-૭૩૨ | સીરી-એફ્રાઇમી લડાઇને વખતે તિગ્લાથ-પિલેસેર ૩ જો પહેલી ચઢાઇ કરે છે. |
| ૧૭; ૧૨-૧૪. | ૭૦૧ | આશ્શૂરનો સાન્હેરીબ યરૂશાલેમની ભાગળ પાસે આવવાની વાટ જુએ છે. |
| ૧૮; ૧-૭. | ૭૦૧ | આશ્શૂરી ફોજ પાલેસ્ટાઇન દેશનો દક્ષિણ ભાગ વેરાન કરે છે. |
| ૧૯; ૧-૨૫. | ૭૨૦ | આશ્શૂરના રાજા સાર્ગોને રાફીઆહના રણક્ષેત્રમાં મિસરના રાજા સોને તથા ગાઝ્ઝાહના રાજા હાનોને હરાવ્યા. |
| ૨૦; ૧-૬. | ૭૧૧ | સાર્ગોન રાજાએ આસ્દોદ નગરને ઘેરો ઘાલીને તેને હસ્તગત કર્યું. |
| ૨૧; ૧-૧૦. | ૭૧૦ | આશ્શૂરનો રાજા સાર્ગોન બાબેલ નગરમાં પ્રવેશ કરે છે. |

નદીના ઘાટ પર આવીને સિયોન પાસે આસરો મેળવવા વિનંતી કરે છે. તેમને સાફ કહેવામાં આવે છે કે, ઠરાવેલી સરત પૂરી પાડવા કબુલ કરશો, તો તમ મોઆબીઓ પણ પસંદ કરેલા લોકના આશીર્વાદના ભાગીદાર થશો; પણ જો સરત કબુલ નહિ કરશો, તો પુરેપુરૂં ન્યાયશાસન તમારા પર આવી પડશે. ત્રણ વરસની અંદર મોઆબની છેક પડતી દશા થશે, ને શેષ રહેલા લોક બહુ થોડા, અબળ, તથા કંઇ વિસાત વગરના રહેશે.

**દમસ્ક વિષે.** દમસ્ક નગરનો નાશ થોડી મુદતમાં થવાનો છે. આ પ્રમાણે સીરી રાજ બંધ થશે, ને ત્યાર બાદ દસ વરસમાં એફ્રાઇમી રાજનો વારો આવશે.

**આશ્શૂર વિષે.** આશ્શૂરી ફોજ ઠાઠમાઠસહિત આગળ વધે છે ખરી, પણ એકજ રાતની અંદર તેનું સત્યાનાસ થશે. "સંધ્યાકાળે જુઓ, ભય; ને સવાર થયા અગાઉ તેઓ નષ્ટ થશે" (યશા. ૧૭; ૧૪).

**કૂશ દેશ વિષે.** આશ્શૂરી ફોજ પાસે આવેલી જોઇને ભયભિત થાય છે, ને દેશના રહેવાસીઓને શસ્ત્ર સજવા બોલાવે છે. પરંતુ યશાયાહને પૂરી ખાતરી હતી કે આશ્શૂરી ફોજ નષ્ટ થશે, માટે તે પણ કૂશ દેશના રહેવાસીઓને બોલાવે છે; આશ્શૂરી ફોજની સામે લડવા માટે તો નહિ, પણ આશ્શૂરી ફોજનો નાશ જોવા માટે તેમને બોલાવે છે.

**મિસર વિષે.** મિસરી રાજની ખરેખર પડતી દશા આવશે. તેને ઘણો ભારે ધક્કો લગાડવામાં આવશે, એવો કે તેના જેવો કદી લાગ્યો નહોતો. પરંતુ આગળ જતાં તે દેશમાંનો શેષ ભાગ પ્રભુની ગમ ફરશે, ને પુનર્સ્થાપિત થશે. મિસરીઓની સાથે આશ્શૂરીઓ પણ યહોવાહનું ભજન કરવા સારૂ સામેલ થશે; ને તેથી મિસરીઓ તથા આશ્શૂરીઓ બંને યહોવાહના પસંદ કરેલા લોકના હકના ભાગીદાર થશે.

યશાયાહ બંદીવાનનાં વસ્ત્ર પહેરીને પૂરાં ત્રણ વરસ સુધી યરૂશાલેમના ચકલાઓમાં ફરતો ફર્યો. એથી તેણે એવું સુચવ્યું કે, આશ્શૂરી ફોજ આવીને મિસરીઓને હરાવશે, ને મિસરીઓની હાલત ફજેતી ભરેલી થશે. જ્યારે આ પ્રમાણે મિસરીઓની જાહેર ફજેતી થશે, ત્યારેજ યહુદાહ દેશમાં મિસરી તરફનો જે કારભારી પક્ષ તે તો ધ્રુજશે, ને કયાં સલામતી મળે, તે શોધવા લાગશે.

**બાબેલ વિષે.** યશાયાહને સંદર્શન થયું, કે જેમાં તેણે એવું જોયું કે, વેગવાન શત્રુ (આશ્શૂરી ફોજ) જોસભેર ચઢાઈ કરીને બાબેલ નગરને ઘેરો ઘાલશે.

| શાસ્ત્રાધાર. | સાલ. ઇ. સ. પૂ. | ઐતિહાસિક બિના. |
| --- | --- | --- |
| ૨૧; ૧૧,૧૨. | ૭૧૧ | પાલેસ્ટાઇનના દક્ષિણ ભાગમાં આસ્શૂરનો રાજા સાર્ગોન જય પામતો જાય છે. |
| ૨૧; ૧૩-૧૭. | ,, | પાલેસ્ટાઇનના દક્ષિણ ભાગમાં આસ્શૂરનો રાજા સાર્ગોન જય પામતો જાય છે. |
| ૨૨; ૧-૧૪. | ૭૧૧ | આસ્શૂરનો સાર્ગોન યહુદાહ દેશનો દક્ષિણ ભાગ વેરાન કરે છે. ( આ બીજા પ્રકરણમાં એકલો ૨૨ મો અધ્યાય પારકી દેશજાતિઓને લગતી નહિ, પરંતુ યહુદાહના રાજકારભાર વિષે કંઇ વાત જણાવે છે ). |
| ૨૨; ૧૫-૨૫. | ૭૦૧ પહેલાં | શેબ્ના તથા એલ્યાકીમ એ બે રાજકારભારીઓ વિષે. |
| ૨૩; ૧-૧૮. | ૭૦૩–૭૦૧ | ફેનિકે દેશ પર સાન્હેરીબ ચઢાઇ કરવાની તૈયારીમાં હતો ત્યારે. |

એ સંદર્શનથી યશાયાહને ધાસ્તી તથા ધ્રુજારી ઉપજી. બાબેલ નગરના અમલદારો મિજબાની પર બેઠેલા છે, ત્યારે શસ્ત્ર સજવાની બૂમ સંભળાય છે. કેટલાએક સવારો પાસે આવ્યા, ત્યારે યશાયાહ એવી હાંક મારે છે કે, પડયું, પડયું છે બાબેલ. પછી યશાયાહ જણાવે છે કે, જે સંદર્શન મેં જોયું, તે યહોવાહના સત્ય વચન પ્રમાણે છે.

**દૂમાહ વિષે.** દૂમાહ (અદુમ) દેશમાં થોડીવાર સુધી હર્ષનાદ ચાલુ રહે ખરો, પરંતુ ત્યાર પછી સંકટરૂપ રાત આવી પડશે.

**અરબસ્તાન વિષે.** અરબસ્તાનમાં થઇને જતા કાફલાઓ અરણ્યમાં સંતાઇ જશે; તેમાંના રહેવાસીઓ અન્નપાણી લઇને નાઠેલા વેપારીઓને મદદ કરશે, અને એક વરસ પુરૂં થયા પહેલાં કેદારના ધન્યવાન કુળનો થોડોજ ભાગ બચેલો હશે.

જ્યારે યરૂશાલેમ નગર પર ચડાઈ કરવાનો સંભવ જણાયો, ત્યારે નગરના રહેવાસીઓ ગભરાઈ જઇને મંદબુદ્ધિવાળાના જેવા થયા હતા, માટે તેમને સખત ધમકી આપે છે

શેબ્નાને જે મિસર ગમનો યહુદાહ રાજમાં કારભારી હતો, તેને દંભાચારી તથા પરદેશી જાણીને ઠપકો આપવામાં આવે છે. એ તો પદભ્રષ્ટ કરાશે, ને તેને રાજબહાર નાસવું પડશે. પછી શેબ્નાને બદલે એલ્યાકીમ કારભારી નિમાશે. તે દાઉદના ઘરની કુંચી પોતાની ખાંધ પર સંભાળી રાખશે, ને તેને સોંપેલો હોદ્દો સલામત તથા અચળ રહેશે.

**સૂર વિષે દેવવાણી.**

૨૩; ૧–૫. કેટલાંક વહાણ તાર્શીશ (સ્પેનમાં) બંદરેથી નીકળીને સૂરની ગમ રસ્તો કાપે છે. પરંતુ કુપ્રસ બેટ પહોંચ્યા પછી તેમને ખબર મળે છે કે, મહામોટું વેપારી નગર સૂર પડયું છે!

૨૩; ૬–૯. હવે તો સૂરના પ્રાચીન રહેવાસીઓને ત્યાંથી નીકળીને વસાવેલા થાણા તરફ નાસવું પડશે. તે નગરનો દંભ તથા ગૌરવ ભ્રષ્ટ કરવાનો યહોવાહનો મનોર્થ છે.

| શાસ્ત્રાધાર. | સાલ. ઇ. સ. પૂ. | ઐતિહાસિક બિના. |
| --- | --- | --- |
| ૨૪; ૧–૨૭; ૧૩. | ૪૮૦? | યહુદી બંદીપ્રવાસીઓ બાબેલમાંથી પાછા આવ્યા ત્યાર બાદની મુદતે. (આ ચારે અધ્યાય બીજા પ્રકરણની સમાપ્તિરૂપ છે). |

૨૩; ૧૦-૧૪. પરંતુ એ વસાવેલું થાણું સૂરની કુંસરી તળેથી છુટું થવાનું છે, અને છુટા થનારા નાહિલાઓને આસરો આપે કે ન આપે, એ વાતનો આધાર તેમની પોતાની મરજી ઉપર છે. આસ્શૂરી ફોજે કયારનુંએ બાળેલ નગર હસ્તગત કર્યું છે. તે દાખલા પરથી માલમ પડશે કે, સૂર નગર પર શું શું આવી પડવાનું છે.

૨૩; ૧૫-૧૮. પરંતુ સિત્તેર વરસ પૂરાં થયા બાદ સૂર નગરની આબાદી ફરીથી વધશે, ને ત્યાંના વેપારના નફાનું દ્રવ્ય યહોવાહને સમર્પિત થશે.

૨૪; ૧-૨૦. એમાં યહોવાહ તમામ પૃથ્વીને ન્યાયશાસન આપવા ઉભો છે.

૨૪; ૨૧-૨૩. "યહોવાહ ઉચ્ચસ્થાનમાં ઉચ્ચસ્થાનનાં સૈન્યને તથા પૃથ્વી પર પૃથ્વીના રાજાઓને જોઈ લેશે, ને ત્યાર પછી સૈન્યનો યહોવાહ સિયોન પર્વત પર તથા યરૂશાલેમમાં રાજ્ય કરશે.

૨૫; ૧-૧૨. યહોવાહનું રાજ્ય પૃથ્વીમાં સ્થાપિત થશે, તે સંબંધી સ્તોત્રગીત.

૨૫; ૧-૫. લોકોનો છુટકારો થયો, માટે ઉપકારસ્તુતિ.
૨૫; ૬-૮. આપેલા આશીર્વાદો સંભરાવવામાં આવે છે.
૨૫; ૯-૧૨. થનારી સલામતીના સંબંધમાં હર્ષનાદ.

૨૬; ૧-૧૮. સિયોન પર્વત પર ઉદ્ધાર પામેલા ગાયન કરશે.

૧) આવતુ આશીર્વાદના સંબંધમાં.
૨) ભૂતકાળમાં પ્રભુની જે મહેરબાની થઈ તેના સંબંધમાં.
૩) પ્રભુનાં ગૌરવી લક્ષણના સંબંધમાં.

૨૬; ૧૯-૨૧. ઉપલા ગીતની ટુંકી ટીકા કરે છે, એટલે હે ઇસ્રાએલ, "તારાં મરેલાં જીવશે." વળી યહોવાહનો કોપ બંધ પડે ત્યાર સુધી થોડી વાર સંતાઈ રહેવું, એવી સલાહ આપે છે.

૨૭; ૧. વેગવાન સર્પ લિવયાથાનને તથા ગુંચળિયા સર્પ લિવયાથાનને તથા સમુદ્રમાં તરનાર અજગરને ન્યાયશાસન. (વેગવાન સર્પમાં તિગ્રીસ નદી પર આવેલું આસ્શૂરી

રાજ સુચવેલું હશે; ગુંછળિયો સર્પ એમાં વાંકીચુંકી વહેનારી ફ્રાતનદી પર આવેલું બાબેલરાજ સુચવેલું હશે; અને અજગરમાં મિસરી રાજ સુચવેલું હશે, કે જેની બધી આબાદીનો આધાર નીલ નદી પર રહેલો છે).

૨૭; ૨–૬. યહોવાહે પોતાની "આનંદદાયક દ્રાક્ષવાડી"ની કેટલી બધી સંભાળ રાખી, તે વિષે સ્તોત્રગીત.

૨૭; ૭–૧૧. વળી યહુદાહ દેશ પર પણ ન્યાયશાસન આવી પડવાનું છે, પણ તેમાં દયા સામેલ કરાશે.

૨૭; ૧૨, ૧૩. જેઓ બંદીપ્રવાસમાં વેરાઈ ગએલા તેમને પાછા આવવાને યહોવાહ સંબોધન કરે છે. પછી તેઓ પવિત્ર પર્વત પર યહોવાહનું ભજન કરશે.

**ટીકા**—આ બીજા પ્રકરણમાં મુખ્યત્વે કરીને પારકી દેશજાતિઓને લગતી વાતો સમાએલી છે. સંભવે છે કે આ પ્રકરણની સમાપ્તિ યહુદી લોક ઈ. સ. પૂર્વે ૫૩૬માં બંદીપ્રવાસમાંથી પાછા ફર્યાં ત્યાર પછી થઈ હશે. તે વખતે છેલ્લા ચાર (૨૪–૨૭) અધ્યાય આ પ્રકરણમાં ઉમેરવામાં આવ્યા હશે. આ ચાર અધ્યાય રચનાર યશાયાહ તો નહિ, પણ જે ઇશ્વરભક્તમાં યશાયાહના જેવો સ્વભાવ પ્રફુલ્લિત થયો હતો, તેણે આ પ્રકરણના આગલા અગિયાર અધ્યાયની સાથે છેલ્લા ચાર અધ્યાય જોડ્યા.

# પ્રકરણ ૩ જું. અધ્યા. ૨૮–૩૫.

આશ્શૂરી રાજની સાથે યહુદી રાજનો કેવો સંબંધ હતો, અને આશ્શૂરી રાજની ધુંસરી કાઢી નાખવા માટે મિસરી રાજ સાથે સંપ કરવાને કેવી મસલહત કરવામાં આવી, તેની હકીકત.

| શાસ્ત્રાધાર. | સાલ. ઈ. સ. પૂર્વે. | ઐતિહાસિક બિના. |
|---|---|---|
| ૨૮ ; ૧–૨૯. | ૭૨૨ | હજી શાલ્માનેસેર ૪થો આશ્શૂરનો રાજા હતો, ને સમરૂન નગર હસ્તગત કરવાને થોડી વાર રહી એટલામાં. |
| ૨૯—૩૨. | ૭૦૨ | મિસરીઓની સાથે સંપ કરવાનો વિચાર હજી ચાલે છે, એ માટે કે આશ્શૂરી રાજની વિરૂદ્ધ દંગો ઉઠાવવામાં આવે, પરંતુ હજી દંગો ઉઠયો નહોતો. |

૨૮ ; ૧–૪. સમરૂનને આવનાર નાશ વિષે ચેતવણી.

૨૮ ; ૫–૬. જે સમયે સમરૂનનો નાશ થશે, તેજ સમયે યહુદી રાજ પર મહેરબાની કરવામાં આવશે.

૨૮ ; ૭–૧૦. તો પણ યહુદી રાજમાં ભુંડાઇ વ્યાપી રહેલી જણાશે.

૨૮ ; ૧૧–૧૩. માટે તે રાજનું ન્યાયશાસન પણ જરૂર થશે.

૨૮ ; ૧૪–૨૨. યહુદી અધિકારીઓને ધમકીવચન આપે છે.

૨૮ ; ૨૩–૨૯. ખેતીવાડીને લગતા દૃષ્ટાંત દ્વારે વિશ્વાસુ પ્રજાને દિલાસો આપે છે.

૨૯ ; ૧–૪. યરૂશાલેમને અરીએલ (યજ્ઞરૂપ ચુલો) નામ પાડીને ચેતવણી આપે છે કે એક આખું વરસ વીતી જાય, તે પહેલાં નગરને ઘેરો ઘલાશે.

૨૯ ; ૫–૮. પણ જે શત્રુઓએ અરીએલ (યરૂશાલેમ) પર સંકટો આણ્યાં તેઓ હાર્યાં જશે, એ સંબંધી ધન્યવાદ.

૨૯ ; ૯–૧૨. ઉપલી ચેતવણી તથા ધન્યવાદ સમજી લેવામાં આવ્યાં નહિ, એવું જણાય છે.

૨૯ ; ૧૩–૧૬. માટે ફરીથી ચેતવણી આપે છે, એટલે યહોવાહ કહે છે કે, "જુઓ, હું આ લોક મધ્યે અદ્‌ભૂત કામ, હા, અદ્‌ભૂત તથા અજાયબ કામ ફરી કરવાનો છું."

૨૯ ; ૧૭–૨૪. વળી ફરી ધન્યવાદનાં વચન કહેવામાં આવે છે. જેઓ નમ્ર તેઓને ઉંચા કરવામાં આવશે, અને જેઓ ગર્વિષ્ઠ તેઓ હેઠળ પડાશે.

૩૦ ; ૧–૭. મિસરી રાજની સાથે સંપ કરવાની જે મસલહત ચાલુ છે, તેના સંબંધમાં ધમકીવચન.

| શાસ્ત્રાધાર. | સાલ. ઈ. સ. પૂર્વે. | ઐતિહાસિક બિના. |
|---|---|---|
| અધ્યા. ૩૩. | ૭૦૧ | આસ્શૂરનો સાન્હેરીબ યરૂશાલેમની પડોશમાં ફોજસહિત આવી પહોંચ્યો, માટે યરૂશાલેમમાં રહેનારા ગભરાય છે; પણ યશાયાહ તેમને છાંતી આપે છે. |

૩૦ ; ૮–૧૭. ઉપલું ધમકીવચન મુખદ્વારે કહેવામાં આવ્યું, પણ હવે તે ધમકીવચન પાટી પર કોતરવું, ને પુસ્તકમાં લખવું. વળી બીજી કેટલીએક ધમકીઓ પ્રગટ કરવામાં આવે છે.

૩૦ ; ૧૮–૨૬. જો યહુદીઓ યહોવાહ તરફ ફરીને હાંક મારે, ને મૂર્તિ-પૂજા પુરેપુરી તજી દે, તો યહોવાહ પોતાના લોક પર ફરીથી મહેરબાની રાખશે.

૩૦ ; ૨૭–૩૩. આસ્શૂરી રાજ પર આવનાર નાશ વિષે ભવિષ્યવાણી. એમાં ભુંડી દેશજાતિઓ પરનું યહોવાહનું છેવટનું ન્યાય-શાસન દાખલારૂપ ગણાશે. (આસ્શૂરની રાજધાની નીનવેહ નગરનો નાશ ઈ. સ. પૂ. ૬૦૬ માં થયો, એટલામાં આસ્શૂરી રાજનો અંત પણ આવ્યો).

૩૧ ; ૧–૩. મિસરી રથો તથા ઘોડા આસ્શૂરની સામે લડતાં ખરેખર ઉપયોગી નીકળશે, એવું યહુદી લોક ધારે છે, પરંતુ તેઓએ મિસરની સાથે સંપ કરવા વિષે સાવચેત થવું (સરખાવો યશા. ૩૬ ; ૬ ; વળી ૨ રાજા ૧૮ ; ૨૧.)

૩૧ ; ૪–૯. આસ્શૂરથી બીવું નહિ, કેમકે યહોવાહ પોતે યહુદાહનું રક્ષણ કરશે. આસ્શૂરી ફોજ તો હેરાન થઇ જશે, ને યહોવાહની વેર વાળનારી તરવાર આગળથી તે ફોજને નાસવું પડશે.

૩૨ ; ૧–૮. એ પ્રમાણે આસ્શૂરની મોટી ફોજનો ફજેતી ભરેલો અંત આવશે, પછી યહુદાહની દશા આનંદમય જણાઇ આવશે, ને આત્મિક આશીર્વાદો તેના પર ઉતરી આવશે.

૩૨ ; ૯–૧૨. જે જે સ્ત્રીઓ યશાયાહની ભવિષ્યવાત સાંભળીને બેપરવા રહેતી હતી, તેમને ધમકીવચન.

૩૨ ; ૧૩–૨૦. એ સ્ત્રીઓ વિષે ભવિષ્યવાદી પહેલાં તો ધમકીવચન ઉચ્ચારે છે, પણ પછી ધન્યવાદ ઉમેરે છે.

૩૩ ; ૧–૬. આસ્શૂરના ન્યાયશાસન વિષે તથા યરૂશાલેમના છુટકારા વિષે મોઘમ વાત.

૩૩ ; ૭–૧૨. ત્યાર બાદ સવિસ્તર વાત પણ જણાવે છે.

૩૩ ; ૧૩–૨૪. જાણે યરૂશાલેમનો નાશ થઇ ચુકયો હોય, એવી રીતે તેનું મનન કરે છે.

| શાસ્ત્રાધાર. | સાલ. ઇ. સ. પૂ. | |
|---|---|---|
| અધ્યા. ૩૪, ૩૫. | ૫૫૦ | યહુદી લોક હજી બંદીપ્રવાસમાં છે, પણ છુટકારાનો સમય પાસે આવેલો છે. (આ બે અધ્યાય ત્રીજા પ્રકરણના પરિશિષ્ટ દાખલ છે). |

૩૩; ૧૩. જુઓ, આ બિનામાં પ્રભુનું સામર્થ્ય દીપતું આવેલું જણાય છે.

૩૩; ૧૪. ને ભુંડા લોકોનાં મન ભયભિત થયાં છે.

૩૩; ૧૫–૨૪. પણ જે પ્રભુના ભક્તો તેઓ સહીસલામત છે. પ્રભુએ અમને છોડાવ્યા, એ વાત સંભારીને તેઓ આનંદિત થાય છે. વળી ભવિષ્યમાં અમને સુખશાંતિ થશે, એવી ખાતરી તેમને ઉપજે છે.

## પારકી દેશજાતિઓને શાસન થશે, પણ ઇસ્રાએલીઓ પુનર્સ્થાપિત થશે, એ વિષે ભવિષ્ય.

૩૪. ૧–૧૭. સર્વે દેશજાતિઓ પર ન્યાયશાસન આવશે, પણ યહોવાહની તરવાર વિશેષે કરીને અદુમ પર પડવાની છે. બોસ્રાહમાં (અદુમમાં) યહોવાહનો મોટો યજ્ઞ થશે, અને અદુમના દરેક પદવીના લોક જાણે કે બળિદાનના ખાડામાં કપાશે. અદુમ ખરેખર ઉજ્જડ થઈ જશે, ને તેનાં ખંડિયેરોમાં જંગલનાં જાનવરો વાસો કરશે.

૩૫; ૧–૧૦. પરંતુ ઇસ્રાએલની પુનર્સ્થાપના થશે, અને ખંડી લીધેલા યહુદીઓની હાલત ખરેખર જુદી જણાશે, તેમને લીધે "અરણ્ય તથા ભૂમિ હરખાશે, ને વન આનંદ કરશે." તેમના શત્રુઓ પરનું વેર વાળવાને તથા તેમનો બચાવ કરવાને યહોવાહ ઉભો થયો છે. કુદરત પણ તેમને આસરો આપતાં મદદગાર થશે. "મૃગજળ તે તળાવડી ને તરસી ભૂમિ તે પાણીના ઝરા થઇ જશે" (૩૫; ૭). વળી સિયોન તરફ જવાને માટે અરણ્યમાં સડક બંધાશે; તે રસ્તામાંથી કોઈ ભૂલો પડશે નહિ, ને સિયોનના યાત્રાળુઓને કોઇ જંગલી કે હિંસક પ્રાણી ઇજા કરી શકશે નહિ." યહોવાહના ખરીદાએલાઓ પાછા આવીને હર્ષનાદસહિત સિયોન પહોંચશે, ને સાર્વકાળિક આનંદ તેઓને માથે રહેશે; હર્ષ તથા આનંદ તેમને પ્રાપ્ત થશે, ને શોક તથા નિશ્વાસ જતાં રહેશે" (૩૫; ૧૦).

[જેમ પહેલા પ્રકરણનો બારમો અધ્યાય, ને બીજા પ્રકરણના ૨૫-૨૭ સુધીના ચાર અધ્યાય, તેમજ આ બે (૩૪, ૩૫), અધ્યાય ત્રીજા પ્રકરણના પરિશિષ્ટ દાખલ ગણાય છે].

## પ્રકરણ ૪ થું. ૩૬; ૧-૩૯; ૮.

આ ચાર અધ્યાયમાં કેવળ ઐતિહાસિક વાત રહેલી છે. વિશેષે કરીને ૨ રા. ૧૮; ૧૩-૨૦; ૧૯ની સાથે મળતી, હા, ઘણે ભાગે શબ્દેશબ્દ મળતી, વાત સમાએલી છે.

| શાસ્ત્રાધાર. | સાલ. ઈ. સ. પૂર્વે. | ઐતિહાસિક બીના. |
|---|---|---|
| અધ્યા. ૩૬, ૩૭. | ૬૮૧ પછી | આસ્શૂરની ગાદી પર એસાર-હાદ્દોન બેઠો, ત્યાર પછી. (૬૮૧-૬૬૮) યશા. ૩૭; ૩૮. |
| અધ્યા. ૩૮, ૩૯. | ૬૮૧ પછી | ,, ,, ,, ,, ,, |

આ બે અધ્યાયમાં સમાએલા ઇતિહાસની સાથે તદ્દન મળતી વાત ૨ રાજા. ૧૮ ; ૧૩—૧૯ ; ૩૭ માં રહેલી છે. રાબશાકેહ (સરદારોનો સરદાર, સરદારોમાં જે મુખ્ય તે) સાન્હેરીબના એલચી દાખલ આવીને યહુદીઓનો તુચ્છકાર કરે છે. આસ્શૂરના સાન્હેરીબે હિઝકીયાહ પર તિરસ્કાર ભરેલો પત્ર મોકલ્યો. તે પત્ર હિઝકીયાહે યહોવાહની આગળ મંદિરમાં ખુલ્લો કરીને વિનંતી કરી, ને યશાયાહે ભવિષ્યવાત દ્વારે તેને દિલાસો આપ્યો. છેવટે સાન્હેરીબની ફોજમાંના ૧,૮૫,૦૦૦ સિપાઈઓને યહોવાહના દૂતે એક રાતમાં માર્યાં, જેથી બાકીની ફોજ કૂચ કરીને આસ્શૂર દેશમાં પાછી ગઈ. ત્યાર બાદ ૨૦ વરસે (ઇ. સ. પૂ. ૬૮૧ની સાલે) સાન્હેરીબ રાજા પોતાના બે પુત્રોથી મરાયો.

આ બે અધ્યાયમાંની વાત પણ ઐતિહાસિક છે, ને ૨ રાજા. ૨૦ ; ૧–૧૯ની સાથે મળતી આવે છે. હિઝકીયાહ રાજાની માંદગી તથા તેના આયુષ્યની મુદત લંબાવવા વિષે જે અદ્દ્ભુત ચિહ્‌ન દેખાડ્યું તે વિષે. જ્યારે હિઝકીયાહ રાજા સાજો થયો, ત્યારે તેણે સ્તોત્રગીત ગાયું.

બાબેલના રાજા મરોદાખ-બાલઅદાન તરફથી જાસુસો આવ્યા. તેમના વિષે યશાયાહે ભવિષ્ય કહ્યું કે, જોજો, આગળ જતાં ત્યાંથી એક ફોજ પણ આવશે કે જેની સામે યહુદી ફોજ ટકી શકશે નહિ. આ ચોથા પ્રકરણના ચાર અધ્યાયનો મૂળ ઝરો કયો હશે? "આમો-

સના પુત્ર યશાયાહ ભવિષ્યવાદીનું સંદર્શન" એજ મૂળ ઝરો હશે (૨ કાળ. ૩૨; ૩૨). તે સંદર્શનમાં તો હિઝકીયાહ રાજાનાં કાર્યો તથા સુકૃત્યો વર્ણવેલાં છે. પહેલાં ત્રણ પ્રકરણનો સમૂહ કરાયો, ત્યાર પછી તેમાં સમાપ્તિ દાખલ ચોથા પ્રકરણના આ છેલ્લા ચાર અધ્યાય ઉમેર્યાં હશે. સરખાવો—યિર્મેયાહના પુસ્તકમાં બધી ભવિષ્યવાતો છે, પણ છેવટનો ૫૨ મો અધ્યાય ઈતિહાસરૂપ છે. (યિર્મે. ૫૨=૨ રા. ૨૪; ૧૮–૨૫; ૩૦).

જો યશા. ૩૬; ૧–૩૯; ૮ ની સાથે ૨ રા. ૧૮; ૧૩–૨૦; ૧૯ માંની વાતો સરખાવીએ, તો વિશેષ નિકટ મળતાપણું જણાઈ આવે છે. કોઈ કોઈ વાત એકમાં જરા લાંબી તો બીજામાં ટૂંકી જણાય છે. વળી જુજ ફેર પણ જણાઈ આવે છે. રાજાઓના પુસ્તકમાં મળી આવતી એક વાત યશાયાહના પુસ્તકમાં ખુટે છે, એટલે હિઝકીયાહ રાજાએ સાન્હેરીબ પર જે ખંડણીરૂપ દ્રવ્ય મોકલ્યું, તેને લગતી વાત. તેમજ યશાયાહના પુસ્તકમાં મળી આવતી એક વાત રાજાઓના પુસ્તકમાં ખુટે છે, એટલે હિઝકીયાહનું સ્તોત્રગીત.

સરખામણી.

| | | | |
|---|---|---|---|
| ૨ રાજા | ૧૮; ૧૩ ... | યશા. | ૩૬; ૧ |
| ,, | ૧૮; ૧૪–૧૬ ... | | (ખંડણી વિષેની વાત ખુટે છે). |
| ,, | ૧૮; ૧૭–૧૯; ૩૭ | યશા. | ૩૬; ૨–૩૭; ૩૮. |
| ,, | ૨૦; ૧–૬ ... | ,, | ૩૮; ૧–૬ (સંક્ષિપ્ત). |
| ,, | ૨૦; ૭, ૮ ... | ,, | ૩૮; ૨૧, ૨૨ (અનુક્રમમાં ફેર). |
| ,, | ૨૦; ૯–૧૧ ... | ,, | ૩૮ ૭, ૮ (સંક્ષિપ્ત). |
| ,, | (ખુટે છે) ... | ,, | ૩૮; ૯–૨૦ (હિઝકીયાહનું સ્તોત્ર). |
| ,, | ૨૦; ૧૨–૧૯ ... | ,, | ૩૯; ૧–૮. |

## યશાયાહના પૂર્વાર્ધનો સાલવાર અનુક્રમ.

| ઈ. સ. પૂર્વે. | અધ્યાય. |
| --- | --- |
| ૭૪૦ | ૬ |
| ૭૩૭–૭૩૬ | ૧ |
| ૭૩૭–૭૩૫ | ૨–૪ |
| ,, | ૫ |
| ૭૩૫–૭૩૨ | ૭; ૧–૯; ૭ |
| ,, | ૯; ૮–૧૦; ૪ |
| ,, | ૧૭; ૧–૧૧ દમસ્ક. |
| ૭૨૭ | ૧૪; ૨૮–૩૨ પલેશેથ. |
| ૭૨૨ | ૨૮ |
| ૭૨૦ | ૧૯ મિસર. |
| ૭૧૧ | ૧૫, ૧૬ મોઆબ. |
| ,, | ૨૦ મિસર. |
| ,, | ૨૧; ૧૧, ૧૨ અદુમ ( દૂમાહ ). |
| ૭૧૧ | ૨૧; ૧૩–૧૭ ઉત્તર અરબસ્થાન. |
| ,, | ૨૨; ૧–૧૪ |
| ૭૧૦ | ૨૧; ૧–૧૦ બાબેલ. |
| ૭૦૩–૭૦૧ | ૨૩ સૂર. |
| ૭૦૨ | ૨૯–૩૨ મિસરની સાથે સંપ કરવા વિષે ચેતવણી. |
| ૭૦૧ પહેલાં | ૨૨; ૧૫–૨૫. |
| ૭૦૧ | ૧૦; ૫–૧૨; ૬. |
| ,, | ૧૪; ૨૪–૨૭ આસ્શૂર. |
| ,, | ૧૭; ૧૨–૧૪ ,, |
| ,, | ૧૮ કૂશ. |
| ,, | ૩૩ |
| | આટલે સુધી યશાયાહ હયાત હતો. |
| ૬૮૧ પછી | ૩૬, ૩૭ |
| ,, | ૩૮, ૩૯ |
| આસરે ૫૫૦ | ૧૩; ૧–૧૪; ૨૩ બાબેલ. |
| | ૩૪, ૩૫ પારકી દેશન્નતિ પર, વિશેષે કરીને અદુમ પર, આવનાર શાસન ને ઇસ્રાએલીઓનું પુનર્સ્થાપન. |
| ૪૮૦ ? | ૨૪–૨૭ પૃથ્વીના લોકો પર યહોવાહનું ન્યાયશાસન આવી પડશે, અને ત્યાર પછી ઇસ્રાએલીઓનો ઉદ્ધાર થશે. |

## દેશજાતિઓને લગતી ભવિષ્યવાત. (પૂર્વાર્ધમાં).

| સાલ. ઈ. સ. પૂર્વે. | દેશ. | શાસ્ત્રાધાર. | |
|---|---|---|---|
| ૭૩૫—૭૩૨ | દમસ્ક | ૧૭; ૧-૧૧. | |
| ૭૨૭ | પલેશેથ | ૧૪; ૨૮-૩૨. | |
| ૭૨૦ | મિસર | ૧૯. | |
| ૭૧૧ | ,, | ૨૦. | |
| ૭૦૨ | ,, | (૨૯—૩૨). | |
| ૭૧૧ | મોઆબ | ૧૫, ૧૬. | |
| ,, | અદુમ | ૨૧; ૧૧, ૧૨. | |
| ,, | ઉત્તર અરબ-સ્તાન. | ૨૧; ૧૩-૧૭. | |
| ૭૧૦ | બાબેલ | ૨૧; ૧-૧૦. | |
| ૫૫૦ (આસરે) | ,, | ૧૩; ૧-૧૪; ૨૩. | |
| ૭૦૩—૭૦૧ | સૂર | ૨૩. | |
| ૭૦૧ | આસ્શૂર | ૧૪; ૨૪-૨૭. | |
| ,, | ,, | ૧૭; ૧૨-૧૪. | |
| ,, | કૂશ દેશ | ૧૮. | |
| ૫૫૦ (આસરે) | દેશજાતિઓ | ૩૪, (૩૫). | (વિશેષે કરીને અદુમ વિષે). |
| ? ૪૮૦ | ,, | ૨૪-૨૭. | |

યશાયાહના ૩૪ મા અધ્યાયમાં પારકી દેશજાતિઓ (પણ વિશેષે કરીને અદુમ) વિષે વાત મળે છે. માત્ર એ અધ્યાય બાદ કરતાં ઉપલી બધી વાત યશા. ૧૩; ૧—૨૭; ૧૩ માં સમાએલી છે. પરંતુ ૨૯-૩૨ માં મિસર વિષે કંઇક વાત મળી આવે છે, એટલે યહુદી રાજે મિસર સાથે સંપ કરવો નહિ એવી ચેતવણી આપેલી છે.

## યશાયાહના પુસ્તકનો ઉત્તરાર્ધ (યશા. અધ્યાય ૪૦–૬૬).

આ ઉત્તરાર્ધને "દિલાસારૂપ પુસ્તક" એવું નામ આપી શકાય; વળી દેશનિકાલ થએલો જે યશાયાહ તેનું પુસ્તક પણ કહેવાય.

જો કેવળ આ છેલ્લા સત્તાવીસ (૪૦–૬૬) અધ્યાયજ આપણા હાથમાં ઉતરી આવ્યા હોત, તો એ નાનું સરખું પુસ્તક તપાસીને લગભગ ખાતરીપૂર્વક અનુમાન કરી શકાત કે, આ પુસ્તક તો બાબેલના બંદીપ્રવાસના સમયમાં બહાર પડેલું છે, વળી એટલુંજ નહિ, પણ બંદીપ્રવાસની મુદત લગભગ પુરી થવા આવી, ત્યારે આ પુસ્તક બહાર પડ્યું. એ પુસ્તક રચવાની સાલ ઇ. સ. પૂ. ૫૪૯–૫૩૮ ની વચમાંની હશે; અથવા વધારે ચોકસાઇથી અનુમાન કાઢીએ તો ૫૪૬–૫૪૦ ની વચ્ચે હશે, એટલે બંદીપ્રવાસનાં વરસોના છેલ્લા દસકામાં એ પુસ્તક રચાયું હશે.

હાથ આવેલા એ સત્તાવીસ અધ્યાયને તપાસતાં તે અધ્યાયો રચવાને સમયે લોકની જે સ્થિતિ હતી તે વિષે નીચે મુજબની વાતો નીકળી આવે છે:—

૧. એવું માલમ પડે છે કે, ઇસ્રાએલી લોક હજી બંદીપ્રવાસમાં રહે છે. તેમની ગરદન ઉપર ગુલામગીરીની ઝુંસરી નાખેલી છે. યહોવાહની કન્યા ફારગતી પામેલીના જેવી જણાય છે, અને તેના પુત્રોને તેમનાં અન્યાયકૃત્યોને લીધે ગુલામ દાખલ વેચી દીધેલા છે. યશા. ૪૨; ૨૨-૨૫: ૪૮; ૧૦: ૪૯; ૨૧: ૫૦; ૧: ૫૧; ૧૭: ૫૨; ૨, ૩: ઇત્યા.

૨. ચાલુ સમયમાં યરૂશાલેમ નગર ખંડિયેર થઇ ગયું છે; યહુદાહનાં નગરો વસ્તીહીન થયાં છે. વળી યરૂશાલેમનું મંદિર ઉજ્જડ થઇ ગયું છે, ને મંદિર બાળી નખાયાને લીધે રાખજ દેખાય છે. યશા. ૬૪; ૧૦, ૧૧.

૩. બાબેલની સરકારે સિયોનના પુત્રોને તાબે રાખ્યા છે. તેઓને ન્યાયશાસન આપવા માટે બાબેલ રાજ યહોવાહના હાથમાં હથિયારરૂપ થયું છે, ને તે રાજ્યે સોંપાએલું કામ અતિ નિર્દયપણે બજાવ્યું છે. જુઓ, યશા. ૪૩; ૧૪: ૪૮; ૧૪, ૨૦: ૪૭; ૬.

૪. આ પુસ્તક રચાયું તે પહેલાં લાંબા સમયથી ઇસ્રાએલનો બંદીપ્રવાસ ચાલુ હતો. ન્યાયશાસન એટલી લાંબી મુદત સુધી ચાલુ રહ્યું હતું કે, બંદીપ્રવાસીઓને તે સદાકાળના ન્યાયશાસન જેવું લાગે છે; હા, તેઓ એવી હાંક પણ મારે છે કે, "રે યહોવાહના ભુજ,

જાગૃત થા, જાગૃત થા,...જેમ પૂર્વકાળના દિવસોમાં, જેમ પુરાતનકાળની પેઢીઓ મધ્યે, તેમ જાગૃત થા" (૫૧ ; ૯). જાણે કે તેઓ એવું સમજ્યા કે, યહોવાહ ઉંઘી ગયો હશે, એમ જુલમગારોના પંજામાંથી છુટકારો પામવા વિષે તેઓ લગભગ નિરાશ થયા હતા, યશા. ૫૮ ; ૧૨ : ૬૧ ; ૪ : ૪૦ ; ૨૭ : ૪૯ ; ૧૪-૨૧.

૫. પરંતુ પુસ્તક રચાયું તેજ સમયમાં છુટકારાનો દિવસ પાસે આવેલો જણાય છે. જુઓ, યરૂશાલેમ વિષે એવો ફેસલો પ્રગટ થયો છે કે, તે નગરને માફી આપવી. વળી તેને સારૂ ખંડણી ભરી આપીને નગર પુનર્સ્થાપિત કરવું. યશા. ૪૦ ; ૧, ૨ : ૪૧ ; ૨૭ : ૪૩ ; ૧ : ૪૪ ; ૨૧–૨૮ : ૫૨ ; ૭થી : ૫૭ ; ૧૭થી.

૬. વળી બાબેલ વિષે પણ કહે છે કે, તેનો નાશ થવાનો સમય નજદીક આવે છે. (ઈ. પૂ. ૫૩૮ માં કોરેશે બાબેલ નગર હસ્તગત કર્યું). કોરેશ રાજા કે જે યહુદી બંદીપ્રવાસીઓને છોડાવશે, તે તો બાબેલ તરફ રસ્તો કાપતો કાપતો આવે છે. થોડી વારમાં બંદીપ્રવાસીઓ છુટા કરાશે. તેઓ યરૂશાલેમ જશે, ને મંદિર ફરીથી બાંધશે. ખરેખર ઇસ્રાએલીઓનું ફરીથી બીજી વાર નિર્ગમન થશે, કેમકે યહોવાહ પોતે તેમને અરણ્યમાં થઇને દોરી જશે, અને અગાઉના તેમના સતાવનારા આવીને પ્રણામ કરતાં નમશે. યરૂશાલેમમાં આવીને સર્વ દેશજાતિઓ યહોવાહનું ભજન કરશે, ને રાજીખુશીથી યહોવાહને આધીન થશે. જુઓ યશા. ૪૪ ; ૨૮ તથા ૪૫ ; ૧ માં કોરેશનું નામ પણ આવે છે. વળી જુઓ ૪૩ ; ૧૪ : ૪૫ ; ૧ થી : ૪૬ ; ૧ થી : ૪૮ ; ૧૪ : ૪૦ ; ૩, ૪ : ૪૦ ; ૯ થી : ૪૩ ; ૧૯ થી : ૪૪ ; ૨૬ થી : ૪૩ ; ૫ : ૫૧ ; ૯ થી : ૫૪ ; ૧ થી : ૬૦ ; ૧ થી : ૬૦ ; ૧૪ : ૬૫ ; ૧૮, ૧૯, ઈત્યા.

ઉપલાં પ્રમાણો પરથી સાબિત થાય છે કે, યશાયાહના પુસ્તકનો ઉત્તરાર્ધ બાબેલના બંદીપ્રવાસની મુદતના છેલ્લા દસકામાં લખાયો.

## યશાયાહના ઉત્તરાર્ધને લગતી ઐતિહાસિક બિનાની ટીપ.

| ઈ. સ. પૂ. | |
|---|---|
| ૬૩૩ | કુઆક્ષરેસે માદી રાજ્ય સ્થાપ્યું. |
| ૬૦૬ | યહુદી લોકોનો પહેલો બંદીપ્રવાસ થયો, કે જ્યારે દાનીયેલ તથા બીજા કુલીન જુવાનોને બાબેલ લઇ ગયા. |
| ૫૯૮ | યહુદી લોકોનો બીજો બંદીપ્રવાસ થયો કે જ્યારે યહોયાખીન રાજા તથા હઝકીએલ ભવિષ્યવાદી બાબેલ લઈ જવાયા. |
| ૫૯૩ | કુઆક્ષરેસ પછી આસ્તીઆગેસ માદી દેશનો ગાદીપતિ થયો. |
| ૫૮૬ | બાબેલની ફોજથી યરૂશાલેમ પડાયું, મંદિર બળાયું, ને યહુદીઓનો ત્રીજો બંદીપ્રવાસ થયો કે જ્યારે સિદકીયાહ રાજાને બંદીવાન કરીને બાબેલ લઇ ગયા. |
| ૫૫૮ | કોરેશ એલામ દેશનો ગાદીપતિ થયો. |
| ૫૪૯ | એલામના રાજા કોરેશે માદીના રાજા આસ્તીઆગેસને હરાવ્યો. હવે પછી કોરેશના રાજને માદી-ઇરાની રાજ કહેવા લાગ્યા. |
| ૫૪૯-૫૪૬ | આ ત્રણ વરસમાં કોરેશે તમામ ઇરાન દેશ કબજે કરી લીધો. |
| ૫૪૯-૫૩૮ | આટલાં વરસોની અંદર કોરેશ મધ્ય—એશિયામાં તથા પશ્ચિમ—એશિયામાં જીત પર જીત મેળવતો ગયો. |
| ૫૪૬ | લુદીઆ પ્રાંતને કોરેશે તાબે કર્યો. વળી એશિયામૈનરના પશ્ચિમ ભાગમાં આવેલા સાર્દિસને હસ્તગત કર્યું. |
| ૫૩૮ | કોરેશ બાબેલને જીતીને નગરમાં પેઠો. એજ સાલમાં ઝરૂબ્બાબેલની સરદારી હેઠળ ઘણા યહુદી બંદીપ્રવાસીઓ યરૂશાલેમ પાછા ગયા. |
| ૪૫૮ | આ સાલમાં એઝરાની સરદારી હેઠળ બીજા કેટલાક યહુદી બંદીપ્રવાસીઓ યરૂશાલેમ પાછા ગયા. |

### યશાયાહનો ઉત્તરાર્ધ ક્યારે લખાયો?

૧. કોરેશ વિષે લખેલું છે કે, તે લાંબા વખતથી જીત પામ્યા કરતો હતો. એ પરથી જણાય છે કે, યશાયાહનો ઉત્તરાર્ધ ઈ. સ. પૂર્વે ૫૪૯ પછી લખાયો હશે.

૨. યશા. ૪૧; ૨, ૨૫ માં કહે છે કે છોડાવનાર પૂર્વમાંથી આવશે; વળી તે ઉત્તર તરફથી પણ આવશે. હવે પૂર્વ તરફથી તથા ઉત્તર તરફથી આવશે, એમાં શું સમજવું? એમાં એ સુચવેલું છે કે, જે છોડાવનાર આવવાનો છે, તે પૂર્વ ગમનો (ઇરાન દેશનો) અને ઉત્તર ગમનો (માદી દેશનો) રાજા છે. એવી વાત ઈ. સ. પૂર્વે ૫૪૯ પછી લખાઇ હશે.

૩. ૪૧ ; ૫ માં લખ્યું છે કે, "બેટોએ જોયું છે ને તેઓ (કોરેશથી) બીધા." એ પરથી જણાય છે કે, એશિઆમૈનર પર ચઢાઇ કર્યાં બાદ કોરેશ હાલ જીત પામતો પામતો પશ્ચિમ તરફ જાય છે; અને એવી વાત ઈ. સ. પૂર્વે ૫૪૯ પછી લખાઇ હશે.

૪. પરંતુ યશાયાહનો ઉત્તરાર્ધ વાંચતાં સાફ જણાય છે કે, બાબેલ નગરનો નાશ હજી થયો નહોતો. તે તો સહીસલામત રહીને ગર્વિષ્ઠ થયું છે. પોતાના નાશનો દિવસ આવનાર છે, એવી કંઇ પણ કલ્પના તેના મનમાં હજી થઈ નથી. એ પરથી અનુમાન કરવું પડે છે કે, ઈ. સ. પૂર્વે ૫૩૮ પહેલાં યશાયાહનો ઉત્તરાર્ધ લખાયો. માટે છેવટે એવું અનુમાન નીકળે છે કે, ઈ. સ. પૂર્વે ૫૪૯-૫૩૮ ની વચ્ચે લખાયો. અથવા મુદતની બંને બાજુએથી થોડું થોડું કાઢીએ તો ૫૪૬-૫૪૦ ના દરમિયાનમાં લખાયો હશે." એવું પણ માન્ય કરી શકાય કે, બંદીપ્રવાસના છેલ્લા દસકામાં (૫૪૮-૫૩૭) યશાયાહના પુસ્તકનો ઉત્તરાર્ધ લખાયો.

## યશાયાહનો ઉત્તરાર્ધ લખનારે ક્યાં રહીને લખ્યો?

બાબેલના બંદીપ્રવાસમાં ગએલા કોઇ ઈશ્વરભકતે એ ઉત્તરાર્ધ લખ્યો એમ સંભવે છે.

૧. આ પુસ્તક રચનારની આસપાસ મૂર્તિપૂજા ચાલી રહેલી જણાય છે. મૂર્તિઓ ફેરવવાને કેટલાક વરઘોડા તેની આંખ આગળ નીકળ્યા છે. તેણે પોતાની નજરે મૂર્તિઓને બનાવવાનાં કારખાનાં જોયાં છે, ને મૂર્તિપૂજકોને ભજન ચલાવતાં પણ તેણે નિહાળ્યા છે. ૪૦ ; ૧૮થી : ૪૧ ; ૨૧થી : ૪૪ ; ૯થી : ૪૫ ; ૨૦ : ૪૬ ; ૧, ૨ : ૪૬ ; ૫થી.

હવે આખા બાબેલ દેશમાં મૂર્તિપૂજા બધે ચાલુ હતી, માટે આ પુસ્તક બાબેલમાં રચાયું હોય એમાં શી નવાઈ?

૨. આ પુસ્તક રચનાર યહુદી બંદીપ્રવાસીઓની સાથે નિકટ સંબંધમાં આવેલો જણાય છે. તેમના મનમાં કેવી કેવી આશા તથા કેવી કેવી નિરાશા ને બીક ઉપજે છે, તે વિષે તે પુરો વાકેફ છે. તેમની સાથે પણ આ પુસ્તક રચનાર પાપકબુલાત, ઉપકારસ્તુતિ, તથા આગ્રહપૂર્વક કાલાવાલા કરે છે. જુઓ વારંવાર 'તમે' ને બદલે 'આપણે' શબ્દ વાપર્યો છે. ૪૨ ; ૨૪ : ૫૯ ; ૯–૧૨ : ૬૩ ; ૧૬–૧૯ : ૬૪ ; ૧થી.

ઉપલી વાત પરથી લગભગ સાબિત થાય છે કે, લેખક બાબેલમાં રહેનાર હતો, કેવળ એટલુંજ નહિ, પરંતુ તે પોતે દેશનિકાલમાં ગએલા યહુદીઓમાંનો એક હતો, અને તેણે બંદીપ્રવાસના છેલ્લા દસકામાં પુસ્તક રચ્યું હોય.

## યશાયાહના ઉત્તરાર્ધનો રચનાર તે કોણ?

પ્રભુથી મોકલેલો કોઈ બોધક પ્રભુને નામે ઉભો થાય તો તે બોધક નરો પારકો બોધ આપે નહિ. ચાલુ કાળને લાગુ ન પડતાં લાંબી મુદતે બીજા કોઈ કાળને લાગુ પડે, એવી વાત તે બોલે નહિ. પરંતુ ચાલતી પેઢીના લોકને લાગુ પડે, એવી ચેતવણીરૂપ તથા ઉત્તેજનદાયક વાત તે કહેશે. ચાલુ પેઢીની ગરજ પુરી પડે એવો બોધ તે જરૂર આપશે.

એ ઉપરથી આપણે સમજવું કે, ભવિષ્યવાદીઓ ઉભા થઇને ભવિષ્યવાદ કરે, ત્યારે તેમની પ્રગટ કરેલી વાત અવશ્ય પ્રસંગોપાત હોવી જોઇએ. તેમના બોધનો પુરો અર્થ કેવળ ચાલુ પેઢીનેજ લાગુ પડે, એમ કદાપિ ન હોય; વળી એ બોધ લાંબી મુદત સુધી લાગુ પડતો પડતો જાય, એમ પણ હોય, પણ બોધનો પ્રથમ અર્થ તો સાંભળનાર જનોનેજ લાગુ પડે, એવો હોવો જોઇએ. પછી આગળ જતાં તેજ બોધમાંથી બીજો ભારે અર્થ નીકળી આવે તો આવે.

હવે યશાયાહના પુસ્તકમાં એવી વાત કહેલી નથી કે, યહુદી લોકો બંદીપ્રવાસમાં જશે. પણ એ વાત સ્પષ્ટ બતાવેલી છે કે, યહુદી લોક ક્યારનાએ બંદીપ્રવાસમાં ગએલા છે. કોરેશ વિષે જે વાત આવે છે, તે પરથી શું એટલુંજ સમજવું કે, કોરેશ નામનો એક છોડાવનાર ભવિષ્યમાં ઉભો થશે? ના, પણ તેથી ઉલટું કોરેશ ઉભો થએલો છે, ને જીત પામતો પામતો જાય છે, એવી વાત આ પુસ્તકમાં મળી આવે છે.

આપણે આગળ જતાં શિખીશું કે, ઇસ્રાએલનો દેવ યહોવાહ તે તો બીજા બધા દેવોથી આમાં જુદો જણાય છે કે તે તો ભવિષ્યવાત પ્રગટ કરી શકે છે. બીજા દેવો એમ કરી શકે નહિ. એ વાત આ પુસ્તકમાં સાબિત કરે છે, ને સાબિતી પુરવામાં એજ પ્રમાણ પર ભાર મુકે છે કે, યહોવાહના આગળથી કહેવા મુજબ કોરેશ હાલ ને હાલ ઉભો થએલો છે. કોરેશ જીત પામતો જાય છે, એ પરથીજ ખાતરી થાય છે કે, યહોવાહ ભવિષ્યવાત પ્રગટ કરી શકે છે. જો દાખલો જોઇએ, તો, જુઓ, કોરેશ પોતે દાખલારૂપ છે. જે રાજા હાલ જીત પામતો જાય છે, તેજ આગળ જતાં યહુદી બંદીપ્રવાસીઓને પણ છોડાવશે, એવી ભવિષ્યવાત આ પુસ્તકમાં મળી આવે છે. હવે આમોસના પુત્ર યશાયાહની મરણસાલ ઈ. સ. પૂર્વે ૬૯૫ હશે, ને આ ઉત્તરાર્ધ રચવાની સાલ આસરે ૬૪૫ હશે. માટે સાલ તરફ જોતાં સાફ કહેવાય કે, છેલ્લા ૨૭ અધ્યાય યશાયાહકૃત નથી. એ અનુમાનને નીચેની ત્રણ વાત ટેકો આપે છે—

૧) લખવાની ઢબ, ૨) શબ્દચુંટણી, અને ૩) ધર્મબોધનો ભાવાર્થ. એ ત્રણ વાત તરફ જોતાં એજ અનુમાન નીકળે છે કે ઉત્તરાર્ધનો જે રચનાર તે યશાયાહ નહોતો.

**૧. લખવાની ઢબ.**

૧) યશાયાહના પૂર્વાર્ધની ઢબ શબ્દની ખુબી સાથે ટૂંકી કરેલી છે. પણ ઉત્તરાર્ધની ઢબ સંક્ષિપ્ત તો નહિ, પણ સવિસ્તર છે.

૨) યશાયાહની ખાસ ઢબ ઉંચી જાતની તથા તાલબંધ છે. પણ ઉત્તરાર્ધની ઢબ છટાદાર તથા વેગવંત છે.

૩) યશાયાહનું કહેલું ભારે તથા હદમાં બાંધેલું જણાય છે. પણ ઉત્તરાર્ધમાંની વાત સજીવ, ચપળ, સતેજ ને જોસભેર જણાય છે.

૪) યશાયાહની જે વિભાવના તે તો વૈભવવાળી જણાય છે. પણ ઉત્તરાર્ધની વાતો કરૂણારસથી ભરપૂર છે.—યશાયાહ યહોવાહનું વર્ણન કરે, ત્યારે યહોવાહનો મહિમા તથા વૈભવ દર્શાવે છે. પણ ઉત્તરાર્ધમાંની યહોવાહ વિષેની વાતમાં તેના ઉત્કૃષ્ટપણા પર ને તેના અપાર પરાક્રમ પર ભાર મુકેલો છે. પૂર્વાર્ધમાં યશાયાહ પ્રાણીમાત્રમાંથી ઉપમા લઇને તેને દ્વારે વાત કરે છે. પણ ઉત્તરાર્ધમાં એવી વાત મળી આવતી નથી.

**૨. શબ્દચુંટણી.**

શબ્દચુંટણી તરફ જોતાં જણાય છે કે, યશાયાહે પૂર્વાર્ધમાં એવા કેટલાક શબ્દોનો ઉપયોગ કર્યો, હા, વારંવાર કર્યો છે, કે જેઓ-માંનો એક પણ શબ્દ ઉત્તરાર્ધમાં જવલ્લેજ હાથ આવે છે. તેમજ પૂર્વાર્ધમાં ભાગ્યેજ મળે એવા ઘણા શબ્દ ઉત્તરાર્ધમાં વારંવાર પુષ્કળ મળે છે. પરંતુ પૂર્વાર્ધમાંના જે જે અધ્યાય નવીન વખતના રચેલા છે, (૧૩, ૧૪. ૨૪-૨૭. ૩૪, ૩૫) તેમની સાથે ઉત્તરાર્ધના ૨૭ અધ્યાયોનું જરા વધારે મળતાપણું જણાય છે.

પ્રાચીન કાળમાં જે જે શબ્દો તથા રૂઢી ચાલુ હતાં, તેને લગતા શબ્દો તથા રૂઢી પૂર્વાર્ધમાં મળી આવે છે, પણ અર્વાચીન કાળમાં ઉત્પન્ન થએલા શબ્દ તથા ચાલુ રૂઢી ઉત્તરાર્ધમાં મળી આવે છે.

**૩. ધર્મબોધના ભાવાર્થ તરફ જોતાં પૂર્વાર્ધની સાથે સરખાવતાં ઉત્તરાર્ધમાં જુદી વાત પર ભાર મૂકેલો છે.**

૧) આવનાર મસીહ તે તો યિશાઇના સંતાનમાં પ્રગટ થશે, એવો બોધ પૂર્વાર્ધમાં છે, પરંતુ ઉત્તરાર્ધમાં બતાવ્યું છે કે, યહુદી લોકોમાં રાજપદ ફરીથી સ્થાપવામાં આવશે, ત્યારે તેની ગાદી પર એકજ રાજા બિરાજવાનો છે, એટલે યહોવાહ દેવ. (યશા. ૫૨ ; ૭).

૨) "યહાવાહનો સેવક" એ વિષે યશાયાહના પૂર્વાર્ધમાં કશો પત્તો હાથ આવતો નથી. પણ ઉત્તરાર્ધમાં યહોવાહનો જે આવનાર સેવક છે તેના પર અતિશય ભાર મુકેલો છે. પ્રભુનું સાર્વજનિક રાજ્ય સ્થપાય તેને અર્થે આ સેવક શ્રમ ઉઠાવશે. પરંતુ આગળ જતાં આ સેવકનો બીજો દેખાવ પ્રગટ થશે. તે તો નિર્દોષ છતાં દુ:ખસહન કરનાર જણાશે ; બીજાઓની ખાતર તે પોતાનો જીવ અર્પણ કરશે. (૫૩ ; ૪-૧૧).

૩) જોકે યશાયાહના પૂર્વાર્ધમાં યહોવાહના રાજ્યના ફેલાવ વિષે ઓછી વધતી વાત મળી આવે છે ખરી, પરંતુ ઉત્તરાર્ધમાં એને લગતી જે વાત આવે છે તે વિશેષ વજનદાર તથા બુલંદ જણાય છે. દુનિયાના તમામ રહેવાસીઓ યહોવાહને શરણે આવવાના છે, એવું ભવિષ્ય ખુલ્લું પ્રગટ કરેલું છે. (જુઓ, અધ્યા. ૬૦ મો).

૪) અન્ય દેવદેવીઓની સાથે યહોવાહને સરખાવતાં પૂર્વાર્ધમાં જે દલીલ કરેલી છે, તેથી તદન જુદી જાતની દલીલ ઉત્તરાર્ધમાં રજુ કરે છે; અન્ય દેવદેવીઓ વિષે જણાવે છે કે, તેઓ તો જડપદાર્થ તથા શૂન્યરૂપ છે, પણ યહોવાહ વિષે કહે છે કે, તે તો એકલો સ્વયંભુ, પરાક્રમી તથા સર્વજ્ઞ દેવ છે.

૫) યશાયાહના પૂર્વાર્ધમાં યહોવાહના મહિમા તથા ગૌરવનું વિશેષ વર્ણન કરેલું છે, પણ ઉત્તરાર્ધમાં તો યહોવાહના અમાપ પરાક્રમ પર વિશેષ ભાર મૂકેલો છે, તે સૃષ્ટિ સૃજનાર, પ્રથમ તથા છેલ્લો, એ અનુપમ દેવ છે.

ઉપલી બધી વાત પરથી એવું અનુમાન નીકળે છે કે, જે ઉત્તરાર્ધને "દિલાસાનું પુસ્તક" કહે છે, તે યશાયાહનું રચેલું નહિ હોય, પરંતુ જે ઇશ્વર-ભક્ત પર યશાયાહના જેવો બમણો હિસ્સો ઉતરી આવ્યો હતો, હા, જેનામાં આગલો યશાયાહ જાણે કે ફરીથી સજીવ થએલો જણાયો, તેજ ઇશ્વરભક્ત પોતાની પેઢીની આગળ પ્રસંગોપાત બોધ આપવા ઉભો થયો. યશાયાહના મરણ બાદ યહુદી કોમ પર સંકટ પર સંકટ આવી પડયાં હતાં, ને તે કોમના લોક બંદીપ્રવાસમાં પણ લઈ જવાયા હતા. તે કારણથી આ ઇશ્વરભક્ત પણ વિશેષ કસાએલો નીકળ્યો, ને જ્ઞાનપ્રકાશ પામીને ઇશ્વરના મનોર્થ પ્રગટ કરી શકયો.

છેવટે એવું અનુમાન કરવું જોઇએ કે, ઉત્તરાર્ધનો રચનાર યશાયાહ નહોતો, પણ બંદીપ્રવાસમાં ગએલા કોઈ ઇશ્વભકતે ઉત્તરાર્ધના ૨૭ અધ્યાય રચ્યા.

## શા માટે પૂર્વાર્ધની સાથે ઉત્તરાર્ધ જોડવામાં આવ્યો?

પૂર્વાર્ધ યશાયાહકૃત છે ને ઉત્તરાર્ધ યશાયાહકૃત નથી, તો શા માટે આ બન્ને પુસ્તક બહાર પાડતાં જુદાં રાખ્યાં નહિ? આ સવાલનો સંતોષકારક જવાબ આપવો મુસ્કેલ છે, તો પણ નીચેની ત્રણ બાબત પર ધ્યાન આપવું જોઇએ—

૧. લંબાઈ તરફ જોતાં યિર્મેયાહ તથા હઝકીએલનાં પુસ્તકોનું કદ, ભવિષ્યવાદીઓનાં બાર નાનાં સામટાં કરેલાં પુસ્તકોના કદની બરોબર છે. હવે જો યશાયાહના પૂર્વાર્ધને જુદા પુસ્તક તરીકે બહાર પાડે, તો તે પુસ્તક નાનું નીકળે, ને ઉત્તરાર્ધનું પુસ્તક વિશેષ નાનું નીકળે. પરંતુ જો એ બન્ને ભાગ એક બીજાની સાથે જોડાય, તો ઉપલાં પુસ્તકોની બરોબર એનું કદ થાય. એમ વિચારી કોઈ અધિપતિએ બન્ને ભાગ સાથે જોડયા હશે. આટલું થયા પછી આખા પુસ્તકને યશાયાહનું નામ લગાડવામાં આવે, એમાં શી નવાઈ?

૨. આપણે શિખી ગયા કે, પૂર્વાર્ધના ૩૯ અધ્યાયમાંના ૧૨ અધ્યાય એવા છે કે, જેઓને ઘણુંકરીને યશાયાહકૃત ગણવા ન જોઇએ, તો પણ યશાયાહકૃત અધ્યાયોની સાથે આ બાર અધ્યાય પણ સામેલ કરવામાં આવ્યા. એમ શા માટે થયું? કારણ એજ હશે કે, સામેલ કરેલી બધી વાતો યશાયાહના બોધની સાથે ઘણે ભાગે મળતી હતી. હવે એજ કારણને લીધે પૂર્વાર્ધની સાથે ઉત્તરાર્ધ પણ જોડાયો હશે. કેમકે પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધનાં લક્ષણ ઘણે ભાગે મળતાં આવે છે. જો પૂર્વાર્ધનો રચનાર બંદીપ્રવાસના સમયે હયાત હોત તો યશાયાહના ઉત્તરાર્ધના જેવોજ બોધ તે પણ પ્રગટ કરત. એવો વિચાર ચલાવતાં એ બંને ભાગો જોડવામાં અધિપતિએ આચકો ખાધો નહિ.

૩. 'યશાયાહ' એ નામનો અર્થ "યહોવાહનું તારણ" એવો થાય છે. હવે ઉત્તરાર્ધમાં શી વાત પર વિશેષ ભાર મુકેલો છે? યહોવાહ તે સાર્વજનિક ત્રાતા છે, એજ વાત વિશેષે કરીને ઉત્તરાર્ધમાં પ્રગટ કરેલી છે, માટે એવી વાત યશાયાહના પુસ્તક સાથે જોડાય, એમાં શું ખોટું?

## યશાયાહના પુસ્તકના ઉત્તરાર્ધનું ખોખું.

I. ૪૦; ૧–૪૮; ૨૨. કોરેશ રાજાની મારફતે ઇસ્રાએલી બંદીપ્રવાસીઓનો છુટકારો થશેજ થશે, એવી નિશ્ચયતા.

II. ૪૯; ૧–૫૫; ૧૩. જેને "યહોવાહનો સેવક" કહે છે તેને માથે મુકેલી ફરજ વિષે તથા સિયોનની થનારી ઉત્તમાવસ્થા વિષે.

III. ૫૬; ૧–૬૬; ૨૪. ઇસ્રાએલી પ્રજામાંના જે ખરા ઇસ્રાએલી છે, તેમની ભવિષ્યમાં થનારી ધન્યતા, પરંતુ ધર્મ-ઢોંગીઓની પડતી દશા, થશેજ થશે, એવી નિશ્ચયતા.

### સવિસ્તર પૃથક્કરણ.

I. ૪૦; ૧–૪૮; ૨૨. કોરેશ રાજાની મારફતે ઇસ્રાએલી બંદીપ્રવાસીઓનો છુટકારો થશેજ થશે, એવી નિશ્ચયતા.

૧). ૪૦; ૧–૩૧. કુદરત પરથી દાખલા લઇને યહોવાહનું સર્વસામર્થ્ય સાબિત કરે છે.

૨). ૪૧; ૧–૨૯. કોરેશ રાજા જીત પામતો જાય છે, તે વિષે મૂર્તિપૂજક લોકોમાંથી કોઈ પણ જણ સંતોષકારક ખુલાસો આપી શકતો નથી, તેમજ ભવિષ્યમાં થનારી વાત આગળથી જણાવી શકતો નથી. પણ યહોવાહ એ બાબતમાં બીજા બધાથી જુદો જણાય છે. એવી વાત પર આધાર રાખીને યહોવાહનું સર્વસામર્થ્ય સાબિત કરે છે.

૩). ૪૨; ૧–૪૪; ૫. યહોવાહના સેવકને, એટલે ઇસ્રાએલી પ્રજામાંનો જે ઉત્તમ ભાગ કે ભકતો તેને,* સોંપાએલા કામ વિષે. વળી યહોવાહ ભવિષ્યમાં થનારી વાત આગળથી પ્રગટ કરી શકે છે, તે સંબંધી યહોવાહના સેવકની સાક્ષી.

૪). ૪૪; ૬–૪૫; ૨૫. યહોવાહના ઇશ્વરત્વ વિષેનાં પ્રમાણો ફરીથી રજુ કરે છે; અને ઇસ્રાએલી બંદીપ્રવાસીઓના છુટકારા વિષે જે વચનો અગાઉ આપવામાં આવ્યાં હતાં, તેમને વધારે ચોકસાઇથી ફરી પ્રગટ કરે છે.

---

*યહોવાહના સેવક વિષે સમજુતી આપનાર આકૃતિ પૃષ્ટ ૧૮૪માં આપેલી છે તે જોવી.

૫). ૪૬; ૧–૪૭; ૧૫. બાબેલ નગરના આવનાર નાશ વિષે—તેમાંની મૂર્તિઓ ધૂળમાં નખાશે, ને તે ગર્વિષ્ઠ નગર નીચે પડાશે તથા પાયમાલ કરાશે.

૬). ૪૮; ૧–૨૨. ઉપલા આઠ અધ્યાયમાં જે દલીલ ચલાવી તે ફરીથી ટુંકમાં જણાવે છે.



# પ્રકરણ ૧ લું.

I. ૪૦; ૧-૪૮; ૨૨. કોરેશ રાજાની મારફતે ઇસ્રાએલી બંદીપ્રવાસીઓનો છુટકારો થશેજ થશે, એવી નિશ્ચયતા.

૧). ૪૦; ૧-૩૧. કુદરત પરથી દાખલા લઇને યહોવાહનું સર્વસામર્થ્ય સાબિત કરે છે.

૪૦; ૧, ૨. ઉત્તરાર્ધમાંની ભવિષ્યવાતનો ભાવાર્થ ટુંકમાં જણાવે છે, એટલે "તમારો દેવ કહે છે કે, દિલાસો દો, મારા લોકને દિલાસો દો." (સરખાવો ૬૬; ૧૩. વળી ઉલટાપણું સુચવવાને જુઓ ૬૬; ૨૪).

૪૦; ૩-૫. ઇસ્રાએલીઓનો રાજા જીત પામીને સવારી કરે છે.

૪૦; ૬-૮. ઇસ્રાએલીઓ પર જુલમ કરનારા મૃત્યુલોકમાંના છે, પણ યહોવાહનું જે ધન્યવચન તે તો નક્કી ટકી રહે છે.

૪૦; ૯-૧૧. જેમ ઘેટાંપાળક પોતાનાં ઘેટાંની સંભાળ કરે છે, તેમ યહોવાહ પોતાના લોકની કદર કરીને તેમના ભણી દયાભરેલી દૃષ્ટિ કરે છે.

૪૦; ૧૨-૧૭. ઇસ્રાએલીઓને છોડાવનાર જે યહોવાહ તેના પરાક્રમ વિષે ટીકા. તેની સાથે બીજો કોઈ સરખાવી શકાયજ નહિ.

૪૦; ૧૮-૨૬. માણસજાત ગમે તેવી કલ્પના કરે, પણ તે કલ્પના દ્વારે યહોવાહનું વર્ણન કરી ન શકાય. તમામ કુદરતમાં પણ શિખામણરૂપ ઉપમા હાથ આવે નહિ.

૪૦; ૨૭-૩૧. યહોવાહ કેવળ સ્થાનિક દેવ છે, એમ નથી. જેમ પાલેસ્તાઈન દેશ પર તેમજ બાબેલ દેશ પર તે પોતાનું ધણીપણું ચલાવે છે. પોતાના લોકને છોડાવતાં વાર લાગે તો જાણવું કે ઇશ્વરની ધારણા મનુષ્યની કલ્પનાથી અશોધ્ય છે. ધારણા પુરી પાડતાં વિલંબ લાગે તોપણ ઈશ્વર પર સ્થિર ભરોસો રાખવો.

૨). ૪૧; ૧-૨૯. કોરેશ રાજા જીત પામતો જાય છે, તે વિષે મૂર્તિપૂજક લોકોમાંથી કોઈ પણ જણ સંતોષકારક ખુલાસો આપી શકતો નથી, તેમજ ભવિષ્યમાં થનારી વાત આગળથી જણાવી શકતો નથી. એ વાતને આધારે યહોવાહનું સર્વસામર્થ્ય સાબિત કરે છે.

૪૧ ; ૧-૩. અદાલત બેઠેલી જણાય છે. (સરખાવો ૪૧ ; ૨૧-૨૯ : ૪૩ ; ૮-૧૩). દેશજાતિઓને બોલાવીને તેમને પુછે છે કે, જીત પામતો પામતો આવનાર જે કોરેશ રાજા, તેને કોણે ઉભો કર્યો છે?

૪૧ ; ૪. એ કાર્ય કોણે કર્યું છે? એ સવાલનો એકજ જવાબ છે. જે યહોવાહ પ્રથમ છે ને છેલ્લાની સંઘાતે છે, તે યહોવાહે કોરેશને ઉભો કર્યો, બીજા કોઇએ નહિ.

૪૧ ; ૫-૭. કોરેશને પાસે આવતાં જોઇને દેશજાતિઓ ભયભીત થાય છે, ને તેને રોકવાને નવી મૂર્તિઓ બનાવવા લાગે છે.

૪૧ ; ૮-૨૦. પણ ઇસ્રાએલી કોમે લેશમાત્ર બીવું નહિ. "તું બીશ મા, કેમકે હું તારી સાથે છું" (૪૧ ; ૧૦). યહોવાહ તેમની એટલી બધી સંભાળ કરશે કે, તેઓ અરણ્યમાં ચાલ્યા જાય, ત્યારે તેમને સારૂ તળાવડી ઉત્પન્ન થશે, ને તેમના પર વૃક્ષો છાયા પાડશે. [૪૧ ; ૮, ૯ માં જે યહોવાહના સેવક વિષે વાત આવે છે, તેમાં તમામ ઇસ્રાએલી કોમ સમજવી].

૪૧ ; ૨૧-૨૯. અદાલત ફરીથી બેઠેલી જણાય છે. (સરખાવો ૪૧ ; ૧-૩ : ૪૩ ; ૮-૧૩). યહોવાહ જે જે સર્વસમર્થ તેના સામર્થ્ય વિષે બીજી સાબિતી રજુ કરેલી છે, એટલે ભવિષ્યમાં થનારી વાત એકલો યહોવાહ જણાવી શકે છે. મૂર્તિઓમાંની કઇ, અને મૂર્તિપૂજકોમાંનો કોણ, એવું કરી શકે?

૩). ૪૨ ; ૧-૪૪ ; ૫. યહોવાહના સેવકને, એટલે ઇસ્રાએલી ભક્તોને, સોંપાએલા કામ વિષે. વળી યહોવાહ ભવિષ્યમાં થનારી વાત આગળથી પ્રગટ કરી શકે, તે સંબંધી યહોવાહના સેવકની સાક્ષી.

૪૨ ; ૧-૮. ઇસ્રાએલી કોમમાંના જે ઇશ્વરભકતો (અપ્રગટ) તેમને "યહોવાહનો સેવક" એવી ઉપમા લગાડે છે. આ સેવકને યહોવાહના મનોર્થ પ્રમાણે બે પ્રકારનું કામ સોંપવામાં આવે છે. તે નીચે મુજબ—

૧) તમામ દુનિયામાં સન્મતનો પ્રસાર કરવો (કલમ ૪).

૨) ઇસ્રાએલી કોમની પુનર્સ્થાપના કરવી (કલમ ૬,૭).

૪૨ ; ૯. આગલા વખતની ભવિષ્યવાતો પુરી પડેલી છે, એ પરથી જાણજો કે આ હાલની મારી ભવિષ્યવાત પુરી પડવાની છે.

૪૨ ; ૧૦-૧૨. ઉપકારસ્તુતિરૂપ ટુંકું ગીત, ( સરખાવો ૪૫ ; ૮ ).

૪૨ ; ૧૩-૧૭. યહોવાહ થોડી વારમાં પ્રગટ થશે, ને ત્યારે તે પોતાના લોકને છોડાવશે ; પણ જેટલા માણસો પોતાના બચાવને માટે મૂર્તિઓ પર આધાર રાખે છે (વિશેષે કરીને બાબેલના રહેવાસીઓ) તેઓ બહુ લજવાશે.

૪૨ ; ૧૮-૨૦. પણ યહોવાહનો સેવક તે તો આંધળો તથા બહેરો જણાય છે. ગતકાળની વાતોનો અનુભવ કર્યાં છતાં પણ તે હજી સમજ્યો નથી. [આમાં "યહોવાહનો સેવક" એટલે તમામ ઈસ્રાએલી કોમ].

૪૨ ; ૨૧-૨૫. ઈશ્વરપ્રેરિત બોધકોને ગતકાળમાં ઈસ્રાએલીઓની પાસે મોકલ્યા હતા, પણ ઈસ્રાએલી કોમે તેમનો નકાર કર્યો હતો, તે માટે ચાલુ દયામણી દુર્દશા તેમના પર આવી પડી છે.

૪૩ ; ૧-૭. પણ હવે તો યહોવાહનો કોપ તૃપ્ત થયો છે, તેથી બંદીપ્રવાસમાં ગએલા યહોવાહના લોક ચારોગમથી પાછા આવશે.

૪૩ ; ૮-૧૩. ત્રીજે ફેરે અદાલત બેઠેલી જણાય છે (સરખાવો ૪૧ ; ૧-૪, ૨૧-૨૯ ). ભવિષ્યમાં થનારી વાત આગળથી અમે પ્રગટ કરી છે, એ વિષે મૂર્તિપૂજકોમાંનો કોણ સાક્ષી પુરી શકે ? કોઈ પણ ઉભો થયો નથી, માટે તેમની વિરૂદ્ધ ફેસલો કરવામાં આવે છે. પણ યહોવાહનો સેવક તો એ વિષે સ્પષ્ટ સાક્ષી પુરી શકે છે. [ આમાં "યહોવાહનો સેવક" એટલે ઈસ્રાએલી કોમમાંના ઈશ્વરભકતો ].

૪૩ ; ૧૪-૧૮. મહાપરાક્રમી બાબેલ નબળું થઇને પડી જશે. હવે તો ગતકાળની વાત સંભારવી નહિ.

૪૩ ; ૧૯-૨૧. પરંતુ ભવિષ્યની ગમ તાકીને જોવું, કેમકે ભવિષ્યમાં ઉત્તમાવસ્થા થવાની છે, એવું વચન આપવામાં આવ્યું છે.

૪૩ ; ૨૨–૨૮. પરંતુ એમ ન સમજવું કે ઉપલું ધન્યવચન ઈસ્રાએલીઓનાં પોતાનાં શુભકૃત્યોને લીધે આપવામાં આવ્યું છે. ઈસ્રાએલીઓએ તો પોતાનાં અન્યાયી કૃત્યો વડે પોતાના દેવને થકવ્યો છે, ને તેમનો તમામ ઇતિહાસ ડાઘરૂપ નીકળે છે.

૪૪; ૧–૫. પણ હવે યહોવાહ પોતાના સેવકને ક્ષમા આપે છે. તેમના પર અરૂણોદયનો પ્રકાશ ઉગશે, ને ત્યાર પછી અન્ય દેશજાતિઓ તેમની સાથે સામેલ થવાને વિનંતી કરશે.

[ આમાં "યહોવાહનો સેવક" એટલે તમામ ઈસ્રાએલી કોમ ].

૪). ૪૪; ૬-૪૫; ૨૫. યહોવાહના ઈશ્વરત્વ વિષેનાં પ્રમાણો ફરીથી રજુ કરે છે, અને ઈસ્રાએલી બંદીપ્રવાસીઓના છુટકારા વિષે જે વચનો અગાઉ આપવામાં આવ્યાં હતાં, તેમને વધારે ચોકસાઈથી ફરી પ્રગટ કરે છે.

૪૪; ૬–૮. યહોવાહ ભવિષ્યમાં થનારી વાતો આગળથી જણાવી શકે છે, તે પરથી યહોવાહનું ઈશ્વરત્વ સાબિત થાય છે. બાબેલનો નાશ થવાનો છે, એવું યહોવાહે આગળથી જણાવ્યું હતું. જોકે બાબેલમાં ઘણી મૂર્તિઓ છે, તોપણ તેઓથી તે નગરનો બચાવ થઇ શકશે નહિ.

૪૪; ૯–૨૦. કારખાનાંમાં મૂર્તિઓ કેવી રીતે બનાવે છે, તે વિષે સખત ટીકા.

૪૪; ૨૧–૨૩. પણ હે યાકૂબ, હે ઈસ્રાએલ, તું તો મારો સેવક છે. મારાથી તારૂં વિસ્મરણ થશે નહિ. મેં તારા અપરાધ ભુસી નાખ્યા છે, ને મેં તને ખંડી લીધો છે.
[ આમાં "યહોવાહનો સેવક" એટલે તમામ ઇસ્રાએલી કોમ ].

૪૪; ૨૪–૨૮. કોરેશને જે કામ સોંપવામાં આવ્યું છે, તે વિષે. તે કામને અંતે, હા, કામની ટોચે, કોરેશ રાજા યરૂશાલેમનું મંદિર ફરીથી બાંધવાની પરવાનગી આપશે.

૪૫; ૧–૭. ફરીથી ખાતરીપૂર્વક જણાવે છે કે, કોરેશ બાબેલ નગરમાં પ્રવેશ કરીને ત્યાંના ખજાના તથા દ્રવ્યો પોતાને કબજે કરી લેશે. એવું થશે, ત્યારે સર્વ લોક જાણશે કે, યહોવાહ તેજ દેવ છે.

૪૫; ૮. બીજું એક ટુંકું ગીત. (સરખાવો ૪૨; ૧૦–૧૨). પૃથ્વી ન્યાયીપણાનાં ફળ આપીને પ્રફુલ્લિત થશે. આકાશોને સંબોધન કરે છે કે, એ શુભ કામમાં મદદ કરવી જોઇએ,

૪૫; ૯–૧૧. બંદીપ્રવાસી ઈસ્રાએલીઓનો છુટકારો કરવામાં વિલંબ થાય છે, એ બાબત જેઓ કચકચ કરે ને યહોવાહના સામર્થ્ય વિષે શક લાવે, તેમને ઠપકો આપે છે.

૪૫; ૧૨–૧૭. કોરેશ ભવિષ્યમાં જે ખાસ કામ કરવાનો છે, તે વિષે ફરીથી ખાતરી આપે છે. વળી ત્યાર પછી મૂર્તિપૂજકોને જે બીક તથા ગભરાટ ઉપજશે, તેની સાથે ઈસ્રાએલીઓનું નિશ્ચિત તથા કાયમ રહેનારૂં તારણ સરખાવે છે.

૪૫; ૧૮, ૧૯. ઉપલી જે ભવિષ્યવાત તે તો ખચિત યહોવાહ પાસેથી નીકળી છે, તે ભવિષ્યવાતનો અર્થ સ્પષ્ટ હોવાથી સંશય રાખવા જેવું કંઇ નથી. માટે એ ભવિષ્યવાત ખરેખર પુરી પડશે, એવી ખાતરી રાખવી.

૪૫; ૨૦, ૨૧. પણ કોરેલી મૂર્તિઓમાં ઈશ્વરત્વ છે, એની કંઈ પણ સાબિતી મળી શકતી નથી.

૪૫; ૨૨-૨૫. પરંતુ યહોવાહ તે તો ખરો ત્રાતા છે. "હે પૃથ્વીના સર્વ છેડા, મારી તરફ ફરો, ને તારણ પામો" (૪૫; ૨૨). કેવળ ઇસ્રાએલી કોમના લોક, એમ નહિ, પણ પૃથ્વીના સર્વ લોકો યહોવાહની આગળ ધુંટણ ટેકવશે, ને તારણ પામશે.

૫). ૪૬;૧-૪૭;૧૫. બાબેલ નગરના આવનાર નાશ વિષે ભવિષ્ય—તેમાંની મૂર્તિઓ ધૂળમાં નખાશે, ને તે ગર્વિષ્ટ નગર નીચે પડાશે તથા પાયમાલ કરાશે.

૪૬; ૧, ૨. બાબેલ નગરની મુખ્ય મૂર્તિઓ (બેલ તથા નબો) નમી જશે, ને વાંકી વળી જશે.

[બેલ—એની પૂજા બાબેલનો નબૂખાદનેસ્સાર રાજા કરતો (દાની. ૪; ૮). વળી તેના વિષે યિર્મેયાહે પણ સુચના આપી છે (યિર્મે. ૫૧; ૪૪). કોરેશ રાજા પણ આ બેલ મૂર્તિનો પુજનારો હતો. મૂર્તિનું પુરૂં નામ બેલ-મેરોદાખ છે. એ બાબેલ નગરનો રક્ષક દેવ ગણાતો.

નબો—એને બેલ-મેરોદાખનો પુત્ર કહેતા. એ પોતાના પિતાની ઇચ્છાઓ પ્રગટ કરનાર હતો. વળી એના પ્રતાપથી ભવિષ્યવાત, વિદ્યા, તથા સાહિત્યોનો ફેલાવો કરવામાં આવતો].

૪૬ ; ૩, ૪. પણ તેથી ઉલટું યહોવાહ ઈસ્રાએલીઓને ટેકો આપતો આવ્યો છે, ને તેણે નિત્ય તેમના પર પ્યાર રાખીને સંભાળ કરી છે.

૪૬ ; ૫–૧૧. પરાક્રમની કસોટી પર લાવીએ, તો યહોવાહની આગળ કોઇ મૂર્તિ ઉભી રહી શકે નહિ.

૪૬ ; ૧૨, ૧૩. કોરેશ ફતેહમંદ થઇને બાબેલ પર ચઢાઇ કરશે, ને તેને હસ્તગત કરશે, એવી જે ભવિષ્યવાત કહેવામાં આવી તે નક્કી પુરી પડશે, ને પુરી પડતાં વાર લાગવાની નથી.

૪૭ ; ૧-૧૫. બાબેલની થનારી દુર્દશા વિષે ગીત—પાદશાહતમાં જે નગર મુખ્યમાં મુખ્ય ગણાયું, તે તો નીચે પડશે. જે દુર્દશા આવી પડશે, તેનો અટકાવ કરવાની કોઇને શક્તિ નથી. આસપાસની આફતથી નાસીને બાબેલમાં રહેનારાં પરદેશી વેપારીઓ આતુરતાથી નીકળી જશે.

૬). ૪૮ ; ૧-૨૨. આગલા આઠ અધ્યાયમાં જે દલીલ ચલાવી તે ફરીથી ટુંકમાં જણાવે છે.

૪૮ ; ૧–૮. યહોવાહના કેટલાક સેવકો વિશ્વાસમાં કાચા જણાયા, તેમને બે બાબત વિષે ખુલાસા આપે છે—

૧) કેટલીક ભવિષ્યવાતો પ્રગટ થયા પછી લાંબી મુદતે પુરી પડેલી જણાય છે, તે કેમ? (કલમ ૩–૬ अ).

૨) બીજી કેટલીક ભવિષ્યવાત પ્રગટ થયા પછી થોડીજ મુદતમાં પુરી પડે છે તે કેમ? (કલમ ૬ ब–૮).

૪૮ ; ૯-૧૯. જે દેશજાતિને ઉપલી રીત પ્રમાણે ખુલાસો આપવો પડે છે, તે દેશજાતિ પર ખાસ દયા કે ખાસ નજર રાખવા યહોવાહ બંધાએલો નથી, તો પણ યહોવાહ પોતાનિજ લીધે એ દેશજાતિને બચાવશે. હા, જો ઈસ્રાએલી લોક પ્રભુનું સાંભળીને વેળાસર તાબે થયા હોત, તો પ્રાચીન સમયનાં વચનો અત્યાર પહેલાં કયારનાંએ પુરાં પડ્યાં હોત.

૪૮ ; ૨૦–૨૨. પરંતુ હવે તો ભવિષ્યવાત પુરી પડવાનો સમય પાસે આવ્યો છે. જાણેકે જયકાર કરીને બંદીપ્રવાસીઓને સંબોધન કરે છે કે, “બાબેલમાંથી નીકળો, કાસ્દીઓની પાસેથી નાસી જાઓ,” અને તમારા છુટકારાના સમાચાર પૃથ્વીના છેડા સુધી પ્રગટ કરો (સરખાવો પર ; ૯–૧૨).

# પ્રકરણ ૨ જું.

II. ૪૯; ૧-૫૫; ૧૩. જેને "યહોવાહનો સેવક" કહે છે તેને માથે મુકેલી ફરજ વિષે તથા સિયોનની થનારી ઉત્તમાવસ્થા વિષે. જો યહોવાહનું તેડું માને તો તેમને સારૂ ચઢતી દશા ઠરાવેલી છે.

૧). ૪૯; ૧-૫૦; ૧૧. યહોવાહનો જે અપ્રગટ સેવક તેજ દેશનિકાલ થએલાઓને ફરી સ્વદેશ પહોંચાડશે. ઇશ્વરે તેમનું વિસ્મરણ કર્યુંજ નથી.

૨). ૫૧; ૧-૫૨; ૧૨. ઇસ્રાએલીઓ સિયોનમાં પાછા આવવાના છે, એ વિષે અગમદષ્ટિ.

૩). ૫૨; ૧૩-૫૩; ૧૨. યહોવાહના અપ્રગટ સેવકનો બીજો અણધાર્યો દેખાવ. તે તો હવે દુ:ખસહન કરનાર સેવક જેવો પ્રગટ થાય છે.

૪). ૫૪; ૧-૧૭. આ અપ્રગટ સેવક પોતાને સોંપેલું કામ પુરેપુરૂં કરશે, ને તે દેશનિકાલ થએલા ઇસ્રાએલીઓને સહીસલામત પાછા લાવશે.

૫). ૫૫; ૧-૧૩. જે તારણ થવાનું છે, તેનો સ્વીકાર કરવો જોઇએ, એવું સંબોધન પૃથક્ પૃથક્ જણને કરવામાં આવે છે.

૧). ૪૯; ૧-૫૦; ૧૧. યહોવાહનો જે અપ્રગટ સેવક તેજ દેશનિકાલ થએલાઓને ફરી સ્વદેશ પહોંચાડશે. ઇશ્વરે તેમનું વિસ્મરણ કર્યુંજ નથી.

૪૯; ૧-૧૩. ઇસ્રાએલમાંના જે ઇશ્વરભકતો તેમનામાં યહોવાહના અપ્રગટ સેવકની ઉપમા રહેલી છે; તે અપ્રગટ સેવકનું વર્ણન કરવામાં આવે છે. તેનો કેવો દેખાવ થશે તથા તેને કેવો અનુભવ થશે, તે વિષે કહેવામાં આવે છે. હાલમાં તે તુચ્છ ગણાય છે, ને તજી દીધેલા જેવો જણાય છે, પરંતુ તે વિદેશીઓને અર્થે અજવાળા તરીકે નીકળશે, ને પસંદ કરેલી કોમના લોકને ક્ષેમકુશળ સ્વદેશ પહોંચાડશે.

૪૯; ૧૪-૨૩. યહોવાહે સિયોનનું વિસ્મરણ કર્યું નથી, હા, વિસ્મરણ કરી શકાય પણ નહિ. દેશનિકાલ થએલાઓ સિયોનમાં ફરીથી સમેટાશે. પારકી દેશજાતિઓ પણ તેમને બોલાવવા

આવશે, ને તેમની સેવાચાકરી કરવા સારૂ રાજાઓ તથા રાણીઓ જાણેકે હરિફાઇ કરશે.

૪૯ ; ૨૪-૨૬. જે જે માણસો ઉપલાં ધન્યવચન નહિ માને તેમને ખાતરી ઉપજાવે છે.

૫૦ ; ૧-૩. સિયોન કન્યાને ફારગતીખત આપવામાં આવ્યું નથી, અને તેના પુત્રો કોઇ પણ ગ્રાહકને વેચવામાં આવ્યા નથી. માટે એ પુત્રો પસ્તાવિક મન રાખે, તો પાછા લાવી શકાય; કંઇ પણ નડતર આડે આવે એમ નથી.

૫૦ ; ૪-૯. યહોવાહનો સેવક (ઇસ્રાએલી ભકતો) પોતાના મનમાં બોલે છે (સરખાવો ૬૧ ; ૧-૩). તે તો ભવિષ્યવાદી છે, ને તેને ભણેલાની જબાન છે. સોંપેલું કામ કરતાં તે આચકો ખાવાનો નથી. કેમકે યહોવાહ પાસેથી તેને બળ મળશે, ને તેનું કરેલું આખરે ફળીભૂત થશે.

૫૦ ; ૧૦, ૧૧. ઇસ્રાએલી પ્રજામાં જેઓ ભકતો છે, તેઓએ પોતાનો વિશ્વાસ મુકવો નહિ ; પણ જે અભકતો છે, તેઓએ તો પોતાથી સળગાવેલા અગ્નિની મધ્યે ચાલવું.

૨).૫૧;૧-૫૨;૧૨. દેશનિકાલ થએલા ઇસ્રાએલીઓ સિયોનમાં પાછા આવવાના છે, એ વિષે આગમદષ્ટિ. આ ભાગમાં ખાતરીપૂર્વક હર્ષાતુર સંબોધન ત્રણ વાર કરેલું છે, એટલે જાગૃત થા, જાગૃત થા; સામર્થ્યથી વેષ્ટિત થા (૫૧ ; ૯, ૧૭: ૫૨ ; ૧).

૫૧ ; ૧-૮. ઈબ્રાહીમના જમાનાથી યહોવાહ પોતાના લોકોની સંભાળ અજાયબ રીતે કરતો આવ્યો છે. માટે ઇસ્રાએલમાંના ઇશ્વરભકતોએ એ વાત પર મનન કરવું, ને ચાલુ કાળમાં હિમ્મતવાન થવું. તેમની આગળ ઉન્નતિ ઠરાવેલી છે, ને ઈસ્રાએલીઓની મારફતે સર્વ દેશજાતિઓ મધ્યે ધર્મબોધ પ્રસરી જશે.

૫૧ ; ૯-૧૬. જાણેકે બીજું નિર્ગમન થશે કે જેમાં યહોવાહના છુટા કરાએલા જયનાદ કરીને સિયોન પાછા પહોંચશે. કોઇ કોઇના મનમાં સંદેહ આવે, તો તેમણે યાદ રાખવું કે, અમારા શત્રુઓ તો માત્ર મૃત્યુજન છે, પણ અમારો દેવ યહોવાહ સર્વસમર્થ છે.

૫૧ ; ૧૭-૨૩. જુઓ, સડકની કોરે પીધેલી સ્ત્રી પડેલી જણાય છે. યરૂશાલેમ એના જેવી અશક્ત છે. પરંતુ હવે ઉભા થવાનો વખત આવ્યો છે. પૂર્વકાળે બનેલું તે બધું ઉલટાવી નાખવામાં આવશે. જુઓ, જેઓએ તેણીને દુઃખ દીધું, તેના હાથમાં લથડીઆં ખવાડનાર પ્યાલું મુકેલું છે.

૫૨ ; ૧-૮. આજ સુધી તો સિયોનની કન્યા બંદીવાનનાં વસ્ત્ર પહેરેલી જણાય છે, પણ હવે તે વસ્ત્ર ઉતારવાનાં છે. હવે પછી ઇસ્રાએલીઓને વાસ્તે બાબેલમાં કંઇ પણ જગ્યા રહેલી નથી. ઈસ્રાએલીઓનો છુટકારો થયો છે, એવા સુસમાચાર લાવનાર જાસુસો યહુદાહમાં આવી પહોંચ્યા, એવી બિના ભવિષ્યવાદીની આંખ આગળ દશ્ય થાય છે.

૫૨ ; ૯–૧૨. યરૂશાલેમનાં ખંડિયેરો હર્ષનાદ કરશે, અને બંદીપ્રવાસમાંથી પાછા ફરનારા લોક ત્યાંથી ઉતાવળ કરીને નાસી છુટશે, એમ તો નહિ, પણ તેઓ શાંતિથી લઈ જવાશે ; કેમકે યહોવાહ તેમની આગળ તથા પાછળ રક્ષક થઇને ચાલશે. ફરીથી એવી હાંક સંભળાય છે કે, “જાઓ, જાઓ, ત્યાંથી નીકળો,……તેની વચમાંથી નીકળો” (સરખાવો ૪૮ ; ૨૦–૨૨).

૩). ૫૨;૧૩-૫૩;૧૨. યહોવાહના અપ્રગટ સેવકનું બીજી તરેહનું પ્રદર્શન. તે તો હવે દુઃખિત પુરૂષ તથા દરદનો અનુભવી એવો સેવક પ્રગટ થાય છે.

૫૨ ; ૧૩–૩૫. આ ત્રણ કલમમાં અધ્યાય ૫૩માનો ભાવાર્થ ટુંકમાં સમાએલો છે. યહોવાહનો જે અપ્રગટ સેવક (ટોચે ચઢેલો ઈસુ ખ્રીસ્ત) તેની તુચ્છકાર ભરેલી દુર્દશા થશે; તેના પર અસહ્ય સંકટો આવી પડશે; તો પણ દીનાવસ્થા પછી તેની ઉત્તમાવસ્થા થશે. એ વાતોનો ટુંક સાર આ ત્રણ કલમમાં છે. આ ત્રણ કલમમાં સામાન્ય નિયમરૂપ વાત બતાવી છે, પણ તે નિયમનો પ્રખ્યાત દાખલો અધ્યાય ૫૩મામાં આવે છે.

૫૩ ; ૧–૩. યહોવાહના સેવકની દીનાવસ્થાનું પહેલું પગલું. ઇસ્રાએલીઓ એકબીજાની સાથે બોલતાં કબુલ કરે છે કે, તે દુઃખસહન કરનાર સેવકને અમારામાંના કોઇએ ઓળખ્યો નહિ; ખરેખર, અમે તો તેનો તુચ્છકાર કર્યો. તેના પર કંટાળો લાવીને અમે વેગળા રહ્યા.

૫૩ ; ૪-૬. યહોવાહના સેવકની દીનાવસ્થાનું બીજું પગલું. જોકે આ સેવક ધિક્કારાએલો છે, તો પણ આગળ જતાં તેના વિષે ત્રણ વાત ખુલ્લી થાય છે—

૧) આ દુ:ખિત પુરૂપ પોતાના અપરાધને લીધે દુ:ખિત થયો, એમ નથી.

૨) પણ તે બીજાઓના અપરાધોને લીધે, હા, "આપણા અપરાધોને લીધે તે વિંધાયો, આપણા અન્યાયને લીધે તે કચડાયો."

૩) તેના પર જે શિક્ષા પડી તે તો આપણી શાંતિ સાધવાને અર્થે હતી. તેને સોળ પડયા ખરા, પણ "તેના સોળથી આપણને સાજાપણું મળ્યું છે." એ સેવક આપણો અવેજી જણાય છે, ને તેજ તો આપણો ખંડી લેનાર છે.

૫૩ ; ૭-૯. યહોવાહના સેવકની દીનાવસ્થાનું ત્રીજું પગલું. હવે બટ્ટો મુકનારની આગળ તે મુંગો રહે છે. તેનો ન્યાય-ચુકાદો કરવામાં આવ્યો, પછી દુષ્કર્મી જેવો તે મરણ પામ્યો. "જીવતાઓની ભૂમિ પરથી તે મારી નખાયો."

૫૩ ; ૧૦-૧૨. યહોવાહના સેવકની થનાર ઉત્તમાવસ્થા.

જોકે મરણ સુધી આ સેવક દરદનો અનુભવી હતો, પરંતુ આ મરણ બીરૂપ ગણાય છે કે જેમાંથી નવી તરેહનું જીવન નીપજી આવનાર છે. તેની મારફતે પ્રભુની મરજી સફળ થશે. આ સેવક યહોવાહની ધારણાઓ જાણે છે, ને પોતાના જ્ઞાનથી તે ઘણાઓને ન્યાયી ઠરાવશે. છેવટે મોટાઓની સાથે તેને હિસ્સો અપાશે, "ને પરાક્રમીઓની સંઘાતે તે લૂટ વહેંચશે" (સરખાવો ફિલ. ૨ ; ૬-૧૧).

૪). ૫૪ ; ૧-૧૭. યહોવાહના એ અપ્રગટ સેવકનું કામ એવું ફળીભૂત થશે, કે બંદીપ્રવાસમાં ગએલા યહુદીઓ સહીસલામત સિયોનમાં પાછા આવશે.

૫૪ ; ૧-૩. સિયોનને લાંબી મુદતથી વાંઝણી રહેલી સ્ત્રી કહીને તેણીને સંબોધન કરે છે. પણ, જોજો, થોડીવાર પછી તેણીને ઘણા પુત્રો થશે.

૫૪ ; ૪-૧૦. એ સ્ત્રીના સ્વામીએ કંઇક વાર લગી પોતાનું મુખ સંતાડયું ખરૂં, પણ હવે તે પાછો ફરે છે. તે પોતાની સ્ત્રીની સાથે પ્રેમથી જોડાશે, હા, તેણીની સાથે અભેદ્ય કરાર બાંધશે. ડુંગરો ચળે, પણ એ શાંતિનો કરાર ચળી જશે નહિ.

૫૪ ; ૧૧-૧૭. હાલમાં તો સિયોન "તોફાને ઉછાળેલી, દિલાસા વગરની" જણાય છે, પણ ત્યારે તો તે સહીસલામત તથા શાંત થશે. તેના પુત્રો યહોવાહના શિષ્યો થશે, અને તેના શત્રુઓ નાશ પામશે.

૫). ૫૫ ; ૧-૧૩. જે તારણ થવાનું છે, તેનો સ્વીકાર કરવો જોઇએ, એવું સંબોધન પૃથક પૃથક જણને કરવામાં આવે છે.

૫૫ ; ૧–૩. બંદીપ્રવાસીઓને મોટા મોટા આશીર્વાદ બતાવ્યા છે. વળી એમ પણ બતાવ્યું છે કે તે આશીર્વાદો પામવાનો તેમનો હક છે. પરંતુ આજ્ઞાપાલનની સરત પુરી પાડવી જોઇએ.

૫૫ ; ૪, ૫. જો તેઓ આજ્ઞાપાલન પુરૂં કરે, તો વેગળે રહેનારી દેશજાતિઓ આપખુશીથી આવીને તેમની આગળ નમન કરશે, અને ઇસ્રાએલીઓના ધર્મની ઉત્તમતા માન્ય કરશે.

૫૫ ; ૬, ૭. તક જતી રહે તે પહેલાં ઉતાવળ કરો, એ માટે કે તમે છુટકારાના ભાગીદાર થાઓ.

૫૫ ; ૮-૧૧. જો છુટકારો પામવા વિષે તમારા મનમાં કદાચ શક ઉપજે તો ખબડદાર રહો, કેમકે "મારા માર્ગો તમારા માર્ગોથી, ને મારા વિચારો તમારા વિચારોથી ઉંચા છે." ખચિત જાણો કે મારૂં વચન અવિકારી છે; તે ફળીભૂત થશેજ થશે.

૫૫ ; ૧૨, ૧૩. જ્યારે પ્રભુના લોકોનો એ છુટકારો થશે, ત્યારે કુદરત પણ હર્ષ કરશે. તેમની "આગળથી પર્વતો તથા ટેકરીઓ હર્ષનાદ કરવા માંડશે, અને ખેતરોનાં સર્વ ઝાડ તાળી પાડશે."

# પ્રકરણ ૩ જું.

III. ૫૬; ૧-૬૬; ૨૪. પ્રજામાંના જે ખરા ઇસ્રાએલી છે તેમની ભવિષ્યમાં થનારી ધન્યતા, પરંતુ ધર્મઢોંગીઓની પડતી દશા, થશેજ થશે, એવી નિશ્ચયતા.

૧). ૫૬ ; ૧-૮. ઇસ્રાએલી કોમમાં વિદેશી, હા, હીજડા પણ દાખલ થઈ શકે, એ વિષે ટૂંક દેવવાણી.

૨). ૫૬ ; ૯-૫૭ ; ૨૧. યહોવાહના ટોળાના જે નઠારા ઘેટાંપાળકો છે, અને જેઓ તુચ્છકારસહિત ખરા ધર્મથી ઉલટા થઇને પરધર્મની ગમ વલણ કરે છે, તેમના વિષે ધમકી-વચન. પરંતુ ઇસ્રાએલીઓમાં જે ખરા ઈશ્વરભક્તો છે, તેમને ઉત્તેજનદાયક વચનો આપવામાં આવે છે.

૩). ૫૮ ; ૧-૧૪. ઉપવાસ કરવા વિષે તથા સાબ્બાથ દિન પવિત્ર પાળવા વિષે દેવવાણી.

૪). ૫૯ ; ૧-૨૧. ઇસ્રાએલીઓના તારણને આડે આવનારી કોઇ કોઇ હરકતો છે, પરંતુ યહોવાહ પોતે ઉભો થઇને વિઘ્નરૂપ બધું દૂર કરશે.

૫). ૬૦ ; ૧-૨૨. થનાર નવા યરૂશાલેમના ગૌરવની હકીકત.

૬). ૬૧ ; ૧-૧૧. સિયોનને સુસમાચાર પ્રગટ કરવામાં આવે છે.

૭). ૬૨ ; ૧-૧૨. સિયોનનું તારણ ખચિત થાય, એ વિષે વિનંતી. વળી સિયોનના થનાર મહિમા વિષે ભવિષ્ય. [૬૦ ; ૧-૬૨ ; ૧૨ સુધીના ત્રણે પેટાભાગમાં સિયોનની ભવિષ્યમાં થનાર ઉન્નતિ વિષે ભવિષ્ય સમાએલું છે].

૮). ૬૩ ; ૧-૬. અદોમ દેશ પર વેર વાળવાનો દિવસ આવશે, એવું ભવિષ્ય.

૯). ૬૩ ; ૭-૬૪ ; ૧૨. યહોવાહે પોતાના લોક પર પ્રાચીનકાળમાં જે દયાદષ્ટિ રાખી, તેવી દયાદષ્ટિ ફરી રાખવામાં આવે, એવી વિનંતી.

૧૦). ૬૫ ; ૧-૨૫. યહોવાહના જે ખરા સેવકો તેમને ધન્યવચન, પરંતુ ધર્મઢોંગીઓને ધમકીવચન, પ્રગટ કરે છે. એ બંને વર્ગના લોકો એકબીજાથી જુદા પાડવામાં આવશે.

૧૧). ૬૬ ; ૧–૨૪. ઇસ્રાએલી કોમના ઇશ્વરભકતોને સદાનો આશીર્વાદ મળશે, પરંતુ ધર્મત્યાગીઓ શાપિત થશે.

૧). ૫૬; ૧-૮. ઈસ્રાએલી કોમમાં વિદેશી, હા, હીજડા પણ દાખલ થઈ શકે, એ વિષે ટુંક દેવવાણી.

૫૬ ; ૧, ૨. પુનર્સ્થાપિત થએલા ઇસ્રાએલીઓના આશીર્વાદોનો ભોગવટો કરવાની ઇચ્છા રાખનારાઓએ ઇનસાફ સાચવવો, ને ન્યાય કરવો.

૫૬ ; ૩-૮. જે કોઇ ઉપલી સરત પુરી પાડે, તે હોય વિદેશી કે હોય હિજડો; તોપણ દાખલ થઇ શકે. કેમકે "મારૂં ઘર સર્વ દેશજાતિઓને સારૂ પ્રાર્થનાનું ઘર કહેવાશે."

૨). ૫૬;૯-૫૭;૨૧. યહોવાહના ટોળાના જે નઠારા ઘેટાંપાળકો છે, અને જેઓ તુચ્છકારસહિત ખરા ધર્મથી ઉલટા થઇને પરધર્મની ગમ વલણ કરે છે, તેઓને ધમકીવચન. પરંતુ ઈસ્રાએલીઓમાં જે ખરા ઇશ્વરભકતો છે, તેઓને ઉત્તેજનદાયક વચનો આપવામાં આવે છે.

૫૬ ; ૯-૫૭ ; ૨. ઇસ્રાએલીઓના જે નઠારા અમલદારો તેમને ધમકીવચન. તેમના ચોકીદારો (ભવિષ્યવાદીઓ) તો આંધળા થયા છે વળી ઘેટાંપાળકો પોતાનાજ લાભને સારૂ તદન ફરી ગયા છે. ભકતોની દરકાર થતી નથી, "ન્યાયી નાશ પામે છે, ને કોઇ માણુસ ધ્યાનમાં લેતું નથી."

૫૭ ; ૩-૬. જેઓ મૂર્તિપૂજાની ગમ વળ્યા છે, તેમને ધમકીવચન. પછી ઇસ્રાએલીઓમાંના કેટલાએક મૂર્તિઓની આગળ કેવી રીતે કર્મક્રિયા કરે છે, એ વિષે સચિત્ર વર્ણન.

૫૭ ; ૭-૧૧ अ. એક સ્ત્રી કામી પુરૂષોને ફોસલાવવા પોતાના અંગને સણગારે છે, એ ઉપમાદ્વારે બોધ આપે છે કે, ઈસ્રાએલી લોકો પારકી દેશજાતિઓના રાજાઓની પાછળ ફરી ગયા છે, ને તેમની પાસેથી મહેરબાની શોધે છે.

૫૭; ૧૧ ब-૧૨. પરંતુ તેમની મૂર્તિઓ લોકોનો બચાવ કરી શકશે નહિ. તારાં એવાં કામોથી તને કશો લાભ થવાનો નથી.

૫૭; ૧૩-૨૧. પરંતુ ઇસ્રાએલીઓ તો તારણ પામવાનો ભરોસો રાખી શકે છે. કેમકે યહોવાહ જે સનાતનકાળવાસી, ને જેનું નામ પવિત્ર છે, તે કહે છે કે, હું સર્વકાળ સુધી રોષ રાખ-

નાર નથી; હા, તેનો કોપ ટળી ગયો છે. બંદીપ્રવાસમાં ગએલા ઇસ્રાએલીઓને તે શાંતિ આપવા ચાહે છે. જેઓ યહોવાહને સદાને માટે તજી દે છે, માત્ર તેઓજ આશીર્વાદનો કંઇ ભાગ પામવાના નથી.

૩). ૫૮; ૧-૧૪. ઉપવાસ કરવા વિષે તથા સાબ્બાથ દિન પવિત્ર પાળવા વિષે દેવવાણી. (ઉપવાસ કરવો, એમાં પડોશીની તરફની આપણી ફરજ, ને સાબ્બાથ દિવસ પવિત્ર પાળવો, એમાં ઇશ્વર તરફની આપણી ફરજ, સુચવેલી છે).

૫૮; ૧–૧૨. ઇસ્રાએલ એવું બતાવે છે કે, અમે તો ધર્મક્રિયાઓ બરાબર બજાવતા આવ્યા છીએ, તો તેથી યહોવાહની મહેરબાની શું અમારા પર ઉતરી નહિ આવે? શું ઉપવાસનાં પર્વો અમે પાળતા આવ્યા નથી? એ વાતના જવાબમાં ખરા ઉપવાસ ને અમથા ઉપવાસમાં જે ફેર છે, તે વિષે બોધ આપેલો છે. જેઓ અમથો નહિ, પણ ખરો ઉપવાસ પાળે, તેમને તો આશીર્વાદ આપવામાં આવશે, હા, એટલે સુધી કે, તેઓ યરૂશાલેમ પાછા જઇને તે નગરની પુનર્સ્થાપના કરશે.

૫૮; ૧૩, ૧૪. પરંતુ ઇસ્રાએલી લોકની પુનર્સ્થાપના થાય, તે પહેલાં સાબ્બાથ દિન પવિત્ર પાળવાની કબુલાત કરવી જોઇએ. એ દિવસને પવિત્ર પાળો તો તમે યહોવાહમાં આનંદ પામશો, ને હું યહોવાહ પૃથ્વીનાં ઉચ્ચસ્થાનોએ તમને સવારી કરાવીશ.

૪). ૫૯; ૧–૨૧. ઇસ્રાએલના તારણને આડે આવનારી કોઈ કોઈ હરકતો છે, પરંતુ યહોવાહ પોતે ઉભો થઇને વિઘ્નરૂપ બધું દૂર કરશે.

૫૯; ૧, ૨. પાપ તો એવી વસ્તુ છે કે તે માણસને યહોવાહથી અલગ કરે છે. "તમારાં પાપોએ તેનું મુખ તમારી ભણીથી ફેરવાવ્યું છે કે તે સાંભળે નહિ."

૫૯; ૩–૮. યહોવાહની મહેરબાની ઉઠી ગઈ તેનું શું કારણ? એ કારણ યહોવાહમાં નહિ, પણ ઇસ્રાએલી લોકોમાં મળે છે. જુઓ, ઇસ્રાએલીઓએ અન્યાયી કૃત્યો કર્યાં છે. જુઓ ખુનરેજી, અન્યાય, લૂટફાટ તથા દગલબાજી, એ બધાં ઇસ્રાએલમાં વ્યાપી ગયાં છે.

૫૯ ; ૯–૧૫અ. હવે તો ઈસ્રાએલીઓ પોતાના અન્યાય તથા જનમંડળમાં ફેલી ગએલી અવ્યવસ્થા વિષેની પોતાની જુમ્મેદારી કબુલ કરે છે. તેઓ માન્ય કરે છે કે હવે પછી યહોવાહ અમારી સહાય કરે એવો દાવો અમે કરી શકતા નથી.

૫૯ ; ૧૫બ–૧૯. ઈસ્રાએલી લોકોની ઉપલી કબુલાત સાંભળીને યહોવાહ ઊભો થાય છે, એ માટે કે, ઇસ્રાએલમાં જેઓ અવ્યવસ્થા કરનારા તથા અભકતો હોય, તે સર્વનું વેર તે વાળે.

૫૯ ; ૨૦, ૨૧. યહોવાહ ઉદ્ધારનાર દાખલ સિયોનમાં પ્રગટ થશે, એમ બતાવતાં આગળ આપેલું વચન (૪૪ ; ૩) ફરી કહેવામાં આવે છે, એટલે ઈસ્રાએલમાંના જે સદ્‌ભકતો તેમના પર યહોવાહનો આત્મા સદા રહેશે, ને સર્વકાળ સુધી જતો રહેશે નહિ. એ પ્રમાણે યહોવાહ તેમની સાથે સદાનો કરાર બાંધે છે.

૫). ૬૦ ; ૧-૨૨. થનાર નવા યરૂશાલેમના ગૌરવની હકીકત.

૬૦ ; ૧–૪. સિયોન તો જાણેકે નીચે મુખ રાખીને બેઠું હતું. પણ હવે તો જરૂર તેની ઉત્તમાવસ્થાનો સમય આવ્યો છે. "તારો પ્રકાશ આવ્યો છે, ને યહોવાહનો મહિમા તારા પર ઉગ્યો છે." એ પ્રકાશના આકર્ષણથી આઘેની દેશજાતિઓ પણ આકર્ષાશે, અને વળી તેમની સાથે સિયોનના દેશનિકાલ થએલા પુત્રો પણ પાછા આવશે.

૬૦ ; ૫–૧૭. પૂર્વે જે જે દેશજાતિઓ સૌથી વધારે દોલતમંદ તથા પ્રખ્યાત જણાઈ આવી, તેઓ મૂલ્યવાન દ્રવ્યો સિયોનના પગ પાસે મુકવા માટે એકઠી થઇને આવશે. હા, તેઓ સિયોનની ગરજ પુરી પાડવા તથા સિયોનને સુશોભિત કરવા આગળ પડશે.

૬૦ ; ૧૮-૨૨. છેવટે તમામ પ્રદેશમાં અંધેર બંધ થશે. શાંતિ સર્વત્ર ફેલાઇ જશે, ને યહોવાહ પોતે તેને માટે અજવાળારૂપ થશે. તેમાંના સર્વ રહેવાસીઓ ન્યાયાચારી થશે. તેઓ દેશભૂમિનો વારસો પામશે, ને આબાદ થઇને વૃદ્ધિ પામતા જશે.

૬). ૬૧ ; ૧-૧૧. સિયોનને સુસમાચાર પ્રગટ કરવામાં આવે છે.

૬૧; ૧–૩. યહોવાહનો સેવક (ઈસ્રાએલી ભક્તો) પોતાના મનમાં બોલતાં એમ કહે છે કે, હેરાન થએલાઓને સુસમાચાર પ્રગટ કરવા. વળી નાના પ્રકારનાં દુઃખો મટાડવાની જે ફરજ પોતાને માથે મુકેલી છે, તે જણાવે છે.

૬૧; ૪–૯. એવું વચન પણ આપેલું છે કે, જ્યારે યરૂશાલેમ પુનર્સ્થાપિત થશે, ત્યારે તે નગર પર યહોવાહનો એટલો બધો આશીર્વાદ પ્રગટી નીકળશે કે તમામ દેશજાતિઓ તેની ગમ દૃષ્ટિ કરશે.

૬૧; ૧૦, ૧૧. અમારા પર એટલો બધો આશીર્વાદ આવવાનો છે, એ જાણીને ઇસ્રાએલ હર્ષાનંદ કરે છે.

૭). ૬૨; ૧–૧૨. સિયોનનું તારણ ખચિત થાય, એ વિષે વિનંતી. વળી સિયોનના થનાર મહિમા વિષે ભવિષ્ય.

૬૨; ૧–૪. હવે પછી હું છાનો રહેવાનો નથી, એવો પોતાનો મનોર્થ યહોવાહ પ્રગટ કરે છે. સિયોનનું ન્યાયીપણું તેજની પેઠે ને સિયોનનું તારણ સળગાવેલા દીવાની પેઠે પ્રદિપ્ત થવાનું છે. હવે તો સિયોનને નવું નામ અપાશે, એટલે હેફ્સીબાહ (તેણીમાં મારો આનંદ). તેમજ તેનો દેશ બેઉલાહ કહેવાશે (બેઉલાહ-પરણેલી). સિયોનનું અસલ નામ અઝુબાહ (તજેલી) હતું, ને દેશનું અગાઉનું નામ શમામાહ (ઉજ્જડ) હતું.

| | અસલ નામ | નવું નામ |
|---|---|---|
| સિયોન કન્યાનું | અઝુબાહ (તજેલી) | હેફ્સી-બાહ (તેણીમાં મારો આનંદ) |
| દેશનું | શમામાહ (ઉજ્જડ) | બેઉલાહ (પરણેલી) |

૬૨; ૫–૯. સિયોનકન્યા ફરીથી પોતાના ધણીની પાસે લેવાશે, ને જ્યાર સુધી યરૂશાલેમ સહીસલામત તથા ગૌરવી થયું નહિ હોય, ત્યાર સુધી કોટ પરના ચોકીદારો યહોવાહને તેના વચન વિષે યાદ દેવડાવ્યા કરશે.

૬૨ ; ૧૦, ૧૧. દેશનિકાલ થએલાઓને બાબેલમાંથી નીકળી જવાનું ફરમાવે છે. કેમકે યહોવાહ પોતાના છુટા થએલા લોકને સાથે લઇને સિયોનમાં પાછો આવશે.

૬૨ ; ૧૨. યરૂશાલેમના રહેવાસીઓ ખંડી લીધેલા લોક કહેવાશે, ને તે નગર "અણુતજેલી નગરી" કહેવાશે. [યિર્મે. ૨૫ ; ૩૮ : ૩૦ ; ૧૭ માં તો તે નગરીને તજેલી (કાઢી મુકેલી) એવું નામ આપવામાં આવ્યું હતું].

૮). ૬૩ ; ૧–૬. અદોમ દેશ પર વેર વાળવાનો દિવસ આવશે, એવું ભવિષ્ય.

૬૩ ; ૧ અ. ભવિષ્યવાદી સવાલ પુછે છે કે, આ જે અદોમથી, જે કિરમજી રંગનાં વસ્ત્ર પહેરીને બોસ્રાહથી, આવે છે, તે કોણ?

૬૩ ; ૧ બ. ઉપલા પ્રશ્નનો ઉત્તર—"હું જે ન્યાયીપણાથી બોલનાર, તારવાને પરાક્રમી, તે હું છું," એટલો મોઘમ જવાબ આપે છે.

૬૩ ; ૨. માટે વધારે સ્પષ્ટ જવાબ મળે એવી આશા રાખીને ઉપલો પ્રશ્ન બીજી વાર પુછે છે.

૬૩ ; ૩. હવે તો એવો જવાબ મળે છે કે, મારો કોઇ સહાયક નહોતો, ત્યારે ઇસ્રાએલના શત્રુઓને મેં રોષમાં ખુંદ્યા, ને તેથી મારો તમામ પોષાક મેં ડાઘેલ કીધો.

૬૩ ; ૪–૬. વળી અદોમના રહેવાસીઓને એટલુંજ નહિ, પરંતુ બીજા લોકોને પણ મેં મારા રોષમાં ખુંદી નાખ્યા. "મારા કોપે તેઓને મસ્ત કીધા, ને તેઓનું લોહી મેં ભૂમિ પર રેડી દીધું."

૯). ૬૩; ૭-૬૪; ૧૨. યહોવાહે પોતાના લોક પર પ્રાચીન કાળમાં જે દયાદૃષ્ટિ રાખી, તેવી દયાદૃષ્ટિ ફરી રાખવામાં આવે, એવી વિનંતી, (૬૩ ; ૭–૧૪ ઉપકારસ્તુતિરૂપ ગાયન ; ૬૩ ; ૧૫–૬૪ ; ૫. વિનંતી ; ૬૪ ; ૬–૧૨ પાપ કબુલાત).

૬૩ ; ૭–૯. ગતકાળમાં યહોવાહે લોકો પર જે મહેરબાની તથા મમતા દર્શાવી હતી, તે સંભરાવે છે.

૬૩ ; ૧૦–૧૪. પણ ઇસ્રાએલીઓ ફિતૂરી થયા, માટે યહોવાહને તેમનાથી ઉલટું થવું પડયું. ત્યાર પછી ઇસ્રાએલીઓ મિથ્યા ખેદ કરવા લાગ્યા.

૬૩; ૧૫-૬૪; ૫. ઇસ્રાએલીઓ યહોવાહની આગળ વિનંતી કરે છે. પછી જુસ્સાસહિત સવાલ પુછે છે. છેવટે વિશેષ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

૬૪; ૬-૯. ઇસ્રાએલીઓ પોતાની નાલાયકી કબુલ કરે છે, ને ઇશ્વરની પાસે ક્ષમા માગે છે.

૬૪; ૧૦-૧૨. સિયોન તથા ત્યાંના મંદિરની ધુળધાણી થએલી જોઇને ઇસ્રાએલીઓ વિલાપ કરે છે. પછી યહોવાહ અમારી સજા બંધ કરશે, તેમજ અમારા લાભમાં વચ્ચે પડશે, એવી વિનંતી કરે છે.

૧૦). ૬૫; ૧-૨૫. યહોવાહના જે ખરા લોક તેમને ધન્યવચન, પરંતુ ધર્મ-ઢોંગીઓને ધમકીવચન, પ્રગટ કરે છે. એ બંને વર્ગના લોક એક બીજાથી જુદા કરાશે.

૬૫; ૧-૭. યહોવાહ પોતાના લોકની સાથે મુલાકાત કરવા હમેશાં ચાહે છે, પણ તેઓ તો યહોવાહ પાસેથી ફરી ગયા, ને મૂર્તિપૂજા સ્થાપીને તેને રોષિત કર્યો. ત્યારે તો તેમને ગુનાહ પ્રમાણે બદલો મળવો જોઇએ.

૬૫; ૮-૧૦. પરંતુ યાકૂબના સંતાનમાંથી કોઈ કોઇ નિવડેલા ઉભા થશે કે જેઓ પાલેસ્ટાઈન દેશના પર્વતો મધ્યે વારસો પામશે.

૬૫; ૧૧-૧૬. પણ જેટલાએ યહોવાહને તજ્યો, ને જેટલા અન્ય દેવ-દેવીઓની તરફ ફર્યા, તેમને તો યહોવાહ તરવારને સારૂ નિર્માણ કરશે, ને તેમનો વિનાશ કરશે.

૬૫; ૧૭-૨૫. હવે પછી જાણેકે નવી વ્યવસ્થા થશે, ને યહોવાહ યરૂશાલેમમાં તથા તેના લોકમાં આનંદિત થશે. વળી તે કહે છે કે, "મારા આખા પવિત્ર પર્વતમાં તેઓ ઉપદ્રવ કરશે નહિ, ને વિનાશ કરશે નહિ." ચિંતા રાખવાનું કંઈ પણ પ્રયોજન રહેશે નહિ.

૧૧). ૬૬; ૧-૨૪. ઇસ્રાએલી કોમના ઇશ્વરભકતોને સનાતન આશીર્વાદ મળશે, પરંતુ ધર્મત્યાગીઓ શાપિત થશે, ને તેમની ભારે દુર્દશા થશે.

૬૬; ૧, ૨. થોડી વાર પછી મંદિર પુનર્સ્થાપિત થશે, એવું જાણીને આત્માથી તથા સત્યતાથી ભજનસેવા બજાવવી જોઇએ, એવો બોધ આપે છે.

૬૬; ૩-૫. યહોવાહની ભજનસેવા કરવામાં કંઇ કંઈ વહેમરૂપ ક્રિયાઓ ભળેલી હતી, તે વિષે ધમકી.

૬૬; ૬-૯. વેર વાળવાને સારૂ યહોવાહ તૈયારી કરે છે. જુઓ, એવો હંગામાનો સાદ મંદિરમાંથી સંભળાય છે કે, જાણજો કે હવે પછી સિયોનને પ્રસવવેદના થઇ કે તરત તેણી પોતાનાં છોકરાં જણશે.

૬૬; ૧૦-૧૪. હવે પછી તો સિયોનમાં શાંતિ પ્રસરી જશે, ને હર્ષનાદ અધિક પ્રબળ થશે.

૬૬; ૧૫-૧૭. જેટલા ઇસ્રાએલના શત્રુઓ થયા, ને જેટલા વહેમરૂપ અમંગળ ક્રિયાઓ બજાવે છે, તેમના પર યહોવાહ ન્યાયશાસન લાવશે.

૬૬; ૧૮–૨૧. જ્યારે ઇસ્રાએલના શત્રુઓમાં એવું ચિહ્ન પ્રગટ થશે, ત્યારે આઘે રહેનારી દેશજાતિઓ એ વિષે સાંભળીને પોતા મધ્યેથી દેશનિકાલ થએલાઓને પાછા જવા દેશે. હા, જ્યારે તેઓ પાછા જશે, ત્યારે તેઓ તેમને અદબસહિત વળાવશે.

૬૬; ૨૨, ૨૩. ત્યાર પછી ઇસ્રાએલીઓ ખરેખર સ્વદેશમાં પુનર્સ્થાપિત થશે, ને તમામ દેશજાતિઓ તેમનું સન્માન કરશે. વળી એવું થશે કે, "અમાસે અમાસે તથા સાબ્બાથે સાબ્બાથે સર્વ માનવજાત મારી સન્મુખ પ્રણામ કરવા સારૂ આવશે," એમ યહોવાહ કહે છે.

૬૬; ૨૪. પરંતુ જે માણસોએ યહોવાહની વિરૂદ્ધ ફિતુર કર્યું, તેમનાં મુડદાં બહાર ફેંકાશે, ને યાત્રાળુઓ તથા સ્વદેશીઓ તે મુડદાં જોવા સારૂ બહાર જશે. "કેમકે તેઓનો કીડો મરનાર નથી, ને તેઓનો અગ્નિ હોલવાનાર નથી; અને તેઓ સર્વ માનવજાતને કંટાળારૂપ થઇ પડશે."

## યહોવાહના સેવક વિષે ટીકા.

જુના કરારમાં ઈસ્રાએલી કોમને, એટલે સામટા થએલા ઈસ્રાએલીઓને, યહોવાહનો જ્યેષ્ટપુત્ર કહે છે, નિર્ગ. ૪; ૨૨. વળી પુન. ૧૪; ૧માં તેને, એટલે તમામ પ્રજાને, દેવનાં છોકરાં કહે છે ખરાં, પરંતુ ફલાણા અમુક ઈસ્રાએલી જનને એવું નામ આપવામાં આવ્યું નથી; હા, જો કોઇ ઈસ્રાએલી જન અમલદાર કે પ્રતિનિધિ ગણાય તોજ તેને દેવનો પુત્ર કહે, ગીત. ૨; ૭. નવા

કરારમાં તો ઉપલું નિકટમાં નિકટ સંબંધસૂચક પુત્ર નામ મળી આવે છે, જુઓ ગલા. ૩ ; ૨૬. નવા કરારના જમાનામાં હરકોઇ ખરો વિશ્વાસ કરનાર જન દેવનો દીકરો ગણાય છે.

"દિલાસાના પુસ્તકમાં" જેને યહોવાહનો સેવક કહે છે, તે વિષે ઘણીએક વાત મળી આવે છે. એવાં શાસ્ત્રીય વાકયના બે મુખ્ય વર્ગ પાડી શકાય છે, એટલે

(૧) ૪૧ ; ૮, ૯ : ૪૫ ; ૪ : ૪૩ ; ૧૦–૧૨ : ૪૪ ; ૧, ૨, ૨૧ : ૪૮ ; ૨૦ : ૪૨ ; ૧૮, ૧૯.

(૨) ૪૨ ; ૧–૬ : ૪૯ ; ૧–૩, ૫, ૬, ૮ : ૫૦ ; ૪–૯ : ૫૨ ; ૧૩–૫૩ ; ૧૨ : અને કદાચ ૬૧ ; ૧–૩.

હવે પહેલા વર્ગમાંનાં જે વાકયો તેમાં સુચવેલો યહોવાહનો જે સેવક તેનામાં તો તમામ ઈસ્રાએલીઓની કોમ કે પ્રજા સમજવી જોઇએ. એમાં અમુક અમુક માણસોનો જત્થો જણાય છે એમ નહિ પણ સામટી કરેલી કોમ કે જે ઈતિહાસમાં પ્રગટ થઇ હતી તે. યહોવાહે એજ કોમને બીજી બધી કોમમાંથી ચુંટી કાઢી હતી, એ માટે કે તેની હસ્તક યહોવાહ પોતાની ધારણા અને પોતાની ઇચ્છા પુરી પાડે. પરંતુ આગળ જતાં એવું માલમ પડયું કે આ કોમ ઉપલી ધારણા પુરી પાડવામાં નિષ્ફળ નીકળી.

હવે બીજા વર્ગનાં જે શાસ્ત્રીય વાકયો તેમાં જેને યહોવાહનો સેવક કહે છે તે તો ઇતિહાસમાં પ્રગટ થએલી એવી કોમ નહિ, પણ તેમાં અપ્રગટ રહેનાર ઈશ્વરભકતો એટલો અર્થ રહેલો છે, એટલે ઈસ્રાએલી કોમમાંના જેટલા ઇશ્વરભક્ત તેઓનો સમૂહ સમજવો જોઇએ. એઓનો સમૂહ કદી ખરેખર કરવામાં આવ્યો એમ તો નહિ પણ સમૂહ અપ્રગટ ને અપ્રગટ રહ્યો. પરંતુ એ સેવક વિષે આમ સુચવેલું છે કે તેની મારફતે યહોવાહની ધારણા છેવટે પુરી પડશે ; એજ સેવક ચુકવાનો નથી. ભવિષ્યવાદીએ તે સેવકનું વર્ણન કર્યું, તે પહેલાં એવો કોઈ સેવક પ્રગટ થએલો ન હતો, પાર પાડનાર જેવો સેવક ઉભો થએલો ન હતો, પરંતુ એવો એક સેવક આગળ જતાં પ્રગટ થશે, હા, તેનું નામ સર્વત્ર પ્રસિદ્ધ થશે, એવી કલ્પના ભવિષ્યવાદી કરે છે. તેનું નામ પુછો તો ઈસુ ખ્રીસ્ત એજ.

યહોવાહનો સેવક સુચવનારી આકૃતિ.




| ૧ | ૨ | ૩ |
|---|---|---|
| *a*) ભકતો તથા અભકતોનો સમૂહ. | *a*) એકલા ભકતો. | *a*) એકજ જે પરમભક્ત. |
| *b*) તેડેલાં ઘણાં. | *b*) પસંદ કરેલાં થોડાં. | *b*) એકાકીજનિત. |
| *c*) પ્રગટ થએલાં. | *c*) અપ્રગટ રહેલાં. | *c*) પ્રગટ થવાનો. |

પ્રભુની જે પ્રધારણા પુરી પાડવાનું સેવકને માથે મુકાયું તે નીચે મુજબની—

(૧) યહોવાહે ઇસ્રાએલી કોમને નીવડી હતી, ઈબ્રાહીમને જુદો પાડીને તેના સંતાનના લોકને નીવડયા હતા, એ પ્રમાણે નીવડણ કરવામાં સુચવેલું છે કે તે કોમ પર ઈશ્વરની પ્રસન્નતા છે, એટલુંજ નહિ, પણ તે ઉપરાંત સેવા કરવાને વાસ્તે જે બળ જોઇએ તેવું બળ સેવકને આપવામાં આવે.

(૨) હવે નીવડિત કોમને માથે એ ફરજ મુકેલી છે કે તમામ દુનિયામાં ન્યાયાચાર સ્થાપિત કરવો, ઇસ્રાએલી લોકે વિદેશીઓને વાસ્તે અજવાળારૂપ થવું જોઇએ. જુઓ યશા. ૪૯ ; ૬ : ૬૦ ; ૧–૩. જો વિદેશીઓ અજવાળામાં ચાલ્યા જાય છે, તો જાણજો કે તે અજવાળું ઇસ્રાએલમાંથી નીકળ્યું છે. જુઓ યશા. ૪૨ ; ૧-૬ : ૪૯ ; ૧–૬.

(૩) હવે ઉપલી સોંપણી બરોબર બજાવી શકે માટે સેવકને ઈશ્વર તરફથી ખાસ દાન મળ્યું. "તેના પર મેં મારો આત્મા મૂકયો છે" યશા. ૪૨ ; ૧.

(૪) વળી ઉપલી સોંપણી બજાવતાં યહોવાહના સેવકને નક્કી દુ:ખ-સહન પણ કરવું પડશે. જુઓ ૪૨ ; ૪ : ૫૩ ; ૪–૯. વળી સરખાવો ૪૦ ; ૨.

યહોવાહના સેવકને માથે મુકેલી ફરજ ચાર પ્રકારની છે.

(૧) ૪૨ ; ૬ : ૪૯ ; ૫, ૬, ૮. યહોવાહ પોતાના લોકની સાથે એક નવો કરાર બાંધે છે, એ માટે કે બાબેલના બંદીપ્રવાસીઓ સ્વદેશ પાછા સમેટાય. હવે આ કરારનું સજીવારોપણ સેવકમાં (ઇસ્રાએલી કોમના ભકતોમાં ) બતાવ્યું છે.

(૨) ૪૨ ; ૧, ૩, ૬ : ૪૯ ; ૬. પરંતુ આ સેવકને માથે મુકેલી ફરજ એકલી ઇસ્રાએલી કોમને લગતી એવી નથી, પણ તે ફરજ તમામ પૃથ્વીના લોકને લાગુ પડે છે. આ સેવકની મારફતે ખરા ધર્મનો પ્રસાર થશે, અને તે સેવક વિદેશીઓના હકમાં અજવાળારૂપ નીકળશે. (ઇસુ ખ્રીસ્ત **રાજાનો** હોદ્દો બજાવવાનો છે.)

(૩) ૫૦ ; ૪–૯. જોકે લોક મારા સેવકનો ધિક્કાર કરે અને તેની સામા ઉભા થાય, તો પણ તે સેવકે ધીરજવાન તથા વફાદાર રહીને તેમને ભવિષ્યવાત તથા બોધ કરી આપવો ( ઇસુ ખ્રીસ્ત **બોધકનો** હોદ્દો બજાવવાનો છે ).

(૪) ૫૩ ; ૪–૯. યહોવાહનો સેવક પંડે નિર્દોષ તથા નિરપરાધી છતાં બીજાના અન્યાયને લીધે દુ:ખસહન, હા, મોત પામ્યા સુધીનું દુ:ખસહન કરશે. તે સેવક દુ:ખિત પુરૂષ ને દરદનો અનુભવી એવો પ્રગટ થશે (ઇસુ ખ્રીસ્ત **યાજકનો** હોદ્દો બજાવવાનો છે.)

વળી ઉપલી વાત ઉપરાંત યહોવાહનો સેવક આકાશનું આત્મિક રાજ્ય સ્થાપવાને માટે સેવા કરશે. પણ એ કામ કેમ કરીને સફળ નીકળે ?

(૧) યહોવાહનો સેવક લોકના અપરાધનો બદલો ભરી આપશે, જુઓ અધ્યા. ૫૩ પુરો અને ૪૦ ; ૨ સરખાવો. પ્રભુના લોકની આત્મિક પુન:સ્થાપનાને વાસ્તે એજ પહેલી શરત જણાય છે.

(૨) યહોવાહનો સેવક પોતે અપરાધનો બદલો ભરી આપશે એટલુંજ નહિ પણ ઇસ્રાએલના વિખરાએલાઓના હૃદયમાં વિશ્વાસ તથા આત્મિક જીવન ઉપજાવશે, જુઓ ૪૨ ; ૫–૮ : ૪૯ ; ૮–૧૨ : ૫૦; ૫–૧૦: ૬૧ ; ૧–૬. પ્રભુના લોકની આત્મિક પુન:સ્થાપનાની એ બીજી શરત છે.

(૩) હવે તો ઇસ્રાએલીઓ પુનઃસ્થાપિત થયા કહેવાય, અને હવે પછી એજ ઇસ્રાએલીઓ વિદેશીઓના હકમાં અજવાળારૂપ થશે, જુઓ ૪૨ ; ૧–૬ : ૪૯ ; ૧–૬ : સરખાવો ૬૦ મો અધ્યાય પુરો.

ઉપલો સેવક ખરેખર કોણ કોણમાં પ્રસિદ્ધ તથા પ્રગટ થયો એ વિષે ટીકાકારો જુદા જુદા મત ધરી રાખે છે, પરંતુ આ સેવકનું પ્રફુલ્લિતપણું કેવળ એક ઇશ્વરભક્તમાં પ્રગટ થએલું જણાય છે. તેણે તો યહોવાહની પ્રધારણા સંપૂર્ણ પુરી પાડી, અને માથે મુકેલું કામ પુરેપુરૂં બજાવ્યું. તેજ એકલો સેવક સેવા પુરી પાડતાં બિલકુલ ચુકયો નહિ ; અને તે સેવક એટલે ઈસુ ખ્રીસ્ત.

## મસીહને લગતી વાત.

૧) યશાયાહ બિન આમોત્સના પુસ્તકમાં આવેલી મસીહને લગતી ભવિષ્યવાત.

(૧) ૨ ; ૨–૪. એમાં સુચવેલું છે કે વખતની સંપૂર્ણતા થાય, એટલે છેવટના જમાનામાં, સિયોનમાંથી સાર્વજનિક ધર્મનો પ્રસાર થશે. તે ધર્મનું મધ્યબિન્દુ સિયોન જણાઈ આવશે ; યહોવાહની વાત યરૂશાલેમમાંથી નીકળી આવશે, સરખાવો મીખાહ ૪ ; ૧–૪.

(૨) ૪ ; ૨. આવનાર દિવસોમાં ઇસ્રાએલીઓને બચાવ મળે માટે એક પ્રગટ થશે, અને તે તો કોણ ?

જે સુંદર તથા મહિમાવાન તેને યહોવાહનો અંકુર કહે છે (દેવપુત્ર), અને જે ઉત્તમ તથા શોભાયમાન તેને પૃથ્વીનું ફળ કહે છે (માનવપુત્ર), એટલે જે દેવપુત્ર તથા માનવપુત્ર છે તેનાથી આવનાર દિવસોમાં ઇસ્રાએલનો બચાવ થશે.

(૩) ૭ ; ૧૩–૧૭. મસીહને લગતું એક ચિહ્ન જણાવે છે, એટલે કુંવારી ગર્ભવતી થઇને પુત્ર જણશે, ને તેનું નામ તે ઇમાનુએલ પાડશે.

એમાં સુચવેલું છે કે તેનાથી થોડી મુદતમાં પાસેના જોખમથી (સીરી તથા એફ્રાઇમી રાજ તરફથી આવનાર જોખમથી) યહુદાહનો બચાવ થશે, પરંતુ એ ઉપરાંત એમ પણ જાણવું કે આગળ જતાં યહુદાહ દેશ પર આસ્શૂરનો રાજા (સાન્હેરીબ) ચઢાઇ કરશે.

(૪) ૯ ; ૨–૭. આપણે સારૂ છોકરો જનમ્યો છે, આપણને પુત્ર અપાયો છે, ને તેની ખાંધ પર રાજ્યાધિકાર થશે, અને તેનું નામ મંત્રી, હા, અદ્‌ભુત મંત્રી, દેવ, હા, પરાક્રમી દેવ, પિતા, હા, સર્વકાળનો પિતા, સરદાર, હા, શાંતિનો સરદાર કહેવાશે. હવે

આ જન્મનાર પુત્રનાં લક્ષણો ઇશ્વરી લક્ષણોની સાથે બરોબરીનાં જણાઇ આવે છે. એ રાજાની સત્તાની વૃદ્ધિનો તથા શાંતિનો પાર થશે નહિ.

(૫) ૧૧; ૧–૧૦. યિશાઇના ઠુંઠામાંથી ફણગો નીકળશે, ને તેની જડમાંથી ઉગતી એક ડાળી સફળ થશે. એ દશ કલમમાં આવનાર મસીહ તથા તેના રાજ વિષેની અગમવાણી પ્રગટ કરેલી છે.

(૬) ૩૨; ૧–૮. આ ફકરામાં પણ મસીહના જમાના અને મસીહના રાજનું મનકલ્પિત વર્ણન કર્યું છે. તેજ જમાનાનો રાજા ન્યાયીપણાથી રાજ કરશે, અને એની સાથે મળતા મનના અધિકારીઓ સત્તા ચલાવશે.

૨) દિલાસાના પુસ્તકમાં મસીહને લગતી વાત.

યહોવાહના સેવક વિષે જે બધાં વાક્યો તેમાં મસીહ વિષેની સુચના રહેલી છે.

[યશા. ૭; ૧૪ની ખાસ ટીકા—

યશા. ૭; ૧૪. "જુઓ કુંવારી ગર્ભવતી થઇને પુત્ર જણશે." એમાં કુંવારીનો અર્થ સુચવવાને હેબ્રી ભાષામાં "આલ્મા" શબ્દ છે કે જેનો ખાસ અર્થ એ છે કે ઉમ્મરે આવેલી જુવાન સ્ત્રી, પછી હોય પરણેલી કે હોય કુંવારી. એટલુંજ તો ખરૂં કે આ સ્ત્રીએ હજૂ સુધી કોઇ બાળકને જન્મ આપ્યો નથી, તે તો બાળકની મા નથી થઇ. પરંતુ કુંવારી પહેલાં "જુઓ" શબ્દ આવે છે, કદાચ તે પરથી સમજવું જોઇએ કે આ સ્ત્રી પુત્ર જણશે એમાં નવાઇ જેવી કઇ વાત હશે, પણ "આલ્મા" શબ્દ પરથીજ એટલું ખાત્રીપૂર્વક અનુમાન કરી શકાય કે આ સ્ત્રી પરણેલી બાઈ ન હતી. એ "આલ્મા" વિષે યશાયાહ એટલુંજ જણાવે છે કે તે તો ગરીબ નનામી તથા જુવાન એવી એક સ્ત્રી છે.

હવે ઉપલી બાઈ કે જેનું કંઇ પણ નામ આપવાની જરૂર નહોતી તે થોડી વારમાં બાળક જણશે, અને આ બાળકને ઇમ્માનુએલ નામ આપવું વાજબી છે, કેમકે દેવ વેગળો રહેનાર નહિ, પણ તે ઇસ્રાએલનો બચાવ કરવાને પાસે ને પાસે પ્રગટ થશે. એ વાત સુચવવાને ઇમ્માનુએલ નામ વાજબી લાગે છે. વળી યહોવાહ એવું કરશે કે જે બે રાજાની આગળ (ઇસ્રાએલનો પેકાહ ને સીરીનો રઝોન) યહુદાહનો રાજા આહાઝ હાલ ભયભીત થએલો છે તે બે રાજાનો દેશ ઉજ્જડ થશે. પેલું નવું અવતરેલું બાળક ભલા ભુંડાનો ભેદ કરી શકે એટલામાં, એટલે પાંચ છ વર્ષની અંદર, એફ્રાઇમ ને સીરી બન્ને દેશ પાયમાલ

થશે, અને આસ્શૂરના રાજા તિગ્લાથ-પિલેસેર ને તે પછી સાર્ગોનના આવવાથી વળી શાલ્માનેસેર ચોથાના આવવાથી વેરાન કરાશે. પરંતુ યહુદાહ દેશ તો ઉજ્જડ થવાનો નથી; કેમકે, જુઓ, પેલું બાળક યહુદાહમાં રહીને ત્યાં દહીં તથા મધ ખાયા કરશે. હવે એ કેમ બને? કારણ તો એજ કે દેવ અમારી સાથે છે; ઇમ્માનુએલના પ્રતાપથી એ બધું બનશે. બીજા દેશો ઉજ્જડરૂપ થઇ જાય ખરા, પણ યહુદાહ દેશ હજી ફળદ્રુપ રહેશે, કારણ કે ઇમ્માનુએલ યહુદાહ દેશનો રક્ષક છે. હવે આટલી બધી શાંતિ આપનાર કોણ પ્રગટ થશે?

માત્થી ૧; ૨૩ માં બતાવ્યું છે કે ખ્રીસ્તમાં ઇમ્માનુએલ પ્રગટ થયો, હા, કુંવારી ગર્ભવતી થઇને પુત્ર જણશે તેજ બાળકના પ્રતાપથી પુરેપુરી સલામતી પ્રાપ્ત થાય છે].

# યિર્મેયાહનું ભવિષ્યપુસ્તક.

| બાબેલ. | આસ્શૂર (નીનવેહ). |
| --- | --- |
| | એસાર હાદ્દોન (૬૮૧–૬૬૮). |
| | ૬૬૮ આસ્શૂરબાનીપાલ (૬૬૮-૬૨૬). |
| ૬૩૩ [કુઆક્ષરેસે માદી દેશ આસ્શૂરની | ઝુંસરી તળેથી કાઢીને માદી દેશનું સ્વતંત્ર રાજ સ્થાપ્યું]. |
| ૬૨૬ નબોપેલાસાર (૬૨૬-૬૦૪). | ૬૨૬ બેલઝાકિરિસ્કુન (૬૨૬-૬૨૦). |
| | ૬૨૦ આસ્શૂરે ટિલિલાની (૬૨૦-૬૧૬). |
| | ૬૧૬ સિન્શારિસ્કુન ? (૬૧૬–૬૦૬). |
| | ૬૦૬ નીનવેહનો નાશ અને આસ્શૂરી રાજ્યનો અંત. |
| ૬૦૪ નબૂખાદનેસ્સાર (૬૦૪–૫૬૨). | |
| ૫૯૩ [આસ્ટીઆગેસ માદીનો રાજા]. | |

| યહુદાહ. | મિસર. |
|---|---|
| મનાશ્શેહ (૬૯૮–૬૪૨). | તિર્હાકાહ (૭૦૪–૬૬૫). |
| ૬૮૦ | |
| ૬૭૦ | |
| | ૬૬૪ રૂડામોન. |
| ૬૬૦ | ૬૬૩ પ્સામ્ટેક ૧ લો (૬૬૩–૬૧૦). |
| ૬૫૦ | |
| આમોન (૬૪૨–૬૪૦). | |
| ૬૪૦ યોશીયાહ (૬૪૦–૬૦૮). | |
| ૬૩૦ | |
| ૬૨૦ | |
| ૬૧૦ | ૬૦૯ નકો (૬૦૯-૫૯૪). |
| ૬૦૮ યહોઆહાઝ (ત્રણ માસ). | |
| ,, યહોયાકીમ (૬૦૮–૫૯૭). | |
| ૬૦૦ | |
| ૫૯૭ યહોયાખીન (ત્રણ માસ). | |
| ,, સિદકીયાહ (૫૯૭–૫૮૬). | ૫૯૪ પ્સામ્ટેક બીજો (૫૯૪–૫૮૯). |
| ૫૯૦ | |

બાબેલ.

૫૬૧ એવીલ–મરોદાખ (૫૬૧–૫૫૯).
૫૫૯ નેરીગ્લિસાર (૫૫૯–૫૫૫).
૫૫૮ [કોરેશ એલામ દેશનો રાજા થયો].
૫૫૫ નબો-નાહિડ (૫૫૫–૫૩૮).

૫૪૯ [એલામના કોરેશે આસ્ટીઆગેસના હાથમાંથી માદી રાજ છીનવી લીધું].

૫૩૯ કોરેશે બાબેલ રાજ કબજે કરી લીધું.

---

૫૨૮ કાંબુસેસ રાજા થયો (૫૨૮-૫૨૨).

૫૨૨ સ્મેર્ડીસ નામ સ્વીકારીને બાર્ડીઆ રાજા થયો.
૫૨૧ દાર્યાવેશ ૧ લો (૫૨૧–૪૮૬).

આસ્શૂર.

| યહુદાહ. | મિસર. |
| --- | --- |
| ૫૯૦ | |
| | ૫૮૮ હોફ્રા (૫૮૮–૫૭૦). |
| **૫૮૬ યહુદાહના રાજ્યનો અંત.** | |
| ૫૮૦ | |
| ૫૭૦ | ૫૭૦ આહ્મેસ ૨ જો (૫૭૦-૫૨૮). |
| ૫૬૦ | |
| ૫૫૦ | |
| ૫૪૦ | |
| ૫૩૦ | |
| | ૫૨૮ [પ્સામ્ટેક ૩ જો ૫૨૮-૫૨૫]. |
| | ૫૨૫ કામ્બુસેસ. |
| | ૫૨૧ દાર્યાવેશ ૧ લો (૫૨૧-૪૮૬). |
| ૫૨૦ | |




| | | |
|---|---|---|
| (૧) | હિઝકીયાહ | ૭૨૮–૬૯૮ |
| (૨) | મનાશ્શેહ | ૬૯૮–૬૪૨ |
| (૩) | આમોન | ૬૪૨–૬૪૦ |
| (૪) | યોશીયાહ | ૬૪૦–૬૦૮ |
| (૫) | યહોઆહાઝ | ૬૦૮ (ત્રણ માસ) |
| (૬) | યહોયાકીમ | ૬૦૮–૫૯૭ |
| (૭) | યહોયાખીન | ૫૯૭ (ત્રણ માસ) |
| (૮) | સિદકીયાહ | ૫૯૭–૫૮૬ |

યોશીયાહને ચાર દિકરા થયા. તેમાંનો જયેષ્ઠ દિકરો યોહાનાન હતો, જુઓ, ૧ કા. ૩; ૧૫. બીજો દિકરો યહોયાકીમ ઇ. સ. પૂ. ૬૩૪ માં જન્મ્યો, ૨ રા. ૨૩; ૩૬. ત્રીજો દિકરો યહોઆહાઝ ઈ. સ. પૂ. ૬૩૨ માં જન્મ્યો, ૨ રા. ૨૩; ૩૧. હવે ચોથો દિકરો સિદકીયાહ નામનો હતો, તેની જન્મસાલ ઇ. સ. પૂ. ૬૧૯ સમજવી જોઇએ, ૨ રા. ૨૪; ૧૮. યહોયાકીમનો દિકરો યહોયાખીન તે તો ઈ. સ. પૂ. ૬૧૫ માં જન્મ્યો, જુઓ, ૨ રા. ૨૪; ૮.

## સાલવાર ઈતિહાસ.

૬૯૮. યહુદાહનો રાજા હિઝકીયાહ મરણ પામ્યો. તેની પછી તેનો દિકરો મનાશ્શેહ રાજા થયો. હવે ધર્મત્યાગ ઘણો ફેલાઇ ગયો, ૨ કા. ૩૩; ૧-૧૦, અને નિરપરાધી ભકતોનું પુષ્કળ લોહી વહેવડાવવામાં આવ્યું, ૨ રાજા ૨૧; ૧૬. કદાચ આ વખતે યશાયાહ મારી નખાયો.

૬૯૬. આસ્શૂરના રાજા સાન્હેરીબે (૭૦૫-૬૮૧) બાબેલ નગરમાં પેસીને તે નગરનો ઘણો ભાગ નષ્ટ કર્યો.

૬૮૧. આસ્શૂરના સાન્હેરીબના બે દિકરાએ બાપને મારી નાખ્યો, પરંતુ બાપનો સહુથી વહાલો દિકરો જે એસાર-હાદ્દોન તેણે બે ખુની ભાઇઓ નસાડીને ગાદી કબજે કરી.

૬૭૦. મિસરના તિર્હાકાહના (૭૦૪-૬૬૫) શીખવ્યાથી સૂરનો રાજા દંગો કરીને આસ્શૂરીઓની સામે થયો. પરંતુ આસ્શૂરના રાજા એસાર-હાદ્દોને મિસરના તિર્હાકાહનો પરાભવ કર્યો. પછી તેણે મિસરના રાજના બાર નાના સરખા વિભાગ પાડયા.

૬૬૫. આસ્શૂરના રાજા આસ્શૂરબાનીપાલે મિસર પર ચઢાઇ કરીને નો-આમોન એટલે થેબ્સ નગરને હસ્તગત કરીને તે પુરેપુરૂં લુટી લીધું.

૬૫૮. પ્સામ્ટેક ૧ લો (૬૬૩-૬૧૦) ઈ. સ. પૂ. ૬૬૩ માં મિસરનો પ્રબળ રાજા થયો. તેણે દેશના જુદા જુદા ભાગ ફરીથી જોડીને એક મોટું રાજ્ય ઉભું કર્યું.

? ૬૪૭-૬૪૪. આસ્શૂરના રાજા આસ્શૂરબાનીપાલ યહુદાહ ઉપર ચઢાઇ કરીને મનાસ્શેહ રાજાને બાબેલમાં લઇ ગયો (૨ કાળ. ૩૩; ૧૧). પરંતુ ત્યાં ત્રણ વર્ષ રહ્યા બાદ મનાસ્શેહ રાજા પસ્તાવિક મનનો થયો, પછી તે છુટો થઇને યહુદાહ દેશમાં પાછો આવ્યો. હવે તો તેણે દેશસુધારો કરવાનું કામ ચલાવ્યું, ૨ કાળ. ૩૩; ૧૨-૧૭. (જો ઉપલી બિના ૬૪૭-૬૪૪ માં બની નહિ હોય તો બિનાની સાલ ૬૮૦-૬૭૬ ની સમજવી જોઇએ; અને વાત એવી હોય તો જે રાજા મનાસ્શેહને બાબેલ લઈ ગયો, તે તો આસ્શૂરબાનીપાલ નહિ પણ એસાર-હાદ્દોન હશે).

૬૪૨. યહુદાહનો રાજા મનાસ્શેહ મરી ગયો અને તેને બદલે તેનો દિકરો આમોન ગાદીપતિ થયો (૬૪૨–૬૪૦), પરંતુ તેણે પણ પોતાના પિતાની માફક યહોવાહની દૃષ્ટિમાં જે ભૂંડું તે કર્યું. બે વર્ષ પછી રાજાના ચાકરોએ રાજાના ઘરમાં તેને મારી નાખ્યો (૨ રા. ૩૩; ૨૧–૨૪).

૬૪૦. યહુદાહનો રાજા આમોન મારી નખાયો ત્યારે તેનો દિકરો યોશીયાહ જે આઠજ વરસની વયનો હતો તે ગાદીપતિ થયો (૬૪૦–૬૦૮).

૬૩૨. યહુદાહનો યોશીયાહ રાજા પોતાના પિતા દાઉદના દેવની ઉપાસના કરવા લાગ્યો.

[૬૨૮. સ્કુથી કુળના કોઈ કોઈ લોકોએ (શક લોકોએ) મધ્ય એશિયાથી માંડીને ઠેઠ પાલેસ્ટાઇન દેશ સુધી ચઢાઈઓ કરી, પણ મિસરના પ્સામ્ટેક ૧ લાએ તેમની સામે થઇ તેમને પાછા વાળ્યા ].

૬૨૮. યહુદાહ દેશમાં ધર્મસુધારો ચલાવવામાં આવ્યો ( ૨ કા. ૩૪ ; ૩-૭ ), અને મૂર્તિઓથી દેશને શુદ્ધ કર્યો.

૬૨૭. યિર્મેયાહ ભવિષ્યવાદ કરવા લાગ્યો, યિર્મે. ૧ ; ૧, ૨.

૬૨૨. યરૂશાલેમનું મંદિર સમારતા હતા, એટલામાં હિલ્કીયાહ પ્રમુખ્યયાજકને એક પુસ્તક જડયું, એટલે મુસાની હસ્તક અપાએલા યહોવાહના નિયમનું જે પુસ્તક તે (૨ કા. ૩૪ ; ૧૪). હવે આ પુસ્તકને ધોરણે દેશસુધારો ચલાવવામાં આવ્યો, અને યોશીયાહ રાજાએ પોતાની પ્રજાને નામે યહોવાહની સાથે કરાર બાંધ્યો, (૨ રા. ૨૩ ; ૩). મુસાના નિયમશાસ્ત્રમાં જે આજ્ઞાઓ તથા વિધિઓ તે પાળવાનો કરાર કર્યો, અને સર્વ લોક કરારમાં સામેલ થયા.

૬૦૮. મિસરના રાજા ફારૂનનકોએ મોટું લશ્કર લઈને આસ્શૂર રાજની સામે ચઢાઇ કરી. આ વખતે તેણે યહુદાહ દેશમાં થઈને ચાલવાનું કર્યું, પરંતુ યોશીયાહ રાજાએ આમ કરવાની રજા ફારૂનને આપી નહિ. તેથી મિસરીઓની સામે લડવું પડયું, ને મગિદ્દો રણક્ષેત્રમાં યોશીયાહ રાજા માર્યો ગયો. હવે પછી યહોઆહાઝ જે યોશીયાહનો ત્રીજો દિકરો તે ગાદીપતિ થયો. ત્યાર બાદ મિસરી નકો આગળ વધ્યો અને સીરી કાદેશને ઘેરો ઘાલીને જીતી લીધું. પછી ત્યાંથી નીકળીને ઠેઠ ફ્રાત નદીના કાંઠા સુધી જીત પામતો ગયો. પરંતુ સીરી રાજમાં તેમજ યહુદાહ રાજમાં પોતાની સત્તા પુરેપુરી બેસાડવાને પાછો રિબ્લાહ ગામ સુધી આવ્યો. હવે તો યહુદાહના યહોઆહાઝને ફોસલા-

વીને રિબ્લાહમાં ફારૂન નકોની હજુરમાં બોલાવ્યો, પણ યહોઆહાઝ આવ્યો કે તરત તેને બંદીવાન કરી લીધો, અને નકો રાજા તેને પોતાની સાથે લઇને મિસરમાં પાછો ગયો. પરંતુ ત્યાંથી નીકળ્યા પહેલાં યહુદાહ દેશને માથે ખંડણી ભરી આપવાની ફરજ પાડી. વળી ફારૂન નકોએ એવું પણ ઠરાવ્યું કે યહોઆહાઝને બદલે તેનો મોટો ભાઇ યહોયાકીમ યહુદાહનો ગાદીપતિ થાય.

૬૦૬. આસ્શૂરનું મુખ્ય શહેર જે નીનવેહ તેનો નાશ થયો. નાશ કરનાર કોણ કોણ હતા એ માલમ નથી. પણ સંભવે છે કે સ્કુથી લોકોની ફોજની સાથે બાબેલના નબોપેલાસર રાજાએ સામેલ થઈ નીનવેહનો નાશ કર્યો હશે.

૬૦૬? બાબેલના નબોપેલાસાર રાજાનો દિકરો જે નબૂખાદનેસ્સાર તેણે યરૂશાલેમને ઘેરો ઘાલ્યો. આ પ્રસંગે દેવના મંદિરનાં કેટલાંક પાત્રો બાબેલમાં લઈ ગયો. વળી એનેએજ વખતે દાનીયેલ તથા બીજા કેટલાક કુલીન જુવાનોને બંદીવાન કરીને બાબેલના બંદીપ્રવાસમાં લઇ ગયા, દાની. ૧; ૧–૬. આટલામાં યહુદીઓનો પહેલો બાબેલ બંદીપ્રવાસ થયો.

૬૦૫. નબૂખાદનેસ્સાર શાહજાદો તથા સેનાપતિ હેઠ મિસરીઓની સામે લડવાને આગળ વધ્યો, અને કાર્ખેમીશ રણક્ષેત્રમાં મિસરી નકોને પુરેપુરો હરાવ્યો.

૬૦૪. નબોપેલાસાર રાજા મરણ પામ્યો; અને તેનો દિકરો નબૂખાદનેસ્સાર બાબેલનો ગાદીપતિ થયો (૬૦૪-૫૬૨).

૬૦૧? નબૂખાદનેસ્સાર ફરીથી યહુદાહ દેશમાં આવ્યો અને યહોયાકીમ રાજા ત્રણ વર્ષ સુધી તેનો તાબેદાર થયો, (૬૦૧–૫૯૮). ૨ રાજા ૨૪; ૧.

૬૦૧–૫૯૮. આટલાં ત્રણ વર્ષ સુધી યહુદાહનો યહોયાકીમ રાજા બાબેલના રાજાને ખંડણી ભરી આપતો.

૫૯૮. યહુદાહના યહોયાકીમે બાબેલ વિરૂદ્ધ બંડ કીધું, તેથી બાબેલ રાજાને તાબેની ટોળીઓ, જેમકે કાસ્દીઓની, આમોનપુત્રોની, મોઆબીઓની, અને સીરીઓની ટોળીઓ, યહુદાહની વિરૂદ્ધ મોકલવામાં આવી.

૫૯૭. હવે યરૂશાલેમ આગળ યુદ્ધ ચાલતું હતું એવામાં કોઇ પણ સહેજ લડાઇમાં યહુદાહનો યહોયાકીમ રાજા માર્યો ગયો, અને યરૂશાલેમની ભાગળોની બહાર ગધેડું દટાય છે તેમ દટાયો, જુઓ યિર્મે. ૨૨ ; ૧૯.

યહોયાકીમને બદલે યહોયાખીન ગાદીપતિ થયો. હવે તો નબૂખાદનેસ્સાર રાજાએ યરૂશાલેમને ઘેરો ઘાલ્યો એટલુંજ નહિ પણ તે નગર લુટીને પુષ્કળ લોકોને બંદીપ્રવાસમાં લઈ ગયો. બંદીવાનોમાં યહોયાખીન રાજા, તેની મા નહુસ્તા, અને હઝકીએલ ભવિષ્યવાદી હતાં; તે ઉપરાંત જે ગરીબમાં ગરીબ તેમને બાદ કરતાં દેશના તમામ લોક લઇ જવાયા. તેમજ મંદિર તથા રાજમહેલના ખજાનામાંનાં ઘણાં દ્રવ્ય લુટી લીધાં—એટલામાં યહુદી લોકોનો બીજો બાબેલ બંદીપ્રવાસ થયો.

નબૂખાદનેસ્સાર રાજાએ બાબેલમાં પાછા જવા પહેલાં યહોયાખીનના કાકા સિદકીયાહને યહુદાહનો ગાદીપતિ નિમ્યો.

૫૯૪. આ સાલે સિદકીયાહ રાજા બાબેલની સામે મસલહત કરવા લાગ્યો. એ કામ કરવામાં અદુમ, મોઆબ, આમોન, સૂર, તથા સીદોન એ દેશો તરફથી જાસુસોને યરૂશાલેમમાં બોલાવ્યા. આ વખતે નબૂખાદનેસ્સાર તરફથી સિદકીયાહને ફરમાન મોકલવામાં આવ્યો કે તમારે ખંડીયા દાખલ મારી હજુરમાં બાબેલ આવવું. આ ફરમાનથી સિદકીયાહ રાજા દબી ગયો, અને બાબેલ જઇને ખંડીયા દાખલ રહેવાના સમ ખાધા.

૫૮૮. આ સાલમાં મિસરની ગાદી પર હોફ્રા બેઠો, તે ઉપરથી સિદકીયાહ રાજાના મનમાં ફરીથી આશા ઉત્પન્ન થઇ, એવી કે હોફ્રા રાજા તરફથી અમને ભારે મદદ મળશે. એજ આશા રાખીને સિદકીયાહે ઉપલા સમ તોડયા અને બાબેલના નબૂખાદનેસ્સાર સામે દંગો ઉઠાવ્યો.

ઉપલી ખબર સાંભળી કે તરત બાબેલનો નબૂખાદનેસ્સાર યરૂશાલેમને ઘેરો ઘાલવા આવ્યો. યરૂશાલેમમાંના કેટલાક દ્રવ્યવાન યહુદી લોકે પોતાના ઘરમાં સજાતી ભાઇઓને ગુલામ દાખલ રાખ્યા હતા, તેમને આ બારિક પ્રસંગે છોડી મુકયા.

હવે મિસરનો હોફ્રા રાજા ફોજ લઈને સિદકીયાહની મદદે આવતો હતો, માટે નબૂખાદનેસ્સારે ઘેરો ઉઠાવી લીધો. પરંતુ ત્યાર પછી શું બન્યું એ વિષે પુરી ખાતરી નથી. કોઈ કહે છે કે, મિસરીઓ હાર્યા ગયા. બીજા કોઇ કહે છે કે, જેમ જેમ બાબેલની ફોજ પાસે આવતી ગઈ તેમ તેમ મિસરીઓ પાછા હઠતા ગયા.

જ્યારે બાબેલની ફોજે યરૂશાલેમનો ઘેરો ઉઠાવી લીધો ત્યારે પેલા દ્રવ્યવાન યહુદીઓએ છુટા થએલા ગુલામોને પાછા બોલાવીને ગુલામગીરીમાં રાખ્યા.

૫૮૬. યરૂશાલેમને ઘેરો ઘાલ્યા પછી ૧૮ મહિને તે નગર હસ્તગત કરી લીધું, એટલામાં સિદકીયાહ રાજા બંદીવાન કરાયો. તેને રિબ્લાહમાં આવેલા નબૂખાદનેસ્સારની હજુરમાં મોકલ્યો. અહીં સિદકીયાહની આંખ આગળ તેના બે દિકરા મારી નાખ્યા. પછી સિદકીયાહની આંખો ફોડાવી તેને સાંકળથી બાંધી બાબેલ લઈ ગયા. એ રાજા ત્યાંનેત્યાંજ મરણ પામ્યો; એટલામાં હઝકીએલની ભવિષ્યવાત અજાયબ રીતે પુરી પડી, હઝ. ૧૨; ૧૩.

યરૂશાલેમ નગર હસ્તગત કરાયું એટલામાં નબૂખાદનેસ્સાર તૃપ્ત થયો નહિ. તે નગરે દંગો ઉઠાવ્યો માટે તેની સખત સજા ફરમાવતાં નબૂખાદનેસ્સારે અંગરક્ષક ટુકડીનો સરદાર જે નબૂઝારઅદાન તેને યરૂશાલેમનો નાશ કરવાનો હુકમ કર્યો. જુઓ ૨ રાજા ૨૫; ૮–૧૦. તે ઉપરથી નબૂઝારઅદાને યહોવાહનું મંદિર તથા રાજાનો મહેલ તથા યરૂશાલેમનાં સર્વ ઘરો બાળી નાખ્યાં.

હવે યહુદાહ દેશમાં થોડાજ ગરીબ લોકોને રહેવા દીધા, બાકીના બધાને બાબેલમાં લઈ ગયા. એટલામાં ત્રીજો બાબેલ બંદીપ્રવાસ થયો અને યહુદાહ રાજ્યનો અંત આવ્યો.

[ સિદકીયાહની કારકીર્દીના

| | | | | |
|---|---|---|---|---|
| ૯ મા વર્ષના | ૧૦ મા માસની | ૧૦ મી તારીખે | | ઘેરાનો આરંભ. |
| ૧૧ ,, ,, | ૪ થા ,, | ૯ મી | ,, | ,, અંત. |
| ૧૧ ,, ,, | ૫ મા ,, | ૭ મી | ,, | આગ લગાડી. |
| ૧૧ ,, ,, | ૫ મા ,, | ૯ મી | ,, | બાળી રહ્યા. ] |

યહુદી લોક બંદીવાન થયા પછી ઉપલા અનર્થ સંભારવાને માટે દર સાલ ઉપવાસ કરતા હતા, એવું ઝખા. ૮ ; ૧૯ તથા ૭ ; ૩-૫ પરથી જણાય છે. વળી યહુદી લોક આજ દિન પણ વર્ષોવર્ષ પાંચમા માસની ૯મી તારીખે રડાપા સહિત વિલાપના પુસ્તકનું અધ્યયન કરે છે.

નબૂઝારઅદાનના ઠરાવ્યાથી ગદાલ્યાહ શેષ રહેલા યહુદીઓનો હાકેમ થયો. પણ ત્યાર બાદ હજી બે માસ પુરા થયા નહોતા એટલામાં ઇશ્માએલ કરીને એક રાજવંશી અમીર ઉભો થયો કે જેણે ગદાલ્યાહને મારી નાખ્યો. આ પ્રસંગે ઇશ્માએલે યિર્મેયાહ ભવિષ્યવાદીને બંદીવાન કર્યો, પરંતુ થોડીવાર પછી યોહાનાન કરીને એક યોદ્ધાએ ઇશ્માએલ ઉપર ધસી પડીને યિર્મેયાહને તેના હાથમાંથી છોડાવ્યો.

હવે યરૂશાલેમમાં રહેનાર લોકને ઘણી ધાસ્તી ઉપજી; રખેને ગદાલ્યાહ હાકેમને મારી નાખ્યાને લીધે અમારા ઉપર બાબેલ રાજ તરફથી સખત સજા આવી પડે. આ ધાસ્તીથી બચવાને તેઓએ મિસર દેશ તરફ નાસવાનો વિચાર કર્યો. યિર્મેયાહે સાફ ચેતવણી આપી કે, યહોવાહ તમને ત્યાં જવાની ના પાડે છે, તો પણ તેઓ નીકળ્યા એટલુંજ નહિ પણ તેઓ પોતાની સાથે યિર્મેયાહને લઇને નીકળ્યા, અને નીચલા મિસર દેશમાં તાહપાન્હેસ ગામ આવેલું છે, ત્યાં આશ્રો પામવા ગયા. યિર્મેયાહને લગતી છેલ્લામાં છેલ્લી ખબર આ ગામના સંબંધમાં મળે છે. નાઠેલા યહુદીઓને ધાસ્તી લાગી કે, યુદ્ધ તથા દુકાળ બન્નેની સોટી અમારા ઉપર આવી પડશે, પરંતુ મિસર દેશમાં રહેવા ગયા ત્યારે તો તેઓ સૌ વિખરાઈ ગયા, અને પૂર્વકાળની રીત પ્રમાણે મૂર્તિપૂજા કરવા લાગ્યા.

૫૮૧. આ સાલમાં નબૂખાદનેસ્સાર રાજાનો સરદાર નબૂઝારઅદાન ફરીથી યરૂશાલેમ આગળ આવ્યો, અને ૭૪૫ માણસ બંદીવાન કરીને બાબેલ લઇ ગયો, યિર્મે. ૫૨ ; ૩૦. (એટલામાં યહુદીઓનો ચોથો બાબેલ બંદીપ્રવાસ થયો).

૫૬૧. નબૂખાદનેસ્સાર મરણ પામ્યો, અને તેને બદલે એવીલમરોદાખ બાબેલનો રાજા થયો (૫૬૨-૫૫૯). આ રાજાએ

યહુદાહના યહોયાખીન ઉપર ઘણી મહેરબાની રાખી, અને બંદીખાનામાંથી તેને બહાર લાવીને જે રાજાઓ બાબેલમાં હતા તેઓનાં રાજ્યાસન કરતાં યહોયાખીનનું રાજ્યાસન ઉંચું કીધું, જુઓ યિર્મે. ૫૨; ૩૧–૩૪ અને ૨ રાજા ૨૫; ૨૭-૩૦.

ચાર બંદીપ્રવાસ—

| | | |
|---|---|---|
| ૧) ૬૦૬ નહિતો ૬૦૧. | | પહેલો બાબેલ બંદીપ્રવાસ. દાનીયેલ તથા કુલીન જુવાનો લઇ જવાયા. લઇ જનાર, નબોપેલાસરનો દીકરો નબૂખાદનેસ્સાર. |
| ૨) ૫૯૭ | લઇ જવાયા | યહોયાખીન, હઝકીએલ, ૩૦૨૩ યહુદીઓ. લઇ જનાર નબૂખાદનેસ્સાર. |
| ૩) ૫૮૬ | ,, ,, | સિદકીયાહ તથા ૮૩૨ યહુદીઓ. લઇ જનાર નબૂખાદનેસ્સારનો સરદાર નબૂઝારઅદાન. |
| ૪) ૫૮૧ | ,, ,, | ૭૪૫ યહુદીઓ. લઇ જનાર નબૂખાદનેસ્સારનો સરદાર નબૂઝારઅદાન. |

યિર્મે. ૫૨; ૨૮-૩૦ પરથી છેલ્લા ત્રણ બંદીપ્રવાસ વિષે પ્રમાણ મળે છે.

## યિર્મેયાહનું જીવનચરિત્ર.

યિર્મેયાહુ, નહિતો યિર્મેયાહ, આ નામનો હેબ્રી ભાષામાં શો અર્થ હશે, એ વિષે બરાબર ખાતરી નથી. કદાપિ એવો અર્થ હોય કે, યહોવાહ ઉંચે ચઢાવેલો છે, અથવા યહોવાહ ઉંચે ચઢાવશે, અથવા યહોવાહનો ઉત્તમોત્તમ ચઢાવ.

યિર્મે. ૧; ૧ માં કહે છે કે યિર્મેયાહ હિલ્કીયાહનો પુત્ર હતો, અને હિલ્કીયાહ તો બિન્યામીન દેશના અનાથોથ ગામના યાજકોમાંનો એક હતો. હવે ૨ રાજા ૨૨; ૮ માં બતાવ્યું છે કે, મુખ્યયાજક હિલ્કીયાહને યહોવાહના ઘરમાંથી નિયમશાસ્ત્રનું પુસ્તક મળી આવ્યું. આ બિના ઇ. સ. પૂ. ૬૨૨ મી સાલે બની, એટલે યોશીયાહ રાજાની અઢારમી સાલે, ૨ રાજા ૨૨; ૩, અને યિર્મેયાહ ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવવા લાગ્યો તે પછીને પાંચમે વર્ષે, યિર્મે. ૧; ૨. હેબ્રી લોકોમાં હિલ્કીયાહ નામ જરા સાધારણ જેવું હતું, તેથી મુખ્ય-યાજક જે હિલ્કીયાહ તેજ યિર્મેયાહનો બાપ હતો તે વિષે ખાતરી નથી. એટલુંજ જણાય છે કે, યિર્મેયાહ તો કુલીન હતો, કારણ કે યહુદાહના રાજા, અમીર, સરદાર એઓ યિર્મેયાહનો સત્કાર કરતા, યિર્મે. ૩૬; ૧૯, ૨૫: ૩૮; ૮–૧૦. તેનેતેજ વખતમાં ઉરીયાહ નામનો એક ભવિષ્યવાદી હતો (યિર્મે. ૨૬; ૨૩, ૨૪); લોકો તુચ્છકારથી તેની સાથે વર્તતા, પણ યિર્મેયાહ સાથેની

લોકોની વર્તણુક તદન જુદી તરેહની જણાય છે. વળી યિર્મેયાહનો લહિયો બારૂખ નામનો હતો, ને તે પોતે મોટી પદવીના કુટુંબનો માણુસ હતો. બારૂખનો ભાઇ સરાયાહ લશ્કરનો મુખ્ય બક્ષી હતો, એટલુંજ નહિ પણ બારૂખનો દાદો માઅસેયાહ યોશીયાહ રાજાના વખતમાં યરૂશાલેમ નગરનો સુબો પણ હતો.

માઅસેયાહ (સુબો)
|
નેરીયાહ
|
બારૂખ (લહિયો) — સરાયાહ (બક્ષી)

યિર્મેયાહનું વતન બિન્યામીન દેશમાં આવેલું અનાથોથ ગામ હતું. યહોશુઆના પુસ્તકમાં યાજકોને (હારૂનપુત્રોને) સોંપાએલાં ગામની ટીપ આવે છે, યહો. ૨૧ ; ૧૮, અને તેઓમાંનું એક એટલે અનાથોથ તથા તેનાં પાદરોની સીમ. વળી ૧ રા. ૨ ; ૨૬, ૨૭ માં બતાવ્યું છે કે દેશની ગાદી મેળવવા વાસ્તે અદોનીયાહે મસલહત કરી તે વખતે અબ્યાથાર યાજક તેના પક્ષનો થયો હતો ત્યારે સુલેમાન રાજાએ તે યાજકને એટલુંજ કહ્યું કે, તું અનાથોથમાં તારાં પોતાનાં ખેતરોમાં જતો રહે, કેમકે તું મરણ યોગ્ય છે, પણ આ વખતે હું તને મારી નાખીશ નહિ. આજદિન પણ આ ગામ રહેલું છે. તે યરૂશાલેમથી ઈશાન ખુણે આસરે ૭ સાત મૈલ દૂર આવેલું છે. હાલમાં તે અનાથ નામે ઓળખાય છે, ૧ રા. ૨૨ ; ૮, ૧૪. યિર્મે. ૧ ; ૧ : ૩૨ ; ૬, ૭ પર આધાર રાખીએ તો નીચે મુજબની વંશાવળી નીકળવાનો સંભવ છે.

હાર્હાસ
|
તિકવાહ
|
હિલ્કીયાહ (મુખ્ય યાજક) — શાલ્લુમ + હુલ્દાહ (ભવિષ્યવાદેણ)
| |
યિર્મેયાહ — હનામએલ

શાલ્લુમ જે પોષાકખાતાનો ઉપરી હતો (૨ કા. ૩૪ ; ૨૨. ૨ રા. ૨૨ ; ૧૪) તે તો યિર્મેયાહનો કાકો હતો, યિર્મે. ૩૨ ; ૭. વળી હનામએલ યિર્મેયાહનો પિત્રાઈ ભાઈ હતો, યિર્મે. ૩૨ ; ૮, ૯.

યિર્મેયાહના બીજા એક મિત્રનું નામ દીપતું આવે છે, એટલે શાફાનના દિકરા અહીકામનું. યોશીયાહ રાજાના દિવસોમાં દેશસુધારો ચાલતો હતો ત્યારે તે

ભારે કામમાં અહીકામ તથા મુખ્યયાજક હિલ્કીયાહ તથા બીજા કેટલાએક રાજાને ટેકો આપનારા નીકળ્યા. જુઓ ૨ રા. ૨૨ ; ૧૨–૧૪.

વળી યહોયાકીમ રાજાના વખતમાં યહુદાહમાંના કેટલાએક વડીલોએ યિર્મેયાહને મારી નાખવા માટે તેના પર બટ્ટો મૂકયો. આ વખતે યિર્મેયાહ મારી નખાવા લોકોના હાથમાં સોંપાય નહિ માટે એજ અહીકામે યિર્મેયાહનો પક્ષ લીધો, યિર્મે. ૨૬ ; ૨૫ : ૩૯ ; ૧૪. વળી જે ગદાલ્યાહને નબૂખાદનેસ્સાર રાજાએ યહુદાહનો હાકેમ ઠરાવ્યો હતો, તેજ ગદાલ્યાહ ઉપલા અહીકામનો દિકરો હતો. વંશાવળી નીચે મુજબ—

શાફાન (૨ રા. ૨૨ ; ૮).

| | |
|---|---|
| અહીકામ (યિર્મે. ૨૬ ; ૨૪) | ગમાર્યાહ (યિર્મે. ૩૬ ; ૧૦, ૧૨, ૨૫) |
| ગદાલ્યાહ (યિર્મે. ૩૯ ; ૧૪) | મીખાયાહ (યિર્મે. ૩૬ ; ૧૧) |

યિર્મેયાહની જન્મસાલ—યિર્મે. ૧ ; ૨ પરથી જણાય છે કે યોશીયાહ રાજાની કારકીર્દીને ૧૩ મે વર્ષે ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવવાને યિર્મેયાહનું તેડું થયું, ઇ. સ. પૂ. ૬૨૭, પરંતુ યિર્મે. ૧ ; ૬, ૭ પરથી જણાય છે કે આ વખતે યિર્મેયાહે વાંધો કાઢતાં જણાવ્યું કે "હું બોલી જાણતો નથી, કાંજે હું છોકરો છું." આ ઉપરથી માલુમ પડે છે કે, ઇ. સ. પૂ. ૬૨૭ની સાલે યિર્મેયાહની ઉમ્મર ૧૮–૨૦ વર્ષની હશે, અને જો એમ હોય તો તેની જન્મસાલ ઈ. સ. પૂ. ૬૪૭–૬૪૫ની હશે.

યિર્મેયાહનું તેડું—યિર્મેયાહ હજી છોકરો હતો એટલામાં યહોવાહનું વચન તેની પાસે આવ્યું કે, "દેશજાતીઓને સારૂ મેં તને ભવિષ્યવાદી નિમ્યો છે" (પહેલું તેડું). પછી યિર્મેયાહે આટલી વિનંતિ કરી કે, "હું બોલી જાણતો નથી, કાંજે હું છોકરો છું." તેથી પ્રભુએ બે વાર ફરીથી તેનું તેડું નિશ્ચય કર્યું. પહેલે ફેરે યિર્મે. ૧ ; ૭, ૮ માં કહે છે કે, "જે સર્વની પાસે હું તને મોકલીશ, તેઓની પાસે તારે જવું, અને જે સર્વ આજ્ઞા હું તને આપીશ તે તારે બોલવી, તેઓથી બીતો ના, કેમકે તારો છુટકો કરવા સારૂ હું તારી સાથે છું." વળી બીજે ફેરે યિર્મે. ૧ ; ૯, ૧૦ માં યહોવાહે ભવિષ્યવાદીનું કામ કરવાનું ફરમાવ્યું, એટલે "ઉખેડવા તથા પાડી નાખવા, બાંધવા તથા રોપવા સારૂ મેં આજે તને પ્રજાઓ પર તથા રાજાઓ પર નિમ્યો છે" એ પ્રમાણે ત્રણ વાણી સંભળાઈ, જુઓ યિર્મે. ૧ ; ૪, ૫ : ૧ ; ૭, ૮ : ૧ ; ૯, ૧૦.
તેમજ ત્રણ દર્શનદ્વારે પણ તેનું તેડું થયું.

૧) યિર્મે. ૧ ; ૯. યહોવાહ પોતાનો હાથ લાંબો કરીને મારા મુખને અડકયો. એ ઉપરથી સુચવેલું છે કે, હવે તો મેં મારાં વચન તારા મુખમાં મુકયાં છે. હું બોલી જાણતો નથી એવી વાત ન બોલ, કેમકે હું તને બોલવાનાં વચન આપું છું; જોઇતા શબ્દ મારી પાસેથી તને મળશે, આપોઆપ તારામાંથી ઉત્પન્ન થશે. સરખાવો માત્થી ૧૦ ; ૧૯, ૨૦ : યશા. ૬ ; ૫–૮.

૨) યિર્મે. ૧ ; ૧૧, ૧૨. યિર્મેયાહે બદામડીની લાકડીનું દર્શન દીઠું. એટલે "શાકેદ"ની લાકડીનું, પછી પ્રભુએ કહ્યું કે, આ ઉપરથી તારે સમજવું કે, "મારૂં વચન સંપૂર્ણ કરવા માટે હું તે સંબંધી "શોકેદ" (જાગૃત) છું."

વસંતઋતુમાં જ્યારે ઝાડ ફુટવા લાગે છે ત્યારે સૌ કરતાં બદામડીનું, એટલે "શાકેદ"નું, ઝાડ પહેલું ફુટે છે. બીજાં બધાં ઝાડ હજુ શિયાળાની ઉંઘમાં પડલાં હોય ત્યારે તો બદામડીનું ઝાડ "શોકેદ," કે જાગૃત, થાય છે.

૩) યિર્મે. ૧ ; ૧૩, ૧૪. ઉકળતું હાંલ્લું દેખાયું કે જેનું મુખ ઉત્તર તરફથી વળેલું હતું. એજ ઉકળતું તથા પિડાકારક પાણી ઉભરાઇને યહુદાહ દેશ તરફ આવશે, એવું લાગ્યું.

વિપત્તિકારક ઉત્તર તરફથી જે આવનાર તેને તો બાબેલનું રાજ સમજવું. બાબેલની ફોજ યહુદાહ દેશ પર બારોબાર ચઢાઈ કરી શકે નહિ, કારણકે બાબેલ તથા યહુદાહ દેશ વચ્ચે મોટું અરણ્ય આવેલું છે. માટે બાબેલની ફોજ નીકળીને વાયવ્યકોણ તરફ સીરી દેશ સુધી જાય, અને પછી ઉત્તર તરફથી યહુદાહ દેશ પર ઉતરી આવે. પાણી ઉકળતું જણાય છે તેમાં પીડાની, વળી ગડબડાટની, સુચના પણ રહેલી છે. ખરેખર બાબેલનું રાજ યહુદાહ પ્રત્યે પિડાકારક નીકળ્યું. વળી તે વખતે બાબેલ રાજમાં પણ ઘણી ગડબડ ચાલતી હતી. સ્કુથી (માદી) લોક, તથા આસ્શૂરી લોક, બાબેલના લોક, અને આગળ જતાં એલામના લોક પણ, એઓ બધા એક બીજાની સામે લડવાની તૈયારીમાં હતા, યિર્મે. ૧૦ ; ૨૨.

યિર્મેયાહે ભવિષ્યવાદીનો હોદ્દો ૫૦ વર્ષ સુધી ચલાવ્યો ( ૬૨૭–૫૭૭).

યોશીયાહ રાજાની કારકીર્દીને ૧૩ મે વર્ષે યિર્મેયાહને ભવિષ્યવાદીનો હોદ્દો સોંપાયો, એટલે ૬૨૭મી સાલે. હવે પછી તેને દેશમાંના સૌ લોકની આગળ કિલ્લાબંધ નગર, લોઢાનો સ્તંભ તથા પિત્તળનો કોટ થવાની ફરજ પડી (યિર્મે. ૧ ; ૧૮). યહોવાહ તેની સાથે રહે ખરો ( યિર્મે. ૧ ; ૧૯ ), પણ બીજો કોઇ સાથી મળે નહિ. કુંવારા પણ રહેવું પડે (યિર્મે. ૧૬ ; ૧–૩ ). એકલો ને એકલો રહીને પ્રભુને સારૂ આયુષ્યપર્યંત યુદ્ધ કરવું, એવું તેને ફરમાવવામાં આવ્યું. હોદ્દો સોંપાયો તેને આગલે વરસે, ૬૨૮ માં, દેશસુધારો થવા લાગ્યો હતો. (૨ કાળ. ૩૪ ; ૩ ); અને હોદ્દો સોંપાયા બાદ પાંચમે વર્ષે, એટલે

૬૨૨ મી સાલે, દેશસુધારાના કામને વિશેષ ઉત્તેજન મળ્યું, કેમકે મુસાના નિયમનું પુસ્તક મંદિરમાંથી જડયું હતું. આ નિયમપુસ્તકમાં પુનર્નિયમના પુસ્તકનો ઘણો ભાગ સમાએલો હતો એવું લગભગ ખાતરીપૂર્વક જણાય છે, અને પુનર્નિયમના પુસ્તકમાંથી જાણે કે ઉતારેલી એવી ઘણીએક વાત યિર્મેયાહના પુસ્તકમાં હાથ આવે છે. જેમકે—

| યિર્મેયાહ | પુનર્નિયમ |
|---|---|
| ૨ ; ૬ ... ... ... ... | ૩૨ ; ૧૦ |
| ૫ ; ૧૫ ... ... ... ... | ૨૮ ; ૪૯ |
| ૭ ; ૩૩ ... ... ... ... | ૨૮ ; ૨૬ |
| ૧૧ ; ૩ ... ... ... ... | ૨૭ ; ૨૬ |
| ૧૧ ; ૪ ... ... ... ... | ૪ ; ૨૦ |
| ૧૧ ; ૫ ... ... ... ... | ૭ ; ૧૨, ૧૩. |
| ૧૫ ; ૪ ... ... ... ... | ૨૮ ; ૨૫ |
| ૨૪ ; ૯ ... ... ... ... | ૨૮ ; ૨૫ |
| ૨૯ ; ૧૮ ... ... ... ... | ૨૮ ; ૨૫ |
| ૩૪ ; ૧૭ ... ... ... ... | ૨૮ ; ૨૫ |
| ૨૨ ; ૮, ૯ ... ... ... ... | ૨૯ ; ૨૪–૨૬ |
| ૨૩ ; ૧૭ ... ... ... ... | ૨૯ ; ૨૮ |
| ૩૪ ; ૧૩, ૧૪ ... ... ... | ૧૫ ; ૧૨ |

૬૦૮. આ વરસમાં યોશીયાહ રાજા મગીદ્દો રણક્ષેત્રમાં મારી નખાયો. તે પહેલાં યિર્મેયાહે જે જે ધર્મસેવા બજાવી તે વિષે થોડીજ હકીકત તેના પુસ્તકમાં મળી આવે છે. દેશમાં હજી તો બઆલ દેવ તથા આસ્તારોથ દેવીની પૂજા હજુ ચાલતી હતી. તેઓની પૂજા કરવામાં છેક અમંગળ ક્રિયા ચલાવતા હતા, તે ઉપરથી તે વાતના સંબંધમાં યિર્મેયાહ ઘણો વિલાપ કરતો અને સખત ધમકીવચન કહેતો. તેણે સાફ કહ્યું કે મંદિર સમારવામાં આવે, અને પાસ્ખાપર્વ રીતસર ઠાઠમાઠ સહિત પાળવામાં આવે, એમાં તો શું? તમારે તો તમારાં હૃદયોની મલિનતા કાઢી નાખવી, એવી જે તમારી ફરજ છે તે તમારે પુરી પાડવી જોઇએ. જે પુસ્તક જડયું તેમાં થનાર અનર્થ વિષે ઘણીએક વાત રહેલી જણાઇ. આ વિષે યિર્મેયાહે પ્રગટ કર્યું કે, દેશમાં સંપૂર્ણ સુધારો કરવામાં નહિ આવે તો ઉપલા અનર્થનો ભોગવટો તમારે કરવો પડશે.

યિર્મે. ૨૫ ; ૩ : ૨૦ ; ૮ પરથી જણાય છે કે, યિર્મેયાહ પ્રાતઃકાળે ઉઠીને તથા બોલીને લોકોની આગળ વારંવાર બોધ કરતો

ઉભો રહ્યો, તોપણ તેઓ આખો દિવસ તેની નિંદા તથા તિરસ્કાર કરતા.

યિર્મે. ૧૧; ૧૮-૨૩. અનાથોથમાં રહેનારા યિર્મેયાહના પડોશીઓએ તેને મારી નાખવાની મસલહત કરી, સરખાવો, લુક ૪; ૨૪.

યિર્મે. ૧૨; ૬: ૨૦: ૧૦. યિર્મેયાહના બાપના ઘરનાંઓ તેની પાછળ મોટી બૂમ પાડતાં, અને તે તેઓ પર કશો ભરોસો કરી શક્યો નહિ.

યિર્મે. ૧૫; ૧૦. યિર્મેયાહ આખા જગતને સારૂ ભાંડણનો પુરૂષ તથા વિવાદનો પુરૂષ થયો હતો, સરખાવો યિર્મે. ૧; ૧૮, ૧૯. વારંવાર તેને એવું લાગ્યું કે, મારે તો છાના રહેવું; મારે એકલવાસી થવું; પછી દેશ પર આફત આવે તો ભલે.

યોશીયાહ રાજા પછી તેનો ત્રીજો દીકરો યહોઆહાઝ, એટલે શાલ્લૂમ ગાદીપતિ થયો (૬૦૮ની સાલના ત્રણ માસ). તેણે તો યહોવાહની દૃષ્ટિમાં જે ભુંડું તેજ કીધું. (૨ રાજા. ૨૩; ૩૨), એમ છતાં પણ યિર્મેયાહને તેના પ્રત્યે કરૂણા ભરેલી લાગણી ઉત્પન્ન થઇ. તેણે તે રાજા વિષે આ પ્રમાણે વિલાપ કર્યો કે, "મુએલાને માટે ન રડો, ને તેને માટે શોક ન કરો, પણ જે [સ્વદેશમાંથી] નીકળી જાય છે તેને માટે બહુ રડો, કેમકે તે પાછો આવશે નહિ, ને પોતાનો જન્મદેશ ફરી જોશે નહિ," (યિર્મે. ૨૨; ૧૦). ત્રણજ માસ પછી યહોઆહાઝ બંદીવાન દાખલ મિસર દેશમાં લઈ જવાયો.

તેના પછી તેનો મોટો ભાઈ યહોયાકીમ ગાદીપતિ થયો, (૬૦૮-૫૯૭). એ રાજાએ પણ યહોવાહની દૃષ્ટિમાં જે ભુંડું તે કર્યું (૨ રાજા. ૨૩; ૩૭). સુલેમાન રાજાના જમાનામાં દેશના લોક પુષ્કળ સુખસાધનોનો ભોગવટો કરતા હતા, અને તેઓ ભભકાવાળી હવેલીઓ પણ બાંધતા હતા. આ કરતાં પણ અમારા વખતમાં વધારે સુખસાધનોનો ભોગવટો કરવો જોઈએ; અને વધારે મોટી તથા ભવ્ય ઇમારતો બાંધવી જોઇએ, એવી યહોયાકીમની ઇચ્છા થઈ. આ ઇચ્છા પુરી પાડવા રૈયત પાસે પુષ્કળ વૈતરૂં કરાવ્યું. તે પરથી યિર્મેયાહના ભવિષ્યપુસ્તકના ૨૨ મા તથા ૨૬ મા અધ્યાયમાં એવી તરેહની મોજમઝા તથા એવી તરેહના જુલમ વિષે સખત ટીકા કરી છે.

૬૦૮. તે પરથી કેટલાક જુદા ભવિષ્યવાદીઓ તથા યાજકોએ ઉભા થઇને સરદારો તથા પ્રજાની આગળ યિર્મેયાહ પર તહોમત નાખ્યું; અને મરણ દંડનો ફેંસલો માગ્યો. ત્યારે યિર્મેયાહે જવાબમાં સાફ કહ્યું કે, જે સર્વ ભવિષ્યવચનો તમે સાંભળ્યાં છે તે આ ઘરની તથા નગરની વિરૂદ્ધ બોલવા યહોવાહે મને મોકલ્યો છે. એટલામાં સરદારો તથા સર્વ લોકોએ ઠરાવ કર્યો કે, આ માણસ મરણદંડ પામવા લાયક નથી, કેમકે યહોવાહ જે આપણો દેવ તેને નામે તે અમારી આગળ બોલ્યો છે (યિર્મે. ૨૬; ૧૨, ૧૬).

વળી એ બાબતમાં તકરાર ચાલતી હતી ત્યારે મીખાયાહ ભવિષ્યવાદી (૭૩૫–૭૨૫)નો દાખલો ઉપયોગી નીકળ્યો. કેમકે જ્યારે એના ઉપર મળતા અર્થનો બટ્ટો મુકાયો, ત્યારે હિઝકીયાહ રાજાએ તેને છોડાવ્યો હતો, (યિર્મે. ૨૬; ૧૮, ૧૯).

પરંતુ યિર્મેયાહનો સમકાળિક ઉરીયાહ નામનો એક ભવિષ્યવાદી હતો કે જેણે નગરની તથા દેશની વિરૂદ્ધ યિર્મેયાહનાં સર્વ વચન પ્રમાણે ભવિષ્ય કહ્યું, માટે રાજાએ તેને મારી નાખવા શોધ્યો; પણ ઉરીયાહ તે સાંભળીને મિસરમાં નાસી ગયો. પરંતુ તેને ત્યાંથી પાછો લાવીને રાજાની રૂબરૂ ઉભો કીધો. રાજાએ ઉરીયાહને તરવારે મારી નાખ્યો, ને તેનું મુડદું નીચ લોકોની કબરોમાં નાખ્યું. ઉરીયાહનો અંત એવો થયો, પણ યિર્મેયાહ પોતે બચ્યો. તેની તરફેણમાં મોટી પદવીના કોઈ માણસો હતા, જેમકે શાફાનનો પુત્ર અહીકામ, (યિર્મે. ૨૬; ૨૦–૨૪).

૬૦૮-૬૦૭. આ બે વર્ષમાં યિર્મેયાહેં ખુલ્લી રીતે પ્રગટ કર્યું કે, મિસર સાથે સંપ કરવાથી કંઈ પણ લાભ થશે નહિ. કેમકે આગળ જતાં મિસર પોતે બાબેલને તાબે થશે. હા, બાબેલ એટલે સુધી જીત પામશે કે નબૂખાદનેસ્સાર રાજા યહોવાહના સેવક દાખલ આવીને તમામ યહુદાહ દેશ તાબે કરી લેશે. તેણે ઉપલો બોધ કર્યો, એટલુંજ નહિ પણ ઉપલા બધા બોધની અસર બરાબર લાગુ પડે માટે કોઇ કોઇ કૃતોપમા કરી, જેમકે—

૧ લી કૃતોપમા યિર્મે. ૧૮; ૧–૧૭ માં વર્ણવેલી છે. યિર્મેયાહ યહોવાહના કહેવા મુજબ કુંભારના ઘરમાં ગયો, અને, જુઓ, ત્યાં કુંભાર ચાક પર કામ કરતો હતો, પણ મટોડીનું જે પાત્ર તે ઘડતો હતો તે બગડી ગયું, ત્યારે કુંભારે પહેલું યોજેલું વાસણ મુકી દઇને તેનેતેજ ગારાનું બીજું એક પાત્ર ઘડ્યું. આ કૃતોપમાદ્વારા યિર્મેયાહે

શીખવ્યું કે, યહોવાહની દૃષ્ટિમાં જે ભુંડું તેજ તો ઇસ્રાએલી લોક કરે તો યહોવાહ તેમને ફેંકી દે, અને કુંભારની માફક તેનેતેજ ગારાનું બીજી તરેહનું વાસણ ઘડીને બનાવે.

૨ જી કૃતોપમા યિર્મે. ૧૯; ૧-૧૩ માં વર્ણવેલી છે. આ પ્રસંગે યિર્મેયાહ કુંભારની માટીની કુંડી લઇને હિન્નોમના પુત્રોની ખીણમાં ગયો, ને ત્યાં સરદારો તથા સર્વ લોકોના દેખતાં તે કુંડી પછાડીને ભાગી નાખી. આ કૃતોપમાદ્વારા શીખવ્યું કે કુંડી ભાંગી નાખવી સહેલ છે, પણ ભાગેલી કુંડી સમારવી એ તો અશકય છે; તેમજ યરૂશાલેમ નગરનો નાશ કરવો સહેલ નીકળે, પણ યરૂશાલેમનો નાશ થયા પછી તે નગર કોણ સમારી શકે?

આ કૃતોપમા યિર્મેયાહે કરી દેખાડી, એટલામાં ઈમ્મેરનો પુત્ર પાશહૂર યાજક જે યહોવાહના ઘરમાં મુખ્ય અધિકારી હતો, પણ જુઠું ભવિષ્ય કહેનાર હતો, તેને ઘણી રીસ ચઢી, તેથી તેણે યિર્મેયાહને પકડીને માર્યો, અને તેના પગ હેડમાં ઠોકયા. બીજે દિવસે પાશહૂરે યિર્મેયાહને હેડમાંથી કાઢયો, ત્યારે યિર્મેયાહે ખુલ્લી રીતે પ્રગટ કર્યું કે, યહુદાહ દેશના લોક બંદીપ્રવાસમાં બાબેલ જશે, હા, પાશહૂર પોતે તેમજ તેના ઘરમાં રહેનારાં સર્વ માણસો પણ બંદીપ્રવાસમાં જશે, ને ત્યાં તેઓ તથા તેઓના સર્વ મિત્રો મરશે તથા દટાશે. વળી યિર્મેયાહે પાશહૂરને કહ્યું કે, યહોવાહે તારૂં નામ પાશહૂર નહિ પણ માગોર્-મિસ્સાબીબ પાડયું છે (એટલે "ચોતરફ ભય") [યિર્મે. ૨૦; ૩, ૧૦ : ૬; ૨૫ : ૪૬; ૫ : ૪૯; ૨૯ એ વાકયોમાં આ ખાસ શબ્દ આવે છે].

૬૦૬. આ સાલમાં નબો-પેલાસારના દિકરા નબૂખાદરેસ્સારે પાલેસ્ટાઈન ઉપર ચઢાઈ કરી તે ઉપરથી પાદર તથા સીમમાં રહેનારા ઘણા લોક યરૂશાલેમમાં આશ્રો લેવા આવ્યા. તેઓમાંના કેટલાક રેખાબી લોક હતા. ૨ રાજા ૧૦; ૧૫-૨૩ માં રેખાબના પુત્ર યહોનાદાબ વિષે યેહૂના સંબંધમાં કંઈક વાત મળી આવે છે. હવે એજ યહોનાદાબે પોતાના વંશજોને નીચે મુજબના હુકમ ફરમાવ્યા, (યિર્મે. ૩૫; ૬, ૭).

૧) મારા વંશજોમાંનો કોઇ પણ જન દ્રાક્ષરસ કદી પીએ નહિ.
૨) કોઈ પણ દ્રાક્ષવાડી કે ખેતર કે ઘરનો માલીક થાય નહિ.
૩) જીંદગીભર તંબુ કે રાવટીમાં રહેવું.

હવે યિર્મેયાહે આ રેખાબીઓને મંદિરની કોટડીમાં બોલાવીને તેમને દ્રાક્ષરસ પીવાનું નહોતરૂં આપ્યું. પરંતુ તેઓએ કહ્યું કે, અમારા પિતૃ યહોનાદાબનો હુકમ નથી. આ વાતને આધારે યિર્મેયાહે યહુદી લોકોને સખત ધમકી આપી; એટલે મેં યહોવાહ બાપે તમને ઘણી આજ્ઞા આપી છે, પણ તમે કાન ધર્યાં નહિ, ને મારૂં સાંભળ્યું નહિ, માટે જે સર્વ વિપત્તિ હું તમારી વિરૂદ્ધ બોલ્યો છું તે સર્વે હું યહુદાહ ઉપર તથા યરૂશાલેમના સર્વ રહેવાસીઓ ઉપર લાવીશ. પરંતુ રેખાબી લોકે પિતૃની સર્વ આજ્ઞા પાળી છે, એ માટે યહોવાહ કહે છે કે, "રેખાબના પુત્ર યહોનાદાબના વંશમાં મારી આગળ ઉભા રહેનાર માણસની કદી ખામી પડશે નહિ" યિર્મે. ૩૫ ; ૧૯. (રેખાબીઓ ઘણુંકરીને લહિયાનો ધંધો કરતા, ૧ કાળ. ૨ ; ૫૫).

૬૦૪. આ સાલમાં વિશેષ સખત વાત પ્રગટ કરવી પડી એવી કે રાજા પણ ગુસ્સે થયો અને આ ઉપરથી યિર્મેયાહ પોતે સંતાઈ રહ્યો. આ વખતે આગલાં ૨૩ વર્ષમાં (૬૨૭-૬૦૪) જે જે ભવિષ્યવાત યિર્મેયાહે પ્રગટ કરી હતી તે તેણે ઓળિયામાં લખાવી, અને પછી એજ ઓળિયું બારૂખ લહિયાને સોંપી દીધું; વળી યિર્મેયાહે બારૂખને એવું ફરમાવ્યું કે, પવિત્ર પર્વને દિવસે તમારે મંદિરમાં જઇને મારી લખેલી બધી વાત લોકોના સાંભળતાં વાંચી સંભળાવવી. બારૂખે ફરમાવ્યા મુજબ કર્યું, તેથી તે વિષે ઘણી ચર્ચા ફેલાઈ ગઈ. માટે કોઈ કોઈ સરદારોએ વિનંતિ કરી કે, આ બધી વાત અમારી આગળ પણ વાંચી સંભળાવવામાં આવે (યિર્મે. ૩૬ ; ૧૦–૧૫). હવે તો સરદારોએ રાજા પાસે જઇને રાજાને આ હસ્તલેખનો સાર જણાવ્યો. ત્યાર પછી રાજાના હુકમ પ્રમાણે યહુદીએ તે ઓળિયું લાવીને રાજાને વાંચી સંભળાવ્યું. એ સાંભળીને યહોયાકીમ રાજાને અતિ ક્રોધ ચઢયો, ને તેણે તે ઓળિયું લઇને તેના કકડેકકડા કરી નાખ્યા, ને શઘડી પરના અગ્નિમાં બાળ્યા. રાજાની મુખાંઇ જોઇને પાસે ઉભેલા સરદારોમાંના કેટલાકે સમજાવ્યું કે આમ કરવું નહિ જોઇએ; તો પણ તેણે ગણકાર્યું નહિ. [ઉપલા ઓળિયામાં નીચે લખેલી વાત સમાએલી હતી એવું સંભવે છે, યિર્મે. ૧ ; ૧, ૨, ૪–૧૯ : ૨ ; ૧–૬, ૩૦ : ૭ ; ૧–૯ : ૧૦ ; ૧૭–૨૫ : ૧૧ ; ૧–૧૨ ; ૬ : ૨૫ ; ૧–૩૮ : ૪૬ ; ૧–૪૯ : ૩૩]. હવે ઉપલી બિનાની ખબર યિર્મેયાહને મળી ત્યારે ઓળિયામાં લખેલી બધી વાત તેણે ફરીથી લખાવી, અને તે ઉપરાંત યહોયાકીમ રાજાને લગતાં ભારે ધમકીવચનો ઉમેર્યાં. યહોવાહ તરફથી થનાર ન્યાયશાસન વિષે વધારે

ભવિષ્ય દાખલ કર્યાં (યિર્મે. ૩૬). પરંતુ જે મુખ્ય ભાગ ઉમેરવામાં આવ્યો તે તો ચાર અધ્યાયમાં રહેલો હતો કે જેને દિલાસાનું પુસ્તક પણ કહે છે, એટલે અધ્યાય ૩૦–૩૩. આ નાના સરખા પુસ્તકમાં યહુદાહ દેશની પુનઃસ્થાપના વિષે મોટાં મોટાં ભવિષ્યો સમાએલાં છે એ માટે કે તેઓ યહોવાહના મનોર્થ સંબંધી બંદીપ્રવાસના વખતમાં સાક્ષીરૂપ જણાય, અને તે વખતે યહુદાહના બંદીપ્રવાસી ભકતોને દિલાસો મળે.

હવે તો યિર્મેયાહ તથા બારૂખ યરૂશાલેમમાં કેમ સહીસલામત રહે? માટે સંભવે છે કે તેમણે આ તકનો લાભ લઇને ફ્રાત નદી સુધી મુસાફરી કરી, અને ત્યાં યહોવાહના હુકમ પ્રમાણે ચોથી કૃતોપમા કરી. તેણે હાલ સણનો કમરબંધ વેચાતો લીધો, ને પોતાની કમરે બાંધ્યો, પછી જ્યારે યહોવાહે ફરમાવ્યું ત્યારે ફ્રાત નદીને કાંઠે જઇ ત્યાં તે કમરબંધ ખડકની કોઈ ફાટમાં સંતાડયો. ઘણા દિવસ વીત્યા બાદ યહોવાહે ફરીથી તેને કહ્યું કે, સંતાડેલો કમરબંધ ફાટમાંથી લઈ લે. માટે યિર્મેયાહે ત્યાંથી તેને લઈ લીધો, અને, જુઓ, કમરબંધ બગડી જઇને તમામ નકામો થઈ ગયો હતો. હવે એજ કૃતોપમાથી એવો બોધ આપ્યો કે યહુદાહના લોકનું જે અભિમાન તથા યરૂશાલેમનો જે મોટો દંભ તે યહોવાહ બગાડી નાખશે. ત્યાંના દુષ્ટ લોકો આ નકામા કમરબંધ જેવા થશે.

૫૯૭. આ સાલમાં યહોયાકીમનો દિકરો યહોયાખીન ત્રણ માસ યહુદાહની ગાદી પર હતો. આ ત્રણ માસની અંદર યિર્મેયાહની પ્રગટ કરેલી થોડી થોડી ભવિષ્યવાત હાથ આવે છે, એટલે યિર્મે. ૨૨; ૨૪–૩૦. એમાં યહોયાખીન જેને કોન્યાહ પણ કહે છે તેના ઉપર થનાર ન્યાયશાસન વિષે વાત છે.

૫૯૭-૫૯૪. ૫૯૭માં સિદકીયાહ રાજા ગાદીપતિ થયો ત્યારે તે ૨૨ વર્ષનો હતો. તે પોતાના હાથમાં તમામ સત્તા રાખી નહિ શકયો, કેમકે કોઈ કોઈ ઉતાવળિયા તથા બળવાન સરદારો ઉભા થયા કે જેઓ બનતાં સુધી પોતાના હાથમાં રાજસત્તા રાખવા ઇચ્છતા હતા. સિદકીયાહે તો બને તેટલું કર્યું ખરૂં, તો પણ આ સરદારો આગળ તે બરોબર ઉભો રહી શકયો નહિ, અને ખરૂં કહેતાં કેટલીક વાતમાં તે સરદારોને તાબે થયો.

ઘણુંકરીને આ વખતમાં યિર્મેયાહને અંજીરની બે ટોપલીનું સ્વપ્ન આવ્યું. એક ટોપલીમાંનાં અંજીર બહુ સારાં અને બીજી

ટોપલીમાંનાં અંજીર બહુ બગડી ગએલાં હતાં. એમાં એવું સુચવેલું હતું કે, દેશમાંના જેટલા સારા તથા લાયક માણસો હતા તેઓ તો ક્યારનાએ બાબેલ બંદીપ્રવાસમાં લઈ જવાયા હતા (૬૦૬, ૫૯૭માં), પણ યહુદાહ દેશમાં જે શેષ રહેલો ભાગ હતો તેમને તો ખવાય નહિ એટલે સુધી બગડી ગએલાં અંજીરોની ઉપમા અપાય, જુઓ યિર્મે. ૨૪; ૨. વાત એવી હતી તો પણ શેષમાંના કેટલાક માણસો બંદીપ્રવાસમાં લઈ જવાશે, નહિ તો માર્યાં જશે. "તેઓ નષ્ટ થાય ત્યાર સુધી હું તેઓમાં તરવાર તથા દુકાળ તથા મરકી મોકલીશ," એવું યહોવાહ નક્કી કહે છે, (યિર્મે. ૨૪; ૧૦).

આસરે તેજ વખતમાં યિર્મેયાહે બાબેલમાં રહેનારા યહુદી બંદીપ્રવાસીઓ ઉપર પત્ર લખ્યો કે જેમાં તેણે એવી સલાહ આપી કે, બંદીપ્રવાસમાં થતાં સંકટો તમારે સહન કરવાંજ જોઇએ, તેમજ સ્વદેશમાં પાછા આવવાની વાટ તમારે જોવીજ જોઇએ, (યિર્મે. ૨૯; ૧–૧૪). પરંતુ બાબેલમાં રહેનારા કેટલાક જુઠા ભવિષ્વાદીઓ હતા, જેમકે શમાયાહ તથા આહાબ. એણે પત્રદ્વારાએ યરૂશાલેમના રહેનારાઓને યિર્મેયાહના ઠટ્ઠા કરીને એવી સલાહ આપી કે, જે કોઈ માણસ ઘેલો છતાં પોતાને ભવિષ્યવાદી ઠરાવે છે તેને તમારે બેડી ઘાલીને હેડમાં નાખવો. પછી જવાબમાં યિર્મેયાહે બાબેલના બંદીપ્રવાસીઓ ઉપર બીજો પત્ર લખ્યો, જેમાં તેણે જણાવ્યું કે, શમાયાહના વંશમાંનો કોઈ પણ પુરૂષ આ પ્રજા મધ્યે વસશે નહિ, અને મારા લોકનું હિત જે હું કરીશ તે તેઓ જોશે નહિ, (યિર્મે. ૨૯; ૨૪–૩૨).

આહાબ તથા સિદકીયાહ એજ નામના બીજા જુઠા ભવિષ્યવાદી બાબેલમાં રહેતા હતા. તેઓએ તો ઈસ્રાએલમાં મુર્ખપણું કીધું હતું, અને પોતાના પડોસીની સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો હતો, તેમજ તેઓ યહોવાહને નામે ખોટાં વચન પણ બોલ્યા હતા. એ માટે યિર્મેયાહે આગળથી ખુલ્લું કહ્યું હતું કે, નબૂખાદનેસ્સાર રાજા તેઓને અગ્નિમાં ભુંજીને હણશે, (યિર્મે. ૨૯; ૨૦–૩૩).

૫૯૪. આ સાલમાં યિર્મેયાહ પોતાની ગરદન ઉપર લાકડાની ઝુંસરી ચઢાવીને યરૂશાલેમના ચકલામાં ફર્યો. આમ કરીને તેણે તેમને બોધ આપ્યો કે, આ દેશની પ્રજાને ગુલામગીરીનો વખત પાસે આવ્યો છે, તેમની ગરદન પર ઝુંસરી મુકવામાં આવશે. પરંતુ યરૂશાલેમમાં હનાન્યાહ જુઠો ભવિષ્યવાદી હતો. તેણે ભવિષ્ય કહ્યું હતું કે, યહુ-

દાહ દેશ કોઇને તાબે થવાનો નથી, પણ દેશનો પુરો છુટકારો થશે, અને, જોજો, બે વરસ પુરાં થયા પહેલાં બાબેલના બંદીપ્રવાસીઓ સ્વદેશમાં પાછા આવશે, હા, પ્રભુના મંદિરનાં પવિત્ર પાત્રો લઇને પાછા આવશે. હવે તેજ હનાન્યાહે યિર્મેયાહની ગરદન પરથી ઝુંસરી લઇને તેને ભાંગી. તે ઉપરથી યિર્મેયાહે ખુલ્લું કહ્યું કે, બાબેલની ફોજ આવીને લાકડાની ઝુંસરી તો શું પણ લોઢાની ઝુંસરી ચઢાવશે; અને ફિતુર બોલનાર હનાન્યાહ તે તો એકજ વરસ પુરૂં થયા પહેલાં માર્યો જશે. યિર્મેયાહે એવી ભવિષ્યવાત પ્રગટ કરી ત્યાર પછી બે માસની અંદર હનાન્યાહ મરણ પામ્યો, (યિર્મે. ૨૮).

સિદકીયાહ રાજાને બાબેલ સુધીની મુસાફરી કરવી પડી. તે વખતે બારૂખ લહિયાનો ભાઇ સરાયાહ રાજાની સાથે ગયો, માટે યિર્મેયાહે સરાયાહના હાથમાં એક ઓળિયું સોંપ્યું. તે ઓળિયામાં બાબેલના રાજ વિરૂદ્ધ ભવિષ્ય લખ્યાં હતાં, તેથી તેણે સરાયાહને ફરમાવ્યું કે, તમારે ઓળિયામાં લખેલી બધી વાત બાબેલના લોકની આગળ વાંચી સંભળાવવી અને એમ કર્યાં બાદ ફ્રાત નદીના મોજામાં આ ઓળિયું નાખવું. એ ઉપરથી સુચવેલું હતું કે, બાબેલ રાજ પોતે પણ ડુબી જશે, અને ત્યાર બાદ ફરીથી ચઢશે નહિ, (યિર્મે. ૫૧; ૫૯–૬૪).

૫૮૮. બાબેલની ફોજે યરૂશાલેમનો ઘેરો ઉઠાવ્યો કે તરત શેઠિયાએ છુટા થએલા યહુદી ગુલામોને પાછા બોલાવીને ગુલામગીરીમાં રાખ્યા. એ જોઇને સિદકીયાહ રાજા નાખુશ થયો ખરો, તો પણ બળવાન ને ધનવાન સરદારોની આગળ તે દબી ગયો. પરંતુ યિર્મેયાહે એ બધી હકીકત જાણીને કેવળ શેઠિયા તથા સરદારોને નહિ પણ રાજાને પણ ધમકીવચન પ્રગટ કર્યું, (યિર્મે. ૩૪; ૧૭–૨૨).

હવે શેઠિયા તથા સરદારો યિર્મેયાહ ઉપર તપી ગયા. આ વખતે બાબેલની ફોજ યરૂશાલેમથી જરા આઘે હતી, (મિસરના હોફ્રા રાજાની ફોજ સામે લડવા ગઈ હતી), એટલામાં યિર્મેયાહને સારૂં લાગ્યું કે, અનાથોથમાંથી મારે કંઈ પણ ખોરાક લાવવો જોઈએ. ભાગળમાં થઈને જતો હતો એટલામાં યિરઈયાહ નાયકે તેને પકડયો, અને તું કાસ્દીઓની ભણી જતો રહે છે, એવું તહોમત મુકીને તેને બંદીખાનામાં ઘાલ્યો, અને ત્યાં તેને ઘણા દિવસ રહેવું પડયું. પરંતુ છેવટે સિદકીયાહ રાજાએ માણસ મોકલીને તેને છોડાવ્યો અને ત્યાર પછી રોજ રોજ એક કકડો રોટલી અપાવી, (યિર્મે. ૧૭; ૧૧-૨૧).

જોકે યિર્મેયાહ હાલ પણ સાફ ને સાફ બોલતો હતો કે, યરૂશાલેમ નગર બાબેલને કબજે થશે, તોપણ હવે પછી એ વાતમાં તેણે એવો ઉમેરો કર્યો કે, આગળ જતાં દેશની પુનઃસ્થાપના થશે, અને યહોવાહના ન્યાયશાસનની સાથે કરૂણા પણ ભેળવેલી માલમ પડશે. આ પ્રસંગે તેણે સગાંસંબંધીનો હક સાચવીને પોતાના વતન અનાથોથમાં એક ખેતર ૧૭ શેકેલ રૂપામાં વેચાતું લીધું. આ પ્રમાણે તેણે સાફ સાક્ષી પુરી કે, સૈન્યોનો યહોવાહ જે ઇસ્રાએલનો દેવ તેનું વચન પુરૂં પડશેજ પડશે, એટલે એવો સમય ફરી આવશે કે જેમાં ઘરો તથા ખેતરો તથા દ્રાક્ષવાડીઓ યહુદાહ દેશમાં વેચાતાં લેવામાં આવશે, (યિર્મે. ૩૨ ; ૬–૧૫).

હવે યહુદાહના સરદારોએ ઉપલી સારી વાત સાંભળી તોપણ તેઓ એવા ને એવા રહ્યા, માટે તેઓએ યિર્મેયાહને ફરીથી પકડાવ્યો. આ વખતે સિદકીયાહ રાજા સરદારોને કોઇ પણ જાતનું રોકાણ કરી શકયો નહિ, (યિર્મે. ૩૮; ૫). રાજા તો સરદારો આગળ દબી ગયો છે, એ જોઇને સરદારોએ પાણી રહિતના કાદવવાળા ટાંકામાં યિર્મેયાહને દોરડા વડે ઉતાર્યો, અને ત્યાં યિર્મેયાહ કાદવમાં ગરક થઇ ગયો. હવે પછી યિર્મેયાહ ત્યાં રહીને ભૂખે મરી જાય, એવી સરદારોની ઇચ્છા હતી. પરંતુ એબેદ-મેલેખ નામનો એક કૂશી ખોજો હતો, તેણે રાજાની રજા લઇને યિર્મેયાહને દોરડા વડે ટાંકામાંથી બહાર કાઢયો, અને ત્યાર પછી યિર્મેયાહ ચોકીમાં રહ્યો, (યિર્મે. ૩૮ ; ૧–૧૩).

૫૮૬. નબૂખાદનેસ્સારના સેનાપતિ નબૂઝારઅદાને યરૂશાલેમ નગર હસ્તગત કરી લીધું. આ સેનાપતિને હુકમ આપવામાં આવ્યો કે, જોજો, યિર્મેયાહને કંઇ પણ નુકસાન પહોંચે નહિ. હવે જ્યારે યરૂશાલેમથી પાંચ માઇલ દૂર આવેલા રામાહમાં કેટલાક યહુદીઓને બંદીવાન કર્યાં ત્યારે તેઓમાંનો એક યિર્મેયાહ નીકળ્યો. આ વખતે યિર્મેયાહને કહેવામાં આવ્યું કે, તમારી મરજી હોય તો અમારી સાથે બાબેલ આવશો ને ત્યાં તમારી સારી ચાકરી કરવામાં આવશે, અથવા તમારી મરજી હોય તો હાલમાં નિમાએલા ગદાલ્યાહ હાકેમની પાસે રહો, તમારી મરજી હોય તેમ કરો. પછી યિર્મેયાહે પોતાની એવી મરજી બતાવી કે, ગદાલ્યાહ તો મારા મુરબ્બી અહીકામનો દીકરો છે, માટે હું તેની સાથે રહીશ.

પરંતુ બે મહિનાની અંદર ઇસ્માએલ તથા તેની સાથેના દસ માણસોએ ગદાલ્યાહને મારી નાખ્યો, અને આજ વખતે યિર્મેયાહને તથા બીજા કેટલા-

એકને બંદીવાન કર્યાં. ઇશ્માએલ તેમને લઇને જતો હતો, એટલામાં યોહાનાન શૂરવિરે ધસારો કરી ઈશ્માએલને નસાડયો, અને બંદીવાનોને છોડાવ્યા. પરંતુ હવે યોહાનાન તથા તેના પક્ષના લોકોને ધાસ્તી લાગી કે, ગદાલ્યાહ માર્યો ગયો છે, એ માટે બાબેલની ફોજ પાછી આવીને અમને સખત સજા કરશે, માટે અહીંથી નાસી જવું જોઇએ; કદાપિ અહીં રહીએ તોપણ અનાજની તંગી પડશે; પણ જો મિસરમાં નાસી જઇએ તો ત્યાં અમને આશ્રો મળશે. ત્યાંનો રાજા બળવાન છે, માટે બાબેલની ફોજ ભાગ્યેજ મિસર ઉપર ચઢાઈ કરે; વળી ત્યાંની નીલ નદીનો પ્રદેશ પણ ફળદ્રુપ છે, એવા એવા વિચાર કરીને ત્યાં નાસી જવા વિષે યિર્મેયાહની પાસે આવીને યહોવાહની શી મરજી હશે તે પુછ્યું. યિર્મેયાહે કહ્યું કે, મિસરમાં નાસી જવું એ યહોવાહની મરજી વિરૂદ્ધ છે. પરંતુ ત્યારે યિર્મેયાહને એવો જવાબ આપવામાં આવ્યો કે, તું તો ઉપલી વાત બારૂખના શીખવ્યા પ્રમાણે બોલે છે, અમે બાબેલની ફોજના હાથમાં પડીએ એવું ઇચ્છીને બારૂખ તને અમારી વિરૂદ્ધ ઉસ્કેરે છે, (યિર્મે. ૪૩; ૧–૩).

છેવટે એવું બન્યું કે, યહુદાહ દેશમાં બાકી રહેલા ઘણા લોક યિર્મેયાહ તથા બારૂખ લહિયાને સાથે લઇને નીકળ્યા, અને તાહપાન્હેસમાં આવ્યા. (તાહપાન્હેસ નગર નીચલા મિસર દેશની પૂર્વ સીમમાં આવેલું છે.) હવે તો યિર્મેયાહે મિસર દેશમાં રહીને એવી ભવિષ્યવાત પ્રગટ કરી કે, નબૂખાદનેસ્સાર રાજા આ દેશ ઉપર ચઢાઈ કરીને ફારૂન હોફ્રાની હવેલીના દ્વાર પાસે પોતાનું સિંહાસન ઉભું કરશે. વળી એ વાતની વધારે અસર થાય માટે તેણે નવમી કૃતોપમા કરી, એટલે યહોવાહના કહ્યા મુજબ યિર્મેયાહે મોટા પત્થરો લીધા, અને તાહપાન્હેસમાં ફારૂનના ઘરના દ્વારની પાસે જે ઈંટવાડો છે તેમાંના ગારામાં યહુદી લોકોના દેખતાં પત્થરો સંતાડ્યા (યિર્મે. ૪૩; ૮–૧૧). એ ઉપરાંત મિસરમાં રહેનારા યહુદીઓને ભારે ધમકાવચન પ્રગટ કર્યું, કારણ કે તેઓ મૂર્તિપૂજા કરવા લાગ્યા હતા, અને આકાશની રાણીનું ભજન નિર્લજપણે કરતા હતા (યિર્મે. ૪૪). [આકાશની રાણી=ચંદ્રમા].

યિર્મેયાહના મરણ વિષે એવી દંતકથા ઉતરી આવી છે કે, મિસરમાં ચાલતી મૂર્તિપૂજા જોઇને, તેણે બહુજ સખત ધમકીવચન ઉચ્ચાર્યાં, માટે ત્યાંના સૌ લોક તપી ગયા, અને તેને ડાફને ગામમાં પત્થરે મારી નાખ્યો. પરંતુ એજ દંતકથા ભરોસાલાયક છે, એવી બિલકુલ ખાતરી નથી.

૫૧મા અધ્યાયની છેલ્લી કલમમાં આમ લખ્યું છે કે, "આટલે સુધીનાં યિર્મેયાહનાં વચન છે" માટે ૫૨મા અધ્યાયની વાત યિર્મેયાહે લખી એ વિષે શક ઉત્પન્ન થાય છે. જો આ છેલ્લામાં છેલ્લો અધ્યાય યિર્મેયાહે પોતે લખ્યો હોય તો આપણે કબૂલ કરવું જોઇએ કે એવીલ-મરોદાખ

બાબેલનો ગાદીપતિ થયો ત્યાં સુધી (૫૬૧–૫૫૯) યિર્મેયાહ હૈયાત હતો. એટલે ૫૬૦ પહેલાં મરી ગયો નહિ હશે. ધારો કે તેજ સાલમાં યિર્મેયાહ મરી ગયો તો મરતી વેળા તે ૮૫–૮૭ વર્ષનો હતો, (૬૪૭–૫૬૦). પરંતુ છેલ્લો અધ્યાય તેણે લખ્યો નહિ હોય તો તેની મરણસાલ વિષે શું સમજવું?

૩૯–૪૪ સુધીના જે ૭ અધ્યાય છે તે તો યિર્મેયાહે મિસરમાં રહીને લખ્યા એવું જણાય છે. પણ તેનેતેજ અધ્યાયોમાં બતાવ્યું છે કે, મિસરમાં આવેલા લોક મૂર્તિપૂજા કરવા લાગ્યા એટલુંજ નહિ પણ મૂર્તિપૂજા કરવામાં તલ્લીન થઈ ગયા હતા. હવે આટલી બધી દુર્દશા એકદમ ઉત્પન્ન થઈ નહિ હશે. મિસરમાં પેઠા પછી દસેક વર્ષ વીતી ગયાં હોય તોજ આવી દુર્દશા જણાઈ આવે. માટે કદાચ આ અનુમાન વાજબી હોય કે, યિર્મેયાહ ઇ. સ. પૂ. ૫૭૭ સુધી હૈયાત હતો. જો ૫૭૭ માં મરી ગયો તો મરતી વેળા યિર્મેયાહની ઉમ્મર ૭૦ વર્ષની હશે (૬૪૭–૫૭૭); વળી ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવતાં પણ પુરાં ૫૦ વર્ષ થયાં (૬૨૭–૫૭૭).

## યિર્મેયાહના પુસ્તકના અધ્યાયની સાલવાર ગોઠવણ.

કયા ધોરણ પ્રમાણે આ પુસ્તકમાંના અધ્યાયો ગોઠવાયા તે ધોરણ બરાબર માલમ નથી. પણ એક વાત ખુલ્લી જણાય છે, એટલે અધ્યાયોની ગોઠવણ સાલવાર નથી. જુઓ, અધ્યાય ૩૫ તથા ૩૬ માં યહોયાકીમ રાજાની કારકીર્દીમાં બનેલી વાત છે. પરંતુ તે પહેલાં ૩૪ અને તે પછી ૩૭ મા અધ્યાયમાં સિદકીયાહ રાજાની કારકીર્દીની વાત મળી આવે છે. યિર્મે. ૩૬; ૨૭–૩૨ માં બતાવ્યું છે કે, યહોયાકીમ રાજાને ખબર આપવામાં આવી કે, યહુદી લોક બાબેલના બંદીપ્રવાસમાં લઈ જવાશે (૫૯૭). પરંતુ ૩૬ મા અધ્યાય પહેલાંના ૨૯–૩૩ અધ્યાય છે, અને એ પાંચે અધ્યાયમાં બાબેલમાં રહેનારા યહુદી બંદીપ્રવાસીઓને દિલાસાનાં વચનો આપેલાં છે.

યહોયાકીમ રાજાએ યિર્મેયાહની વાતો સગડીમાં બાળી નાખી હતી, ત્યાર પછી યિર્મેયાહે બારૂખની પાસે ફરીથી એનેએજ વાતો લખાવી, અને તેમાં ઉમેરો પણ કર્યો. હવે એજ ઉમેરાએલી ભવિષ્યવાતમાં યિર્મેયાહના પુસ્તકનો ગભ રહેલો છે, એવું લાગે છે, અને કદાચ એમાં નીચે મુજબના અધ્યાયોનો સમાવેશ હતો—

અધ્યાય ૧–૨૦ નો મોટો ભાગ.<br>
,, ૨૫ મો પૂરો.<br>
,, ૪૬–૪૯ સુધીનો કેટલોક ભાગ.<br>
,, ૪૫ (?)<br>
,, ૨૬ અને ૩૬, અથવા એ બે અધ્યાયમાંની જે જે વાત યહોયાકીમની કારકીર્દીને લગતી છે તે.

આટલું બારૂખની હસ્તક લખાયું હશે, પણ આગળ જતાં બીજી બીજી વાતો એમાં ઉમેરવામાં આવી, જેમકે—સિદકીયાહ રાજાને લગતી જે વાત તે, અને તે ઉપરાંત અધ્યાય ૩૨–૪૪ માંની જે જે વાત યરૂશાલેમના ઘેરા અને નાશને લાગુ પડે તે, અને ત્યાર પછી બનેલી વાતને લગતી હકીકત.

ઈ. સ. પૂ. ૫૮૬ માં યરૂશાલેમનો તેમજ યહુદી રાજનો અંત આવ્યો, પણ આ વિપત્તિનો વખત થયા પહેલાં પારકી દેશજાતિઓને લગતી ભવિષ્યવાતો યિર્મેયાહે પ્રગટ કરી હતી એમ સંભવે છે, અને આ ભવિષ્યવાતોનો સંગ્રહ અધ્યાય ૪૬–૫૧ માં મળી આવે છે.

**નીચે લખેલી ટીપમાં અધ્યાયોનો સાલવાર અનુક્રમ બતાવ્યો છે.**

અધ્યાય ૧–૧૨ યોશીયાહની કારકીર્દીમાં એટલે (૬૪૦–૬૦૮).
,, ૧૪–૨૦ યહોયાકીમની કારકીર્દીમાં એટલે (૬૦૮–૫૯૭).
,, ૨૬ ,, ,, ,, પહેલે વર્ષે (૬૦૮)
,, ૨૫ ,, ,, ,, ચોથે ,, (૬૦૫)
,, ૪૬–૪૯ ,, ,, ,, ,, ,, (૬૦૫)

[આ ચાર અધ્યાયમાં બે ટુંકા ફકરા બાદ કરવા જોઈએ. કારણ કે, ૪૬ ; ૧૩–૨૮ સુધીનો મિસર દેશમાં લખાયો એટલે ૫૮૬ પછી; વળી ૪૯; ૩૪–૩૯ નો ફકરો સિદકીયાહ રાજાને પહેલે વર્ષે રચાયો, એટલે ૫૯૭–૫૯૬માં].

અધ્યાય ૩૫, ૩૬ યહોયાકીમની કારકીર્દીને ચોથે વર્ષે (૬૦૫)
,, ૪૫ ,, ,, ,, ,, (૬૦૫)
,, ૧૩ યહોયાખીનની કારકીર્દીના ત્રણ માસમાં (૫૯૭)
,, ૨૯ સિદકીયાહ રાજાને પહેલે વર્ષે (૫૯૭–૫૯૬)
,, ૨૭ ,, ,, ,, ,,
,, ૫૦, ૫૧ ,, ,, ચોથે ,, (૫૯૪)
,, ૨૮ ,, ,, ,, ,,

અધ્યાય ૨૧–૨૪ સિદકીયાહ રાજાના નવમા વર્ષમાં (૫૮૯–૫૮૮) [આ ચારે અધ્યાયની વાત જુદે જુદે વખતે બોલતાં પ્રગટ કરવામાં આવી હતી].

અધ્યાય ૩૪ સિદકીયાહ રાજાને નવમે વર્ષે (૫૮૯–૫૮૮)
,, ૩૭ ,, ,, દસમે ,, (૫૮૭)
,, ૩૦–૩૩ ,, ,, ,, ,, (૫૮૭)?
,, ૩૮ ,, ,, ,, ,, (૫૮૭)
,, ૫૨;૧-૨૯,, ,, ૧૧ મે ,, (૫૮૬)
,, ૩૯–૪૪ ૫૮૬ પછી મિસરમાં લખાયા. વળી જુઓ ૪૬ ; ૧૩–૨૮.

અધ્યાય ૫૨ ; ૩૦–૩૪ સુધીની જે પાંચ કલમ તે તો ૫૮૬ પછી લખાઈ અને
,, ૫૨ ; ૩૧–૩૪ ,, ,, ચાર કલમ તે તો એવીલ-મરોદાખ બાબેલનો ગાદીપતિ થયો ત્યાર પછી લખાઈ, (એટલે ૫૬૧ પછી).

ઉપલી ટીપ ઉપરથી સાફ જણાય છે કે, યિર્મેયાહના પુસ્તકમાં અધ્યાયો સાલવાર ગોઠવેલા નથી. કદાચ એવું હોય કે, એમાંના અધ્યાયો વિષયને ધોરણે ગોઠવાયા. પરંતુ એટલામાં ગોઠવણનો પુરો ખુલાસો હાથ આવે છે એમ નથી.

## યિર્મેયાહના પુસ્તકનું ખોખું.

I. અધ્યાય ૧–૪૫. આ ભાગમાં મુખ્યત્વે કરીને યહુદાહ સ્વદેશને લગતી વાત આવે છે, અને ચાલુ વખતની ઐતિહાસિક વાત મળી આવે છે.

૧) અ. ૧–૨૦. ઈ. સ. પૂ. ૬૨૭–૬૦૫ ની વચ્ચે પ્રગટ કરેલી ભવિષ્યવાત.

૨) ૨૧ ; ૧-૨૫ ; ૧૪. યહુદાહના રાજાઓ, તે દેશના જુઠા ભવિષ્યવાદીઓ, અને બાબેલનું રાજ, એઓને લગતી જુદે જુદે વખતે પ્રગટ કરેલી ભવિષ્યવાત.

૩) ૨૫ ; ૧૫–૩૮. અધ્યાય ૪૬–૫૧ માં પરદેશોને લગતી જે ભવિષ્યવાત આવેલી છે તે ભવિષ્યવાતનો સંક્ષિપ્ત સાર આ ૨૪ કલમમાં મળી આવે છે.

૪) અ. ૨૬–૨૮. યરૂશાલેમના થનાર નાશ વિષે જુદે જુદે વખતે પ્રગટ કરેલી ભવિષ્યવાતો. વળી એની સાથે ઐતિહાસિક વાતો ભેળવેલી છે.

૫) અ. ૨૯. બાબેલના બંદીપ્રવાસમાં ગએલા યહુદી બંદીવાનો ઉપર મોકલેલો પત્ર તથા સંદેશો.

૬) અ. ૩૦, ૩૧. કેટલીક ભવિષ્યવાત કે જેમાં આશાજનક તથા દિલાસો ભરેલી ભવિષ્યવાત મળી આવે છે.

૭) અ. ૩૨–૪૪. બાબેલની ફોજે યરૂશાલેમ નગર હસ્તગત કરીને નષ્ટ કીધું તે પહેલાંના ૧૮ માસનો ઇતિહાસ, એટલે ઘેરાને લગતી ઐતિહાસિક વાત. વળી તેજ વખતમાં પ્રગટ કરેલી ભવિષ્યવાતો.

૮) અ. ૪૫. આ ટુંકો અધ્યાય પરિશિષ્ટ દાખલ ઉમેરેલો જણાય છે. એમાં ખાસકરીને બારૂખ લહિયાને માટે લખેલી વાત છે.

II. અધ્યાય ૪૬–૫૧. પરદેશોને લગતી ભવિષ્યવાત.

૧) ૪૬ ; ૧. આ ભાગનું મથાળું. સરખાવો અંત્યલેખ, યિર્મે. ૫૧ ; ૬૪.
૨) ૪૬ ; ૨–૨૮. મિસર દેશ વિષે ભવિષ્ય.
૩) અ. ૪૭. પલિસ્તીઓના દેશ વિષે ભવિષ્ય.
૪) અ. ૪૮. મોઆબ દેશ વિષે ભવિષ્ય.
૫) ૪૯ ; ૧–૬. આમ્મોનપુત્રો વિષે ભવિષ્ય.
૬) ૪૯ ; ૭–૨૨. અદોમ દેશ વિષે ભવિષ્ય.
૭) ૪૯ ; ૨૩–૨૭. દમસ્ક વિષે ભવિષ્ય.
૮) ૪૯ ; ૨૮–૩૩. કેદાર તથા હાસોર વિષે ભવિષ્ય.
[કેદાર, એમાં તંબુમાં રહેનારા અરબ લોક સમજવા. તેઓ અરબસ્થાનમાં વાયવ્ય કોણે તથા પાલેસ્ટાઇનની પૂર્વ ગમ રહેતા હતા. વળી હાસોર, એમાં કાયમના રહેઠાણમાં રહેનારા અરબ કોમના લોક સમજવા જોઇએ.]
૯) ૪૯ ; ૩૪–૩૯. એલામ વિષે ભવિષ્ય.
૧૦) અ. ૫૦, ૫૧. બાબેલ જે કાસ્દીઓનો દેશ તે વિષે ભવિષ્ય.

III. અધ્યાય ૫૨. પરિશિષ્ટ દાખલ ઐતિહાસિક વાત.

## સવિસ્તર પૃથક્કરણ.

I. ૧ ; ૧–૧૯. ત્રણ વખત મુખજુબાનીથી અને ત્રણ વખત સ્વપ્ન જોવાથી યિર્મેયાહનું તેડું થયું (ઇ. સ. પૂ. ૬૨૭).
૧) ૧ ; ૧–૩. લખનારનું નામ અને લખવાની સાલ જણાવે છે.
૨) ૧ ; ૪–૧૦. યહોવાહની વાણી ત્રણવાર સંભળાઇ, અને યહોવાહનો હાથ મુખને અડકયો.
૩) ૧ ; ૧૧–૧૯. બદામડીનું તથા ઉકળતા હાંલ્લાનું સંદર્શન, અને ચેતવણીરૂપ તથા ઉત્તેજનદાયક વચનો.

II. ૨ ; ૧–૬ ; ૩૦. સાલ (૬૦૪). યિર્મેયાહની પહેલામાં પહેલી પ્રગટ કરેલી ભવિષ્યવાત. યહોયાકીમે ઓળિયું બાળી નાખ્યું ત્યાર પછી એ વાત ફરીથી લખાવી. એમાં યહુદાહ દેશમાં પ્રસરી ગએલાં પાપ વિષે ટીકા કરેલી છે, તે નીચે મુંજબ—

૧) ૨; ૧–૩૭. યહુદાહમાં ચાલતી મૂર્તિપૂજા વિષે ટીકા.

(૧) ૨; ૧-૧૩. ધણીધણીઆણીની ઉપમાદ્વારે યહોવાહ એવું સંભરાવે છે કે, મેં પૂર્વકાળે યહુદી કોમ ઉપર પુષ્કળ કૃપાદૃષ્ટિ રાખી તોપણ એ કોમે મારી પ્રત્યે અવિશ્વાસુપણું કીધું, ને પતિવ્રત ભંગ કર્યું.

(૨) ૨; ૧૪-૩૦. ઈસ્રાએલીઓમાં ભ્રષ્ટાચાર તથા હઠીલાપણું વિશેષ વધી ગયાં, તે ઉપરથી તેમના ઉપર વિપત્તિ આવી પડી છે.

(૩) ૨; ૩૧-૩૭. ઇસ્રાએલ તો પતિવ્રત ભંગ કરનારી કન્યા જેવો નીકળ્યો છે; માટે તેનું શાસન બેશક થશે.

૨) ૩; ૧–૨૫. યહુદીઓમાં ચાલતી મૂર્તિપૂજાના સંબંધમાં હજી ધમકી આપે છે, પણ આગળ જતાં દેશની સારી દશા થાય એવી આશા બતાવે છે.

(૧) ૩; ૧–૫. યહુદાહ અવિશ્વાસુપણે ચાલ્યું છે, એ માટે કન્યાના હક તેની પાસેથી લઈ લેવામાં આવ્યા છે.

(૨) ૩; ૬–૨૦. યહુદાહ તથા ઈસ્રાએલ એ બન્નેએ ભારે ઉલ્લંઘન કર્યું છે, પરંતુ યહુદાહનો દોષ વધારે જણાય છે; તો પણ જો તેઓ પસ્તાવો કરીને ફરે તો બંનેને ક્ષમા અપાશે.

(૩) ૩; ૨૧-૨૫. યહુદાહ હવે પોતાનાં પાપ કબુલ કરે છે.

૩) ૪; ૧-૬; ૩૦. થોડી વારમાં દેશનું ન્યાયશાસન કરવામાં આવશે. સજા કરનાર જે શત્રુ તે ઉત્તર તરફથી આવશે [૬૨૮ માં સ્કુથી લોકે મિસર દેશ પર ચઢાઈ કરી હતી. ઘણુંકરીને એ વાત ધ્યાનમાં રાખીને તેના જેવી વાત કાસ્દીઓની ચઢાઇને લાગુ પાડે છે.]

(૧) ૪; ૧–૧૦. ઈસ્રાએલ તથા યહુદાહને લગતો જે સંદેશો તેનું તાત્પર્ય. એટલે યરૂશાલેમના થનાર નાશ વિષે અગમસુચના.

(૨) ૪; ૧૧-૧૮. શત્રુઓ યરૂશાલેમ પર ચઢાઇ કરશે, તે વિષેની હકીકત.

(૩) ૪; ૧૯-૨૬. દેશમાં જે ધુજારો અને વિનાશ ફેલાઇ જશે તેની હકીકત.

(૪) ૪; ૨૭-૩૧. જે અચંબો તથા દુ:ખસહન, રાજનો નાશ થતી વખતે થશે, તે અચંબા તથા દુ:ખસહનથી છુટવાનો કશો ઉપાય નથી.

(૫) ૫; ૧–૯. જોઇએ તે કરતાં શું સખત સજા કરવામાં આવશે? એવું કેમ કહેવાય? રાજાથી તે રંક સુધી સઘળાંમાં ભુંડાઇ ફેલાઇ ગઇ છે; તો શું યહોવાહ ન્યાયશાસન ન કરે?

(૬) ૫; ૧૦-૧૮. સ્વદેશમાં તો સૌ લોકને લાગે છે કે, અમે સહીસલામત છીએ, તોપણ થોડી વારની અંદર યહોવાહ દેશ પર વિનાશક શત્રુ લાવશેજ.

(૭) ૫; ૧૯-૨૯. યહુદાહ દંગો કરવાનું મન રાખે છે, અને જુલમ તથા ઠગાઇદ્વારા ધન મેળવવાનું વિચારે છે. એમાં તો થનાર વિનાશનું ખરૂં કારણ છે.

(૮) ૫; ૩૦, ૩૧. ભવિષ્યવાદીઓ, યાજકો, અને સાધારણ લોક પણ ગુનાહમાં ભાગીદાર થયા છે.

(૯) ૬; ૧—૮. વિદેશીઓની ફોજ પાસે આવેલી જણાય છે; અને યરૂશાલેમ ઘેરવાની તૈયારી કરે છે, તોપણ હમણાં ને હમણાંજ શિક્ષા માની લેવી, એવું ટુંકું સંબોધન.

(૧૦) ૬; ૯–૩૦. પાપ તથા અપરાધ વ્યાપી રહ્યાં છે, સૌ લોકોનાં હૃદય કઠણ થયાં છે, અને કર્મક્રિયા ઉપરાંત પ્રભુની સેવાને અર્થે કંઇ પણ કરવાનું મન નથી. એવાં

એવાં કારણોને લીધે લોકોનો વિનાશ થવાનો છે.

III. ૭; ૧—૧૦; ૨૫. સાલ ૬૨૩ નહિ તો ૫૯૮. યહોવાહના ઘરની ભાગળમાં કરેલું ભાષણ. યહુદી લોકે પોતાના માર્ગોમાં તથા કરણીઓમાં સુધારો કરવો જોઇએ, નહિ તો યહોવાહ તેમને સિયોનમાં વસવા દેશે નહિ. સરખાવો યિર્મે. ૭; ૩.

૧) ૭; ૧–૭. કર્મક્રિયા રીતસર બજાવવામાં નહિ પણ નીતિપૂર્વક ન્યાયાચાર કરવામાં દેશની સલામતી રહે છે.

૨) ૭; ૮–૨૦. પ્રાચીન વખતે શીલોહમાં મંદિર હતું તોપણ શું તેજ વખતે દેશનું ન્યાયશાસન નહિ થયું? તેમજ હાલમાં યરૂશાલેમ પવિત્ર નગર હોય, અને તેમાં પવિત્ર મંદિર હોય તોપણ જેઓ યહોવાહને ખુલ્લી રીતે તજી દે તેઓનું ન્યાયશાસન નક્કી થશે.

૩) ૭; ૨૧–૨૮. યજ્ઞયાગ તથા કર્મક્રિયા ઉપર આધાર રાખવો નહિ, કારણ કે યજ્ઞયાગ કરતાં યહોવાહ નીતિવ્યવહાર માણસ પાસે માગે છે. પરંતુ એ વાત ઇસ્રાએલી લોકે હજી સુધી માની લીધી નથી.

૪) ૭; ૨૯–૩૪. લોકોએ જ્યાં દુરાચાર કર્યો ત્યાંજ તેમનું ન્યાયશાસન થશે.

૫) ૮; ૧—૩. મુએલાનાં મુડદાંની પણ ઘણી ફજેતી કરવામાં આવશે, અને જે બાકી રહેલા તેઓ તો જીવવા કરતાં મરવું પસંદ કરશે.

૬) ૮; ૪–૧૭. ઘણા અપરાધ કર્યા તોપણ લોક દુરાચાર કરવામાં શરમિંદા ન થયા.

૭). ૮;૧૮—૯;૧૦. લોકોને સારૂ આકરો વિલાપ કરવામાં આવે છે.

૮) ૯; ૧૦–૨૨. થનાર વિપત્તિનું વિગતવાર વર્ણન કરે છે.

૯) ૯; ૨૩–૨૬. યહોવાહ જે ન્યાય કરનાર તેનેજ દેવ જાણવો, આ તો અવશ્યનું છે.

[૧૦) ૧૦; ૧–૧૬. આ ફકરો ઘણુંકરીને ઘાલેલો સમજવો જોઇએ. એની સાલ કદાચ ૫૯૮–૫૯૪ ની હશે. કલમ ૧૧ મી હેબ્રીમાં નહિ પણ આરામી ભાષામાં લખેલી છે.

યહોવાહ તથા મૂર્તિઓનો મુકાબલો કરેલો છે, અને મૂર્તિઓની પાછળ ન ચાલવા વિષે સંબોધન કરેલું છે.]

૧૧) ૧૦; ૧૭–૨૨. થનાર વિપત્તિ ગમ ફરીથી ભવિષ્યવાદી લોકોનું ધ્યાન ખેંચે છે.

૧૨) ૧૦; ૨૩–૨૫. યિર્મેયાહ યહુદી લોકોને નામે બોલતાં યહોવાહની વિનંતી કરે છે કે યહોવાહનો કોપ સળગી ન ઉઠે.

IV. ૧૧; ૧–૧૨; ૧૭. સાલ ૬૨૨ પછી. ૬૨૨ મી સાલે નિયમશાસ્ત્રની પ્રત જડી. હવે તે પ્રતમાં જે બોધ રહેલો છે, તે બોધને ધોરણે ચાલવાની શિખામણ આપે છે, પણ બધું નિરર્થક નીકળે છે. વળી અનાથોથમાંના યિર્મેયાહના પોતાના લોક તેની વિરૂદ્ધ નીકળ્યા. યહુદાહ દેશની સરહદ પર જે ભુંડી કોમો રહે છે, તેમને પણ દેશ નિકાલનું શાસન થશે. તેમ છતાં પણ જો તે કોમના લોક ઇસ્રાએલી ધર્મનો સ્વીકાર કરે તો તેમની પુનઃસ્થાપના થશે.

૧) ૧૧; ૧–૧૭. યહુદાહ તો કરારની શરત પ્રમાણે ચાલતું આવ્યું નથી, એ માટે યહુદાહનું વાજબી શાસન થશેજ.

૨) ૧૧; ૧૮–૨૩. યહુદી લોક શાસન વિષેની ઉપલી વાત સાંભળીને ક્રોધે ભરાયા. માટે અનાથોથના રહેવાસીઓ યિર્મેયાહને મારી નાખવાનું વિચારે છે. આ પરથી અનાથોથના રહેવાસીઓ ઉપર વિપત્તિ આવી પડશે, એવું યિર્મેયાહે ભવિષ્ય કહ્યું.

૩) ૧૨; ૧–૪. દુષ્ટ માણસો આબાદ ન થાય, એવી યિર્મેયાહ વિનંતી કરે છે.

૪) ૧૨; ૫, ૬. યિર્મેયાહના પોતા પર હવે પછી વધારે સંકટ આવી પડવાનાં છે.

૫) ૧૨; ૭–૧૩. યહુદાહ દેશ વેરાન થવાનો છે, એવું પણ પ્રગટ કરે છે.

૬) ૧૨; ૧૪–૧૭. ઇસ્રાએલના શત્રુઓની ભવિષ્યની હાલત વિષે. "તે દેશજાતીને પુરેપુરી ઉખેડી નાખીશ, ને તેને નષ્ટ કરીશ, એમ યહોવાહ કહે છે."

V. ૧૩; ૧–૨૭. સાલ ૫૯૭. યહોયાખીન રાજાની કારકીર્દીના ત્રણ માસની અંદર સણના કમરબંધની કૃતોપમાની વાત આવે છે. વળી તે ઉપરાંત કુંડીની બોલેલી ઉપમા પણ આવે છે, અને તે ઉપરાંત સુધારો કરવાની ભારે સલાહ આપે છે.

૧) ૧૩; ૧–૧૧. સણના કમરબંધને લગતી કૃતોપમા.

૨) ૧૩; ૧૨–૧૪. કુંડીને લગતી બોલેલી ઉપમા. સરખાવો ૧૯; ૧–૧૩.

૩) ૧૩; ૨૫–૨૭. સુધારો કરવા વિષે ફરીથી વિનંતીરૂપ બોધ કરે છે, પરંતુ તે લોકોની ભ્રષ્ટતા રૂઝાશે નહિ, એમ લાગે છે.

VI. ૧૪; ૧–૧૭, ૧૮. ચાલુ સુકવણા વિષે યહોવાહ તથા યિર્મેયાહ વચ્ચે સંભાષણ.

| | | |
|---|---|---|
| [૧૪; ૭—૯. | યિર્મેયાહ | બોલે છે. |
| ૧૪; ૧૦-૧૨. | યહોવાહ | ,, |
| ૧૪; ૧૩. | યિર્મેયાહ | ,, |
| ૧૪; ૧૪-૧૮. | યહોવાહ | ,, |
| ૧૪; ૧૯-૨૨. | યિર્મેયાહ | ,, |
| ૧૫; ૧-૯. | યહોવાહ | ,, |
| ૧૫; ૧૦. | યિર્મેયાહ | ,, |
| ૧૫; ૧૧-૧૪. | યહોવાહ | ,, |
| ૧૫; ૧૫-૧૮. | યિર્મેયાહ | ,, |
| ૧૫; ૧૯-૨૧. | યહોવાહ | ,, ] |

પાસે થનાર આફતનું મૂળકારણ એટલે પાપકૃત્ય. પાપકૃત્યને લીધે થનાર આફતમાં યહોવાહ એકલો આશરો આપનાર નીકળશે. હવે યિર્મેયાહ યહોવાહની વિનંતી કરે છે કે, યહોવાહ મારૂં સંરક્ષણ કરે, રખેને મારા પર શત્રુઓ આવી પડે.

૧) ૧૪; ૧–૬. સુકવણાનું વર્ણન કરે છે.

૨) ૧૪; ૭-૧૨. યિર્મેયાહ પહેલે ફેરે યહોવાહની વિનંતી કરે છે (ક. ૭–૯), અને યહોવાહનો જવાબ સાંભળે છે (ક. ૧૦,૧૧).

૩) ૧૪; ૧૩-૧૮. બીજે ફેરે યિર્મેયાહ યહોવાહની વિનંતી કરે છે (ક. ૧૩), અને યહોવાહ જવાબ આપે છે (ક. ૧૪-૧૮).

૪) ૧૪; ૧૯-૨૨. હવે યિર્મેયાહ વિલાપનો પોકાર કરે છે, અને ત્રીજે ફેરે સુકવણાથી મારેલી પ્રજા તથા નગરના હકમાં વિનંતી કરે છે.

૫) ૧૫; ૧–૯. પાસે થનાર આફતનું વિગતવાર વર્ણન યહોવાહ કરે છે.

૬) ૧૫; ૧૦-૧૪. હવે યિર્મેયાહ પોતા વિષે વિલાપ કરે છે (ક. ૧૦), અને યહોવાહ તેને જવાબ આપે છે (ક. ૧૧-૧૪).

૭) ૧૫; ૧૫-૧૮. પછી યિર્મેયાહ યહોવાહ આગળ છેલ્લામાં છેલ્લી વિનંતી કરે છે.

૮) ૧૫; ૧૯-૨૧. યહોવાહ જવાબ આપતાં જણાવે છે કે, જે કોઇ પોતાની ફરજ વિશ્વાસુપણે બજાવશે તેનો તો છુટકારો થશેજ.

૯) ૧૬; ૧–૧૩. યિર્મેયાહે લોકોને જે બોધ આપ્યો, તે બોધની અસર લોકોને વધારે લાગે માટે તેણે પોતે કુંવારા રહેવું જોઇએ, અને તેણે બધી તરેહનાં સુખસાધનોનો ત્યાગ કરવો જોઇએ.

૧૦) ૧૬; ૧૪-૨૧. આવનાર ન્યાયશાસન સખતમાં સખત થશે ખરૂં, પણ જે છુટકારો થવાનો છે તેના જેવો બીજો કયારે થયો?

૧૧) ૧૭; ૧-૪. લોકોના અપરાધ ભુસી નખાય એવા નથી. એ કારણ માટે આવનાર ન્યાયશાસન સખતમાં સખત હોવું જોઇએ.

૧૨) ૧૭; ૫-૮. માણુસ પર જે કોઇ પોતાનો આધાર રાખે તેનો નાશ થશે, પણ યહોવાહ પર આધાર રાખનાર માણુસ સહીસલામત રહેશે.

૧૩) ૧૭; ૯-૧૧. સઘળી તરેહનાં ભૂંડાં ઉપાય તથા યુક્તિઓ યહોવાહ જાણીને જોઈ લેશે, ને તેમને બદલે સજા પણ મોકલશે.

૧૪) ૧૭; ૧૨-૧૮. ગમે તે થાય, તોપણ યિર્મેયાહ તો યહોવાહ વિષે ખાતરી રાખે છે કે, જેઓ વિશ્વાસુ નીકળશે તેઓનો તે ત્રાતા થશે, તેમજ યહોવાહ મારા શત્રુના હાથમાંથી પણ મારો બચાવનાર થશે.

VII. ૧૭; ૧૯-૨૭. સાબ્બાથ દિવસ પવિત્ર પાળવા વિષે બોધ. વળી જો સાબ્બાથ દિવસ પવિત્ર પાળવામાં આવે તો આબાદી થશે.

VIII. ૧૮; ૧-૨૦; ૧૮. કુંભારના કામ પરથી બોધ આપે છે. તે ઉપરથી પાશહૂર જે મંદિરનો મુખ્ય અધિકારી તેણે યિર્મેયાહના પગ હેડમાં ઠોકયા. ત્યાર પછી યિર્મેયાહે તમામ પ્રજાના દેશનિકાલ વિષે ભવિષ્ય કહ્યું; એટલામાં યિર્મેયાહ પંડે વિલાપ કરે છે.

૧) ૧૮; ૧-૧૭. કુંભાર ચાક પર ગારો મુકે છે, તે વાતને આધારે કરેલો બોધ.

૨) ૧૮; ૧૮-૨૩. યિર્મેયાહ એવી વિનંતી કરે છે કે, મારા શત્રુઓને બદલો ભરી આપવામાં આવે.

૩) ૧૯; ૧-૧૩. માટલી ભાગી નાખીને કૃતોપમાદ્વારે બોધ આપ્યો. સરખાવો ૧૩; ૧૨-૧૪.

૪) ૧૯; ૧૪-૨૦; ૬. હવે મંદિરનો મુખ્યાધિકારી જે પાશહૂર તેણે યિર્મેયાહને પકડી તેના પગ હેડમાં ઠોકયા. પછી યિર્મેયાહે થનાર સજા વિષે ખુલ્લી વાત પ્રગટ કરી.

૫) ૨૦; ૭-૧૩. હવે વિપત્તિને વખતે પ્રભુ પાસે મને મદદ મળે એવી યિર્મેયાહ બૂમ પાડે છે.

૬) ૨૦; ૧૪-૧૮. યિર્મેયાહ વધારે ને વધારે ખેદિત થઇને જોસભેર પોકાર કરે છે.

IX. ૨૧; ૧–૨૩; ૪૦. એમાં લોકોના પાળકો કે અધિકારીઓ વિષે ટીકા કરી છે. આ ફકરામાં આવનાર મસીહ રાજા વિષે પણ અગમસુચના કરે છે (૨૩; ૫-૮). યિર્મેયાહના વખતમાં એક પછી એક જે રાજાઓ યહુદાહની ગાદીએ બેઠા તેમને લગતી ભવિષ્યવાત એમાં મળી આવે છે; પણ પાલેસ્ટાઇન દેશમાં રહેનારા ભવિષ્યવાદીઓ તથા યાજકોને લગતી વાત છેલ્લા ભાગમાં રહેલી છે (૨૩; ૯-૪૦).

૧) ૨૧; ૧–૭. સિદકીયાહ રાજા (૫૯૭–૫૮૬) યિર્મેયાહ પાસે યહોવાહ તરફથી સલાહ માગે છે. યિર્મેયાહ ખુલ્લો જવાબ આપે છે કે આ નગરનો નાશ થશેજ થશે.

૨) ૨૧; ૮–૧૪. યહુદી લોકોને તથા તેમના રાજાને સલાહરૂપ બોધ આપે છે.

૩) ૨૨; ૧–૯. સુધારો કરવા વિષે અતિ આગ્રહપૂર્વક બોધ આપે છે.

૪) ૨૨; ૧૦. યહોઆહાઝ રાજા, જે ત્રણ માસ ગાદીપતિ થયા પછી ૬૦૮ માં મિસર દેશમાં લઈ જવાયો, તેને માટે વિલાપ.

૫) ૨૨; ૧૧, ૧૨. યહોઆહાઝ રાજાને ભવિષ્યમાં શું શું આવી પડશે, એ વિષે નક્કી ઠરાવ.

૬) ૨૨; ૧૩-૨૩. યહોયાકીમ રાજા (૬૦૮–૫૯૭) વિષે ઠપકારૂપ વાત. તેણે ઘણાંજ અપકૃત્યો કીધાં છે, માટે તેનો અંત પણ નઠારો થશે. "તે યરૂશાલેમની ભાગળોની બહાર ઘસડાઇને ફેંકાશે, ને ગધેડું દટાય છે તેમ દટાશે" (૨૨; ૧૯).

૭) ૨૨; ૨૪-૩૦. યહોયાખીન, જે ૫૯૭માં ત્રણ માસ સુધી ગાદીપતિ થયો, તેના સંબંધમાં ન્યાયશાસન; એટલે નબૂખાદ્નેસ્સારને તાબે થઈને બંદીવાન દાખલ લઇ જવાશે.

૮) ૨૩; ૧-૪. પણ ત્યાંથી શેષ રહેલો ભાગ પાછો આવશે, અને અન્યાયી પાળકોને બદલે ન્યાયી પાળકો ઉભા થશે.

૯) ૨૩; ૫-૮. આવનાર મસીહ રાજા વિષે ભવિષ્યવચન. તેનું નામ "યહોવાહ ત્સિદ્કેનુ" એટલે "યહોવાહ અમારૂં ન્યાયીપણું."

૧૦) ૨૩; ૯-૩૨. પાલેસ્ટાઇનમાંના ભવિષ્યવાદીઓ તથા યાજકો વિષે સખત ધમકીવચન.

૧૧) ૨૩; ૩૩-૪૦. જેટલા જુઠા ભવિષ્યવાદીઓ તથા યાજકો નીકળે, તેટલા ભવિષ્યવાદીઓ તથા યાજકોની પુરેપુરી, હા, સદાની ફજેતી થશે. નિરંતર નિંદા તથા સદાનું અપમાન, જે કદી વિસરી જવાશે નહિ, તે હું તમારા ઉપર આણીશ.

X. ૨૪; ૧-૧૦. યહોયાખીન રાજાની સાથે ૫૯૭માં જે યહુદીઓ બાબેલમાં લઇ જવાયા તેમને લગતી ઉપમારૂપી વાત. એમાં અંજીરોની બે ટોપલીની કૃતોપમા આવેલી છે.

XI. ૨૫; ૧-૩૮. સિત્તેર વર્ષ સુધી યહુદી લોકને બાબેલના રાજાને તાબે રહેવું પડશે, અને જોકે છેવટે આ રાજનું સત્યાનાશ થશે, તોપણ કંઇક મુદ્દત સુધી તે ઘણુંજ ફેલાઈ જશે, હા, ચક્રવર્તી જેવું તેનું રાજ થશે.

૧) ૨૫; ૧-૭. યહુદી કોમના લોક આજ્ઞાભંગ કરનારા જણાય એટલુંજ નહિ પણ તેઓ એવા ને એવા ટકી રહ્યા છે.

૨) ૨૫; ૮-૧૪. તેમના ઉપર બાબેલ સરકાર જીત મેળવશે, અને યહુદી કોમ તે સરકારને ૭૦ વર્ષ સુધી તાબે રહેશે, પણ ત્યાર પછી બાબેલ રાજનો નાશ થશે. સરખાવો ૫૦; ૧-૫૧; ૬૪. (૬૦૬-૫૩૬=૭૦ વર્ષ એ મુદત વિષે જુઓ ૨૫; ૧૧ અને ૨૯; ૧૦).

૩) ૨૫; ૧૫-૨૯. યહોવાહના કોપના પ્યાલામાંથી સર્વ દેશજાતીઓને પીવું પડશે.

૪) ૨૫; ૩૦-૩૮. આવનાર ન્યાયશાસન પૃથ્વીના સર્વ લોક પર આવી પડશે.

XII. ૨૬ ; ૧–૨૪. યહુદી લોકોને ભારે ચેતવણી આપેલી છે, પણ તે વાત સાંભળીને લોક યિર્મેયાહ ઉપર તપી ગયા, અને તેઓએ તેના પર મરણદંડાજ્ઞા ઠરાવવા કોશેષ કીધી.

1) ૨૬ ; ૧–૬. સમસ્ત લોકોને આપેલી ગંભીર ચેતવણી. શીલોહમાં મંદિર હતું તો પણ તે નગરનો નાશ થયો, તેમજ યરૂશાલેમ નગરનો પણ નાશ થશે ( સરખાવો ૭ ; ૮-૨૦ ).

૨) ૨૬ ; ૭–૧૫. હવે તો યાજકો તથા ભવિષ્યવાદીઓએ સરદારોની સભા આગળ યિર્મેયાહ ઉપર તહોમત નાખ્યું. પરંતુ યિર્મેયાહે જવાબ આપતાં ખુલ્લું કહ્યું કે, ખરેખર યહોવાહે મને તમારી પાસે મોકલ્યો છે, અને તમારા કાનમાં પડેલાં વચન યહોવાહ તરફથી આવેલાં છે.

૩) ૨૬; ૧૬-૨૪. મુકરદમાનું પરિણામ સારૂં થયું, એટલે મારી નખાવા માટે યિર્મેયાહ લોકોના હાથમાં સોંપાયો નહિ ( આટલામાં મીખાયાહ ભવિષ્યવાદીને (૭૩૫–૭૨૫) અને યિર્મેયાહના સમકાળિક ઉરીયાહ ભવિષ્યવાદીને લગતી વાત આવે છે ).

XIII. ૨૭ ; ૧–૨૯ ; ૩૨. બીજી દેશજાતીઓ સાથે કાસ્દીઓની વિરૂદ્ધ સંપ કરવો નહિ, એવી સલાહ યિર્મેયાહે સિદકીયાહ રાજાને આપી. વળી જુઠો ભવિષ્યવાદી જે હનાન્યાહ તેની આગળ તકરાર થઈ. પછી બાબેલમાં દેશનિકાલ થએલા પર પત્ર મોકલ્યો; પણ ત્યારબાદ શમાયાહે યિર્મેયાહનું ભુંડું કરવાનું સમજાવ્યું, પરંતુ યિર્મેયાહે તેને જવાબ દીધો.

૧) ૨૭; ૧–૧૧. યિર્મેયાહ પોતાની ગરદન પર લાકડાની ઝુંસરી ચઢાવીને પાસેના વિદેશીઓને ચેતવણી આપે છે.

૨) ૨૭; ૧૨-૨૨. સિદકીયાહ રાજા તથા યાજકો તથા યહુદી પ્રજા તેમને પણ ચેતવણી આપેલી છે.

૩) ૨૮ ; ૧–૧૧. હનાન્યાહ તો જુઠું ભવિષ્ય બોલ્યો, એ સાંભળીને યિર્મેયાહે ભવિષ્યવાદીઓને પણ ચેતવણી આપી, પરંતુ હનાન્યાહ તેની આગળ ઉભી ગયો નહિ; પણ તેણે તો જુઠું ભવિષ્ય ફરીથી કહીને યિર્મેયાહની ગરદન પરની ઝુંસરી લઈને ભાગી નાખી.

૪) ૨૮ ; ૧૨–૧૭. હવે યિર્મેયાહે હનાન્યાહને ખાસ ઠપકો દીધો, અને તારા ઉપર ભારે શિક્ષા આવી પડશે, એવું આગળથી જણાવ્યું.

૫) ૨૯ ; ૧–૧૪. બાબેલમાં દેશનિકાલ થએલા યહુદીઓ પર પત્ર લખ્યો, તે પત્ર લખવાનું કારણ બતાવે છે. પરંતુ તે ઉપરાંત યિર્મેયાહ સાફ કહે છે કે, છુટકારાનો વખત આવશે, પણ તે તો ૭૦ વર્ષ પછી. સરખાવો ૨૫ ; ૧૧.

૬) ૨૯ ; ૧૫–૨૩. બાબેલમાં રહેનારા જુઠા ભવિષ્યવાદીઓનું એટલે આહાબ તથા સિદકીયાહનું મ્હો ખરેખર બંધ કરાશે ; અને તેઓ અગ્નિ પર ભુંજાઈને હણાશે.

૭) ૨૯ ; ૨૪–૩૨. બાબેલમાં જે જુઠો ભવિષ્યવાદી શમાયાહ તેને પણ ઠપકો આપે છે, એટલુંજ નહિ પણ તેની સજા આગળથી જણાવે છે.

**XIV.** ૩૦ ; ૧–૩૩ ; ૨૬. આ ચારે અધ્યાયને દિલાસાનું પુસ્તક કહે છે. એમાં ઇસ્રાએલી લોકની પુનઃસ્થાપના અને યહોવાહ તે લોકની સાથે જે નવો કરાર ( ૩૦ ; ૩૧–૪૦ ) બાંધશે, તે વિષે વાત આવે છે.

૧) ૩૦ ; ૧—૫अ. દિલાસાના પુસ્તકની પ્રસ્તાવનારૂપ વાત.

૨) ૩૦ ; ૫आ –૯. જ્યારે બધે અંધરાએલું જણાય, ત્યારેજ તો છુટકારાનો વખત પાસે આવ્યો છે, એમ સમજવું.

૩) ૩૦ ; ૧૦—૧૭. હાલ ઇસ્રાએલી લોકનું વિસ્મરણ થયું કહેવાય. હાલ તેઓ હેરાન થએલા જણાય છે, પણ પ્રભુ છુટકારો કરશે ત્યારે તો તેમની તદન જુદી અવસ્થા થશે.

૪) ૩૦ ; ૧૮—૨૪. યરૂશાલેમની આબાદી દીપતી આવશે. અને યહોવાહની મહેરબાની તેના ઉપર દેખાશે.

૫) ૩૧ ; ૧—૧૪. શાંતિ તથા પુષ્કળતા તથા યહોવાહનો આશીર્વાદ ઇસ્રાએલમાં ફરીથી વાસો કરશે.

૬) ૩૧ ; ૧૫—૨૬. એફ્રાઇમના લોકનાં રંડાપો તથા ખેદ જતાં રહેશે, અને યહુદાહનાં દેશનિકાલ થએલાં પાછાં આવશે.

૭) ૩૧ ; ૨૭—૩૪. ઇસ્રાએલ તથા યહુદાહ બંને સંપીલા થઇને યહોવાહની સેવા કરશે, અને બન્નેની આબાદી થશે.

૮) ૩૧; ૩૫—૪૦. કુદરતમાં ચાલતા વિધિઓ નક્કી ને નક્કી ટકવાના છે; તેમજ ઇસ્રાએલ તથા યહુદાહ પર મહેરબાની રાખવાનો વખત નક્કી ને નક્કી ફરીથી આવવાનો છે, સરખાવો ૩૩; ૧૯-૨૨.

૯) ૩૨; ૧—૫. ૫૮૬ માં યરૂશાલેમનો નાશ થયો, તે પહેલાં દોઢ વર્ષમાં જે જે બિના બની તેમની શરૂઆતની હકીકત.

૧૦) ૩૨; ૬–૧૫. અનાથોથમાં યિર્મેયાહે ખેતર ખરીદ કર્યું; એ કૃત્યમાં જે અર્થ રહેલો હતો તે જણાવે છે.

૧૧) ૩૨; ૧૬–૨૫. થોડી વારમાં દેશનો વિનાશ થશે, તો અનાથોથમાં મારે શા માટે ખેતર વેચાતું લેવું જોઇએ? એ વાતનો યિર્મેયાહ યહોવાહ પાસે ખુલાસો માગે છે.

૧૨) ૩૨; ૨૬-૩૫. યહોવાહના જવાબનો પૂર્વાર્ધદેશનું શાસન કરવું જોઇએ.

૧૩) ૩૨; ૩૬-૪૪. યહોવાહના જવાબનો ઉત્તરાર્ધ ન્યાયશાસન સાથે દયા ભેળવેલી જણાશે.

૧૪) ૩૩; ૧-૧૩. બાબેલમાંથી બંદીપ્રવાસીઓ પાછા આવશે અને વિદેશીઓ તરફથી સન્માન પામશે, એવાં વચન ફરીથી આપેલાં છે.

૧૫) ૩૩; ૧૪-૧૮. રાજા તથા યાજકનો હોદ્દો ફરીથી સ્થાપિત થશે.

૧૬) ૩૩; ૧૯-૨૬. એ વિષે લોકે ખાતરી રાખવી જોઇએ. પુનઃસ્થાપના નક્કી ને નક્કી થશે. જેમ કુદરતમાં ચાલતા વિધિઓ નક્કી ને નક્કી ટકવાના છે તેમ, સરખાવો ૩૧; ૩૫-૪૦.

[ ૩૪–૩૮ સુધીના પાંચ અધ્યાયમાં, યરૂશાલેમ નગરના ઘેરાના છેલ્લા વખતમાં બનેલી બિનાની હકીકત આવે છે. વળી આ વખતમાં યિર્મેયાહના પોતા પર જે આવી પડયું તે વિષેની હકીકત પણ કરેલી છે. ૫૮૮–૫૮૬ ].

XV. ૩૪; ૧-૭. સિદકીયાહ રાજાની, તેમજ યરૂશાલેમ નગરની, જે માઠી દશા થશે તે વિષે સિદકીયાહ રાજાને આપેલો સંદેશો, એટલે યરૂશાલેમ નગર બાળી નખાશે, અને સિદકીયાહ રાજા બંદીપ્રવાસમાં લઇ જવાશે.

XVI. ૩૪; ૮–૨૨. યરૂશાલેમ નગરમાં શેઠોના જે હેબ્રી ગુલામો હતા તેમના છુટકારા વિષે, તેમજ તેમને પાછા ઝુંસરી તળે લાવવા વિષેની વાત. વળી તેમના શેઠોને જે સજા થશે તેનું વર્ણન.

**XVII.** ૩૫; ૧—૩૬; ૩૨. એમાં રેખાબી ગોત્રીઓ વિષે, તેમજ યિર્મેયાહનો હસ્તલેખ શઘડી પર બાળી નાખ્યો તે વિષે, વાત આવે છે.

૧) ૩૫; ૧-૧૧. રેખાબી પુત્રોને દ્રાક્ષરસ પીવાનું કહે છે, પણ તેઓ ના પાડે છે.

૨) ૩૫; ૧૨-૧૭. એ બિના યહુદી કોમને લાગુ પાડવામાં આવે છે.

૩) ૩૫; ૧૮, ૧૯. રેખાબીઓને જે સારો બદલો મળશે, તે જણાવે છે, "રેખાબના પુત્ર યોનાદાબના વંશમાં મારી આગળ ઉભા રહેનાર માણસની કદી ખામી પડશે નહિ."

૪) ૩૬; ૧-૧૦. યિર્મેયાહે બારૂખની પાસે કેટલાંક ભવિષ્યો ઓળિયામાં લખાવ્યાં; પછી લોકની આગળ બારૂખે મંદિરમાં વાંચી સંભળાવ્યાં.

૫) ૩૬; ૧૧-૧૯. ત્યાર બાદ બારૂખે, એનેએજ વાત સરદારો આગળ વાંચી સંભળાવી.

૬) ૩૬; ૨૦-૨૬. પછી તો યહુદીએ એનેએજ વાત રાજા આગળ પણ વાંચી સંભળાવી, પરંતુ રાજાએ ઓળિયાના કકડેકકડા કરીને શઘડીમાં બાળી નાખ્યા.

૭) ૩૬; ૨૭-૩૨. ઓળિયામાં જે અસલ વાતો હતી તે ફરીથી લખાઇ, ને તે ઉપરાંત કેટલીક વધારાની વાતો પણ ઉમેરી.

**XVIII.** ૩૭; ૧—૩૮; ૨૮. બાબેલની ફોજ યરૂશાલેમને ઘેરો ઘાલતી હતી એવામાં યિર્મેયાહના પોતા પર જે આવી પડ્યું, તે વિષેની વાત.

૧) ૩૭; ૧—૫. સિદકીયાહ રાજા ગાદીપતિ થયો તે વિષે. તેની કારકીર્દીમાં બાબેલની ફોજે યરૂશાલેમને ઘેરો ઘાલ્યો, પણ કંઇક વાર સુધી ઘેરો ઉઠાવી લેવો પડ્યો.

૨) ૩૭; ૬-૧૦. આટલામાં યિર્મેયાહે સાફ કહ્યું કે કાસ્દીઓની ફોજ પાછી આવશે.

૩) ૩૭; ૧૧-૧૫. આ તકનો લાભ લઇને યિર્મેયાહ તો કંઈ ખોરાક ખરીદ કરવા અનાથોથ જવા નીકળ્યો, પણ જતાંજ યિરઇયાહ નાયકે તેને પકડ્યો, અને, તું કાસ્દીઓની ભણી જતો રહે છે, એમ કહીને તેને બંદીખાનામાં નાખ્યો.

૪) ૩૭; ૧૬-૨૧. પરંતુ સિદકીયાહ રાજાએ માણસો મોકલીને તેને તેડી મંગાવ્યો, ને છેવટે ઠરાવ્યું કે યિર્મેયાહને ચોકીમાં રાખીને તેને રોજ રોજ એક કટકો રોટલી આપવી.

૫) ૩૮; ૧-૬. પરંતુ આગળ જતાં સરદારોએ બંદીશાળાના આંગણામાં જે ટાંકુ હતું, તેમાં યિર્મેયાહને દોરડા વડે ઉતાર્યો. ટાંકામાં યિર્મેયાહ કાદવમાં ગરક થઇ ગયો. આટલું બધું બન્યું, તો પણ સિદકીયાહ રાજાએ બીને સરદારોને એટલુંજ કહ્યું કે, તે તો તમારા હાથમાં છે, કેમકે હું રાજા તમારી વિરૂદ્ધ કંઇ કરી શકતો નથી.

૬) ૩૮; ૭-૧૩. પરંતુ એબેદ-મેલેખ નામનો એક કૂશી ખોજો રાજાની પાસે ગયો, અને તેની રજા લઇને યિર્મેયાહને ટાંકામાંથી કાઢી આણ્યો; પછી યિર્મેયાહ ફરીથી ચોકીમાં રહ્યો.

૭) ૩૮; ૧૪-૨૩. સિદકીયાહ રાજા ફરીથી યિર્મેયાહ પાસેથી યહોવાહનું વચન જાણવા માગે છે. આ વખતે યિર્મેયાહે સાફ કહ્યું કે, તું પોતે નબૂખાદનેસ્સારના હાથમાં સોંપાઇશ, નહિ તો યરૂશાલેમ નગરનો બચાવ થશે નહિ.

૮) ૩૮; ૨૪-૨૮. આ મુલાકાતને અંતે સિદકીયાહે યિર્મેયાહને વિનંતી કરી કે, શા કારણ માટે મેં તને બોલાવ્યો, અને શી વાત વિષે હું તારી સાથે બોલ્યો છું, એની ખબર તમારે કોઇને આપવી નહિ.

**XIX.** ૩૯; ૧–૪૪; ૩૦. ૫૮૬માં યરૂશાલેમનો નાશ થયા પછીની વાત. વિશેષે કરીને યિર્મેયાહના પોતા પર જે આવી પડયું તે વિષે વાત, ને મિસરમાં નાઠેલા યહુદીઓને મૂર્તિપૂજા બાબત જે ધમકીવચન આપ્યું તે વિષે.

૧) ૩૯; ૧–૭. હવે તો યરૂશાલેમ નગર બાબેલની ફોજને તાબે થયું; અને સિદકીયાહ રાજાની બહુ ભયંકર દશા થઈ. શાહજાદાને રાજાના દેખતાં મારી નાખ્યા, તે ઉપરાંત સર્વ કુલીન માણસોને પણ મારી નાખ્યા. ત્યાર પછી સિદકીયાહની આંખો ફોડીને તથા પગમાં બેડીઓ ઘાલીને બાબેલ લઇ ગયા. સરખાવો હઝ. ૧૨; ૧૩.

૨) ૩૯; ૮–૧૦. વળી યરૂશાલેમ નગરની તથા તેના રહેવાસીઓની જે ભયંકર દશા થવાની છે, તે બતાવી છે.

૩) ૩૯; ૧૧–૧૪. પરંતુ નબૂખાદરેસ્સારે રક્ષકોના સેનાપતિ નબૂઝારઅદાનને યિર્મેયાહ પર દયાદષ્ટિ રાખવાનું ફરમાવ્યું.

૪) ૩૯; ૧૫–૧૮. યિર્મેયાહની મારફતે યહોવાહ તરફથી એબેદ-મેલેખ કૂશીને શુભ વચન આપવામાં આવ્યું કે તારો જીવ તને લૂટ દાખલ થશે.

૫) ૪૦; ૧–૬. નબૂઝારઅદાને યિર્મેયાહને છોડાવ્યો, પછી તે ગદાલ્યાહ હાકેમને ત્યાં ગયો.

૬) ૪૦; ૭–૧૨. યહુદાહમાં પ્રજાના જે થોડા લોકો બાકી રહ્યા હતા, તેઓમાં શાંતિ તથા આબાદી ઉપજાવવાને ગદાલ્યાહ હાકેમે કોશિશ કીધી.

૭) ૪૦; ૧૩–૧૬. પરંતુ ઈશ્માએલ સરદારે ખોટી મસલહત કરી. આ બાબત વિષે યોહાનાન સરદારે ગદાલ્યાહને ખબર આપી, પણ ગદાલ્યાહે તે વાત ગણકારી નહિ.

૮) ૪૧; ૧–૩. છેવટે દસ માણસ સાથે લઈને ઈશ્માએલ ઉઠયો, અને ગદાલ્યાહને તથા મિસ્પાહમાં જેટલા યહુદી સાથીઓ હતા તેમને મારી નાખ્યા.

૯) ૪૧; ૪–૧૦. ત્યાર બાદ ઈશ્માએલ સરદારે બીજા ૭૦ માણસનું ખૂન કર્યું. પછી તે બીજા દસ માણસને બંદીવાન કરીને નીકળ્યો.

૧૦) ૪૧; ૧૧–૧૮. પરંતુ યોહાનાન સરદારે ધસી પડીને ઉપલા દસ બંદીવાનને ઉગાર્યાં. હવે આશરો પામવાને મિસર દેશ તરફ નાસવાનો વિચાર થયો. ઈશ્માએલ સરદાર તો જીવ બચાવીને આમ્મોનપુત્રો પાસે નાસી ગયો.

૧૧) ૪૨; ૧–૬. હવે અમારે શું કરવું એ વિષે પ્રભુની ઈચ્છા શી છે, તે બાબત યોહાનાને યિર્મેયાહને પુછપરછ કરી, એ માટે કે જે માર્ગે અમારે ચાલવું અને જે કામ અમારે કરવું જોઇએ, તે અમારો દેવ યહોવાહ અમને જણાવે.

૧૨) ૪૨; ૭–૨૨. યિર્મેયાહની હસ્તક યહોવાહે જણાવ્યું કે, મિસર દેશમાં નાસી જવું નહિ, પણ હજી સ્વદેશમાં રહેવું જોઇએ.

૧૩) ૪૩; ૧-૭. એમ છતાં પણ યોહાનાન અને તેના સાથીઓ યહોવાહનું વચન નહિ ગણકારતાં મિસર દેશમાં જવા નીકળ્યા, એટલુંજ નહિ પણ યિર્મેયાહને બરજોરાવરીએ સાથે લઇ ગયા (તાહપાન્હેસ નગરમાં ગયા).

૧૪) ૪૩; ૮-૧૩. નબૂખાદરેસ્સારના હાથથી મિસર રાજનો નાશ થશે, એ વિષે ભવિષ્ય.

૧૫) ૪૪; ૧-૧૦. મિસરમાં રહેવાને જે યહુદીઓ આવ્યા હતા તેમને આપેલું ધમકીવચન.

૧૬) ૪૪; ૧૧-૧૪. મિસરમાં આવી વસેલા યહૂદીઓ પર ન્યાયશાસન નક્કી આવી પડશે.

૧૭) ૪૪; ૧૫-૧૯. મિસરમાં રહેનાર યહુદીઓએ યિર્મેયાહને સખત જવાબ દીધો, એટલુંજ નહિ પણ મૂર્તિપૂજા મૂકી દેવાનું તેઓએ નકાર્યું.

૧૮) ૪૪; ૨૦-૨૩. યિર્મેયાહ ખુલ્લું પ્રગટ કરે છે કે, યહુદી કોમની દુર્દશા થવાનું ખરૂં કારણ એજ એટલે મૂર્તિપૂજા.

૧૯) ૪૪; ૨૪-૩૦. હવે પછી પણ વધારે ને વધારે ન્યાયશાસન થવાનું છે, હા, મિસર દેશ પર પણ ન્યાયશાસન થશે, એવું બોલીને ભવિષ્યવાત સમાપ્ત કરે છે.

**XX.** ૪૫; ૧-૫. પરિશિષ્ટ દાખલ ઉમેરેલો ભાગ. એમાં બારૂખ લહિયાને વાસ્તે ખાસ વચન આવેલું છે. એટલે "શું તું તારે સારૂ મહત્ત્વ શોધે છે? શોધીશ મા; કેમકે યહોવાહ કહે છે, જો, હું સર્વ મનુષ્ય-જાતિ પર વિપત્તિ લાવીશ; પણ જે સર્વ જગ્યાઓમાં તું જશે, ત્યાં તને હું તારો જીવ લૂટ દાખલ આપીશ." સરખાવો ૩૯; ૧૮.

[હવે આટલામાં યિર્મેયાહના પુસ્તકનો પહેલો અધિપતિ બારૂખ હોય તો ૪૫મા અધ્યાયને અંતે સમાપ્તિ થઈ હશે, એવું સંભવે છે.]

**XXI.** ૪૬; ૧—૫૧; ૬૪. વિદેશીઓ વિષે યહોવાહનું જે વચન યિર્મેયાહ ભવિષ્યવાદી પાસે આવ્યું તે. (જાણવાજોગ છે કે સપ્તતિના પ્રાચીન યુનાની ભાષાંતરમાં વિદેશીઓને લગતા ૭ અધ્યાયનો મોટો ભાગ, ૪૫મા અધ્યાય પછી નહિ પણ ૨૩મા અધ્યાય પછી આવે છે).

૧) ૪૬; ૧, ૨. વિદેશીઓ વિષે જે ભવિષ્યવાત તેની પ્રસ્તાવના.

૨) ૪૬ ; ૩-૧૨. મિસર દેશ વિષે પહેલું ભવિષ્ય—૬૦૫ માં બાબેલની ફોજે ફારૂન-નકોને કાર્ખેમીશ રણક્ષેત્રમાં હરાવ્યો તે વિષે જયનાદ.

૩) ૪૬ ; ૧૩-૨૮. મિસર દેશ વિષે બીજું ભવિષ્ય—એમાં બતાવ્યું છે કે નબૂખાદરેસ્સાર રાજા મિસર દેશ પર ચઢાઇ કરીને જીત મેળવશે.

૪) ૪૭ ; ૧-૭. પલિસ્તીઓ વિષે ભવિષ્ય—પલેશેથ દેશ પણ વેરાન કરાશે, હા, ઉત્તર તરફથી પાણી નીકળીને વહેતું આવે છે તેમ શત્રુઓ આવીને પલેશેથ દેશ વેરાન કરશે.

૫) ૪૮ ; ૧–૪૭. મોઆબ વિષે ભવિષ્ય.

(૧) ૪૮ ; ૧–૧૦. મોઆબના ભવિષ્યની શરૂઆતે જણાવે છે કે તે દેશ ઉજ્જડ થશે, ને ત્યાંના રહેવાસીઓ પણ દેશ-નિકાલ પામશે.

(૨) ૪૮ ; ૧૧-૨૫. તે દેશ વિષે વધારે ધમકી કરે છે અને થનાર નાશની સવિસ્તર હકીકત આપે છે.

(૩) ૪૮ ; ૨૬-૪૭. મોઆબ દેશ વિષે જે વિલાપ તેની સમાપ્તિ.

૬) ૪૯ ; ૧–૬. આમ્મોનપુત્રો વિષે ભવિષ્ય. એમાંની વાત મોઆબ દેશ વિષેના ભવિષ્યની સાથે મળતી જણાય છે; પણ ટુંકી છે.

૭) ૪૯ ; ૭-૨૨. અદોમ વિષે ભવિષ્ય. તે દેશના કિલ્લા પહાડ પર બાંધેલા છે ખરા, તોપણ કાસદીઓના રાજાની આગળ તેઓ ટકી શકશે નહિ.

૮) ૪૯ ; ૨૩-૨૭. દમસ્ક વિષે ભવિષ્ય. દમસ્કના યોદ્ધાઓ ગભરાઇ જશે, અને નગરના ચકલાઓમાં નાશ પામશે. તેમને કંઇજ આશરો મળશે નહિ.

૯) ૪૯ ; ૨૮-૩૩. કેદાર તથા હાસોર વિષે ભવિષ્ય. આ કોમના લોકોને નબૂખાદનેસ્સાર રાજા ચોતરફ વિખેરી નાખશે. (પાલેસ્ટાઇનની પૂર્વે તથા વાયવ્ય કોણે તંબુમાં રહેનારા લોકને કેદાર કોમના લોક કહે છે. અને અરબ લોકમાંના જેઓ કાયમ રહેઠાણમાં રહે છે, તેમને હાસોર કોમના કહે છે.)

૧૦) ૪૯; ૩૪-૩૯. એલામ વિષે ભવિષ્ય. કેદારને લગતી જે વાત આગળ આવી હતી, તેના જેવી વાત એલામને લાગુ પાડે છે.

૧૧) ૫૦; ૧–૫૧; ૬૪. બાબેલ જે કાસ્દીઓનો દેશ તે વિષે ભવિષ્ય. સરખાવો ૨૫; ૮–૧૪.

(૧) ૫૦; ૧–૭. બાબેલ નગરનો નાશ થશે, અને ત્યાંના યહુદી બંદીપ્રવાસીઓ સ્વદેશ પાછા આવશે.

(૨) ૫૦; ૮–૧૬. ઈસ્રાએલીઓ પર કાસ્દી લોકે જયનાદ કર્યો હતો, પણ હવે તેમનું પોતાનું ન્યાયશાસન થશે.

(૩) ૫૦; ૧૭-૨૦. બાબેલને વાસ્તે ન્યાયશાસન રાખી મુકેલું છે, પણ ઇસ્રાએલીઓની તો ક્ષમા તથા પુનઃસ્થાપના થશે.

(૪) ૫૦; ૨૧-૩૨. બાબેલ નગર તેમજ બાબેલ દેશ નક્કી ને નક્કી વેરાન કરાશે.

(૫) ૫૦; ૩૩-૪૦. બાબેલનો નાશ તો શું? પણ તેનું સત્યાનાશ થશે, એ વાતનો યિર્મેયાહ વિસ્તાર કરે છે.

(૬) ૫૦; ૪૧-૪૩. ઉત્તર તરફથી શત્રુઓ બાબેલ સામે આવે છે, તે વાતનું સચિત્ર વર્ણન. આ શત્રુ તો માદી દેશમાંથી આવેલા જણાય છે.

(૭) ૫૦; ૪૪-૪૬. હા, બાબેલનો નાશ તે તો યહોવાહના ઠરાવ પ્રમાણે છે; ને તે અચૂક તથા ભયંકર છે.

(૮) ૫૧; ૧–૧૪. હવે એકજ વાત બાકી રહેલી છે, એટલે ઇસ્રાએલી લોકે બાબેલમાંથી નીકળી જાય, અને ત્યાર બાદ બાબેલ નષ્ટ થઇ જાય.

(૯) ૫૧; ૧૫-૧૯. જે સૃષ્ટિસૃજનાર તેજ એકલો પ્રભુ દેવ છે, અને ઇસ્રાએલ તેના વારસાનું કુળ છે. સૈન્યોનો યહોવાહ એ તેનું નામ છે.

(૧૦) ૫૧; ૨૦-૫૮. બાબેલના થનાર નાશનું વિસ્તારકરણ.

(૧૧) ૫૧; ૫૯–૬૪. આ ભવિષ્યના પરિશિષ્ટ દાખલ ઉમેરેલી વાત. એટલે યિર્મેયાહે બારૂખ લહિયાના ભાઇ શરાયાહને ફરમાવ્યું કે, બાબેલ વિષેની મારી ઉપલી ભવિષ્યવાત તમારે બાબેલ નગરની મધ્યે ઉભા રહીને વાંચી સંભળાવવી. ત્યાર બાદ વાંચેલો લેખ ફ્રાત નદીમાં ડુબાડી દેવો. એમાં સુચવેલું હતું કે બાબેલનો નાશ સદાને માટે થશે.

આ અધ્યાયને અંતે એમ લખ્યું છે કે, "આટલે સુધીનાં યિર્મેયાહનાં વચન છે."

XXII. ૫૨; ૧—૩૪. યિર્મેયાહના તમામ ભવિષ્યપુસ્તકનો પરિશિષ્ટ દાખલ ઉમેરેલો ઇતિહાસ. યિર્મેયાહનો ૫૨ મો અધ્યાય તો ૨ રાજા ૨૪; ૧૮–૨૫; ૩૦ની સાથે મળતો છે, પરંતુ ૨ રાજા ૨૫; ૨૨–૨૬ સુધીની પાંચ કલમ તદ્દન પડતી મૂકી છે, અને યિર્મે. ૫૨; ૨૮–૩૦ માં જે ત્રણ કલમ તે તો રાજાઓના પુસ્તકમાં હાથ આવતી નથી.

આ છેલ્લા અધ્યાયમાં બતાવ્યું છે કે યરૂશાલેમ નગર કારદીઓને તાબે થયું, અને તે નગરના રહેવાસીઓ બાબેલના બંદીપ્રવાસમાં લઇ જવાયા.

૧) ૫૨; ૧—૧૧. યરૂશાલેમ નગર કારદીઓને તાબે થયું તેની હકીકત.

૨) ૫૨; ૧૨–૨૭. મંદિરમાંનાં જે પાત્રો બાબેલમાં લઇ જવાયાં તેની હકીકત.

૩) ૫૨; ૨૮–૩૦. ૫૯૭, ૫૮૬, ૫૮૧. આ ત્રણે વર્ષમાં યહુદી લોકના ત્રણ બાબેલબંદીપ્રવાસ થયા, તેમાં દરેક પ્રસંગે કેટલા બંદીવાન કરાયા તેની હકીકત.

૪) ૫૨; ૩૧–૩૪. બંદીપ્રવાસી યહોયાખીન રાજાની છેલ્લામાં છેલ્લી ખબર, એટલે એવીલ-મરોદાખ બાબેલની ગાદી પર બેઠો, તેવામાં યહોયાખીનને બંદીખાનામાંથી બહાર લાવીને તેને ઉંચા રાજ્યાસન પર બેસાડી તેનું સન્માન કર્યું.

## યિર્મેયાહના પુસ્તકમાં મસીહને લગતાં ભવિષ્યો.

અ) ૨૩; ૫–૮ }
આ) ૩૩; ૧૪–૧૬ } યહોવાહ ત્સિદકેનુ અને ન્યાયીપણાનો અંકુર.

ઇ) ૩૦; ૯. દાઉદ નામનો મસીહ રાજા.

ઈ) ૩૦; ૨૧. દેવની રૂબરૂમાં જનાર મસીહ યાજક.

ઉ) ૩૧; ૨૨. સ્ત્રીજનિત (કુમારિકા જનિત) મસીહ.

**ટીકા—**

અ) ૨૩; ૫—૮ માં આવનાર મસીહને "યહોવાહ ત્સિદકેનુ," એટલે "યહોવાહ અમારૂં ન્યાયીપણું," કહે છે. એક ન્યાયી માલિક ઉભો થઇને ન્યાયી પ્રજા પર પોતે રાજ્ય કરશે, અને ન્યાયસંપન્ન ઈશ્વર સાથે પુરેપુરી સંગત રાખશે.

આ) ૩૩ ; ૧૪–૧૬ માં ૨૩ ; ૫–૮ની સાથે વિશેષ મળતી વાત ફરીથી આવે છે. અધ્યાય ૩૦–૩૩ માં દિલાસાનું પુસ્તક સમાએલું છે, અને તે પુસ્તકની અંદર ઇસ્રાએલની પુન:સ્થાપના વિષે વાત મળે છે. તેની મધ્યે મશીહને લગતું ઉપલું વચન રહેલું છે. ૨૩ ; ૫ અને ૩૩ ; ૧૫ માં મશીહને ન્યાયી અંકુર અથવા ન્યાયીપણાનો અંકુર કહે છે. એની સાથે સરખાવો ૨ શમૂ. ૨૩ ; ૩, ૪, યશા. ૪ ; ૨ : ૫૩ ; ૨.*

ઇ) ૩૦ ; ૯
ઈ) ૩૦ ; ૨૧
આ બન્ને કલમમાં આવનાર મશીહને દાઉદ નામનો રાજા કહે છે. અને દાઉદ વિષે લખ્યું છે કે તે ઇશ્વરને મનગમતો માણસ હતો, જુઓ પ્રે. કૃ. ૧૩ ; ૨૨ : ૧ શમૂ. ૧૩ ; ૧૪. હવે આવનાર જે મશીહ તે પણ ઈશ્વરને મનગમતો એવો જણાશે. તે ઉપરથી તેનું નામ દાઉદ પાડવું વાજબી લાગે છે. વળી એ ઉપરાંત એ રાજા દાઉદના કુળમાં આવશે.

પરંતુ ઉપલો જે મશીહ રાજા તે યાજક જણાય છે. જુઓ ૩૦ ; ૨૧. ઇસ્રાએલી કોમ વિષે કહેલું છે કે, તેના અધિકારીઓમાંના કેટલાએક પવિત્ર તથા મહિમાવંત થઇને ઉભા થશે, કે જેઓને યાજકના ખાસ હક પણ સોંપાશે. પણ તે સર્વથી જે ખરેખર ચઢીઆતો તે તો દાઉદ વંશમાંનો મશીહ રાજા છે, ૩૦ ; ૯.

ઉ) ૩૧ ; ૨૨ માં કહે છે કે, "સ્ત્રી પુરૂષને ઘેરી રહેશે." એમાં સુચવેલું છે કે, પુરૂષ સ્ત્રીનું રક્ષણ કરે એમ નહિ, પણ એવો વખત આવશે કે જેમાં સ્ત્રી પુરૂષનું રક્ષણ કરશે. પણ એ કેમ થાય? અર્થ એવો નીકળે છે કે, દાઉદ નામનો આવનાર જે મશીહ (૩૦ ; ૯) તે સ્ત્રીજનિત થશે, અને તેના પ્રતાપથી તેની પ્રજાનું પુરેપુરૂં રક્ષણ થશે. પણ સ્ત્રીજનિત એમાં શું સમજવું? શું કુમારિકા જનિત સમજી ન શકાય? એનેએજ કલમમાં આમ લખ્યું છે કે પૃથ્વીમાં નવી વાત ઉત્પન્ન થઇ છે, હા, એવી વાત કે જે યહોવાહ એકલો કરે. હવે કદાચ એમાં આવનાર મશીહ વિષે ઝાંખી અગમસુચના રહેલી સમજવી જોઇએ.

---

* ન્યાયીપણું એમાં નિર્દોષપણાની સુચના છે, અને અંકુર એમાં દીનાવસ્થાની ઉપમા રહેલી છે. જેને ન્યાયીપણાનો અંકુર કહે છે, તેને તો નિર્દોષ માનવપુત્ર સમજવો.

# યિર્મેયાહનો વિલાપ.

## નામ વિષે.

હેબ્રી ભાષામાં આ પુસ્તકને "એખાહ" નામ આપેલું છે. "એખાહ" એટલે "કેમ?" એજ હેબ્રી શબ્દ વિલાપ ૧ ; ૧ : ૨ ; ૧ : અને ૪ ; ૧નો આદિ શબ્દ છે; એ ઉપરથી આ નામનો સ્વીકાર કર્યો. પણ સપ્તતિ તરજુમામાં તેને "થ્રેનૉઈ" નામ આપ્યું છે. થ્રેનૉઇ એટલે શોકગીત કે પરજિયો કે રાજિયો. પણ વલ્ગેટ ભાષાંતરમાં તેને "લામેંટાટીઓનેસ" કહે છે, એટલે "વિલાપ."

હેબ્રી નિયમગણમાં આ પુસ્તકને કઇ જગ્યા આપી છે?

| | | | | |
|---|---|---|---|---|
| હેબ્રી શાસ્ત્રનો પહેલો મોટો ભાગ | | | એટલે | નિયમશાસ્ત્ર. |
| બીજો | ,, | ,, | ,, | ભવિષ્યવાદીઓ. |
| ત્રીજો | ,, | ,, | ,, | પવિત્ર લખાણો. |

આ ત્રીજા ભાગનો જે બીજો પેટાભાગ તેને મગિલ્લોથ કહે છે, કે જેમાં પાંચ પુસ્તકનો સમાવેશ છે, એટલે સુલેમાનનું ગીત, રૂથ, વિલાપ, સભાશિક્ષક, અને એસ્તેર. દરવર્ષે પાંચમા માસ એટલે આબ માસની નવમી તારીખે યહુદી લોકોના સભાસ્થાનમાં આ પુસ્તક વંચાય છે. પણ વિશેષેકરીને યરૂશાલેમમાં વિલાપના પુસ્તકનું અધ્યયન છાતી કુટીને કરે છે; કારણ કે યરૂશાલેમના મંદિરનો નાશ ઇ. સ. પૂ. ૫૮૬ ની સાલે પાંચમા માસની નવમી તારીખે થયો હતો. વળી યહુદી લોક દર શુક્રવારે તથા બીજા કોઇ કોઈ પર્વને દિવસે યરૂશાલેમમાં ભેગા થઈને વિલાપના પુસ્તકનું અને કેટલાંક ગીતોનું અધ્યયન કરે છે.

## પુસ્તક રચવાની સાલ.

યોસેફસ ઇતિહાસક જે પાઉલ પ્રેરિતનો સમકાળિક હતો તેણે લખ્યું છે કે યોશીયાહ રાજા મરી ગયો તે પ્રસંગે યિર્મેયાહે એક શોકગીત રચ્યું, કે જે આજદિન સુધી ઉતરી આવ્યું છે. ૨ કા. ૩૫ ; ૨૫ જુઓ.

વળી જેરોમ (+ઈ. સ. ૪૨૦) પણ યોસેફસની ઉપલી વાતને ટેકો આપે પરંતુ સપ્તતિ તરજુમામાં, વિલાપ ૧ ; ૧ પહેલાં એવી ટુંકી ટીકા ઉમેરેલી છે કે, "એવું બન્યું કે ઇસ્રાએલી લોકો બંદીવાન કરાયા, અને યરૂશાલેમ નગર વસ્તીહીન થયું, ત્યારે તો યિર્મેયાહ રડાપો કરતાં બેઠો, અને તેણે યરૂશાલેમ વિષે વિલાપ કરતાં કહ્યું કે" પછી વિલાપ ૧ ; ૧ આવે છે.

લાટીન વલ્ગેટમાં સપ્તતિમાંથી ઉતારેલી ઉપલી ટીકા દાખલ કરી છે, એટલુંજ નહિ પણ તે ઉપરાંત તેમાં બે ત્રણ શબ્દ નીચે મુજબ ઉમેર્યાં છે, એટલે "મનમાં કડવાસ જાણીને તથા નિસાસો મુકીને તેણે બૂમ પાડતાં કહ્યું કે."

હવે સપ્તતિ અને વલ્ગેટમાંની ઉપલી ટીકા ઘણુંકરીને ખરી સમજવી જોઇએ. કેમકે વિલાપનું વાંચીએ ત્યારે નગરના નાશ વિષે અને દેશમાં વ્યાપી રહેલા અનર્થ વિષે ઘણાક પત્તા હાથ આવે છે. તેમજ આ પુસ્તકમાં નગરના ઘેરા વિષે ભય ભરેલી વિગત પ્રગટ કરી છે, અને તે વાતનું એટલું બધું સચિત્ર વર્ણન કર્યું છે કે, બિના બન્યા પછી થોડીજ મુદ્દતની અંદર એવું વર્ણન લખી શકાય.

આપણે શીખી ગયા કે, યરૂશાલેમ નગર બાબેલની ફોજના હાથમાં આવ્યું, ત્યારેજ બાબેલના સેનાપતિએ યિર્મેયાહ પ્રત્યે માયાળુ વર્તણૂક ચલાવી, યિર્મે. ૩૯; ૧૧-૧૪: ૪૦; ૪. કદાચ આજ વખતે યિર્મેયાહને વિલાપનું પુસ્તક રચવાની સારી તક મળી; એટલે યિર્મેયાહને પકડીને મિસર દેશમાં લઇ ગયા તે પહેલાં તેણે આ પુસ્તક રચ્યું, એવું સંભવે છે.

યરૂશાલેમની એક ભાગળને દમસ્કની ભાગળ કહે છે. ત્યાંની પાસે પણ શહેર બહાર ડુંગરમાં એક ગુફા છે કે જેને આજદિન પણ યિર્મેયાહની ગુફા કહે છે. કદાચ ત્યાં બેસીને તેણે વસ્તીહીન થએલા યરૂશાલેમ પર દૃષ્ટિ ફેરવી, અને નગર આંખ આગળ હતું તેવામાં નગર વિષે વિલાપ કરીને વિલાપનું પુસ્તક રચ્યું.

પ્રાચીન તેમજ અર્વાચીન ખ્રીસ્તી મંડળીમાં ઘણુંકરીને એવો મત સ્વીકારવામાં આવ્યો છે કે, વિલાપનું પુસ્તક રચનાર યિર્મેયાહ ભવિષ્યવાદી હતો. પરંતુ તે વાત સંપૂર્ણ ખાતરીપૂર્વક નહિ હોય. વિલાપ ૩; ૫૩, ૫૫ માં ખાડો અને કારાગૃહની કંઇક વાત આવે છે કે જે યિર્મે. ૩૮; ૬ ની સાથે મળતી છે. પરંતુ ખાડો અને કારાગૃહ એમાં ઘણુંકરીને લાક્ષ્યાર્થ સમજવો. સરખાવો ગીત. ૪૦; ૨. પણ જો લાક્ષણિક વાત નહિ હોય તો ૩ જો અધ્યાય રચનાર નિ:સંદેહ યિર્મેયાહ હતો, અને જો તેણે ૩ જો અધ્યાય રચ્યો તો પાંચે અધ્યાય રચનાર પણ યિર્મેયાહજ હશે.

પરંતુ આ પુસ્તક પુરેપુરૂં યિર્મેયાહકૃત છે, એવું કબુલ કરવું મુસ્કેલ છે કારણ કે—

૧) વિલાપ ૨; ૯માં સુચવેલું છે કે, જે ભવિષ્ય અગાઉ પ્રગટ થયું હતું તે તો પુરૂં પડયું નહિ. પણ શું યિર્મેયાહ એવી કબુલાત કરે? શું યિર્મેયાહ આમ બોલે કે, "યહોવાહના ભવિષ્યવાદીઓને યહોવાહથી દર્શન થતું નથી?"

૨) વિ. ૪; ૨૦ માં સિદકીયાહ રાજા વિષે બોલતાં તેને "અમારા મુખનો શ્વાસ" કહે છે, અને તેની છાયામાં રહીને વિદેશીઓ મધ્યે આયુષ્ય ગાળવું, એવી જે આશા હતી તે આશા રદ થઈ ગઇ. પણ શું યિર્મેયાહ સિદકીયાહ રાજા વિષે એવી કંઇ વાત બોલે? યિર્મેયાહના ભવિષ્યપુસ્તકમાં તો એથી તદન જુદી વાત આવે છે. જુઓ ૨૧; ૯: ૩૮; ૧૭, ૧૮.

૩) વિ. ૪; ૧૭ માં બતાવ્યું છે કે, મિસર તરફથી સહાય મેળવવાની મોટી આશા રાખી હતી. પરંતુ યિર્મેયાહે કયારે મિસર પર આધાર રાખ્યો હતો? તેથી તદન ઉલટી વાત ૩૭; ૭-૧૦ માં મળી આવે છે.

૪) યિર્મે. ૪૦; ૪ પરથી જણાય છે કે, કાસ્દી ફોજે યિર્મેયાહ પર મહેરબાની રાખી હતી, પણ વિલાપના પાંચમા અધ્યાયમાં એવી તરેહની કંઇ સુચના આવતી નથી, પણ તેથી ઉલટી વાત સુચવેલી છે.

૫) યિર્મેયાહના પુસ્તકની સાથે સરખાવતાં વિલાપના પુસ્તકમાં વપરાએલા શબ્દ તથા રૂઢી જુદી તરેહનાં જણાય છે.

કદાચ ઉપલાં પાંચે કારણને લીધે કબુલ કરવું પડે છે કે, વિલાપનું પુસ્તક રચનાર યિર્મેયાહ નહિ હોય, તો પણ આટલું તો કબુલ કરવું જોઇએ કે, જેણે વિલાપનું પુસ્તક રચ્યું તે તો યરૂશાલેમ નગરના નાશનો નજરે જોનાર હતો. કોઈ કોઇ ટીકાકારોનો મત એવો છે કે વિલાપનું પુસ્તક રચનાર એક તો નહિ પણ અનેક હશે. જુઓ ૧; ૧: ૨; ૧: ૪; ૧ માં "એખાહ" આદિ શબ્દ આવે તો ૩; ૧ માં કેમ નહિ આવે? વળી પહેલા ચાર અધ્યાયોની કલમોમાં કક્કાનુક્રમ પ્રમાણેની જે ખાસ ગોઠવણ છે તેવી ગોઠવણ પાંચમા અધ્યાયની કલમોમાં નથી.

એક પ્રખ્યાત ટીકાકારનો મત એવો છે કે, ૧ લા, ૨ જા, ૪ થા અધ્યાયનો રચનાર એકજ હોય, પણ ૩ જા તથા ૫ મા અધ્યાયના રચનાર જુદા હતા; આમ બધા મળીને ત્રણ રચનારા ગણાય. પરંતુ તેનેતેજ ટીકાકારે આટલું પણ કબુલ કીધું છે કે, ત્રણેમાંનો એક યિર્મેયાહ નહિ હોય તોપણ તેઓ ત્રણે યિર્મેયાહના પુસ્તકના માહિતગાર હતા, અને તેમને યિર્મેયાહનું પુસ્તક બહુ પ્રિય લાગતું. તે ઉપરથી વિલાપનું પુસ્તક યિર્મેયાહકૃત ન ગણાય તો પણ તે પુસ્તક રચનાર સૌએ યિર્મેયાહના ધર્મપુત્રો હતા.

## વિલાપ પુસ્તકની રચના.

**૧–૪ અધ્યાયની દરેક કલમના આદ્યક્ષરનો અનુક્રમ, કક્કાનુક્રમ પ્રમાણેનો છે. ૧ લા, ૨ જા અને ૪ થા અધ્યાયમાં ૨૨ કલમ છે, અને એ દરેક અધ્યાયની ૨૨ કલમના જે ૨૨ આદ્યક્ષર તેમાં અક્ષરમાળાના સઘળા અક્ષર**

એક પછી એક આવે છે. પરંતુ ૩ જા અધ્યાયમાં ૬૬ કલમ છે, તેમાં પહેલી ત્રણ કલમના જે આદ્યક્ષર તેમાં અક્ષરમાળાનો પહેલો અક્ષર ત્રણ વખત આવે છે; પછી બીજી જે ત્રણ કલમ તેના જે આદ્યક્ષર તેમાં અક્ષરમાળાનો બીજો અક્ષર ત્રણ વખત આવે છે; પછી જે ત્રણ કલમ તેમાં અક્ષરમાળાનો ત્રીજો અક્ષર ત્રણ વખત આવે છે, ઇત્યાદિ.

વળી ૧ લા અને ૨ જા અધ્યાયમાં જેટલી કલમ છે તેટલી કલમ ત્રણ પદ વાળી છે, અને ત્રીજા તથા ચોથા અધ્યાયમાં જેટલી કલમ છે તેટલી કલમ બે પદ વાળી છે.

ઉપલી વાત પરથી નીચે મુજબની રચના નીકળે છે—

અધ્યાય ૧ લો. આલેફ (ત્રિપદવાળી કલમ), બેથ (ત્રિપદવાળી કલમ), ગિમેલ (ત્રિપદવાળી કલમ), ઇત્યા.
,, ૨ જો. ૧ લાની માફક.
,, ૩ જો. આલેફ ( દ્વિપદવાળી કલમ ) ત્રણ વાર,
બેથ ( દ્વિપદવાળી કલમ ) ત્રણ વાર,
ગિમેલ ( દ્વિપદવાળી કલમ ) ત્રણ વાર,
ઇત્યા.
,, ૪ થો. આલેફ (દ્વિપદવાળી કલમ), બેથ (દ્વિપદવાળી કલમ), ગિમેલ (દ્વીપદવાળી કલમ), ઇત્યા.

બીજા, ત્રીજા અને ચોથા અધ્યાયમાં એક વાત જાણવાજોગ છે, એટલે હેબ્રી અક્ષરમાળામાં "આયિન" અક્ષર પહેલો આવે અને પછી "પે" અક્ષર આવે. પણ ૧ લા, ૨ જા, ૩ જા, અને ૪ થા અધ્યાયમાં "પે" અક્ષરવાળી કલમ પહેલી આવે છે, ને પછી "આયિન" અક્ષરવાળી કલમ.

ઉપલો વિચિત્ર અનુક્રમ સ્વીકારવાનું શું કારણ હશે, એ વિષે કંઈ પણ ખાતરીપૂર્વક જવાબ આપી શકાતો નથી. પણ એવું લાગે છે કે, વિલાપનાં ગીતો મુખપાઠ કરવાનાં હોય તો ઉપલા અનુક્રમ પરથી શીખનારની યાદદાસ્તીને મદદ થાય માટે. [ કક્કાનુક્રમવાળાં બીજાં શાસ્ત્રીય ગીતો એટલે ગીત. ૯, ૧૦, ૨૫, ૩૪, ૩૭, ૧૧૧, ૧૧૨, ૧૧૯, ૧૪૫; એ ઉપરાંત જુઓ દૃષ્ટાંત. ૩૧; ૧૦-૩૧ અને હબાક્કૂકનો ૩ જો અધ્યાય].

## પૃથક્કરણ.

આ પુસ્તકમાં એક બીજાથી અલગ એવાં પાંચ કાવ્યો સમાએલાં છે, પણ પાંચે કાવ્યનો એક વિષય છે, એટલે યહુદાહ તથા યરૂશાલેમ નગર પર

૫૮૬ મી સાલે જે અનર્થ થયા તે અનર્થને લગતી વાત. દરેક કાવ્યનું મથાળુ તે કાવ્યના પહેલા શ્લોકમાં હાથ આવે છે.

I. ૧; ૧-૨૨. યરૂશાલેમ નગરી હવે તો જાણે કે એકલી બેઠી છે. અને તેનામાં શોક વ્યાપી રહ્યો છે. (૧; ૧. "જે નગરી વસ્તીથી ભરપૂર હતી, તે કેમ એકલી બેઠી છે! તે કેમ વિધવા સરખી થઈ છે! જે...... રાણી હતી, તે કેમ કર આપનારી થઈ છે!")

૧) ૧; ૧-૧૧. કવિ પોતે બોલે છે—

(૧) ૧; ૧, ૨. જે નગરી હર્ષિત હતી, તે હવે એકલી બેઠી છે. આખી રાત બહુ રડે છે, દિલાસો આપનાર કોઇ નથી. તેના બધા આશકો તથા તેના બધા મિત્રો હવે તેના શત્રુઓ થયા છે.

(૨) ૧; ૩-૧૧. યરૂશાલેમના રહેવાસીઓ હાલ વિદેશીઓ મધ્યે આશરો પામવાને નીકળ્યા છે. તેનાં ઉલ્લંઘનોને લીધે તેના શત્રુઓ શિર થઇને ચઢયા છે. સરખાવો પુન. ૨૮; ૪૪. તેની મલિનતા જોઇને વિદેશીઓએ તેનો તુચ્છકાર કર્યો છે એટલુંજ નહિ પણ તેનાં પવિત્રસ્થાનોમાં તેઓએ પગપેસારો પણ કર્યો છે.

૨) ૧; ૧૨-૨૨. સિયોન નગરી બોલે છે—

(૧) ૧; ૧૨-૧૭. સિયોન નગરી મનુષ્યજાતને જાણેકે સાક્ષી રાખીને પુછે છે કે, મને જે દુ:ખ પડયું છે તેના જેવું બીજું કોઇ દુ:ખ છે શું? યહોવાહે પોતાના ભારે ક્રોધને દિવસે મને પીડાવી છે.

(૨) ૧; ૧૮-૨૨. પરંતુ યહોવાહ તો અદલ ઈન્સાફ કરનાર છે. એ વાત ખરી તોપણ મારા ઉપર આવેલી વિપત્તિ તે અનુપમ જણાય છે.

II. ૨; ૧-૨૨. યહોવાહે યરૂશાલેમને જે ભારે માર ખવાડયો તેની સવિસ્તર હકીકત. એની સાથે કબુલાત કરે છે કે મારાં ઉલ્લંઘનોને લીધે આટલો ભારે નાશ થયો છે (૨; ૧. "પ્રભુએ ક્રોધે કરીને સિયોનની દીકરીને વાદળથી કેવી ઢાંકી દીધી છે!")

૧) ૨; ૧-૧૦. યરૂશાલેમ પર આવેલી વિપત્તિનું સવિસ્તર વર્ણન કરે છે.

૨) ૨ ; ૧૧, ૧૨. ઘેરો હજી ચાલતો હતો એટલામાં જે ભયંકર બિના બની તે સંભરાવે છે.

૩) ૨ ; ૧૩, ૧૪. પરંતુ સિયોનના ભવિષ્યવાદીઓ જુઠા તથા નિરર્થક નીકળ્યા, તે કારણથી નગરની આવી દુર્દશા થઇ છે.

૪) ૨ ; ૧૫-૧૭. વિદેશીઓ સિયોનને દેખીને પુંફાડા કરે છે, ને તેને મહેણાં મારે છે.

૫) ૨ ; ૧૮, ૧૯. પણ હવે યહોવાહની પાસે બૂમ પાડવી જોઇએ, એવું સિયોનને સંબોધન કરે છે.

૬) ૨ ; ૨૦-૨૨. ઉપલી સલાહ પ્રમાણે જે બૂમ પાડવી જોઇએ તે જણાવે છે.

III. ૩ ; ૧–૬૬. કડવાસ ભરેલું પ્યાલું પીવું પડે છે, માટે બૂમ પાડે છે, પણ તેની સાથે એવી કબુલાત કરે છે કે, અમારા ઉપર જે સંકટો આવી પડ્યાં છે, તેઓ તો પિતા પાસેથી આવેલાં છે (૩ ; ૧ "તેના કોપની સોટીથી જેણે દુઃખ ભોગવ્યું છે, તે પુરૂષ હુંજ છું.") [પુરૂષ શબ્દમાં કોઈ અમુક જણનો અર્થ રહેલો છે એમ નહિ, પણ એમાં માત્ર સજીવારોપણ આવેલું છે. તે પુરૂષ એટલે યહોવાહથી ચુંટી કહાડેલી કોમ, નહિ તો તે કોમમાંના જેટલા ઈશ્વરભક્ત છે તેઓ. સરખાવો યશા. ૪૦-૬૬ માં "યહોવાહના સેવક" વિષેની વાત.]

૧) ૩ ; ૧–૧૯. યહોવાહ ઉપલા પુરૂષ સાથે વર્તતો ત્યારે કેટલી બધી સખતાઇ વેઠવી પડી, તે વિષે.

૨) ૩ ; ૨૦–૩૬. તોપણ યહોવાહને તાબે રહેવાનું મન બતાવે છે, અને યહોવાહ પર પોતાની આશા રાખે છે.

૩) ૩ ; ૩૭–૫૪. ફરીથી પોતાનું દુઃખસહન જણાવે છે, અને ઈશ્વર પાસે મદદ મેળવવા વિનંતી કરે છે. આટલામાં પોતાની વિપત્તિને પાણી, ખાડો, અને કારાગૃહની ઉપમા આપેલી છે. (કલમ ૫૩, ૫૪, ૫૫ ; સરખાવો ગીત. ૪૦ ; ૨).

૪) ૩ ; ૫૫–૬૬. પ્રભુની ઉપકારસ્તુતિ કરે છે. તેમજ પ્રભુ પાસે વેર વાળવાની પ્રાર્થના કરે છે.

IV. ૪ ; ૧–૨૨. યરૂશાલેમના ઘેરાના છેલ્લા દિવસોમાં જે ભયંકર બિના બની તેની છેલ્લી હકીકત. ફરીથી પાપની કબુલાત કરે છે, અને સિયોનની ગતકાળની સ્થિતિ સાથે વર્તમાનકાળની સ્થિતિ સરખાવે છે.

(૪ ; ૧, "સોનું કેવું ઝાંખું પડયું છે? ચોખ્ખું સોનું કેવું બદલાયું છે!")

૧) ૪ ; ૧–૬. યરૂશાલેમમાં બાળકોની જે ભયંકર દશા થઇ તે વિષે વાત. અન્નની તંગી પડી ત્યારે બાળકોનાં માબાપ નિર્દય જેવાં નીકળ્યાં.

૨) ૪ ; ૭–૧૦. જે અમીરો ભુખે મુએલા તેઓ તો તદન લેવાઇ ગએલા તથા કાળા જણાયા.

૩) ૪ ; ૧૧-૧૩. એટલી બધી વિપત્તિ વિદેશીઓથી પણ અણુધારેલી હતી ; પણ ભવિષ્યવાદીઓ તથા યાજકોના દુરાચારને લીધે એમ થયું.

૪) ૪ ; ૧૪-૧૬. યરૂશાલેમના ચકલાઓમાં જે ખુનરેજી તથા થથરાવનારી વાત થઈ હતી તે સંભરાવે છે.

૫) ૪ ; ૧૭. મિસર તરફથી સહાયની આશા રાખતા હતા ખરા, પણ બધું ખાલી નીકળ્યું.

૬) ૪ ; ૧૮. શત્રુઓ તો ચકલામાં ઉભા રહે છે, અને તેમાં અમે ચાલી શકતા નથી. અમારો અંતકાળ પાસે આવ્યો છે.

૭) ૪ ; ૧૯, ૨૦. રાજા, જેને યહોવાહનો અભિષિક્ત અને અમારા મુખનો શ્વાસ કહે છે, તેને નાસવું પડયું, એટલુંજ નહિ પણ તે શત્રુઓથી પકડાયો.

૮) ૪ ; ૨૧, ૨૨. આટલું બધું વેઠયું તો પણ સિયોનની દીકરીના પાપનું પ્રાયશ્ચિત્ત થયું નહિ. હવે પછી અદોમની દીકરીના અન્યાયનું શાસન થશે.

V. ૫ ; ૧–૨૨. યરૂશાલેમ બાબેલની ફોજને તાબે થયું ત્યાર પછીની ત્યાંના લોકની હકીકત ; વળી યહોવાહ સદા સુધી અમારૂં વિસ્મરણ નહિ કરે એવી વિનંતી. (૫ ; ૧ "હે યહોવાહ, જે અમારા પર આવી પડયું છે, તેનું સ્મરણ કર, ધ્યાન લગાડીને અમારૂં અપમાન જો.")

૧) ૫ ; ૧–૧૮. સિયોનનાં પાપોને લીધે તેના માથા ઉપર અતિ ઘણી ફજેતી ચઢેલી છે, તે વાતની ખેદજનક હકીકત.

૨) ૫ ; ૧૯–૨૨. પરંતુ યહોવાહનું પરાક્રમ કાયમ ટકનારૂં છે એ સંભારીને યહોવાહની પાસે છુટકારો પામવાની વિનંતી કરે છે. સરખાવો ગીત. ૧૦૨ ; ૨૭.

# હઝકીએલનું ભવિષ્યપુસ્તક.

હેબ્રી ભાષામાં હઝકીએલ નામ એટલે યહેઝક-એલ (યહેઝક=બળ આપશે, એલ=દેવ) હઝકીએલના બાપનું નામ બૂઝી હતું, (૧ ; ૩). તે પોતે યાજકકુળનો હતો ને યરૂશાલેમના એક અમીરી કુટુંબનો માણસ હતો.

ઇ.૦સ. પૂ. **ઐતિહાસિક બિના.**

૬૦૬ નહિ તો ૬૦૧ યહોયાકીમ રાજાની કારકીર્દીમાં બાબેલના રાજા નબૂખાદનેસ્સારે યરૂશાલેમ નગરને ઘેરો ઘાલ્યો. [નબૂખાદનેસ્સાર ૬૦૪–૫૬૧; યહોયાકીમ ૬૦૯–૫૯૮]. દાની. ૧; ૧–૬ પ્રમાણે નબૂખાદનેસ્સાર દેવના મંદિરનાં કેટલાંએક પાત્રો બાબેલ લઇ ગયો. વળી તે ઉપરાંત દાનીયેલ સુદ્ધાં કેટલાએક રાજવંશી તથા અમીર વર્ગના ઇસ્રાએલી છોકરાઓને પણ બંદીવાન કરીને લઇ ગયો.

૫૯૮-૫૯૭. યહુદાહના રાજા યહોયાકીમે નબૂખાદનેસ્સાર વિરૂદ્ધ બંડ ઉઠાવ્યો. ત્યાર બાદ બાબેલના રાજાના તાબામાં નાના પ્રકારનાં ટોળાં (જેમકે, કાસ્દી, આમ્મોની, મોઆબી, સીરી વગેરે) યહુદાહ દેશ પર ધસી આવ્યાં; એટલામાં નાના સરખા હુલ્લડમાં યહોયાકીમ રાજા માર્યો ગયો. તે યરૂશાલેમની ભાગળોની બહાર ઘસડાઇને દટાયો, હા, જેમ ગધેડું દટાય છે તેમ દટાયો (યિર્મે. ૨૨ ; ૧૯). હવે યહોયાકીમને બદલે તેનો દિકરો યહોયાખીન (યખોન્યાહ, કોન્યાહ) યહુદાહનો ગાદીપતિ થયો; પણ તે માત્ર ત્રણ મહિના સુધી ગાદીપતિ રહ્યો. આ સાલે નબૂખાદનેસ્સારે યરૂશાલેમને ઘેરો ઘાલીને લુટી લીધું "અને તે સઘળા યરૂશાલેમવાસીઓને તથા સઘળા અમલદારોને તથા સઘળા પરાક્રમી યોદ્ધાઓને એટલે દસ હજાર બંદીવાનોને તથા સઘળા કારીગરોને તથા કસબી લોકોને પકડી લઇ ગયો; દેશના સૌથી દરિદ્રી પંક્તિના લોક સિવાય કોઈ રહેવા પામ્યો નહિ" (૨ રાજા. ૨૪; ૧૪). ઉપલા બંદીવાનોમાં યહોયાખીન રાજા પોતે પણ હતો; તેમજ તેની મા નહુસ્તા રાણી તથા ભવિષ્યવાદી હઝકીએલ પણ હતો. (યહોયાખીન રાજા ઈ. સ. પૂર્વે ૬૧૫ માં જન્મ્યો હતો, ૨ રાજા. ૨૪; ૮ : ૨ કાળ. ૩૬ ; ૯).

હઝ. ૩૩; ૨૧ તથા ૪૦; ૧ માં ગણતરી કરે છે, ત્યારે બંદીપ્રવાસના વર્ષથી માંડીને ગણતરી કરે છે, બેશક; પરંતુ હઝ. ૧; ૧ માં ત્રીસમા વર્ષ વિષે વાત આવે છે, પણ ત્રીસમું વર્ષ ક્યાંથી માંડીને ગણવું, તે બતાવ્યું નથી. [એમ નથી લખ્યું કે બંદીપ્રવાસના

ઈ. સ. પૂ. વખતથી]. માટે કદાચ એમ સમજવું જોઇએ કે હઝકીએલ પોતે આ વખતે ત્રીસ વર્ષની વયનો હતો. પરંતુ ૧ ; ૨ માં બતાવ્યું છે કે, એનેએજ ત્રીસમું વર્ષ તે યહોયાખીન રાજાના બંદીપ્રવાસનું પાંચમું વરસ હતું, તેથી ઈ. સ. પૂર્વે ૫૯૨ માં હઝકીએલ ત્રીસ વરસનો થયો હોય, તો તેની જન્મસાલ ઈ. સ. પૂર્વે ૬૨૨ ની કહી શકાય. નબૂખાદનેસ્સારે યરૂશાલેમથી નીકળતી વખતે યહોયાખીનના કાકા સિદકીયાહને યહુદાહની ગાદી પર બેસાડયો (૫૯૮–૫૮૬). એ સિદકીયાહ યોશીયાહ રાજાનો ચોથો તથા છેલ્લામાં છેલ્લો પુત્ર હતો.

૫૮૬. આ સાલમાં નબૂખાદનેસ્સાર રાજાનો ચાકર, એટલે તેની રક્ષક ટુકડીનો સરદાર નબૂઝારઅદાન યરૂશાલેમ આવ્યો. તેણે આખા યરૂશાલેમને પાયમાલ કીધું; યહોવાહનું મંદિર, તથા રાજાનો મહેલ, તથા યરૂશાલેમનાં સર્વ ઘરો બાળી નાખ્યાં, એટલે પ્રત્યેક મોટું ઘર અગ્નિથી બાળી નાખ્યું (૨ રા. ૨૫ ; ૧૦), અને થોડા ગરીબ લોક સિવાય બાકીના બધા યહુદીઓને બંદીવાન કરીને બાબેલ ગઈ ગયો.

ઉપલી વાત પરથી જણાય છે કે ઇ. સ. પૂર્વે ૫૯૮ કે ૫૯૭માં યહોયાખીન રાજાની સાથે હઝકીએલ ભવિષ્યવાદી પણ બાબેલના બંદીપ્રવાસમાં ગયો. હઝ. ૩ ; ૧૫ પરથી જણાય છે કે તે બીજા બંદીપ્રવાસીઓની પાસે તેલ-આબીબમાં આવ્યો. (તેલ= ટેકરી, આબીબ=અનાજ, તેથી તેલ–આબીબ=અનાજની ટેકરી). એ ગામ કબાર નદીને કાંઠે આવેલું હતું. [૨ રા. ૧૭; ૬ માં જે કાબોર નદીની વાત આવે છે તે તદન જુદી સમજવી]. તેલ-આબીબની કબાર નદી ઘણુંકરીને ફ્રાત નદીની એક શાખા હતી. ત્યાં હઝકીએલ ભવિષ્યવાદી તથા બીજા બંદીપ્રવાસીઓ સાથે રહ્યા ; તેમને સાંસારિક તથા ધાર્મિક ઘણી બાબતોમાં મોકળાપણું હતું. તેઓ જોકે દોલતમંદ બેશક નહોતા, તો પણ તેમને ખરેખરી તંગી હતી, એમ પણ નહોતું. જે થોડા સ્વદેશીઓ હજી યહુદાહમાં રહેતા હતા, તેમની સાથે પત્રદ્વારે વ્યવહાર ચાલતો હતો, તેથી યરૂશાલેમમાં જે જે બિના બનતી તે વિષેની ઘણી ખબર હઝકીએલને મળી શકતી (હઝ. ૧૧ ; ૨ : ૧૭ ; ૧૧–૨૧). તેણે પોતાની સાથે આવેલા બંદીપ્રવાસીઓને સારૂ ભવિષ્યો કહ્યાં, કેવળ એમ નહિ, પરંતુ જે સ્વદેશી બંધુઓ યરૂશાલેમમાં રહેતા હતા તેમને સારૂ પણ ઘણાં ભવિષ્યો તેણે પ્રગટ કર્યાં.

ઈ. સ. પૂ. હઝકીએલ ભવિષ્યવાદી પરણેલો હતો, એવું હઝ. ૨૪; ૧૮ પરથી જણાય છે. લખ્યું છે કે "સાંજે મારી સ્ત્રી મરણ પામી." વળી તેને પોતાને કબજાનું ખાસ આગવું ઘર પણ હતું (૩; ૨૪: ૮; ૧: ૧૨; ૩: ૧૪; ૧: ૨૦; ૧, ૩). આ ઘરમાં સાથીબંદીપ્રવાસીઓમાંના કોઇ કોઇ વડીલો યહોવાહનું મન પુછવાને વખતોવખત આવતા હતા. હઝકીએલ ભવિષ્યવાદીની જીંદગીની ખાનગી કંઇ પણ વિગત આ પુસ્તકમાં મળી આવતી નથી, માત્ર એટલુંજ જણાય છે કે તેની સ્ત્રી એકદમ મરી ગઈ (૨૪; ૧૮).

૫૯૨. આ સાલમાં હઝકીએલને ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવવાને તેડું થયું, એટલે યહોયાખીન રાજાના બંદીપ્રવાસને પાંચમે વરસે.

૫૭૦. ૨૯; ૨૭ માં સાલસહિતનું સૌથી નવીન વખતનું ભવિષ્ય હાથ આવે છે, તે તો યહોયાખીન રાજાના બંદીપ્રવાસના સત્તાવીસમે વર્ષે, એટલે ઈ. સ. પૂ. ૫૭૦ માં પ્રગટ થયું, માટે એવું અનુમાન કરી શકાય છે કે ઓછામાં ઓછો ૫૭૦ સુધી ભવિષ્યવાદીનો હોદ્દો તેણે ચલાવ્યો. જો એમ હોય તો ઓછામાં ઓછાં બાવીસ વર્ષ લગી તેણે ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવ્યો કહેવાય (૫૯૨–૫૭૦).

## હઝકીએલની ભવિષ્યવાતોનું તાત્પર્ય.

ઈ. સ. પૂ. ૫૮૬ માં યરૂશાલેમ પુરેપુરૂં પાયમાલ કરાયું તે વખતે હઝકીએલ પોતે હાજર નહોતો. તે તો આઘે આવેલા તેલ-આબીબમાં રહેતો હતો. પરંતુ તેણે ત્યાં રહીને નાના પ્રકારની ઉપમા તથા દૃષ્ટાંતદ્વારે સાફ જણાવ્યું કે, યરૂશાલેમનો નાશ થશેજ થશે, હા, યરૂશાલેમના રાજ્યનો પણ અંત આવશે (અધ્યા. ૧-૨૪). ઇસ્રાએલી લોક ગુન્હેગાર થયા હતા, માટે તેમનાં પાપને લીધે ઉપલો નાશ અચૂક થશે. તેઓ મૂર્તિપૂજા કરીને ગુન્હેગાર થયા હતા, ને એ ગુન્હાને માટે તેઓ પ્રાચીનકાળથી જવાબદાર છે (જુઓ અધ્યા. ૧૬ મો ૨૦ મો, ને ૨૩ મો). હા, ઇસ્રાએલી લોક ચાલુ સમયમાં પણ મૂર્તિપૂજા તરફ વલણ રાખે છે; એ કારણથી પણ યરૂશાલેમ બગડી ગયું કહેવાય, તે એટલે સુધી બગડયું કે સુધારો થઇ શકે નહિ. એજ કારણ માટે હઝકીએલ વારંવાર જુસ્સાથી ખાતરીપૂર્વક જણાવે છે કે યરૂશાલેમના નાશનો સમય આવી પહોંચ્યો છે.

વળી જે યહુદીઓ બાબેલના બંદીપ્રવાસમાં ગયા હતા, તેઓ પણ ઘણી ઘણી વાતમાં અધુરા જણાયા. બંદીપ્રવાસના દુઃખદ્વારે જે આત્મિક સુધારો થવો જોઇએ તે તેમનામાં હજી થયો નહોતો (હો. ૨; ૧૪-૨૩). એ ઉપરથી હઝકીએલને પુરી ખાતરી થઇ કે ભવિષ્યમાં બંદીપ્રવાસીઓ ઉપર પણ ન્યાય-

શાસન આવી પડશે, ને તેઓમાંના કોઇ કોઇને બચાવવા સારૂ ભારે પ્રયત્ન કરવા (જુઓ હઝ. ૩; ૧૬-૨૧: ૩૩; ૬-૨૦). એજ બચાવવાનું કામ પુરૂં કરવા સારૂ યહોવાહે મને ઇસ્રાએલના ઘર ઉપર ચોકીદાર ઠરાવ્યો હતો (૩૩; ૬: ૩; ૧૭). બંદીપ્રવાસીઓમાંથી કોઇ કોઇને ચુંટી કાઢવામાં આવશે કે જેથી આગળ જતાં કદાપિ ઇસ્રાએલીઓનું શુદ્ધિકરણ થાય.

ઉપર પ્રમાણે હઝકીએલ સાથીબંદીપ્રવાસીઓને કેટલાંક વર્ષ લગી બોધ આપતો રહ્યો, પણ તેઓએ તેનો બોધ બરાબર ગણકાર્યો નહિ. વળી એવું પણ જણાય છે કે તેમની આગળ જાહેર રીતે બોલવાનું પણ બંધ કરવું પડયું. તેથી માત્ર જે જે લોક તેના ઘરમાં તેની મુલાકાત કરવા આવતા, કેવળ તેમની આગળ ભાષણ કરવાની તેને તક મળતી.

પરંતુ ૫૮૬ નીસાલે યરૂશાલેમના નાશ વિષેનાં ભવિષ્યો પુરાં પડયાં, તેથી સાથીબંદીપ્રવાસીઓની દૃષ્ટિમાં હઝકીએલ માનવંતો ગણાયો, ને તેની શાખ વધી (૨૪; ૨૭: ૩૩; ૨૨). હઝકીએલ તથા બંદીપ્રવાસીઓ વચ્ચે જે ઉલટાપણું ચાલતું તે ખુલ્લું જણાઇ આવે છે. તે તેમને વારંવાર "દંગાખોર વંશ" કહે છે. (૨; ૫-૮: ૩; ૯, ૨૬, ૨૭: ૧૨; ૨, ૩, ૯, ૨૫: ૧૭: ૧૨: ૨૪; ૩; વળી સરખાવો ૪૪; ૬). વળી બંદીપ્રવાસીઓ પણ હઝકીએલ સાથે સખ્તાઇથી વર્તતા એને લગતા કેટલાએક પત્તા હાથ આવે છે—

૧૨; ૨૧-૨૮. લોક કહેતા કે હઝકીએલની ભવિષ્યવાત કદી પુરી પડવાની નથી, ને જો કદાપિ પુરી પડે તો ઘણી લાંબી મુદત પછી પુરી પડશે.

૧૪; ૧-૧૧. યહુદી બંદીપ્રવાસીઓ પોતાની ઇચ્છા મુજબની ભવિષ્યવાતો સાંભળવા માગે છે. પણ જે કોઇ ભવિષ્યવાદી એવી માગણી પ્રમાણે ભવિષ્ય પ્રગટ કરે છે તે ભવિષ્યવાદી શ્રોતાજનો સહિત નાશ પામશે.

૨૦; ૧—૪. બંદીપ્રવાસીઓના વડીલો યહોવાહની સલાહ પુછવાને હઝકીએલ પાસે આવતા હતા ખરા, પણ તેઓની ચાલચલગત તથા તેમનું વલણ તેમના પિતૃઓનાં અમંગળ કૃત્યો પ્રમાણેનું હતું. તેથી યહોવાહે હઝકીએલને ફરમાવ્યું કે ઇસ્રાએલ લોકોનો ઇતિહાસ તેમની આગળ પ્રગટ કર. પિતૃઓએ યહોવાહને મુકી દીધો, ત્યારે તેમના પર ન્યાયશાસન આવી પડયું, તેમજ બંદીપ્રવાસીઓને પણ થશે, કેમકે તેઓ પોતાના પિતૃઓ જેવા જણાઇ આવ્યા છે.

૩૩; ૩૦-૩૩. જોકે બંદીપ્રવાસીઓ હઝકીએલની પાસે આવતા, તો પણ જેનો સૂર મધુર હોય, ને જે સારી રીતે વાજીંત્ર વગાડી શકે, તેવાના મનોહર ગીત જેવો તે તેઓને લાગતો. એજ કારણ માટે તેઓ વચનો

સાંભળતા ખરા, પણ તેમનો અમલ કરવાનું મન જરાયે નહોતું. "તેમના મુખથી તેઓ બહુ પ્રીતિ દેખાડે છે, પણ તેમનું મન તો તેમના લાભ પાછળ ફરે છે."

હવે હઝકીએલ ઉપલી સ્થિતિમાં હતો, તો પણ યિર્મેયાહની પેઠે તે પણ ભવિષ્ય વિષે સારી આશા રાખી શકયો, એટલે કે ભવિષ્યમાં બંદીપ્રવાસીઓની મારફતે ઈસ્રાએલી કોમનો સુધારો થશે. યરૂશાલેમના રાજા સિદકીયાહ વિષે તથા ત્યાંના લોકો વિષે તે તદ્દન નિરાશ થઈ ગયો ખરો; તે જાણતો કે તેમનો કંઈ પણ સુધારો થઈ શકવાનો નથી. (૯; ૯-૧૧: ૧૨ મો પુરો: ૧૭; ૧-૨૧: ૨૧; ૨૫-૨૭: ૨૨ મો પુરો). પણ બંદીપ્રવાસમાં ગએલા યહુદીઓમાંના કોઇ કોઇ સુધરી જશે, અને એજ પાયા પર બાંધવાથી ઇસ્રાએલી કોમ ભવિષ્યમાં પુનસ્થાંપિત થશે, એવી આશા તે રાખી શકયો (૧૧; ૧૭-૨૧: ૧૭; ૨૨-૨૪: ૨૦; ૩૭, ૩૮: ૩૬; ૨૫-૩૮).

## બોધ આપવાની હઝકીએલની રીત વિષે.

જ્યારે હઝકીએલને ભવિષ્યવાદીનો હોદ્દો સોંપવામાં આવ્યો, ત્યારે પુસ્તકનું ઓળિયું તેના હાથમાં મુકાયું. એ પરથી સુચવેલું હતું કે ભવિષ્યવાત લખવી જોઇએ (૨; ૯, ૧૦). બેશક તે વારંવાર મુખજુબાનીથી શ્રોતાજનોને ભાષણ આપતો હતો (૩૩; ૩૧-૩૩: વળી ૨૦; ૪૯ માં તેને "દૃષ્ટાંતો બોલનારો" કહે છે). પરંતુ તેની પ્રગટ કરેલી વાતો કેવળ બંદીપ્રવાસીઓનેજ માટે નહોતી, પણ યરૂશાલેમવાસીઓના સુધારાને અર્થે પણ હતી. માટે બોલેલી વાત ઓળિયામાં લખવાની જરૂર પડી.

હઝકીએલનાં કોઇ કોઇ ખાસ લક્ષણ જણાઇ આવે છે. તે પોતાનાં ભાષણ પ્રસંગોપાત એકદમ પ્રગટ કરતો એમ નહિ, પણ લાંબી મુદત સુધી મનન કર્યાં બાદ મહાપ્રયત્નવિરચિત ભાષણ કરતો. એ બાબતમાં હઝકીએલ તથા તેનું પુસ્તક બીજાઓથી જુદાં પડે છે. મનન તથા ઉંડો વિચાર કર્યાં બાદ તે ભવિષ્યવાત પ્રગટ કરતો. જાણેકે એકાંતની કોટડીમાં બેસીને ત્યાં મનનસહિત તે પોતાનાં ભાષણ રચતો. વળી ઘણાં ભાષણ કેવળ સાલ-સહિતનાં છે, એટલુંજ નહિ, પણ સાલ સાથે માસ તથા તારીખ પણ લખે છે. જેમ બીજી વાતોમાં ચોકસાઇથી વર્તતો, તેમ એમાં પણ પોતાના ભાષણનું સ્પષ્ટ ખોખું બનાવીને તે સંતુષ્ટ રહેતો નહિ, પણ ખોખા ઉપરાંત નાના પ્રકારની ઘણી વિગત પણ તેમાં પુરતો. એની ભાષણ આપવાની રીતનાં જે ત્રણ મુખ્ય લક્ષણ તે નીચે મુજબ—

૧. સંદર્શનદ્વારે વારંવાર બોલતો. હઝકીએલ વારંવાર એવું કહે છે કે મારા પર યહોવાહનો હાથ દૃઢ હતો. (૧; ૩: ૩; ૧૪, ૨૨: ૮; ૧: ૩૭;

૧ : ૪૦ ; ૧). એ પરથી સુચવેલું છે કે પ્રભુ તરફથી વારંવાર એવી સબળ અસર હઝકીએલ પર પડી કે તે મૂર્છાંગત થતો, ને એટલામાં ભાષણ આપતો. એ વિષે કેટલાએક દાખલા નીચે મુજબ—

૧) ૧ ; ૩ (૫૯૨) યહોવાહના ગૌરવનું દર્શન દીઠું, ને ત્યાર બાદ ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવવાનું તેડું પામ્યો.

૨) ૮ ; ૧ (૫૯૧) યરૂશાલેમના મંદિરમાં જે નિર્લજ્જ અમંગળ કૃત્યો કરવામાં આવતાં હતાં, તે દર્શનમાં જોયાં. તે પરથી હઝકીએલ જણાવે છે કે ઉપલાં કૃત્યોને લીધે યહોવાહ યરૂશાલેમમાંથી નીકળી જવાનો છે.

૩) ૩૭ ; ૧ ખીણમાં તદન સુકાં હાડકાંનું દર્શન દીઠું. તે સુકાં હાડકાં પર યહોવાહનો શ્વાસ ફુંકાયો, એટલામાં તેમનામાં શ્વાસોચ્છવાસ ચાલુ થયો, ને તેઓ મોટું સૈન્ય થઇને પોતાને પગે ઉભાં રહ્યાં. આ સંદર્શનદ્વારે હઝકીએલે નિરાશ થએલાઓને બોધ આપ્યો કે, જોકે યહુદી કોમના લોક વેરાઇ ગએલા છે, હા, છુટાંછુટાં સુકાં હાડકાં જેવા થયા છે, તો પણ તેમનામાં જીવ પાછો આવશે.

૪) ૪૦ ; ૧ (૫૭૨) યરૂશાલેમનું મંદિર ફરીથી બંધાશે, તે વિષે સંદર્શન. તે પરથી બોધ આપવામાં આવ્યો કે યહોવાહ પોતાના શુદ્ધ થએલા લોક મધ્યે ફરીથી રહેવા આવશે.

૨. ઉપમા કે દૃષ્ટાંતદ્વારે બોધ આપતો. દાખલા નીચે મુજબ—

૧) અધ્યા. ૧૬ મો. ઇસ્રાએલને તજી દીધેલી બાળકીની ઉપમા આપેલી છે. જેણે આ બાળકીનો બચાવ કર્યો, તેણે પાછળથી તેને પોતાની સ્ત્રી કરી લીધી, પરંતુ તે તો પત્નીવ્રત ભંગ કરનારી નીકળી.

૨) ૧૭; ૩. ઇસ્રાએલને ઉંચા એરેજવૃક્ષની ઉપમા આપેલી છે (૧૭; ૨૨-૨૪).

૩) ૧૯ ; ૧-૯. ઇસ્રાએલને બે વાર સિંહણની ઉપમા આપી છે. સિંહણે પોતાનાં બચ્ચાંને ઉછેર્યાં, પણ બે વાર તેઓ શિકારીની લૂટ થઇ પડયાં. (સિંહણ એટલે યોશીયાહ રાજા, બચ્ચાં એટલે યહોઆહાઝ તથા યહોયાખીન, અને શિકારી તે તો મિસરનો રાજા તથા બાબેલનો રાજા).

૪) ૧૯ ; ૧૦-૧૪. દ્રાક્ષવેલાની ઉપમા ઇસ્રાએલને આપી છે. શોભાયમાન તથા ફળવંત દ્રાક્ષવેલો ઉખેડી નખાઇને ભસ્મ કરાયો, તેમજ ઇસ્રાએલને પણ થશે.

૫) ૧૭; ૩, ૭. એમાં બાબેલના રાજા નબૂખાદનેસ્સારને તથા મિસરના રાજા હોફ્રાને એક મોટા ગરૂડપક્ષીની ઉપમા આપેલી છે.

૬) ૨૭; ૫-૯. સૂર બંદરને મોટા વહાણની ઉપમા આપેલી છે.

૭) ૩૨; ૨-૧૦. મિસરી રાજને વિક્રાળ અજગરની ઉપમા આપેલી છે. કોઇ કોઈ વાર સવિસ્તર દૃષ્ટાંત આપે છે, ને પછી તેનો ખુલાસો પણ કરે છે, જેમકે ૧૭; ૧-૧૦ સુધી દૃષ્ટાંત, ને ૧૭; ૧૧-૨૧ માં તે દૃષ્ટાંતનો ખુલાસો.

૩. કૃતોપમાદ્વારે બોધ આપતો.

કૃતોપમા એટલે કોઈ કોઈ કાર્ય કરી બતાવીને તે પરથી બોધ આપવો તે. હઝકીએલ ભવિષ્યવાદી કેવળ શબ્દદ્વારેજ બોધ આપતો નહોતો, એમ નીચેની આઠ કૃતોપમા પરથી સાફ જણાય છે.

૧) ૪; ૧–૩. એક પોચી ઈંટ લઇને તેના પર યરૂશાલેમ નગરનું ચિત્ર પાડયું. તે નગરનો ઘેરો ઘાલેલો છે, એવું બતાવ્યું. વળી ચિત્રમાં નગર તથા ભવિષ્યવાદી વચ્ચે લોઢાનો તવો ઉભો કરવામાં આવ્યો. એમાં લોઢાનો કોટ સુચવેલો છે.

૨) ૪; ૪–૮. ઇસ્રાએલી લોકે પોતાનાં પાપની શિક્ષાનો બોજ સહન કરવો જોઇએ, એવો બોધ કૃતોપમાદ્વારે આપેલો છે. હઝકીએલે ડાબા પાસા પર સુઈ જવું, અને ઇસ્રાએલના ઘરની દુષ્ટતાનો બોજ સહન કરવો. હા, ૩૯૦ (અથવા બીજા લેખ પ્રમાણે ૧૯૦) દિવસ સુધી એમનેએમ સુતેલા રહેવું. વળી ત્યારબાદ પોતાના જમણા પાસા પર સુઇ જવું, ને ૪૦ દિવસ સુધી યહુદાહની દુષ્ટતાનો બોજ ઉંચકવો. એમાં યહુદાહનાં બંદીપ્રવાસનાં વર્ષ સુચવેલાં છે. (ઇસ્રાએલનાં ૭૨૨–૧૯૦ =૫૩૨; યહુદાહનાં ૫૮૧–૪૦ =૫૪૧).

૩) ૪; ૯–૧૭. યરૂશાલેમને ઘેરો ઘાલવામાં આવશે તે સમયમાં તથા ઇસ્રાએલીઓ બંદીપ્રવાસમાં રહેશે તે સમયમાં તેમને વટાળ લાગશે, એમ કૃતોપમાદ્વારે બતાવે છે. પારકી દેશજાતિઓ મધ્યે રહીને જે અશુદ્ધ ખોરાક તે ખાવો, એમાં યહુદી લોકોનો વટાળ સુચવેલો છે. હઝકીએલને યહોવાહે જણાવ્યું કે જુદી જુદી જાતનાં અનાજ એક વાસણમાં નાખીને રોટલી બનાવવી પછી ગાયના છાણ પર શેકીને ખાવું. તારૂં અન્ન તારે તોળીને દરરોજ વીસ શેકેલ લેખે ખાવું, અને પાણી પણ તારે માપીને હિનના છટ્ટા ભાગ જેટલું પીવું. એમાં યરૂશાલેમના ઘેરા વખતે જે તંગી ભોગવવી પડશે, તેની સુચના કરેલી છે.

૪) ૫; ૧–૪. યરૂશાલેમના ઘેરા વખતે જે દુર્દશા થશે, તેમજ દેશજાતિઓમાં વિખેરાઇ ગયા બાદ જે દુર્દશા ઇસ્રાએલીઓ પર આવશે, તે

કૃતોપમાદ્વારે સુચવેલું છે. હઝકીએલને ફરમાવવામાં આવ્યું કે તીક્ષ્ણ તરવાર લઇને તારી દાઢી તથા તારા માથાની હજામત કર. પછી ત્રાજવાં લઇને વાળછાના ત્રણ ભાગ પાડ. ઘેરાના દિવસ પુરા થાય ત્યારે ત્રીજા ભાગના નગર મધ્યે અગ્નિમાં બાળવા. ત્રીજા ભાગનાની આસપાસ તરવારથી ઝટકા મારવા, ને ત્રીજા ભાગનાને પવનમાં ઉડાવી દેવા. વળી છેલ્લા ત્રીજા ભાગમાંથી થોડાક લઇને તારી ચાળમાં બાંધવા, ને એમાંથી પાછા કેટલાક લઇને અગ્નિમાં બાળી દેવા.

૫) ૧૨; ૩–૭. યરૂશાલેમ નગર હસ્તગત કરાશે, ત્યારે સિદકીયાહ રાજા તથા બીજા કેટલાએક રહેવાસીઓ નીકળીને નાસશે, એ સુચવનારી કૃતોપમા. હઝકીએલ પરદેશ જવાને સામાન બાંધીને તૈયાર કરે છે, ને લોકોના દેખતાં દિવસે બહાર કાઢે છે; પણ સાંજે અંધારૂં થયા બાદ તે ભીંતમાં ખોદીને બાકું પાડે છે, ને તેમાં થઇને તે સામાન બહાર લઇ જાય છે.

૬) ૧૨; ૧૮. "હે મનુષ્યપુત્ર, તું તારી રોટલી ધ્રુજતો ધ્રુજતો ખા, ને તારૂં પાણી થથરાટ તથા ચિંતાસહિત પી." બાબેલની ફોજ પાસે આવશે, ત્યારે યરૂશાલેમ નગરમાં તથા ફોજમાં જે ગભરાટ ફેલાશે, તે એમાં સુચવેલું છે.

૭) ૨૪; ૧–૧૪. એમાં પણ યરૂશાલેમને ઘેરો ઘલાશે, તથા તે હસ્તગત કરાશે, એ કૃતોપમાદ્વારે બતાવ્યું છે. દેવતા પર કઢાઇ ચઢાવવી ને તેમાં પાણી રેડવું. પછી તેમાં માંસના સારા સારા ટુકડા મુકવા. પછી દેવતા સળગાવીને માંસને સારી પેઠે બફાવા દેવું, અને ત્યાર બાદ ટુકડે ટુકડે તેમાંથી માંસ કાઢવું. એમાં સુચવેલું છે કે ઘેરાને અંતે નગરના સર્વ રહેવાસીઓ ચોતરફ વેરાઇ જશે. વળી કઢાઇ ખાલી કરીને અંગારા પર મુકવી, એ સારૂ કે તેનું પિત્તળ બળી જાય, ને તેની અંદરનો મેલ પિગળીને તેનો કાટ ભસ્મ થઇ જાય. એ પરથી સુચવેલું છે કે યરૂશાલેમ નગર પોતે પણ નાશ પામશે.

૮) ૨૪; ૧૫-૨૭. જ્યારે યરૂશાલેમના નાશની ખબર બાબેલના બંદીપ્રવાસીઓને મળશે, ત્યારે તેમને ઘણો અચંબો લાગશે, એ સુચવનારી કૃતોપમા. "સાંજે મારી સ્ત્રી મરણ પામી, પણ મુએલીને માટે શોક કે વિલાપ કરવાની રજા મળી નહિ.

## હઝકીએલના પુસ્તકમાં કર્મક્રિયા પર જે ભાર મુકેલો છે તે વિષે.

હઝકીએલ પોતે યાજકકુળનો હતો, તેથી મંદિર તથા મંદિરમાં ચાલતી કર્મક્રિયાઓ તેને વહાલી લાગે, એમાં શી નવાઇ? એમ છતાં પણ બીજા

ભવિષ્યવાદીઓની સાથે સરખાવતાં હઝકીએલ તો વિશેષ તથા નવી રીતે કર્મક્રિયા પર ભાર મુકે છે; ને ખરેખર એમ કરવાનું પ્રયોજન પણ હતું. એના વખતમાં મંદિર તો જમીનદોસ્ત થઇ ગયું હતું. તેથી મંદિરમાં યહોવાહનું ભજન નિયમિત રીતે બજાવવું, એ તો અશકય હતું. એમ છતાં પણ ભજન ચલાવવા તથા ધર્મ બજાવવાને કોઇ પણ બાહ્યક્રિયા અવશ્ય જોઇએ, અને એજ કારણ માટે તે સમયના ભવિષ્યવાદીઓ એવાં ભવિષ્યો પ્રગટ કરતા હતા કે, યહોવાહનું મંદિર ફરી બંધાશે, ને ફરીથી કર્મક્રિયાઓ તેમાં ચલાવવામાં આવશે. ઈસ્રાએલી રાજબળ, જાહોજલાલી, તથા મોટાઇ ખરેખર વહી ગયાં હતાં. હવે ઈસ્રાએલી લોકો ફરી સંસ્થાપિત થાય, માટે એક વાતની અગત્ય હતી, એટલે યહોવાહના મંદિરમાં ચાલતી ભજનસેવા. રાજની સાથે મંદિર પણ પાયમાલ થયું હતું, જેથી પ્રજાબંધન પણ ખરેખર તુટી ગયું કહેવાય. હવે જો મંદિર ફરી બંધાય, તો તેથી લોકોના મનમાં એવી આશા તથા ખાતરી ઉત્પન્ન થાય, કે યહોવાહ અમારી મધ્યે પાછો રહેવા આવ્યો છે, અને એટલામાંજ યહુદી પ્રજાનો ઉદ્ધાર થયો કહેવાય. એવા એવા વિચારોથી હઝકીએલના મનમાં ખાતરી થઈ કે, યહોવાહના મંદિરમાં ફરી કર્મક્રિયા બજાવવી જોઇએ, એ માટે કે નીતિવ્યાવહારિક વિધિઓ ફરીથી યહુદીઓમાં પાળવામાં આવે, ને યહુદી પ્રજા મૂર્તિપૂજાના બંધનમાં ફસાય નહિ. એવા વિચારોથીજ હઝકીએલના પુસ્તકના છેલ્લા નવ અધ્યાયમાં નવા મંદિરના બંધારણ વિષે, તથા તેમાં જે કર્મક્રિયાઓ બજાવવામાં આવશે તે વિષે, સવિસ્તર વર્ણન આપેલું છે. જુના મંદિરમાં તો નાના પ્રકારની ભ્રષ્ટતા દાખલ થઈ હતી, ને અમંગળ કૃત્યો કરવામાં આવ્યાં હતાં (૫ ; ૧૧ : ૪૩ ; ૭, ૮ : અધ્યાય ૮–૧૧). હવે એવી બદચાલ નવા મંદિરમાં કદી કરવામાં ન આવે, પણ તેથી ઉલટું સર્વ દેશજાતિઓ આ મંદિરનું સન્માન કરે, ને યહોવાહ પોતે મંદિરનો સ્વીકાર કરીને તેમાં વાસો કરે, એ બધી વાતના સંબંધમાં છેલ્લા નવ અધ્યાયોમાં બોધ આપેલો છે. ઉપરની વાતોને લીધે આ પુસ્તકમાં મંદિર તથા તેમાં ચાલતી ક્રિયાઓ પર વિશેષ ભાર મુકેલો છે.

ઉપલી બધી વાત ખરી, પરંતુ એમ ન સમજવું કે નીતિવ્યાવહારિક વિધિઓ હઝકીએલની ગણતરીમાં હલકા હતા. એ વિધિઓ જોઇએ, વળી એવા વિધિઓ પાળવા પણ જોઈએ, એવો ખુલ્લો બોધ આ પુસ્તકમાં મળી આવે છે (જુઓ ૧૮ ; ૩૦, ૩૧ : ૩૬ ; ૨૫–૨૭ : ૧૧ ; ૧૯, ૨૦ ).

## હઝકીએલને મનુષ્યપુત્ર કેમ કહે છે?

મનુષ્યપુત્ર એ નામ ૯૦ વખત હઝકીએલને લગાડવામાં આવે છે. હવે એનું કારણ શું? હઝકીએલના પુસ્તકમાં ઘણી વાત વિષે બોધ મળે છે ખરો, પણ યહોવાહના ગૌરવ વિષેનો બોધ એ પુસ્તકમાં પાયારૂપ જેવો છે.

"યહોવાહનું ગૌરવ" એમાં હઝકીએલ શું સમજતો હતો? યહોવાહ પોતાના લોકની વચ્ચે રહીને તેઓની આગળ પોતાની વિદ્યમાનતા પ્રગટ કરે, એમાં યહોવાહનું ગૌરવ છે, એમ તે સમજતો. જ્યારે ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવવાને હઝકીએલ તેડું પામ્યો, તે સમયે જે દર્શન તેણે દીઠું તેમાં યહોવાહના ગૌરવની પ્રતિમાનો દેખાવ તેણે જોયો હતો, (૧ : ૨૮). એજ ગૌરવને ધોરણે હઝકીએલે પોતાને સોંપાએલી સેવાનો કારભાર ચલાવ્યો, જેથી એની કરેલી સેવાનો ઘણો ખુલાસો આ ગૌરવ શબ્દમાં મળી આવે છે. વળી ૩ ; ૨૩ પરથી માલમ પડે છે કે બાબેલના મેદાનમાં યહોવાહના ગૌરવનું દર્શન પ્રથમની માફક એણે ફરીથી દીઠું. વળી ૮ ; ૪ પરથી જણાય છે કે દેવનાં સંદર્શન-દ્વારાએ તે યરૂશાલેમમાં લવાયો કે જ્યાં "રોષજનક પ્રતિમાનું આસન" તેણે દીઠું. "જેનું દર્શન મને સપાટ પ્રદેશમાં થયું હતું તેના જેવું હતું." પણ, જુઓ, એ સંદર્શન વખતે મંદિરમાં અમંગળ કૃત્યો ખુલ્લી રીતે ચલાવવામાં આવતાં હતાં, એવું પણ દેખાયું. તેથી ન્યાયશાસનરૂપ દંડાજ્ઞા પ્રગટ કરવામાં આવી, ને ત્યાર બાદ ફિતુરી યરૂશાલેમ નગરમાંથી યહોવાહનું ગૌરવ નીકળી ગયું. (૯ ; ૩ : ૧૦ ; ૪, ૧૮, ૧૯ : ૧૧, ૨૨, ૨૩). પરંતુ ત્યાર પછી પણ દેવની કૃપાએ હઝકીએલને ફરીથી સંદર્શન થયું કે જેમાં તેણે એવું જોયું કે નગર તથા મંદિર બંને પુનર્સ્થાપિત થયાં હતાં, ને મંદિરમાં યહોવાહનું ગૌરવ પાછું આવ્યું હતું ; (૪૩ ; ૨–૭ : ૪૪ ; ૪). જુઓ, આ પુસ્તકનો છેલ્લામાં છેલ્લો શબ્દ તે શું છે? "યહોવાહ શામ્માહ" એટલે "યહોવાહ ત્યાં છે" (૪૮ ; ૩૫), એજ.

યહોવાહની તરફ જોતાં હઝકીએલનું મન એક વાતથી ઉભરાઇ જાય છે, એટલે યહોવાહ તે ગૌરવી યહોવાહ છે. હવે પોતા તરફ જોતાં તેથી ઉલટો બીજો એક વિચાર તેના મનમાં આવે છે, એટલે હું તો અધમ માણસ છું. યહોવાહના ગૌરવની આગળ માણસનો પ્રકાશ ઝાંખોજ જણાય છે. યહોવાહની વિદ્યમાનતાની આગળ હું મનુષ્ય તો ક્ષણભંગુર તથા નિસ્તેજ છું ; હું તો મૃત્યુ-સંતાનમાંનો છું, હા, મનુષ્યપુત્ર છું. એ શબ્દમાં મનુષ્ય-બાળક એવો અર્થ પણ સુચવેલો છે. હેબ્રીમાં "બેન-આદામ" નામ છે. હવે બેન=પુત્ર, અને આદમ=માનવ, માટે બેન-આદામ=માનવપુત્ર.

જોકે હઝકીએલ પોતા વિષે એવો હલકો મત રાખતો, તો પણ પોતાના હાથમાં સોંપાએલો જે હોદ્દો તેને તેણે હલકો ગણ્યો નહિ. એ હોદ્દો તો એને અતિ ચઢીઆતો લાગે છે. વારંવાર તે આ વાત પર ભાર મુકે છે કે મારૂં કામ મને દેવથી સોંપાએલું છે. એના ભવિષ્યપુસ્તકમાં એવું ઉપવાકય ૧૧૭ વખત મળી આવે છે કે "પ્રભુ યહોવાહ એમ કહે છે." એ શબ્દો વાપરતાં તે

શ્રોતાજનોને ઉત્તેજન દઇને ખાતરી ઉપજાવે છે કે યહોવાહે આપણું વિસ્મરણ કર્યું નથી. તે પોતાના લોકની બરદાસ રાખે છે, એ વાત સુચવવાને "પ્રભુ યહોવાહ એમ કહે છે" એવા શબ્દો હઝકીએલ વાપરતો.

## યિર્મેયાહ તથા હઝકીએલનો મુકાબલો.

યિર્મેયાહ ભવિષ્યવાદી ઇ. સ. પૂર્વે ૬૪૭-૫૭૭ માં, ને હઝકીએલ ૬૨૨-૫૭૦ માં ભવિષ્યવાત કરતો હતો, એ પરથી જણાય છે કે એ બંને ભવિષ્યવાદી સમકાળિક હતા. સમકાળિક હતા એટલુંજ નહિ પણ એક બીજાની સાથે પત્રદ્વારે સંબંધ રાખતા હતા, એમ સંભવે છે. યિર્મેયાહની ભવિષ્યવાત બાબેલમાં વાંચી સંભળાવવામાં આવતી હતી, ને હઝકીએલની ભવિષ્યવાત યરૂશાલેમમાં. બંને ભવિષ્યવાદીના લેખ વિશેષ મળતા જણાય છે, અને એમાં શી નવાઈ? કેમકે બંનેનો પત્રદ્વારે વ્યવહાર ચાલતો હતો.

ઉપલી વાત ખરી, પરંતુ બંનેના સ્વભાવ તથા લક્ષણ ઘણે ભાગે એક બીજાથી જુદાં હતાં. તેથી બંનેના લેખ ચોકસાઇથી તપાસતાં ઘણીએક વાતમાં ફેર જણાય છે. યિર્મેયાહ તથા તેની પહેલાંના ભવિષ્યવાદીઓ ઇસ્રાએલીઓને માથે મૂર્તિપૂજાનો બટ્ટો મુકે છે, પરંતુ હઝકીએલ તો એ બટ્ટો મુકયા ઉપરાંત અરણ્યમાં, હા, મિસર દેશમાં મૂર્તિપૂજા કરનાર તરીકે તેમને ગુન્હેગાર ઠરાવે છે. (યિર્મે. ૨; ૨, ૩: હોશી. ૯; ૧૦: યશા. ૧; ૨૧: એમની સાથે સરખાવો હઝ. ૨૦; ૭, ૮: ૨૩; ૩, ૮).

કોઈ કોઇ વાર લોકો એવો વાંધો કાઢતા કે અમે તો અમારા બાપદાદાઓનાં પાપોને લીધે સજા ભોગવતા આવ્યા છીએ; અને ગમે તેટલું દુ:ખ સહન કરીએ, ને ગમે તેટલો પસ્તાવો કરીએ, તો પણ સજાથી છુટવાના નથીજ. "બાપોએ ખાટી દ્રાક્ષા ખાધી છે, ને છોકરાંના દાંત અંબાયા છે" (હઝ. ૧૮; ૨). પરંતુ હઝકીએલ તથા યિર્મેયાહ બંને જણ એથી ઉલટો બોધ આપે છે. બંને કહે છે કે પાપી માણસ પોતાનાં પાપને વાસ્તે જવાબદાર છે, ને જો પસ્તાવો કરે તો મુક્ત થઈ શકે. પરંતુ એ બંને ભવિષ્યવાદીઓમાંથી હઝકીએલ તો એ પ્રકારના બોધ પર વિશેષ ભાર મુકે છે. જેમકે—

૧) બાપોએ કે બીજાઓએ અપરાધ કીધો હોય, તો તેમના પાપમાં કે પાપની સજામાં બીજો કોઇ પણ સપડાઇ શકે નહિ.

૨) વળી તે ઉપરાંત ગતકાળમાં કરેલાં પાપ પ્રત્યે જો પાપી માણસ સુધરી જાય, તો તે પાપની સજાથી તે માણસ મુક્ત થાય છે. જુઓ અધ્યા. ૧૮ મો તથા ૩૩ મો).

યિર્મેયાહ તીવ્ર લાગણીવાળો તથા કાર્ય કરવામાં ઉદ્યોગી જેવો હતો. તેણે તો યરૂશાલેમના થનાર નાશ વિષે ભવિષ્યવાદ કર્યો. હઝકીએલ તો યિર્મેયાહના જેવો તીવ્રલાગણીવાળો નહોતો, પણ તર્કશાસ્ત્રી જેવો હતો. કાર્ય બહુ નહોતો કરતો, પણ મનન કર્યાં કરતો. તેણે તો યરૂશાલેમના થનાર નાશ ઉપરાંત બાબેલના બંદીપ્રવાસ વિષે પણ ભવિષ્યો કહ્યાં.

## હઝકીએલના પુસ્તકનું પૃથક્કરણ.

A. ૧ ; ૧–૨૪ ; ૨૭. યરૂશાલેમ નગર તથા યહુદાહ રાજના થનાર નાશ વિષે. એ નાશ અવશ્યનો તથા નક્કી છે.

I. ૧ ; ૧–૩ ; ૨૧. (સાલ ૫૯૨, માસ ૫ મો) હઝકીએલનું તેડું તથા તેની જાહેરાત સેવાની શરૂઆત.

૧) ૧ ; ૧-૨૮. ઇસ્રાએલનો દેવ યહોવાહ જેણે હઝકીએલનું તેડું કરીને તેને સેવા બજાવવાના કામ પર મોકલ્યો તેનું ગૌરવી દર્શન.

(૧) ૧ ; ૧–૩. યહોવાહના ગૌરવની પ્રતિમાનો દેખાવ, તે ક્યારે ને ક્યાં થયો એ વિષે. ક્યારે? યહોયાખીન રાજાના બંદીપ્રવાસના પાંચમા વર્ષમાં, માસની પાંચમીએ. વળી ક્યાં? કાસ્દીઓના દેશમાં કબાર નદીની પાસે.

(૨) ૧ ; ૪–૨૮. યહોવાહના ગૌરવના દેખાવનું વર્ણન.

અ) ૧ ; ૪. યહોવાહ આંધીરૂપ મહાવાદળમાં પ્રગટ થયો, અને તેની આસપાસ જાથુ ચમકતો અગ્નિ હતો.

આ) ૧ ; ૫-૧૪. ચાર પ્રાણીઓ કે કેરૂબીમનું વર્ણન (સરખાવો ૧૦ ; ૯-૧૭). કેરૂબીમ ચતુર્મુખી હતાં, એટલે માણસનું મુખ, સિંહનું, બળદનું ને ગરૂડનું.

ઇ) ૧ ; ૧૫-૨૧. એ ચાર પ્રાણીઓમાંના પ્રત્યેકના મોઢાદીઠ એકએક પૈડું જમીન પર દેખાયું. એ ચારે પૈડાંનું વર્ણન કરેલું છે.

ઈ) ૧ ; ૨૨-૨૮. એ પ્રાણીના માથા ઉપર ભયંકર બિલોરના તેજ જેવી અંતરિક્ષની પ્રતિમા ઉંચે પ્રસરેલી હતી. વળી અંતરિક્ષ પર નીલમણિના જેવા દેખાવની રાજ્યાસનની પ્રતિમા હતી, તે રાજ્યાસન ઉપર મનુષ્યપુત્રના જેવા દેખાવનો એક પુરૂષ હતો. એ તો યહોવાહના ગૌરવની પ્રતિમાનો દેખાવ હતો.

૨) ૨ ; ૧-૩ ; ૨૧. હઝકીએલને ભવિષ્યવાદીનો હોદ્દો સોંપાયો તે વિષે ખાસ હકીકત, તેમજ તેને લગતી ખાસ ફરજ.

(૧) ૨ ; ૧-૭. જેઓની પાસે હઝકીએલને જવાનું છે તેઓ તો બંડખોર લોક છે. પરંતુ ભવિષ્યવાદીએ તેમનાથી બીવું નહિ, પણ સ્પષ્ટ રીતે યહોવાહનાં વચન તેમની આગળ પ્રગટ કરવાં.

(૨) ૨ ; ૮-૩ ; ૩. યહોવાહના હાથમાં પુસ્તકનું ઓળિયું દેખાયું, તે ઓળિયું ખાઈ જવાનું ફરમાવ્યું.

(૩) ૩ ; ૪–૯. હઝકીએલને ફરમાવવામાં આવ્યું કે, ઇસ્રાએલી લોકોને તારે યહોવાહની વાત પ્રગટ કરવી. પારકી દેશ-જાતિઓ તથા કઠણ ભાષાવાળા લોક પાસે તારે જવાનું પ્રયોજન નથી. તેઓ તો નિશ્ચય તારૂં સાંભળત, પણ ઇસ્રાએલનું કુળ તારૂં નહિ સાંભળે. તો પણ તારે કહેવું કે, “આ પ્રમાણે પ્રભુ યહોવાહ કહે છે,” પછી ગમે તો સાંભળે કે ગમે તો ન સાંભળે.

(૪) ૩ ; ૧૦–૧૫. જે બંદીપ્રવાસીઓ તેલ-આબીબમાં રહેતા તેમની પાસે હઝકીએલ લઇ જવાયો.

(૫) ૩ ; ૧૬-૨૧. ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવતાં જે ખાસ ફરજ હઝકીએલે બજાવવી જોઇએ, તે બતાવવામાં આવે છે. તેણે વિશેષેકરીને ચોકીદાર થવું જોઈએ. દરેક માણસને ચેતવણી આપવી જોઈએ; દુષ્ટને તેની દુષ્ટાઈથી ફેરવવા માટે ચેતવણી આપવી, તેમજ નેક જનને પણ ચેતાવવો, રખે નેક જન પોતાની નેકીથી ફરી જઇને દુષ્ટકર્મ કરે.

II. ૩ ; ૨૨–૭ ; ૨૭. (સાલ ૫૯૨, માસ ૫, તારીખ ૫ મી).
યરૂશાલેમ નગર તથા યહુદાહ રાજના થનાર નાશ વિષે ઉપમારૂપ ભવિષ્યવાત.

૧) ૩ ; ૨૨-૨૭. હઝકીએલને દર્શન આપીને ફરમાવવામાં આવે છે કે, કંઈક વાર લગી તારે જાહેરાંત સેવા મુકી દેવી, ને તારા પોતાના ઘરમાં ભરાઈ રહેવું.

૨) ૪ ; ૧-૫ ; ૪. ચાર કૃતોપમાદ્વારે બોધ આપે છે.

(૧) ૪ ; ૧–૩. યરૂશાલેમ નગરના ઘેરાને લગતી કૃતોપમા.

(૨) ૪ ; ૪-૮. યરૂશાલેમનો ઘેરો સમાપ્ત થયા બાદ દેશનિકાલ થશે, એ દુર્દશાનાં વર્ષોમાં લોકોને પોતાના અપરાધોનો બોજો ઉપાડવો પડશેજ.

(૩) ૪ ; ૯-૧૭. યરૂશાલેમના ઘેરા સમયે જે ભારે તંગી ભોગવવી પડશે, તેમજ દેશજાતિઓમાં ફેલાઈ જવાથી જે વટાળ લાગશે, તે વિષે કૃતોપમા.

(૪) ૫; ૧-૪. યરૂશાલેમ નગર શત્રુઓને હસ્તગત થશે ત્યારે ત્યાંના રહેવાસીઓની કાપાકાપી થશે, તેમજ ચોતરફ પારકી દેશજાતિઓમાં વિખેરાઇ જવું પડશે, એ વાતને લગતી કૃતોપમા.

૩) ૫ ; ૫–૧૭. ઉપર જે કૃતોપમાની વાત આવી તેમનો ખુલાસો સારાંશ એ છે કે, જોકે યહોવાહે યરૂશાલેમમાં ઇસ્રાએલી લોક પર ખાસ મહેરબાની રાખી હતી, તોપણ ત્યાંનેત્યાંજ ખાસ ફિસાદ થયો હતો. એજ કારણથી નગરને ખાસ શાસન, હા, અનુપમ શાસન, કરવામાં આવશે.

૪) ૬ ; ૧-૧૪. ઇસ્રાએલના પર્વતો વિરૂદ્ધ ભવિષ્ય, કારણ કે ઇસ્રાએલીઓ પર્વતો પર મૂર્તિપૂજા કરતા હતા.

(૧) ૬ ; ૧–૭. પર્વતો પરની યજ્ઞવેદીઓ, સૂર્યમૂર્તિઓ, તથા સૂર્યપુજકો, એ સૌ નષ્ટ થશે.

(૨) ૬ ; ૮-૧૦. તો પણ શેષ રહેલો ભાગ બચાવ પામશે, તેઓ તો પોતાનાં અપકૃત્યો સંભારીને પોતાથી કંટાળશે.

(૩) ૬ ; ૧૧-૧૪. ભારે થનાર સત્યાનાસ વિષે ધમકીવચન ફરીથી ઉચ્ચારે છે.

૫) ૭ ; ૧–૨૭. યહુદાહ રાજની દુર્દશા વિષે વિલાપગીત.

(૧) ૭ ; ૧-૧૩. યહુદાહ રાજ્યનો અંત પાસે આવ્યો છે એવું ભવિષ્ય.

અ) ૭ ; ૧-૪. દેશના ચારે ખુણાઓનો અંત આવ્યો છે.

આ) ૭ ; ૫-૯. રે દેશના રહેવાસી, તારો સમય પણ આવી પહોંચ્યો છે.

ઇ) ૭ ; ૧૦-૧૩. આવનાર નાશ સર્વ ઉપર સામાન્ય રીતે આવશે, અને બધા યહુદીઓ પાયમાલ કરાશે, લોકો પોતાની મિલ્કતસહિત ત્રાસ પામશે.

(૨) ૭; ૧૪–૨૭. રાષ્ટ્રબંધન તુટી જવાનું છે એવું ભવિષ્ય.

અ) ૭; ૧૪-૧૮. રાષ્ટ્રનું રક્ષણ કરવાને અર્થે પ્રયત્નો કરાશે, પણ સર્વ નિષ્ફળ થશે.

આ) ૭; ૧૯-૨૨. સોનુંરૂપું કદાપિ તેમની કને હશે, પણ શું તેથી ભૂખ મટે ? ખરેખર શત્રુઓ તેમનું સોનુંરૂપું લુટી લેશે.

ઇ) ૭; ૨૩–૨૭. રાજા તેમજ રૈયત સર્વને ગભરાટ તથા અચંબો લાગશે.

III. ૮; ૧–૧૧; ૨૫. (સાલ ૫૯૧, માસ ૬, તા. ૫મી) યહોવાહ પોતાના મંદિરમાંથી નીકળી જવાનો છે, ને થોડી વારમાં યરૂશાલેમ નાશ પામવાનું છે, એ વિષે દર્શનો.

૧) ૮; ૧-૧૮. ઇસ્રાએલી લોકો નાના પ્રકારનાં અમંગળ કૃત્યો કરે છે, ને એમ કરીને યહોવાહનું મંદિર વટલાવે છે, એ કારણથીજ યહોવાહ તેમાંથી નીકળવાનો છે.

(૧) ૮; ૧-૬. વેદીના દરવાજાની ઉત્તર બાજુએ દ્વારમાં રોષજનક પ્રતિમા દેખાઇ.

(૨) ૮; ૭-૧૧. સિત્તેર વડીલો મૂર્તિપૂજા કરે છે, એવું દર્શન દીઠું.

(૩) ૮; ૧૨-૧૪. વળી સ્ત્રીઓ તામ્મૂઝને માટે રડતી બેઠી હતી તેમનું દર્શન.

(૪) ૮; ૧૫-૧૮. મંદિરના અંદરના આંગણામાં પચ્ચીસ માણસોને સૂર્યપૂજા કરતા જોયા.

૨) ૯; ૧-૧૧. યહોવાહનો કરેલો પહેલો ન્યાયચુકાદો, એટલે યરૂશાલેમવાસીઓમાં કાપાકાપી થશે ને ભારે હાનિ તેમના પર આવશે.

(૧) ૯; ૧-૩. ૭ મારાઓ ને એક લહિયો, એ સાત જણ પિત્તળની વેદી પાસે ઉભા રહ્યા.

(૨) ૯; ૪-૭. અમંગળ કૃત્યો જોઇને નિસાસા નાખનારા લોકોનો બચાવ થાય, માટે તેમના કપાળ પર ચિહ્ન કરવા લહિયાને ફરમાવવામાં આવ્યું. બાકીના

બધાને કંઇ પણ ભેદ રાખ્યા વિના કાપી નાખવાનું ફરમાન થયું.

(૩) ૯; ૮-૧૦. ત્યારે હઝકીએલ ભવિષ્યવાદી તેમને માટે વિનંતી કરે છે. પરંતુ એટલોજ જવાબ મળે છે કે યહોવાહની આંખ દરગુજર નહિ કરશે.

(૪) ૯; ૧૧. હવે લહિયો આવીને જાહેર કરે છે કે તેં મને આજ્ઞા કીધી તેમ મેં કર્યું છે.

૩) ૧૦; ૧–૨૨. યહોવાહનો કરેલો બીજો ન્યાયચુકાદો, એટલે યહોવાહ તરફથી અગ્નિ ઉતરીને યરૂશાલેમ નગર પર વિખેરાશે.

(૧) ૧૦; ૧–૩. કરૂબીમની વચ્ચે બેઠેલો યહોવાહ લહિયાને ફરમાવે છે કે, વર્તુલોની વચ્ચેના અગ્નિમાંથી અંગારાં લઇને નગર ઉપર નાખ.

(૨) ૧૦; ૪-૮. ત્યાર બાદ યહોવાહનું ગૌરવ મંદિરના ઉમરા પર થંભ્યું. ત્યાર પછી કરૂબીમની વચ્ચેથી એક કરૂબે અંગારા લઇને તેમને લહિયાના હાથમાં મુકયા.

(૩) ૧૦; ૯-૧૭. કરૂબીમનું વર્ણન બીજી વાર કરે છે (સરખાવો ૧; ૫-૧૪).

(૪) ૧૦; ૧૮-૨૨. યહોવાહનું ગૌરવ કરૂબીમ પર થંભ્યું. કબાર નદીની પાસે હઝકીએલે જે કરૂબીમ દીઠા હતા તેમના સરખો દેખાવ આ વખતે પણ દેખાયો.

૪) ૧૧; ૧–૨૫. યરૂશાલેમના રહેવાસીઓને, પરંતુ વિશેષે કરીને જે માણસો બાબેલ રાજ સામે ફિતુર કરવા વિષે સમજુતી આપતા, તેમને ધમકીવચન. એ લોકોનો નાશ થશેજ થશે. પરંતુ એની સાથે ધન્યવચન પણ સામેલ કરેલું છે, એટલે બંદીપ્રવાસીઓ સ્વદેશ પાછા આવશે.

(૧) ૧૧; ૧–૧૨. યરૂશાલેમના કોઈ કોઈ માણસો વ્યર્થ કલ્પના કરે છે, એટલે યાઅઝાન્યાહ તથા પલાટયાહ સરદારો. બાબેલના રાજા નબૂખાદનેસ્સાર વિરૂદ્ધ બંડ ઉઠાવવો એજ તેમની વ્યર્થ કલ્પના છે.

(૨) ૧૧; ૧૩-૨૧. પરંતુ પલાટયાહ સરદાર તો એકદમ મરણ પામ્યો, તે જોઇને હઝકીએલે બૂમ પાડી કે, અરેરે!

પ્રભુ યહોવાહ, શું તું બાકી રહેલાઓનો પણ સંપૂર્ણ અંત આણીશ? ત્યારે તેને એવો જવાબ મળ્યો કે, હું તમને વિદેશીઓ મધ્યેથી સમેટીશ, ને હું તમારામાં નવો આત્મા મુકીશ.

(૩) ૧૧; ૨૨-૨૫. યહોવાહનું ગૌરવ યરૂશાલેમ પરથી ઉપડીને જેતુન પર્વત પર થંભ્યું. પછી આત્માએ હઝકીએલને ઉંચકીને કાસ્દી દેશમાં બંદીપ્રવાસીઆ પાસે આણ્યો. ત્યાર બાદ સંદર્શન લોપ થયું, ને સંદર્શનમાં જોએલી બાબતો હઝકીએલે બંદીપ્રવાસીઓને કહી દેખાડી.

IV. ૧૨; ૧—૧૯; ૧૪. (આ ભાષણ સાલરહિત છે, પણ ત્રીજા ભાષણ કરતાં નવીન વખતનું ઉચ્ચારેલું હશે). ઇસ્રાએલીઓનો નાશ અવશ્ય થવો જોઇએ એ વિષે વાત.

૧) ૧૨; ૧-૨૦. યરૂશાલેમ હસ્તગત થશે, ત્યારે તેમાંના રહેવાસીઓમાંના નાહેલા પકડાશે એ વિષે કૃતોપમા.

(૧) ૧૨: ૧, ૨. ઇસ્રાએલી કોમ આંધળી થઇ છે, અને તેથી સમયોની નિશાણી પારખી શકતી નથી.

(૨) ૧૨: ૩-૭. યરૂશાલેમમાંથી નાસનારા પકડાશે એવી કૃતોપમા.

(૩) ૧૨; ૮-૧૬. ઉપલી કૃતોપમાનો અર્થ જણાવે છે.

(૪) ૧૨; ૧૭-૨૦. જે ધ્રુજારી તથા ગભરાટ દેશ પર આવી પડશે તેને લગતી કૃતોપમા.

૨) ૧૨; ૨૧-૨૮. ભવિષ્યવાણીનો તુચ્છકાર ન કરવા વિષે ચેતવણી; કેમકે કોઇ કોઇ કહેતા હતા કે સંદર્શનો સાચાં પડવાનાં નથી, ને જો પુરાં પડે, તો લાંબી મુદતે, પણ હાલ નહિ.

૩) ૧૩; ૧-૧૪; ૨૩. કેટલાએક જુઠા ભવિષ્યવાદીઓ શાંતિના સમય વિષે બોલ્યા કરે છે: તેઓ તો પોતાના મનમાં કલ્પીને બોલે છે, પણ જાણવું કે ઠગ તેમજ ઠગાનાર બધા સાથેનેસાથે નાશ પામશે.

(૧) ૧૩; ૧-૨૩. જુઠા ભવિષ્યવાદીઓ તથા જુઠી ભવિષ્યવાદેણો વિષે.

અ ). ૧૩; ૧–૯. ભવિષ્યવાદીઓ ખંડિયેરોમાં રહેનારાં લોંકડાં જેવા છે. તેમની ભવિષ્યવાણી જુઠી છે, ને તેઓ પોતે પણ ઠગાયા છે.

આ). ૧૩: ૧૦–૧૬. ઇસ્રાએલી લોક જાણેકે હાલતી ભીંત બાંધે છે, ને ઉપલા ભવિષ્યવાદીઓ તો તે હાલતી ભીંત ધોળાવે છે.

ઇ ). ૧૩; ૧૭–૨૩. જે સ્ત્રીઓ જુઠી ભવિષ્યવાણી બોલે છે તેમને ધમકીવચન.

(૨) ૧૪; ૧–૨૩. જે મૂર્તિપૂજક ઇસ્રાએલીઓ યહોવાહની પાસે પ્રશ્નો પુછે તેમને આપેલો જવાબ.

અ ). ૧૪; ૧–૧૧. ઉપલા પ્રશ્ન પુછનારાઓને હઝકીએલની મારફતે એકજ વાત જણાવવામાં આવે છે, એટલે તમારે મૂર્તિપૂજા તજી દેવી, નહિ તો ન્યાયશાસનની રાહ જોવી.

આ). ૧૪; ૧૨–૨૩. અદલ ન્યાયને ધોરણે યહોવાહ ચુકાદો કરશે. જોકે નેકીવાન કદાપિ પાપીઓની વચ્ચે હોય, તો તે પરથી એમ ન સમજવું કે, તેને લીધે પાપીનો બચાવ થશે. નેકીવાન પોતાના ન્યાયીપણાથી પોતાનોજ જીવ બચાવશે.

૪) ૧૫; ૧–૮. શું ઇશ્વર પોતાની પસંદ કરેલી ઇસ્રાએલી કોમનો નાશ કરશે? પણ જુઓ, જેમ વૃક્ષોની આગળ દ્રાક્ષવેલો છે, તેમ દેશજાતિઓની આગળ ઇસ્રાએલી કોમ જણાય છે, દ્રાક્ષની ડાળી શું બીજા કોઇ વૃક્ષની ડાળી કરતાં અધિક છે? અને અગ્નિમાં અર્ધો ભાગ બળી ગયા પછી શું તે ઉપયોગી નીકળે? એટલુંજ બાકી છે કે તેને અગ્નિમાં ફેંકવો કે પુરેપુરો બળી જાય.

૫) ૧૬; ૧–૬૩. ઇસ્રાએલી કોમ જાણેકે હમેશ બિનઉપકારી તથા વિશ્વાસઘાતી જણાઇ આવી છે. તજાએલી બાળકીને ઉછેરવામાં આવી, પરંતુ મોટી થયા બાદ તે અપતિવ્રતા નીકળી, એવી ઉપમા ઇસ્રાએલી કોમને આપેલી છે.

(૧) ૧૬; ૧–૭. બાળકી તદન તજાએલી હતી, પણ તેને દત્તકપુત્રી કરી લેવામાં આવી, ને ત્યાર બાદ સંભાળીને ઉછેરી.

(૨) ૧૬ ; ૮–૧૪. હવે તો તે બાળા ઉમરે વધી, ને સુંદર સ્ત્રી બની. તેની માવજત કરનારે તેની સાથે પરણીને તેને પોતાની સ્ત્રી કરી લીધી.

(૩) ૧૬ ; ૧૫–૩૪. પરણ્યા છતાં પણ તેણીએ ઘણા પરપુરૂષો સાથે વ્યવહાર કીધો, અને તદન ભ્રષ્ટ થઇ ગઇ.

(૪) ૧૬ ; ૩૫-૫૮. ઉપલા કારણને લીધે એ વ્યભિચારી સ્ત્રીને સખત શાસન કરવામાં આવશે.

(૫) ૧૬ ; ૫૯-૬૩. પરંતુ છેવટે તેનો ધણી તેને સુધારીને પોતાના ઘરમાં પાછી રાખશે.

૬) ૧૭ ; ૧-૨૪. દેખાવમાં સુશોભિત, પરંતુ ફળ આપવામાં નિષ્ફળ, એવા દ્રાક્ષવેલા વિષે વાત. વળી સિદકીયાહ રાજા બાબેલના રાજા પ્રત્યે વિશ્વાસઘાતી નીકળશે, તે વિષે.

(૧) ૧૭ ; ૧-૧૦. બે મોટા ગરૂડનો ઉખાણો.

(૨) ૧૭ ; ૧૧-૨૧. ઉપલો ઉખાણો છોડે છે.

(૩) ૧૭ ; ૨૨-૨૪. મસિહને લગતું ભવિષ્ય. (સરખાવો. ૩૪ ; ૧-૩૧ : ૩૭ ; ૧૫-૨૮ : વળી ૨૧ ; ૨૫-૨૭). ઇસ્રાએલની મધ્યે યહોવાહ એક નવું તથા સાર્વજનિક રાજ ઉભું કરવાનો છે.

૭) ૧૮ ; ૧-૩૨. મસિહના રાજમાં જે ન્યાયરૂપ ધોરણ ચલાવવામાં આવશે, તે વિષે. • તેમાંના હરેક માણસ પોતાની મુક્તેચ્છા-શક્તિનો અમલ કરી શકે એવો છે.

(૧) ૧૮ ; ૧-૨૦. કોઇ અમુક માણસના સ્વદેશીઓએ અથવા તેના બાપદાદાઓએ પાપ કર્યું હશે, તો તેથી તે માણસ તેમનાં પાપને કારણે બંધનમાં બંધાશે, એમ સમજવું નહિ.

અ ) ૧૮ ; ૧–૫. કહેવત તો ચાલે છે કે, "બાપોએ ખાટી દ્રાક્ષા ખાધી છે, ને છોકરાંના દાંત અંબાયા છે," પણ યહોવાહ એ કહેવતના જવાબમાં સાફ કહે છે કે, સર્વ જીવો મારા છે, ને જે જીવ પાપ કરશે, તેજ માર્યો જશે.

આ) ૧૮ ; ૬–૨૦. યહોવાહના એ ન્યાયી નિયમ વિષે ત્રણ દાખલા રજુ કરવામાં આવે છે.

(અ) ૧૮ ; ૬–૯. જે નેકીવાન છે તે પોતે નિશ્ચે જીવશે.

(આ) ૧૮ ; ૧૦–૧૩. પણ ધારો કે નેકીવાનને ભુંડો દિકરો થયો, તો શું નેકીવાન પિતાના ન્યાયાચારને લીધે ભુંડો પુત્ર બચશે? ના, એમ કદી નહિ બનશે. ભુંડો પુત્ર પોતાની ભુંડાઇમાં માર્યો જશે.

(ઇ) ૧૮ ; ૧૪–૨૦. એથી ઉલટું જો ભુંડા બાપને નેકીવાન પુત્ર થયો, તો શું ભુંડા બાપના બદાચારને લીધે નેકીવાન પુત્ર પણ માર્યો જશે? ના, એમ પણ નહિ. નેકીવાન પુત્ર તો પોતાની નેકીમાં રહીને જીવશે. નેકીવાનની નેકી તેનેજ શિરે રહેશે, તેમજ ભુંડાની ભુંડાઈ ભુંડાનેજ શિરે રહેશે.

(૨) ૧૮ ; ૨૧--૩૨. વળી ગતકાળમાં જે કર્યું તે કાર્યના બંધનમાં કાર્ય કરનાર માણસ હમેશને માટે બંધાઇ રહેશે નહિ. હરેક માણસ પોતાની મુકતેચ્છાશક્તિનો અમલ કરવાને સ્વતંત્ર હોય છે (સરખાવો, ૧૮ ; ૧–૨૦).

અ) ૧૮ ; ૨૧–૨૯. ભુંડો માણસ પોતાની ભુંડાઇમાં માર્યો જાય, એવી પ્રભુની ઇચ્છા નથી. ભુંડો માણસ પસ્તાવો કરે ને જીવે, એવું પ્રભુ ચાહે છે. વળી ખબરદાર, જો નેકીવાન માણસ પોતાની નેકીથી ફરી જશે તો તે જરૂર માર્યો જશે.

આ) ૧૮ ; ૩૦–૩૨. હરેક માણસ પોતાની ચાલુ સ્થિતિ મુજબ ફળ પામશે, એ અદલ ન્યાયી વાત પર ભાર મુકીને પસ્તાવો કરવાનો બોધ આપે છે.

૮) ૧૯ ; ૧–૧૪. યહુદાહના સરદારોના સંબંધમાં વિલાપગીત.

(૧) ૧૯ ; ૧–૪. યહોઆહાઝ રાજા મિસરમાં લઈ જવાયો ને ત્યાં જીંદગીપર્યંત બંદીવાન રહેશે, તે વિષે.

(૨) ૧૯ ; ૫–૯. યહોયાખીન રાજા બાબેલમાં બંદીવાન તરીકે રખાયો તે વિષે.

(૩) ૧૯ ;૧૦-૧૪. સિદકીયાહ રાજા પર આફત આવી પડશે, તેમજ યહુદાહ દેશ કે જેનું તેણે નુકસાન કર્યું હતું, તેના પર પણ આફત આવશે.

V. ૨૦ ; ૧-૨૪ ; ૨૭. યરૂશાલેમ પર આવનાર નાશ વિષે બીજાં ભવિષ્યો. એઓમાંનું પહેલું ભવિષ્ય સાલસહિત છે. (સાલ ૫૯૦, માસ ૫ મો, તારીખ ૧૦મી).

૧) ૨૦ ; ૧-૪૪. ગતકાળનો ઇસ્રાએલી લોકોનો ઇતિહાસ સંભરાવીને તે પરથી જણાવે છે કે, યહોવાહે પોતાના નામની ખાતર ઇસ્રાએલીઓ પર મહેરબાની રાખી છે.

(૧) ૨૦ ; ૧-૨૯. યહોવાહના નામનું સન્માન ટકી રહે, એજ કારણ માટે ઇસ્રાએલી કોમનો નાશ કયારનોએ થયો નથી. ઉલટું એ કોમનો ઇતિહાસ વિશેષ દીપતો આવ્યો છે.

અ ) ૨૦ ; ૧-૪. પ્રસ્તાવનાની વાત. ઇસ્રાએલના વડીલોમાંના કેટલાએક યહોવાહની સલાહ પુછવાને હઝકીએલની આગળ જઇને બેઠા.

આ) ૨૦ ; ૫-૨૯. પૂર્વજોના સમયમાં જે બન્યું તેની યાદ તેમને દેવડાવે છે.

(૨) ૨૦ ; ૩૦-૪૪. હવે એનેએજ ધોરણ ચાલુ રહે, એટલે યહોવાહના નામનું સન્માન ટકી રહે, એ કારણ માટે ગતકાળમાં જેમ બન્યું હતું તેમજ ભવિષ્યકાળમાં પણ બનવાનું છે.

૨) ૨૦ ; ૪૫-૨૧ ; ૩૨. વેર વાળનારી યહોવાહની તરવાર આવી પડવાની તૈયારીમાં છે.

(૧) ૨૦ ; ૪૫-૨૧ ; ૨૭. વેર વાળનારી તરવાર યરૂશાલેમ પર આવી પડશે.

અ ) ૨૦ ; ૪૫-૪૯. યહોવાહ કહે છે કે, હું નેગેબ દેશના વનમાં અગ્નિ સળગાવીશ, જેથી બધું બાળી નખાશે, પછી હોય લીલું વૃક્ષ કે હોય સુકું.

આ) ૨૧ ; ૧-૫. ઉપલી તરવારનો ખુલાસો કરે છે, એટલે યહોવાહની તરવાર યરૂશાલેમ નગર પર તથા યહુદાહ દેશ પર પડવાની છે. તે સમયે નેકીવાન

તથા દુષ્ટ બંને માર્યા જશે, ને સર્વ દેહધારીઓ જાણશે કે, મેં યહોવાહે મારી તરવાર મ્યાનમાંથી તાણી છે.

૪) ૨૧; ૬, ૭. આવનાર નાશનો વિચાર કરવાથી હઝકીએલનું મન વ્યાકુળ થયું. તેમજ પ્રત્યેકનું હૃદય પાણી થઇ જશે, ને દરેકના હોશ ઉડી જશે.

ઈ) ૨૧; ૮-૧૭. તરવાર વિષેનું ગીત. તરવાર ઘસેલી તથા સિકલ પણ કરેલી છે. તે તો યરૂશાલેમની સામે આપેલી છે.

ઉ) ૨૧; ૧૮-૨૭. એ તરવાર બાબેલના રાજાના હાથમાં મુકેલી છે. શું મારે આમ્મોનપુત્રો વિરૂદ્ધ ચઢાઈ કરવી કે યરૂશાલેમ વિરૂદ્ધ? એ વિષે આનાકાની રાજાને થઇ, ત્યારે દૈવ કાઢતાં યરૂશાલેમ જવાની ચિટ્ટી નીકળી.

[કલમ ૨૧-૨૭ માં સિદકીયાહને બદલે બીજા એક મોટા રાજા વિષે, એટલે મસિહ રાજા વિષે, સુચના મળી આવે છે. "હું ઉલટાવી, ઉલટાવી, ઉલટાવી નાખીશ, જે હકદાર છે તે (મસિહ રાજા) આવશે, ત્યાર સુધી એ પણ નહિ હશે: ને હું તે તેને આપીશ"].

(૨) ૨૧: ૨૮-૩૨. પરિશિષ્ટ દાખલ ઉમેરેલી વાત. એમાં આમ્મોનપુત્રો વિષે ભવિષ્યરૂપ ધમકીવચન આવે છે (સરખાવો, ૨૫; ૧-૭).

૩) ૨૨; ૧-૨૩; ૪૯. ઇસ્રાએલી લોકોમાં ફેલાએલાં પાપ તથા બદચાલની હકીકત.

(૧) ૨૨; ૧-૩૧. યરૂશાલેમ નગર પર બીજું તહોમત મુકવામાં આવે છે.

અ) ૨૨; ૧-૧૨. યરૂશાલેમનાં પાપોની જાણેકે ટીપ બનાવે છે, જેમકે મૂર્તિપૂજા, ખુનરેજી, ઈત્યા.

આ) ૨૨: ૧૩-૨૨. માટે યરૂશાલેમનું ન્યાયશાસન નક્કી તથા અવશ્યનું છે. ઉપલો ફેસલો ખુલ્લો કરે છે (કલમ ૧૩-૧૬). ત્યાર બાદ ધાતુ પીગાળનાર ભઠ્ઠીની ઉપમાદ્વારે પણ એજ ફેસલો જાહેર કરે છે (કલમ ૧૭-૨૨).

ઈ) ૨૨ ; ૨૩-૩૧. યહુદી પ્રજામાંનાં સર્વ વર્ગનાં માણસો પર તહોમત મુકવામાં આવે છે, પછી હોય અમીર વર્ગનાં કે હોય સાધારણ પદવીના લોક.

(૨) ૨૩ : ૧-૪૯. સમરૂનને ઓહલાહ નામ આપીને તથા યરૂશાલેમને ઓહલીબાહ નામ આપીને એ બંને વ્યભિચારી બેનોની હકીકત કરે છે.

અ) ૨૩ : ૧-૧૦. સમરૂને ખરેખર વ્યભિચાર કીધો છે. શું આશરો પામવા માટે ઇસ્રાએલી લોકોએ આસ્શૂર તથા મિસરની સાથે મસલહત નથી કરી? પરંતુ છેવટે તેમનું કશું વળ્યું નહિ.

આ) ૨૩ : ૧૧-૨૧. વળી યરૂશાલેમે પણ વ્યભિચાર કર્યો. યહુદી રાજે પ્રથમ આસ્શૂરની ગમ (કલમ ૧૧-૧૩), પછી બાબેલની ગમ (૧૪-૧૮), ને છેવટે મિસરની ગમ (૧૯-૨૧) જઇને આશરો પામવાની મસલહત કરી.

ઇ) ૨૩ ; ૨૨-૩૫. હવે સમરૂનનો નાશ કયારનોએ થયો છે. જાણજો કે યરૂશાલેમનો નાશ એવો ને એવોજ થશે. તેની બહેને જે પ્યાલું પીધું તે પ્યાલાનાં ઠીકરાં તે પણ ચાવી ખાશે.

ઈ) ૨૩ ; ૩૬-૪૯. ઓહલાહ તથા ઓહલીબાહે જે વ્યભિચાર કર્યો, તેની ફરીથી હકીકત કરે છે, ને આવનાર સજા વિષે ફરી ધમકીવચન પ્રગટ કરે છે.

૪) ૨૪ ; ૧-૨૭. (સાલ ૫૮૮, માસ ૧૦, તારીખ ૧૦).

યરૂશાલેમની વિરૂદ્ધ આ છેલ્લામાં છેલ્લી દેવવાણી છે. યરૂશાલેમને ઘેરો ઘાલવામાં આવશે, ને ત્યાંના રહેવાસીઓ વિખેરાઇ જશે, ને ત્યાર બાદ તેઓ દેશનિકાલદ્વારે શુદ્ધ કરાશે. એ બધી વાત સુચવવાને કૃતોપમાનો ઉપયોગ કરે છે.

(૧) ૨૪ ; ૧-૧૪. કાટ ચઢેલી કઢાઇ દેવતા પર મુકે છે. એ દૃષ્ટાંતદ્વારે શહેરનો ઘેરો તથા શહેરનો નાશ સુચવવામાં આવે છે.

(૨) ૨૪ ; ૧૫-૨૭. હઝકીએલની સ્ત્રી અકસ્માત મરણ પામી, પરંતુ કંઈ પણ વિલાપ કરવાની રજા મળી નહિ. એ પરથી સુચવેલું હતું કે યરૂશાલેમના નાશની ખબર આવી પહોંચશે ત્યારે સાંભળનારા અતિ અચંબો પામશે.

B. ૨૫; ૧–૪૮; ૩૫. સાત પારકી દેશજાતિઓને જે સજા થશે તે વિષે. વળી ઇસ્રાએલી લોક પુનર્સ્થાપિત થશે, અને તેઓ ફરી યહોવાહના લોક થશે, એવું બંધારણ સુચવનાર સદર્શન.

I. ૨૫; ૧–૩૨; ૩૨. સાત પારકી દેશજાતિઓ વિષે ભવિષ્ય.

૧) ૨૫; ૧–૭. આમ્મોનપુત્રો વિષે ભવિષ્ય. (સરખાવો ૨૧: ૨૮–૩૨).

૨) ૨૫; ૮–૧૧. મોઆબ દેશ વિષે ભવિષ્ય.

૩) ૨૫: ૧૨–૧૪. અદોમ દેશ વિષે ભવિષ્ય. (સરખાવો ૩૫: ૧–૧૫).

૪) ૨૫; ૧૫–૧૭. પલિસ્તીઓ વિષે ભવિષ્ય.

૫) ૨૬; ૧–૨૮; ૨૬. સૂર તથા સીદોન વિષે ભવિષ્ય.

(૧) ૨૬; ૧–૨૧. સૂર બંદરના થનાર નાશ વિષે ભવિષ્ય.

અ) ૨૬: ૧–૬. સૂર બંદરે જે પાપકૃત્યો કર્યાં તેને લીધે તેની પડતી દશા અવશ્ય થશેજ.

આ) ૨૬: ૭–૧૪. સૂર બંદરને દુર્દશામાં લાવવાને બાબેલનો નબૂખાદનેસ્સાર ચઢી આવશે. [નબૂખાદનેસ્સારની ફોજે સૂર બંદરને ઘેરો ઘાલ્યો (૫૯૮–૫૮૬), અને કેટલાક ટીકાકારોને એમ લાગે છે કે, એ બાર વરસમાં પણ સૂર બંદર બાબેલ રાજને તાબે થયું નહિ. પણ ૫૭૨ માં નબૂખાદનેસ્સાર ફરીથી આવ્યો, ત્યારેજ માત્ર તાબે થયું].

ઇ) ૨૬; ૧૫–૧૮. સૂર બંદરના નાશની ખબર સાંભળીને સરદારો અજાયબ થાય છે. તેઓ દુઃખિત થઈને વિલાપ કરે છે.

ઈ) ૨૬; ૧૯–૨૧. સૂર બંદર વિષે ફરીથી ધમકીવચન પ્રગટ કરે છે. તે વસ્તી વિનાનું ઉજ્જડ નગર થશે; તેને મહાજળ ઢાંકી દેશે; પ્રાચીન કાળના લોકો સાથે કબરમાં સામેલ થશે; હા, કોઈ તેને ખોળે તોપણ તે ફરીથી નહિજ જડશે.

(૨) ૨૭; ૧–૩૬. વહાણભંગની ઉપમાદ્વારે સૂર બંદરના નાશ વિષે વિલાપગીત.

અ) ૨૭; ૧–૧૧. એક મોટા વહાણની હકીકત આપે છે. પાટીયાં, સરસામાન, ખલાસી, ઇત્યાદિની.

આ) ૨૭; ૧૨–૨૫. આ મોટું વહાણ દેશજાતિની માલમતાથી બરોબર ભરવામાં આવે છે.

ઇ) ૨૭; ૨૬–૩૬. એટલામાં વહાણભંગ થાય છે.

(અ) ૨૭; ૨૬–૩૧. નાવિકો બેબાકળા બને છે.

(આ) ૨૭; ૩૨–૩૬. તેઓ પણ વહાણને લીધે વિલાપ કરે છે.

(૩) ૨૮; ૧-૧૯. સૂરના હાકેમની પડતી વિષે.

અ) ૨૮: ૧–૧૦. પહેલી પાંચ કલમમાં સૂરના હાકેમના ગર્વની હકીકત આપે છે, ને બાકીની પાંચ કલમમાં તે ગર્વિષ્ઠ હાકેમના નાશ વિષે બોલે છે.

આ) ૨૮; ૧૧–૧૯. સૂર બંદર પાયમાલ કરાયું, હા, તે દેવના પર્વત પરથી ફેંકી દેવાયું, તેને માટે મરસિયા ઉચ્ચારે છે.

(૪) ૨૮; ૨૦–૨૬. સીદોનને લગતું ભવિષ્ય પરિશિષ્ટ દાખલ ઉમેરે છે, હા, સીદોન બંદર પણ હવે પછી ઇસ્રાએલના ઘરને ભોકાતા કાંટા સમાન નીકળશે નહિ.

૬) ૨૯; ૧–૩૨; ૩૨. મિસર વિષે ભવિષ્ય.

(૧) ૨૯; ૧–૨૧. મિસરના રાજા ફારૂન–હોફ્રા વિષે (૫૮૧–૫૭૨) તથા તેની પ્રજા વિષે સામાન્ય ધમકીવચન.

અ) ૨૯: ૧-૭. ફારૂન રાજાને અજગરની ને પ્રજાને માછલાની ઉપમા આપે છે. પરંતુ યહોવાહ અજગરને ગળવડે પાણીમાંથી ખેંચી કાઢશે, ને તેને સુકી ભૂમિ પર પછાડશે.

આ) ૨૯; ૮-૧૨. મિસરના રહેવાસીઓ અધર્મ કરીને સ્વાભિમાની થયા છે. માટે ખાતરીથી જાણવું કે હું મિસર દેશને સવેનેહના બુરૂજથી, એટલે છેક ઉત્તર સરહદથી, તે કૂશ દેશની સરહદ સુધી પુરેપુરો વેરાન તથા ઉજ્જડ કરી મુકીશ.

ઇ) ૨૯; ૧૩–૧૬. પરંતુ ૪૦ વર્ષ પૂરાં થયા બાદ મિસર દેશની કંઇક પુનર્સ્થાપના થશે, તોપણ તેનું રાજ હલકી પદવીનું જણાશે.

ઈ) ૨૯ ; ૧૭-૨૧. નબૂખાદનેસ્સાર રાજાએ સૂર બંદરને ઘેરો ઘાલ્યો ખરો, પણ બાર વર્ષ લગી તેનું કશું વળ્યું નહિ ; તો પણ જાણવું કે યહોવાહ તે રાજાનો સારો બદલો ભરી આપશે, હા, મિસર દેશ તેના હાથમાં સોંપાશે.

(૨) ૩૦ ; ૧-૨૬. મિસર દેશને લગતાં બીજાં કેટલાંએક ભવિષ્યો.

અ) ૩૦ ; ૧-૧૯. જ્યારે મિસરી રાજની પડતી દશા થશે ત્યારે તમામ દેશ પણ પડતી હાલતમાં આવશે. ત્યાંની ફોજ, પ્રજા, મૂર્તિઓ, મંદિરો, તથા નગરો પુરેપુરાં પાયમાલ થશે.

આ) ૩૦ ; ૨૦-૨૬. મિસરે યરૂશાલેમને બરોબર મદદ આપી નહિ, માટે મિસર પર આફત આવી પડવાની છે.

(૩) ૩૧ ; ૧-૧૮. ફારૂન-હોફ્રાને એક ઉંચા એરેજવૃક્ષની ઉપમા આપેલી છે. વૃક્ષ કાપી નખાશે ને જમીનદોસ્ત કરાશે.

અ) ૩૧ ; ૧-૯. એ એરેજવૃક્ષનું મોટું કદ તથા તેનું સૌંદર્ય વર્ણવે છે. દેવની વાડીમાંનાં વૃક્ષો એના જેવાં નહોતાં, એદન વાડીનાં વૃક્ષો તેની અદેખાઈ કરતાં.

આ) ૩૧ ; ૧૦-૧૮. પરંતુ તે પોતાના કદના અભિમાનને લીધે કાપી નખાશે. જે નબૂખાદનેસ્સાર રાજા દેશજાતિઓ મધ્યે પરાક્રમી છે તે આ વૃક્ષને જમીન-દોસ્ત કરી નાખશે. પછી વનચર પશુઓ તેની ડાળી-ઓમાં વાસો કરશે. જે વૃક્ષ આકાશ લગી પોતાને ઉંચું કરે છે તેને એના જેવું ન્યાયશાસન થાય છે.

(૪) ૩૨ ; ૧-૩૨. ફારૂન-હોફ્રા વિષે છેલ્લું ભવિષ્ય.

અ) ૩૨ ; ૧-૧૬. હેઠળ પડેલા ફારૂન રાજા વિષે વિલાપગીત.

આ) ૩૨ ; ૧૭-૩૨. હવે રાજા તથા તેના સર્વ સમુદાય દટાયા, માટે દફનગીત.

II. ૩૩; ૧-૩૯; ૨૯. ઇસ્રાએલીઓની પુનર્સ્થાપના થશે ને ત્યાર પછી સદા સુધી સુખશાંતિ ચાલુ રહેશે.

[ અધ્યાય ૩૩ ભવિષ્યવાદી વિષે વાત.
,, ૩૪ આવનાર હાકેમ એટલે મસિહ વિષે.
,, ૩૫, ૩૬ દેશભૂમિ વિષે.
,, ૩૭ પ્રજા વિષે.
,, ૩૮, ૩૯ યહોવાહ જે જય પામનાર તે વિષે ].

૧) ૩૩; ૧–૩૩. યહોવાહના ભવિષ્યવાદીને માથે મુકાએલી ફરજ.

(૧) ૩૩; ૧–૯. યુદ્ધ ચાલતી વખતે ચોકીદાર જોઇએ. હવે એવા ચોકીદારના જેવી ફરજ તથા જવાબદારી ભવિષ્યવાદીને માથે રહેલી છે.

(૨) ૩૩; ૧૦–૨૦. પરંતુ શ્રોતાજનો નિરાશ થએલા જણાય છે, ને તેથી ભવિષ્યવાદીનાં બધાં વિનંતીરૂપ વચનો વ્યર્થ નીકળે છે. હવે નિરાશપણું કાઢવાને એ મુખ્ય વચન પ્રગટ કરે છે—"દુષ્ટ માણસના મોતમાં હું બિલકુલ રાજી નથી." "તેણે કીધેલાં પાપોમાંનું કોઈ પણ તેની વિરૂદ્ધ સંભારવામાં આવશે નહિ; તેણે નીતિસંપન્ન તથા યથાર્થ કામ કીધું છે; તે નિશ્ચે જીવતો રહેશે."

(૩) ૩૩; ૨૧-૨૯. યહુદાહ દેશથી નાહેલા કેટલાએક માણસો આવીને યરૂશાલેમના નાશની ખબર આપે છે. હવે હઝકીએલ ખુલ્લું કહે છે કે, યહુદાહ દેશમાં હજી જે રહેલા છે તેમના પર ફરી ન્યાયશાસન આવી પડશે. એકલા જેઓ નેકીવાન તેઓજ દેશભૂમિનો ભોગવટો પામશે.

(૪) ૩૩; ૩૦-૩૩. હઝકીએલે ગતકાળમાં જે ભવિષ્યવચનો પ્રગટ કર્યાં તે સાચાં નીકળ્યાં, માટે હવેથી સાથીબંદીપ્રવાસીઓ તેની વાત પર પહેલાંના કરતાં વધારે ચિત્ત લગાડે છે.

૨) ૩૪; ૧–૩૧. આવનાર મસિહ તથા તેના રાજ વિષે. (સરખાવો, ૧૭; ૨૨-૨૪: ૨૧; ૨૫-૨૭: ૩૭; ૧૫-૨૮).

ગતકાળના દુષ્ટ પાળકો તથા ભવિષ્યના ઉત્તમ ઘેટાંપાળક વિષે.

(૧) ૩૪; ૧-૧૦. ઇસ્રાએલીઓમાંના દુષ્ટ પાળકો ઘેટાંને ન ચરાવતાં પોતાનું પેટ ભરતા, તેથી ઘેટાં બધે વિખેરાઇ

ગયાં. પણ જાણજો કે યહોવાહ એવા પાળકોના હાથમાંથી ઘેટાંને લઇ લેશે.

(૨) ૩૪; ૧૧-૧૬. હા, દુષ્ટ પાળકોને બદલે યહોવાહ પોતે પોતાનાં ઘેટાંને સંભાળશે.

(૩) ૩૪; ૧૭-૨૨. ત્યારે તો પુષ્ટ ઘેટાં તથા જે નબળાં તેમને અદલ ન્યાય મળશે. જે જબરાં તેઓ હવે પછી નબળાં પર જુલમ કરી શકશે નહિ. જબરાં એકલાં ચારો ચરી જશે, ને તેઓજ એકલાં નિર્મળ પાણી પી જશે, એવું હવેથી બનશે નહિ.

(૪) ૩૪; ૨૩-૩૧. પણ યહોવાહ એક ઉત્તમ ઘેટાંપાળકને, એટલે પોતાના સેવક દાઉદને, ઉભો કરશે. તેજ ટોળાનો સરદાર થશે, ત્યાર બાદ આબાદી ને સુખશાંતિ ફેલાઇ જશે.

૩) ૩૫; ૧–૩૬; ૩૮. ઇસ્રાએલીઓની દેશભૂમિ વિષે યહોવાહનું વચન.

(૧) ૩૫; ૧–૧૫. અદોમી લોક લાંબી મુદતથી યહુદાહ પર દુશ્મનાઈ કરતા આવ્યા છે, હવે અદોમ દેશ સદાને માટે ઉજ્જડ થશે. (સરખાવો ૨૫; ૧૨-૧૪).

(૨) ૩૬; ૧–૩૮. ઇસ્રાએલની દેશભૂમિ વિષે ખાસ વાત.

અ) ૩૬; ૧–૭. આસપાસના પ્રબળ થએલા મૂર્તિપૂજકોની સત્તા તળેથી ઇસ્રાએલીઓની પહાડી દેશભૂમિ છોડાવવામાં આવશે; ને મૂર્તિપૂજક દેશજાતિઓ લજ્જિત થશે.

આ) ૩૬; ૮–૧૫. દેશભૂમિ પણ ભવિષ્યમાં અતિશય ફળદ્રુપ થશે. તે દેશ મનુષ્યોને ગળી જનાર દેશ છે, તેમજ વળી પ્રજાને નિર્વંશ કરનાર દેશ છે, એવાં મહેણાં ફરી કદી સંભળાશે નહિ.

ઇ) ૩૬; ૧૬–૩૮. ભવિષ્યમાં પ્રાપ્ત થનાર આશીર્વાદો અને ગતકાળના ઇતિહાસમાં યહોવાહે જે વર્તણુક ઇસ્રાએલી લોકો સાથે ચલાવી, એ બંને તરફ ધ્યાન લગાડયાથી ખાતરી થશે કે, ઇસ્રાએલી લોકની ખાતર નહિ, પણ પોતાના નામના સન્માનની ખાતર યહોવાહ લોકોનો ઉદ્ધારનાર જણાયો છે.

૪) ૩૭; ૧–૨૮. પ્રજાને લગતું દેવનું વચન. મુએલી પ્રજા સજીવ થશે, કેમકે યહોવાહના પ્રતાપથી તેના પર જીવનનો શ્વાસ ફુંકાશે.

(૧) ૩૭; ૧–૧૪. ઇસ્રાએલી લોક મુએલા જેવા થયા, તો પણ તેમનું પુનરૂત્થાન થશે, હા, તેઓ સ્વ-દેશભૂમિમાં પુનર્સ્થાપિત થશે.

(૨) ૩૭; ૧૫–૨૮. મસિહને લગતું ભવિષ્ય. (૧૭; ૨૨–૨૪: ૨૧; ૨૫-૨૭: ૩૪: ૧-૩૧ સરખાવો). જેમ બે લાકડી એક બીજીથી જુદી જણાય, તેમ યહુદાહ તથા એફ્રાઈમ બંને એકબીજાથી જુદા પડયા છે. પરંતુ તેઓ બંને એકરૂપ થશે; બંનેનો એકજ શિરપતિ થશે. "મારો સેવક દાઉદ સદાને માટે તેઓનો સરદાર થશે."

૫) ૩૮; ૧–૩૯; ૨૯. છેલ્લામાં છેલ્લા સમયે જે જે બનશે, તે વિષે સુચના. છેવટે યહોવાહનું રાજ તમામ જગતમાં જય પામવાનું છે. ઇસ્રાએલી લોક સ્વદેશમાં પુનર્સ્થાપિત થશે; અને જોકે ગોગ તથા આઘે રહેનાર દેશજાતિઓ સંપ કરીને ઇસ્રાએલી દેશ પર ચઢાઈ કરે, તોપણ યહોવાહના પ્રતાપથી ઇસ્રાએલીઓ સહીસલામત રહેશે. [ગોગ એ નામનો અર્થ ગુપ્ત રહેલો છે. તેનો દેશ માગોગ છે. વળી તેને રોષ, મેશેખ તથા તુબાલનો સરદાર પણ કહે છે. એ દેશો ઘણું-કરીને છેક ઉત્તર દિશામાં આવેલા સમજવા. વળી એમની સાથે છેક દક્ષિણ ગમની દેશજાતિઓ સામેલ થએલી છે, જેમકે ઈરાન, કૂશ તથા પૂત. (સરખાવો ૩૮; ૫, ૧૫)].

(૧) ૩૮; ૧–૨૩. ગોગ મહામોટું સૈન્ય લઇને ચઢાઇ કરશે, પણ તેનો પુરો નાશ થશે.

અ) ૩૮; ૧–૬. ગોગના મહામોટા સૈન્યની હકીકત.

આ) ૩૮; ૭—૯. ગોગને ચેતવણી આપેલી છે કે છેવટના સમયને માટે તૈયાર થવું, કેમકે યહોવાહ પોતે ખબર લેવાનો છે.

ઇ) ૩૮; ૧૦-૧૩. ગોગ પોતાના મનમાં મોટા મોટા ઈરાદા કલ્પીને ચઢાઇ કરવા ઉભો થાય છે.

ઈ) ૩૮; ૧૪-૧૬. ગોગની ચઢાઈનો એવો અંત નીપજશે કે યહોવાહ પવિત્ર મનાશે, ને ત્યારે દેશજાતિઓને યહોવાહની જાણ થશે.

ઉ) ૩૮; ૧૭-૨૩. ગોગની ચઢાઈ વિષે લાંબી મુદતથી ભવિષ્ય કહેવાયું હતું. તે મુજબ દેશજાતિઓ તથા સૃષ્ટિમંડળ આગળ છેવટનું પ્રકટીકરણ થશે. સર્વત્ર યહોવાહ પ્રત્યે ધાક ઉત્પન્ન થશે. હું યહોવાહ ઘણી દેશજાતિઓની દૃષ્ટિમાં પોતાને વિદિત કરીશ.

૨) ૩૯; ૧-૨૯. ગોગની સામે ફરીથી ભવિષ્ય કહેવાય છે.

અ) ૩૯; ૧—૭. યહોવાહ પોતે વચમાં પડીને ગોગનાં સૈન્યોને ઈસ્રાએલના પર્વત પર વીખેરી નાખશે.

આ) ૩૯; ૮-૧૫. એ સૈન્યનાં શસ્ત્રોથી આટલું બધું લક્કડ મળશે કે, સાત વરસ લગી પહોંચે એટલું બળતણ હાથ આવશે. વળી લડાઇમાં મરેલાને દાટતાં સાત મહિના લાગશે ને તેમને મૃત સરોવરની પૂર્વગમ દાટવા પડશે. દેશભૂમિની આટલી શુદ્ધતા કરશે કે એક પણ હાડકું તેમાં રહેવા દેશે નહિ.

ઇ) ૩૯; ૧૬-૨૪. જાણેકે હોમેલું ખાવાને યહોવાહ આકાશનાં પક્ષીઓ તથા વનચર પશુઓને બોલાવશે. તેઓ ધરાતાં સુધી ખાશે, ને મસ્ત થતાં સુધી પીશે, હા, સરદારો તથા પરાક્રમીઓનું માંસ ખાશે તથા તેમનું લોહી પીશે, ને એ પરથી પૃથ્વીના દેશજાતિઓને બોધ આપવામાં આવશે કે, ઇસ્રાએલી લોક ભ્રષ્ટાચારી થઈ ગયા હતા, માટેજ યહોવાહે અગાઉના વખતમાં તેમને સ્વદેશમાંથી કાઢયા.

ઈ) ૩૯; ૨૫-૨૯. ઇસ્રાએલી કોમની પુનર્સ્થાપના વિષે ટુંકી ભવિષ્યવાત ઉમેરે છે.

III. ૪૦; ૧-૪૮; ૩૫. (સાલ ૫૭૨, માસ ૧, તારીખ ૧૦ મી). ઇસ્રાએલ યહોવાહના ખંડી લીધેલા લોક છે, માટે તેમનો જે છેવટનો મહિમા તથા સુખશાંતિ થશે તે વિષે સંદર્શન.

૧) ૪૦; ૧-૪૩; ૨૭. યહોવાહના નવા (કલ્પેલા) મંદિરના બંધારણની હકીકત.

(૧) ૪૦; ૧—૨૭. મંદિરની બહારની ભાગળ તથા બહારના આંગણા વિષે વિગત.

(૨) ૪૦; ૨૮-૪૭. અંદરની ભાગળ તથા અંદરના આંગણાની વિગત.

(૩) ૪૦; ૪૮-૪૧; ૨૬. મંદિર તથા મંદિરની લગોલગ બાંધેલી ઇમારતોનું વર્ણન.

(૪) ૪૨; ૧-૨૦. અંદરના આંગણામાં પરચુરણ નાની સરખી બાંધણીઓ તથા આખી ઇમારતની ચોતરફ માપણી.

(૫) ૪૩; ૧-૧૨. યહોવાહ પોતે પોતાના મંદિરમાં વિદ્યમાન થાય છે.

(૬) ૪૩; ૧૩-૨૭. દહનીયાર્પણની યજ્ઞવેદીને પાવન કરવાને જે ક્રિયાઓ બજાવવી તેની વિગત.

૨) ૪૪; ૧-૪૬; ૨૪. મંદિરને લગતા વિધિઓ તથા ભજનસેવાને લગતી વાત.

(૧) ૪૪; ૧-૩૧. મંદિરમાં સેવા બજાવનારા યાજકવર્ગના, અથવા લેવી કુળના, માણસો હોવા જોઇએ. [જેઓ ખાસ યજ્ઞવેદીનેજ લગતી સેવા કરે, તેઓ તો યાજકવર્ગના હોવા જોઇએ, એટલુંજ નહિ પણ સાદોક યાજકના વંશના હોવા જોઇએ. "સાદોકના પુત્રો એટલે લેવી યાજકો" (૪૪; ૧૫). લેવી કુળમાંના જે જે માણસો મૂર્તિઓની આગળ અશુદ્ધ યજ્ઞ ચઢાવતા, તેઓમાંનો કોઈ પણ જન ખાસ યજ્ઞવેદીને લગતી સેવા બજાવે નહિ, પરંતુ તેઓ મંદિરમાં રહીને ઉતરતી પંક્તિની કોઇ કોઇ સેવા બજાવે આટલી રજા હતી].

(૨) ૪૫; ૧-૧૭. યાજકો, લેવીઓ, તથા સરદાર એઓની વાર્ષિક આવક વિષે. વળી ધર્મક્રિયા બજાવવામાં સરદારને માથે જે ફરજો મુકાએલી છે તે વિષે.

(૩) ૪૫; ૧૮-૪૬; ૨૪. મંદિરમાં જે ખાસ દૈનિક સેવા બજાવવી જોઈએ, તેમજ જે ખાસ અર્પણો ચઢાવવાં જોઈએ, તે વિષે.

૩) ૪૭; ૧-૪૮; ૩૫. પવિત્ર દેશની ભૂમિની હદ વિષે. જુદાં જુદાં કુળને માટે નવી રીતની ગોઠવણ દેશમાં કરવામાં આવશે, તે વિષે દર્શન.

જુદાં જુદાં કુળની દેશભૂમિની હદ વિષે નવા ધોરણ મુજબની ગોઠવણ—

| | | | | |
|---|---|---|---|---|
| | | દાન. | | |
| | | આશેર. | | |
| | | નાફતાલી. | | |
| | | મનાસ્શેહ. | | |
| | | એફ્રાઇમ. | | |
| | | રેઉબેન. | | |
| | | યહુદાહ. | | |
| સરદાર. | | લેવીઓ. | | સરદાર. |
| | યાજકો. | મંદિર. | યાજકો. | |
| | પાદર. | રાજનગર. | પાદર. | |
| | | બિન્યામીન. | | |
| | | શિમઓન. | | |
| | | યિસ્સાખાર. | | |
| | | ઝબુલૂન. | | |
| | | ગાદ. | | |

(૧) ૪૭; ૧–૨૩. પવિત્ર મંદિરમાંથી જીવનદાયક પાણી નીકળતું નીકળતું જાય છે (૪૭; ૩–૫).

પછી આખા દેશની ચારે તરફની હદ બતાવે છે.

(૨) ૪૮; ૧–૩૫. દેશમાંનાં બારે કુળની ભૂમિની હદ નવા ધોરણ પ્રમાણે ગોઠવેલી જણાવે છે. વળી પવિત્ર નગરની તથા તેના દરવાજાની માપણી જણાવે છે. તેની ચોતરફનું માપ ૧૮૦૦૦ બરૂ થાય, ને તે દિવસથી તે નગરનું નામ એ કહેવાય કે, યહોવાહ શામ્માહ=યહોવાહ ત્યાં છે (૪૮; ૩૫).

## હઝકીએલના પુસ્તકમાં મસીહને લગતાં ભવિષ્યો.

આ પુસ્તકના ખાસ ચાર ફકરામાં મસીહ સંબંધી આગમસુચક વચનો મળી આવે છે, એટલે ૧૭; ૨૨-૨૪: ૨૧; ૨૫-૨૭: ૩૪; ૧-૩૧: ૩૭; ૧૫-૨૮. ચારે ભવિષ્યોમાં મસીહનો પ્રકાશ જણાય છે. ઘણી વાતો વર્તમાનકાળે તો અંધકારરૂપ જણાતી, પરંતુ અંધકાર મધ્યેથી મસીહરૂપ પ્રકાશ પ્રગટી નીકળે છે.

૧). ૧૭; ૨૨-૨૪. એમાં મસીહ તો પ્રકાશવાન જણાય છે, પણ તેથી ઉલટું યહોયાખીન તથા સિદકીયાહ એ બંને રાજાઓની દુર્દશા જણાઇ આવે છે. જાણેકે એમની સાથે મસીહની સરખામણી થાય છે. એક મોટું એરેજવૃક્ષ દેખાય છે. યહોયાખીન રાજાને એ વૃક્ષની ટોચની ઉપમા લગાડે છે. એ રાજા પોતાની યુવાવસ્થામાં બાબેલના બંદીપ્રવાસમાં લઈ જવાયો હતો. વળી એની પાસે દ્રાક્ષવેલો પણ રોપાયો, એમાં સિદકીયાહ રાજાની ઉપમા રહેલી છે. પણ એજ દ્રાક્ષવેલો જડમૂળથી ઉખેડી નાખવામાં આવે છે, ને તે કરમાઇ જાય છે. હવે એ બંનેને બદલે મસીહ નીકળી આવે છે. પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હું એરેજવૃક્ષની ઉંચી ટોચની ડાળી લઇને તેને રોપીશ. હું તેની કુમળી કુંપળોમાંની સૌથી ઉંચીમાંની એક કોમળ કુંપળ કાપી લઇને તેને ઉંચા તથા પ્રસિદ્ધ પર્વત પર રોપીશ. પછી તેનું રળિયામણું એરેજવૃક્ષ થશે, ને સર્વ પ્રકારની પાંખોવાળાં સર્વ પક્ષીઓ તેની તળે વાસો કરશે, ને તેની ડાળીઓની છાયામાં તેઓ વસશે. કોમળ કુંપળની સાથે સરખાવો યશા. ૧૧; ૧: ૫૩; ૨. વળી રાઇનું બી ઉગ્યા પછી વધીને મોટું વૃક્ષ થશે, એવી વાત મા. ૧૩; ૩૧, ૩૨ માં આવે છે.

૨). ૨૧; ૨૫-૨૭. એમાં પણ મસીહનો પ્રકાશ દીપતો આવે છે, પણ તેથી ઉલટું સિદકીયાહ રાજાની ખાસ દુર્દશા પ્રગટ કરે છે. જ્યારે બાબે-

લનો રાજા નબૂખાદનેસ્સાર યહુદાહ દેશમાં આવ્યો, ત્યારે મારે કોના પર ચઢાઇ કરવી જોઇએ એ વિષે ગુંચવણ થઇ, પરંતુ દૈવ કાઢતાં યરૂશાલેમ જવાની ચિટ્ઠી નીકળી. હવે તો સિદકીયાહ રાજાને નીચે મુજબનાં વચનો લગાડે છે. "ઉલટાવી, ઉલટાવી નાખીશ; જે હકદાર છે, તે આવશે ત્યાં સુધી એ પણ નહિ હશે, ને હું તે તેને આપીશ." ઉલટાવી નાખીશ એટલે રાજાનો મુગટ તથા રાજ તેમજ મંદિર પણ ઉલટાવી નાખવામાં આવશે, તો પણ સદાને માટે નહિ. રાજકારભારનો જે હકદાર છે, તે આવે ત્યાર સુધી ઉલટાવી નખાશે, પણ ત્યાર પછી હકદારના હાથમાં રાજકારભાર સોંપાશે.

૩). ૩૪; ૧-૩૧. (વિશેષે કરીને કલમ ૨૩-૩૧). એમાં પણ મસીહનો પ્રકાશ દીપતો આવે છે, પણ તેથી ઉલટું લોકોના જે પાળકો હઝકીએલના જમાનામાં હતા તેઓ તો ખરેખરા દુષ્ટ પાળકો જણાઇ આવે છે. પરંતુ યહોવાહ તેમને ખસેડશે, ને તેમને બદલે એક ઉત્તમ ઘેટાંપાળક આપશે. મારો સેવક દાઉદ તેમનું પોષણ કરશે; તે તેઓનો પાળક થશે. "હું યહોવાહ એ બોલ્યો છું, ને હું તેમની સાથે શાંતિનો કરાર કરીશ" (યિર્મે. ૩૪; ૨૪, ૨૫).

૪). ૩૭; ૧૫-૨૮. એમાં તો મસીહનો પ્રકાશ દીપતો આવે છે, પણ તેથી ઉલટું રાજની ફાટફૂટ થએલી જણાય છે. જેમ બે લાકડી એક બીજીથી જુદી છે, તેમ રાજ બે ભાગમાં વહેંચાએલું છે. પણ મસીહ પ્રગટ થશે, ને તે બન્ને લાકડીને જોડીને તેમની એક લાકડી બનાવશે. પછી તેઓ એક થઈને મારા હાથમાં રહેશે, ને તેમનો એકજ પાળક, એકજ રાજા થશે. ૨૪મી કલમમાં એ રાજાને "મારો સેવક દાઉદ" કહે છે.

# દાનીયેલનું પુસ્તક.

"દાનીયેલ" એટલે "દેવ મારો ન્યાય કરનાર છે." જ્યારે રાહેલની દાસી બિલ્હાહને દિકરો થયો ત્યારે રાહેલ બોલી ઉઠી કે "દેવે મારો ન્યાય કીધો છે," અને તે ઉપરથી દિકરાનું નામ "દાન" પાડયું, ઉત્પ. ૩૦ ; ૬.

દાનીયેલના પુસ્તક બહાર "દાનીયેલ" નામ ત્રણ વખત પવિત્ર શાસ્ત્રમાં આવ્યું છે. હઝકી. ૧૪; ૧૪, ૨૦ માં નુહ તથા અયૂબની સાથે દાનીયેલને પણ નેકીને લીધે પ્રખ્યાત ગણે છે. વળી હઝકી. ૨૮ ; ૩ માં જ્ઞાનના સંબંધમાં પણ દાનીયેલ પ્રખ્યાત ગણાય છે. એઝરા ૮ ; ૨ માં બતાવ્યું છે કે, ઈથામારના દિકરાઓમાંનો એક દાનીયેલ નામનો હતો કે જે એઝરાની સાથે બાબેલના બંદીપ્રવાસમાંથી નીકળી આવ્યો, પણ એ માણસ દાનીયેલ ભવિષ્યવાદી હતો એવું સમજવું નહિ.

નબૂખાદનેસ્સારે પહેલે ફેરે યરૂશાલેમ પર ચઢાઇ કરી (ઈ. સ. પૂ. ૬૦૬) ત્યારે દાનીયેલ કે જે કુલીન કુટુંબનો જુવાન માણસ હતો તેને બંદીવાન કરીને યરૂશાલેમથી બાબેલ લઈ ગયા, દાની. ૧ ; ૧, ૨ : ૨ કાળ. ૩૬ ; ૬, ૧૦.

ઈ. સ. પૂ. ૬૦૩ ની સાલે નબૂખાદનેસ્સાર રાજાને મહાન મૂર્તિનું સ્વપ્ન થયું (દાની. ૨ ; ૩૧-૩૫) ત્યારે દાનીયેલે સ્વપ્નનો અર્થ રાજાને જણાવ્યો. તે ઉપરથી દાનીયેલ કાસ્દીઓના જ્ઞાનીઓમાં મોટો ગણાયો. વળી એજ નબૂખાદનેસ્સારને (ઈ. સ. પૂ. ૬૦૪-૫૬૧ દરમ્યાન) બીજું સ્વપ્ન આવ્યું, એટલે ઘણું ઊંચું ઝાડ કપાયું, અને કેવળ તેના મૂળની જડ રહેવા દીધી (દાની. ૪; ૧૦-૧૮). હવે એ બીજા સ્વપ્નનો અર્થ પણ દાનીયેલે જણાવ્યો, પછી એમ થયું કે નબૂખાદનેસ્સાર સાત વરસ લગી ગાંડો રહ્યો. એ દરમ્યાન દાનીયેલ તો રાજાનો પ્રતિનિધિ થયો.

ઈ. સ. પૂ. ૫૩૯ માં ભીંત પર આંગળીએ લેખ લખાયો, તે લેખનો અર્થ દાનીયેલે બેલ્શાસ્સાર રાજાને જણાવ્યો.

## બાબેલના રાજાઓનાં નામ તથા સાલ.

ઈ. સ. પૂ.

૬૨૬-૬૦૪. નબોપલાસર.

૬૦૪-૫૬૧. નબૂખાદનેસ્સાર.

૫૬૧-૫૫૯. એવીલ-મેરોદાખ.

૫૫૯-૫૫૫. નેરીગ્લીસર.

૫૫૫-૫૫૫. લાબોરોસોઆર્ખોદ (નવ મહિના).

૫૫૫-૫૩૯. નબૂનાહિદ.

ઈ. સ. પૂ. ૫૪૧–૫૩૯ આ બે વરસમાં બેલ્શાસ્સાર પોતાના બાપ નબૂનાહિદ સાથે ગાદીએ બેઠો.

ઈ. સ. પૂ. ૫૩૯ માં કોરેશે બાબેલ નગર હસ્તગત કરીને બાબેલ રાજનો અંત આણ્યો.

## સાલવાર ઐતિહાસિક ટીપ.

ઈ. સ. પૂ.

૫૫૮. કોરેશ એલામનો ગાદીપતિ થયો.
૫૪૯. એલામના કોરેશે માદી આસ્તીઆગેસનું રાજ લીધું.
૫૪૧. બેલ્શાસ્સાર પોતાના બાપ નબૂનાહિદ સાથે ગાદી પર બેઠો.
૫૩૯. કોરેશ રાજાએ બાબેલ નગર હસ્તગત કરી લીધું.
૫૩૯. દાર્યાવેશ માદી (ગોબ્રીઆસ) કોરેશના ઠરાવથી બાબેલનો હાકેમ થયો.
૫૩૮. કોરેશની પરવાનગી લઇને યહુદી બંદીપ્રવાસીઓ ઝરૂબ્બાબેલની આગેવાની તળે સ્વદેશ આવ્યા.
૫૨૯-૫૨૨. કોરેશ પછી કામ્બુસેસ ઈરાનનો રાજા થયો.
૫૨૨-૫૨૧. બાર્ડીઆ કે જેણે ઠગાઇથી સ્મેર્ડીસ નામ ધારણ કર્યું તે ઇરાનનો રાજા થયો.
૫૨૧-૪૮૫. હિસ્તાસ્પેસનો દિકરો દાર્યાવેશ ૧ લો ઇરાનનો રાજા થયો.

## દાનીયેલના પુસ્તકના
## પહેલા ૧૦ અધ્યાયની સાલવાર ઐતિહાસિક ટીપ.

ઇ. સ. પૂ.

૬૦૬. અધ્યાય ૧ લો) દાનીયેલને બંદીવાન કરીને બાબેલ લઇ ગયા.
૬૦૩-૬૦૨. ,, ૨ જો) મહા મૂર્તિ વિષે નબૂખાદનેસ્સારને સ્વપ્ન આવ્યું તેનો અર્થ દાનીયેલે જણાવ્યો.
૬૦૨-૫૬૧. ,, ૩ જો) દાનીયેલના ત્રણ મિત્રોને બળતા અગ્નિની ભઠ્ઠીમાં નાખ્યા.
,, ૪ થો) ઘણું ઊંચું ઝાડ કાપી નખાયું, પણ તેના મૂળની જડ રહેવા દીધી. એ સ્વપ્નનો અર્થ દાનીયેલે જણાવ્યો. આગળ જતાં નબૂખાદનેસ્સાર રાજા સાત વરસ સુધી ગાંડો રહ્યો.
૫૪૧. ,, ૭ મો) દાનીયેલે સમુદ્રમાંથી નીકળતાં ચાર મોટાં જાનવરોનું પહેલું સંદર્શન દીઠું.
૫૩૯. ,, ૮ મો) મેંઢાનું તથા બકરાનું તથા નાના શિંગડાનું દાનીયેલે બીજું સંદર્શન દીઠું.

,, ૫ મો) દાનીયેલે ભીંત પરના લેખનો અર્થ જણાવ્યો.
,, ૯ મો) સિત્તેર સપ્તાહનાં વર્ષો સંબંધી ગાબ્રીએલ દૂત તરફથી દાનીયેલને બોધ મળ્યો.
૫૩૮. ,, ૬ ઠ્ઠો) દાનીયેલને સિંહોના બીલમાં નાખ્યો.
૫૩૬. ,, ૧૦ મો) દાનીયેલે ત્રીજું સંદર્શન દીઠું કે જેમાં ભવિષ્યમાં થનારી વાત દૂતે દાનીયેલને જણાવી. એ વાત તો જે માણસો યુગને અંતે હૈયાત હશે તેમને સારૂ દિલાસારૂપ થશે.

## નિયમગણમાં દાનીયેલના પુસ્તકને આપેલી જગા વિષે.

હેબ્રી શાસ્ત્રના નિયમગણના મુખ્ય ત્રણ વર્ગ પાડ્યા છે, એટલે—

I. નિયમશાસ્ત્ર—

(૧) ઉત્પત્તિ, (૨) નિર્ગમન, (૩) લેવીય, (૪) ગણના, (૫) પુનર્નિયમ.

II. ભવિષ્યવાદીઓ—એના બે ભાગ છે.

૧. આગલા ભવિષ્યવાદીઓ.

૧) યહોશુઆ. ૨) ન્યાયાધીશ. ૩) ૧, ૨, શમૂએલ. ૪) ૧, ૨, રાજા.

૨. પાછલા ભવિષ્યવાદીઓ. એના બે પેટા ભાગ છે.

અ લાંબાં ભવિષ્યપુસ્તક લખનારા—

૧) યશાયાહ. ૨) યિર્મેયાહ. ૩) હઝકીએલ.

બ ટુંકાં ભવિષ્યપુસ્તક લખનારા—

૧) હોશીઆ. ૨) યોએલ. ૩) આમોસ.
૪) ઓબાદ્યાહ. ૫) યૂના. ૬) મીખાહ.
૭) નાહૂમ. ૮) હબાક્કુક. ૯) સફાન્યાહ.
૧૦) હાગ્ગાય. ૧૧) ઝખાર્યાહ. ૧૨) માલાખી.

III. પવિત્ર લખાણ.—એના ત્રણ ભાગ છે.

૧. ગીતશાસ્ત્ર, દૃષ્ટાંતવચનો, અયૂબ.

૨. ગીતોનું ગીત, રૂથ, યિર્મેયાહનો વિલાપ, સભાશિક્ષક, એસ્તેર.

૩. દાનીયેલ, એઝરા + નહેમ્યાહ, ૧, ૨ કાળવૃત્તાંત.

ઉપલી વાત ઉપરથી જણાય છે કે દાનીયેલનું પુસ્તક ભવિષ્યવાદીઓના વર્ગમાં દાખલ કરેલું નથી. તે તો એસ્તેર પછી ગોઠવેલું છે. છેલ્લામાં છેલ્લાં જે ત્રણ પુસ્તક ઉમેર્યાં, તેઓમાંનું એક દાનીયેલનું પુસ્તક હતું.

ઈ. સ. પૂ. ૨૫૦-૧૫૦ ની વચમાં સપ્તતિ તરજુમો નીકળ્યો, તેમાં, ઉપલા ત્રીજા ભાગમાંનાં જેટલાં કાવ્યરૂપ અને ઐતિહાસિક પુસ્તકો હતાં, તેમને નવી જગા આપી, એટલે કાવ્યરૂપ પુસ્તકોને ભવિષ્યરૂપ પુસ્તકો પહેલાં ગોઠવ્યાં, અને ઐતિહાસિક પુસ્તકોને આગલાં ઐતિહાસિક પુસ્તકો સાથે ગોઠવ્યાં. પણ દાનીયેલના પુસ્તકને એમનેએમ રહેવા દીધું, તેથી દાનીયેલનું પુસ્તક છેલ્લામાં છેલ્લું રહ્યું.

વળી સપ્તતિમાં એક બીજો ફેરફાર કર્યો, એટલે જે ટુંકાં ભવિષ્યપુસ્તકો તેમને આગળ અને જે ત્રણ લાંબાં ભવિષ્યપુસ્તકો તેમને પાછળ ગોઠવ્યાં; માટે પરિણામે, માલાખી, યશાયાહ, વિલાપ-સહિત યિર્મેયાહ, હઝકીએલ અને દાનીયેલ, એ પાંચ પુસ્તક છેલ્લામાં છેલ્લાં નીકળ્યાં.

આગળ જતાં લાટીન વલ્ગેટ તરજુમો પ્રગટ થયો, અને સપ્તતિ તરજુમા સાથે સરખાવતાં વલ્ગેટ તરજુમામાંની ગોઠવણ જરા જુદી જણાય છે, એટલે જે બાર ટુંકાં ભવિષ્યપુસ્તકો તેમને પાછળ, અને જે લાંબાં ભવિષ્યપુસ્તકો તેમને આગળ, ગોઠવ્યાં. આ ગોઠવણ કરતાં દાનીયેલના પુસ્તકને પણ લાંબાં ભવિષ્યપુસ્તકો સાથે ઉમેરવામાં આવ્યું. હવે એજ વલ્ગેટ તરજુમા પ્રમાણેની ગોઠવણ અંગ્રેજી તેમજ ગુજરાતી શાસ્ત્રમાં પણ કરી છે.

## દાનીયેલનું પુસ્તક રચવાની સાલ વિષે.

૧) લાંબી મુદ્દતથી પુસ્તક રચવાની સાલ વિષે એવો મત ચાલુ હતો કે બાબેલના બંદીપ્રવાસના વખતમાં દાનીયેલે પોતે આ પુસ્તક રચ્યું.

૨) અર્વાચીન વખતમાં કેટલાક વિદ્વાન ટીકાકારો એવો મત સ્વીકારે છે કે આ પુસ્તક દાનીયેલકૃત નથી, પણ નનામું છે, અને રચવાની સાલ માક્કાબે જમાનાની હશે.

૩) બીજા ટીકાકારો કહે છે કે આ પુસ્તક ખરેખર માક્કાબે જમાનામાં રચાયું હશે, પરંતુ પ્રાચીન વખતના હસ્તલેખોને આધારે રચાયું.

આપણે તો ઘણુંકરીને કબુલ કરવું પડશે કે દાનીયેલનું પુસ્તક પાલેસ્ટાઈન દેશમાં રચાયું, અને રચવાની સાલ ઇ. સ. પૂ ૩૦૦ પછીની હશે. સીરીના રાજા અંત્યોખસ એપીફાનીસ ૪ થાએ (ઇ. સ. પૂ. ૧૭૫-૧૬૪) યહુદી લોકોની સતાવણી કરી એજ અરસામાં દાનીયેલનું પુસ્તક રચાયું હશે.

## પુસ્તક રચનાર વિષે.

આ પુસ્તક રચનાર દાનીયેલ, પોતે નહિ પણ દાનીયેલ પછીના જમાનાનો કોઈએક હતો. એવું લાગે છે, કારણ કે—

૧) હેબ્રી શાસ્ત્રના નિયમગણમાં દાનીયેલના પુસ્તકને "ભવિષ્યવાદીઓ"ના વર્ગમાં કંઇ પણ જગ્યા આપેલી નથી. પણ આ પુસ્તકને "પવિત્ર લખાણ"ના ભાગમાં એસ્તેર પછી દાખલ કર્યું છે, ને એસ્તેરનું પુસ્તક તો બહુ નવીન વખતનું છે. હવે એવું બહુ સંભવે છે કે હેબ્રી નિયમગણમાંનો જે "ભવિષ્યવાદીઓ"નો ભાગ તે પહેલો રચાયો, અને જો દાનીયેલે પોતે આ પુસ્તક લખ્યું હોત તો બેશક "ભવિષ્યવાદીઓ"ના ભાગમાં એને જગ્યા મળત. પણ "ભવિષ્યવાદીઓ"નાં નિયમગણિત પુસ્તકોનો સમૂહ આસરે ઇ. સ. પૂ. ૩૦૦માં બંધ કર્યો, માટે દાનીયેલનું પુસ્તક તે સાલ પછી રચાયું હશે.

૨) આપોક્રિફામાં સભાશિક્ષણ નામનું એક પુસ્તક છે. (આ પુસ્તકનો રચનાર ઇસા બિન સિરાખ નામનો હતો, અને પુસ્તક પોતે આસરે ઇ. સ. પૂ. ૨૦૦ માં પ્રસિદ્ધ થયું). આ પુસ્તકના સાત અધ્યાયમાં (૪૪–૫૦) ઇસ્રાએલી કોમના વિશેષ પ્રખ્યાત સજ્જનનાં નામની ટીપ આવે છે. તે ટીપમાં યશાયાહ, યિર્મેયાહ, અને હઝકીએલનાં નામ આવે છે. વળી ટુંકાં પુસ્તકવાળા બાર ભવિષ્યવાદીઓનાં નામ આપ્યાં નથી ખરાં તો પણ એમના બારે પુસ્તકના સમૂહ વિષે સુચના કરી છે; પણ દાનીયેલ વિષે કંઇજ વાત આવેલી નથી.

૩) દા. ૧; ૪: ૨; ૨ તેમજ બીજાં ઘણાં વાક્યોમાં "કાસ્દી" શબ્દ આવે છે. હવે આ શબ્દના અર્થ વિષે આપણે શું સમજવું? તેમાં જ્ઞાનીઓ કે જાદુગરોનો અર્થ રહેલો છે, એવું જણાય છે, પણ આ શબ્દનો અસલ અર્થ જ્ઞાનીઓ કે જાદુગરોને લગતો નહિ પણ સ્થાનને લગતો હતો. કાસ્દી એટલે ખાલ્દી, અને ખાલ્દી એટલે બાબેલ દેશમાં રહેનારા. બાબેલ રાજનો અંત ઇ. સ. પૂ. ૫૩૮ માં થયો ત્યાર પછી ઉપલા "કાસ્દી" શબ્દના અર્થમાં ફેર થવા લાગ્યો, અને દાનીયેલનું પુસ્તક પ્રસિદ્ધ થયું તે પહેલાં તો આ શબ્દનો અસલ અર્થ લોપ થયો હતો ને બીજો નવો અર્થ ચાલુ હતો.

૪) દાની. ૫; ૧, ૩૦, ૩૧ પરથી જણાય છે કે, દાર્યાવેશ માદીએ બાબેલ નગર હસ્તગત કર્યું તે વખતે બેલ્શાસ્સાર બાબેલનો રાજા ગણાયો. ૫; ૨, ૧૧, ૧૩, ૧૮, ૨૨ માં બતાવે છે કે નબૂખાદનેસ્સાર બેલ્શાસ્સારનો પિતા હતો. પણ જે વખતે બાબેલ હસ્તગત કરાયું તે વખતે તેનો રાજા નબૂનાહિદ હતો કે જેણે બળાત્કારથી નબૂખાદનેસ્સારના હાથમાંથી રાજ લઇ લીધું હતું. આ નબૂનાહિદનો એક દિકરો બેલ્શાસ્સાર નામનો હતો. હવે કોરેશ બાબેલ પર ચઢાઇ કરવા આવ્યો, ત્યારે કદાચ એવું બન્યું હશે કે નબૂનાહિદ બાબેલ નગર મુકીને કોરેશની સામે લડવાને રણક્ષેત્રમાં ગયો હશે; તે અરસામાં તેનો દિકરો બેલ્શાસ્સાર બાબેલનો હાકેમ થયો હશે. બીજી એક વાત પણ કદાચ બની હશે એટલે જ્યારે નબૂનાહિદે બળાત્કારે રાજ પોતાને કબજે

કરી લીધું ત્યારે નબૂખાદનેસ્સારની દિકરી સાથે તેણે લગ્ન કર્યાં હશે, અને જો એમ હોય તો તેમનો દિકરો બેલ્શાસ્સાર નબૂખાદનેસ્સારનો પુત્ર તો નહિ પણ દોહિત્ર હતો; પરંતુ જે દોહિત્ર તેને પુત્ર કહેવો એ હેબ્રી ભાષાની રૂઢીથી ઉલટું નથી.

૫) દાની. ૫; ૩૦, ૩૧: ૬; ૧: ૯; ૧: ૧૧; ૧ પરથી માલમ પડે છે કે બેલ્શાસ્સાર માર્યો ગયો ત્યાર પછી તેનું રાજ માદી દાર્યાવેશના હાથમાં ગયું, અને આ દાર્યાવેશ અહાશ્વેરોશનો દિકરો હતો. પરંતુ બાબેલના ઇતિહાસમાં શોધ કરીએ તોપણ દાર્યાવેશ માદીનો કશો પત્તો હાથ આવતો નથી. ઈતિહાસમાંથી એટલુંજ મળી આવે છે કે બાબેલનો છેલ્લામાં છેલ્લો રાજા નબૂનાહિદ હતો. તેના પછી જે રાજા થયો તે તો કોરેશ હતો. આ ઉપરથી આપણે માનવું પડે છે કે દાનીયેલના પુસ્તકમાં જેને દાર્યાવેશ કહે છે તે તો કોરેશનો પ્રતિનિધિ હતો. કોરેશે તેના હાથમાં બાબેલ નગરની હકુમત સોંપી હશે. હવે એક પ્રાચીન વખતનો શિલ્પલેખ હાથ આવ્યો છે કે જેમાં લખ્યું છે કે કોરેશે બાબેલમાં ગોબ્રીઆસને હાકેમ ઠરાવ્યો, તો શું એજ ગોબ્રીઆસ પોતે દાર્યાવેશ નહિ હશે? એમ માનવું ઘણુંકરીને વાજબી છે. કેમકે દાર્યાવેશ નામ કદાચ વિશેષનામ નહિ હોય, પણ માત્ર હોદ્દાદર્શક નામ હશે. જેમ મિસરી રાજાને ફારૂન, અને રૂમી રાજાને કાઈસાર કહે છે, તેમ દાનીયેલના પુસ્તકમાં દાર્યાવેશ નામ આવે તો એમ સમજવું કે દાર્યાવેશ એટલે બાબેલનો જે હાકેમ હતો તે, પછી તે હાકેમનું જન્મનામ ગમે તે હોય.

૬) દાની. ૯; ૨ માં કહે છે કે હું દાનીયેલ "પુસ્તકો"થી સમજ્યો કે યિર્મેયાહની ભવિષ્યવાત પ્રમાણે યરૂશાલેમની પાયમાલી સિત્તેર વરસની મુદત સુધી ચાલશે (યિર્મે. ૨૫; ૧૧, ૧૨: ૨૯; ૧૦). ઉપલા વાકય પરથી સુચવેલું છે કે, દાનીયેલ ઉપલાં "પુસ્તકોની" શોધ કરતો હતો તે પહેલાં યિર્મેયાહનું ભવિષ્યપુસ્તક બીજાં ભવિષ્યપુસ્તકો સાથે સામેલ કરાયું હતું, અને તે બધાં પુસ્તકોનો સમૂહ કયારનોએ કરાયો હતો. હવે ઇતિહાસ ઉપરથી લગભગ ખાતરીપૂર્વક જણાઈ આવે છે કે માદી દાર્યાવેશના પહેલા વર્ષમાં (દાની. ૯; ૧. ઇ. સ. પૂ. ૫૩૯.) નિયમગણિત ભવિષ્યપુસ્તકોનો સમૂહ હજી કરવામાં આવ્યો નહતો. પણ દાનીયેલનું પુસ્તક રચાયું તે પહેલાં તો ભવિષ્યપુસ્તકોનો સમૂહ કરાયો હતો. તે ઉપરથી સંભવે છે કે આ પુસ્તક ઘણુંકરીને ઇ. સ. પૂ. ૫૩૯ પહેલાં એટલુંજ નહિ પણ ઇ. સ. પૂ. ૩૦૦ પહેલાં રચાયું નહોતું.

૭) દાનીયેલના પુસ્તકમાં જે શબ્દો વાપર્યાં છે તે પરથી એવો પુરાવો મળે છે કે આ પુસ્તક ઘણુંકરીને નવીન વખતમાં રચાયું, કારણ કે—

અ. આ પુસ્તકમાં ફારસી ભાષાના પુરા પંદર શબ્દ હાથ આવે છે. આ પુસ્તકનો જે ભાગ આરામી ભાષામાં લખેલો હતો તેમાં ઉપલા ફારસી

શબ્દો વિશેષેકરીને આવે છે, એટલે ૨; ૪–૭; ૨૮ માં. હવે જો બાબેલ રાજ હજી કોરેશના હાથમાં આવ્યું નહોતું, એટલે ઇરાનના રાજાના હાથમાં આવ્યું નહોતું, તે પહેલાં દાનીયેલનું પુસ્તક રચાયું હોય, તો ઉપલા શબ્દો ક્યાંથી દાખલ થયા? જો ઇ. સ. પૂ. ૫૩૯ પહેલાં આ પુસ્તક રચાયું હોત તો ઉપલા ફારસી શબ્દો ભાગ્યેજ આવત.

આ. દાનીયેલના પુસ્તકમાં યુનાની ભાષાના ત્રણ શબ્દ મળી આવે છે. ૩; ૫, ૭, ૧૦, ૧૫ માં "વીણાને" બદલે "કિથારિસ" યુનાની શબ્દ વાપર્યો છે. વળી ૩; ૫, ૧૦, ૧૫ માં "સતાર" સુચવવાને અર્થે યુનાની શબ્દ "પ્સાલ્ટેરીઓન" વાપરે છે. તેમજ ૩: ૫, ૧૫ માં "સારંગીનો" અર્થ સુચવવાને યુનાની શબ્દ "સુમ્ફોનીઆ" વાપરે છે. હવે એવા યુનાની શબ્દ પાલેસ્ટાઇન દેશમાં ક્યારે દાખલ થયા? એટલુંજ સંભવે છે કે સિકંદર મોટાએ એશિયા માઈનરમાં યુનાની રાજની અસર વિશેષ ફેલાવી હતી ત્યાર પછી, એટલે ઈ. સ. પૂ. ૩૩૦ પછી, ઉપલા યુનાની શબ્દ પાલેસ્ટાઇન દેશમાં ચાલુ થયા હશે.

ઇ. દાનીયેલના પુસ્તકમાં વપરાએલી હેબ્રી શબ્દ તથા હેબ્રી રૂઢી, હઝકીએલ (૫૯૨–૫૭૦) તેમજ હાગ્ગાય તથા ઝખાર્યાહના (૫૨૦–૫૧૮) પુસ્તકમાં વપરાએલી હેબ્રી શબ્દ તથા હેબ્રી રૂઢી સાથે મળતી નથી, પણ નહેમ્યાહના પુસ્તકમાં જે હેબ્રી રૂઢી આવે છે, એટલે ૪૩૩ પછીની, તેની સાથે મળતી છે.

ઈ. દાનીયેલના પુસ્તકનો કોઈ ભાગ આરામી ભાષામાં લખેલો છે. (૨; ૪–૭; ૨૮). હવે આરામી ભાષા ઘણુંકરીને પાલેસ્ટાઇનની પૂર્વે તથા અગ્નિકોણે ચાલુ હતી, અને એજ ભાષામાં લખેલા કોઇ કોઇ શિલ્પલેખો હજી મોજુદ છે કે જેઓ ઈ. સ. પૂ. ૩૦૦ પછી કોતરાયા. એઓની સાથે આ પુસ્તકની આરામી ભાષા વિશેષ મળતી જણાય છે.

ઉપલી ચાર વાત ઉપર ધ્યાન લગાડતાં એજ અનુમાન નીકળે છે કે દાનીયેલનું પુસ્તક ઘણુંકરીને ઇ. સ. પૂ. ૩૩૨ પછી રચાયું હશે.

૮) દાનીયેલના પુસ્તકમાં ઈશ્વરજ્ઞાનને લગતો જે બોધ છે તે પર ધ્યાન લગાડતાં એવું સંભવે છે કે બાબેલનો બંદીપ્રવાસ પુરો થયા પછી લાંબી મુદતે, એટલે ઇ. સ. પૂ. ૫૩૮ પછી, આ પુસ્તક રચાયું. મસીહ વિષે, દેવના દૂતો વિષે, શરીરના પુનરૂત્થાન વિષે, છેવટના ન્યાયચુકાદા વિષે, જુના કરારનાં કેટલાંએક પુસ્તકોમાં ઓછી વધતી વાત આવે છે ખરી, પણ એ બધા વિષયોને લગતો વિશેષ ખીલેલો બોધ દાનીયેલના પુસ્તકમાં મળી આવે છે. જાણે કે બીજાં પુસ્તકો રચાયાં ત્યાર પછી ઈશ્વરભકતો ઈશ્વરજ્ઞાનમાં વધી ગયા

અને એ વધેલું જ્ઞાન દાનીયેલના પુસ્તકમાં સમાએલું છે. આવો બોધ તો બંદીપ્રવાસ પુરો થયા પછી વિશેષ ફેલાઇ ગયો હતો.

ઉપલા આઠ પુરાવા પરથી એવું અનુમાન કરવું વાજબી લાગે છે કે ઈ. સ. પૂ. ૩૦૦ પછી દાનીયેલનું પુસ્તક રચાયું.

## દાનીયેલનું પુસ્તક રચવાનો હેતુ.

ઈ. સ. પૂ. ૩૦૦ પછી આ પુસ્તક રચાયું હોય તો પણ એમ સમજવું નહિ કે પુસ્તકમાંની વાત મનકલ્પિત છે. આ પુસ્તકમાં પ્રાચીન વખતથી ઉતરી આવેલી ઘણી વાત દાખલ થઈ છે, હા, પ્રાચીન વખતમાં લખેલા કોઇ કોઈ હસ્તલેખ ગ્રંથકર્તાના હાથમાં હતા, એવું પણ સંભવે છે. ૨ ; ૪–૭ ; ૨૮ માં જે આરામી ભાષામાં લખેલો ભાગ છે તે તો ઘણુંકરીને આ પુસ્તકમાં ઘાલેલો ભાગ છે. ઈ. સ. પૂ. ૬ઠ્ઠા સૈકામાં બાબેલના રાજનો ઇતિહાસ આ હસ્તલેખમાં લખાએલો હતો તે લઈને ગ્રંથકર્તાએ પોતાના પુસ્તકમાં દાખલ કર્યો. પોતાની પેઢીના લોકોને ઉપયોગી થાય માટે તેણે હસ્તલેખનો શોધ કર્યો, અને છેવટે શોધેલા હસ્તલેખનો ઉપયોગ કરીને દાનીયેલનું પુસ્તક રચ્યું. હવે તે પેઢીના વખતમાં ઇસ્રાએલી લોકોની ચોતરફ મૂર્તિપૂજા પ્રબળ હતી, તેથી ઇસ્રાએલીઓ પર સંકટો આવી પડતાં હતાં એટલુંજ નહિ પણ મૂર્તિપૂજાની ગમ લલચામણી પણ થતી હતી. એવે પ્રસંગે ઇસ્રાએલીઓ યહોવાહના ધર્મમાં દૃઢ ટકી રહે માટે આ પુસ્તક રચાયું. એમાં વિશેષેકરીને બે પ્રકારનો બોધ હાથ આવે છે—

૧. જે બોધ વર્તમાનકાળને લગતો છે તે,
૨. જે બોધ ભવિષ્યકાળને લગતો છે તે.

૧ લી બોધરૂપી વાત અધ્યાય ૧–૬ માં સમાએલી છે, તેમાં બતાવ્યું છે કે ઇસ્રાએલનો દેવજ સાચો અને સુબુદ્ધિવાન છે. આ દેવના ભકતોને એવો જ્ઞાનપ્રકાશ આપવામાં આવે છે કે તેઓ સર્વ પરધર્મીઓ કરતાં બુદ્ધિવાન નીકળે. જુઓ અધ્યાય ૧, ૨, ૪, ૫. ઇસ્રાએલીઓનો દેવ મહાપરાક્રમી તથા સર્વસમર્થ છે ; જે કોઇ તેને શરણે આવે તેને તે સંભાળે છે ; વિદેશીઓ અને તેમના રાજાઓ યહોવાહના ભકતોથી ઉલટા થાય તોપણ તેમનું કંઇ વળવાનું નથી. પહેલા ૭ અધ્યાયમાં દાનીયેલના ચરિત્રને લગતી ઘણીએક વાત સમાએલી છે ખરી, પણ તે બધી વાત દાનીયેલના સન્માનને અર્થે લખાઇ એમ નહિ, પણ દાનીયેલનો દેવ જે યહોવાહ તેના સન્માનને અર્થે લખાઇ. એ ૭ અધ્યાયમાં બતાવ્યું છે કે યહોવાહ દુનિયાનો કારભાર ચલાવનાર છે. તેની આગળ દુનિયાના બધા રાજાઓ ઊભા રહી નહિ શકે. યહોવાહ તેમની ધારણાઓ નિષ્ફળ કરી શકે છે.' સતાવણીને વખતે જે કોઇ વિશ્વાસુપણે યહોવાહને વળગી રહે તેમનું તે સંરક્ષણ કરે છે.

૨ જી બોધરૂપી વાત—વળી આ પુસ્તકના છેલ્લા ૭ અધ્યાયમાં ભવિષ્યને લગતો ઉંડો બોધ રહેલો છે. એમાં બતાવ્યું છે કે કંઈક વાર લગી ભારે સંકટોનું સહન કરવું પડે, પણ ત્યાર પછી યહોવાહનું રાજ ફેલાઇ જશે, દુનિયાનાં બધાં રાજ ખંડિયેર થઈ જાય તોપણ યહોવાહનું ટકી રહેનારૂં રાજ સાર્વત્રિક તથા સાર્વકાળિક રાજ છે. તેમાં પરાત્પર દેવના સંતોને અધિકાર સોંપાશે. ભવિષ્યમાં સંકટો આવી પડે તોપણ સંકટોની હદ થશે, અને સમયની સંપૂર્ણતાએ ઇશ્વર-ભકતો જાણે કે પ્રકાશવાન થશે.

એ પ્રમાણે આ પુસ્તકમાં ઇશ્વિરભકતોને દિલાસાદાયક વિશેષ બોધ આપેલો છે, પછી હોય વર્તમાનકાળમાં સતાવણી કે હોય ભવિષ્યનાં સંકટો.

## દાનીયેલના પુસ્તકની રચના વિષે.

આ પુસ્તકના મુખ્ય બે ભાગ પાડી શકાય છે. દરેક ભાગમાં ૭ અધ્યાય આવે છે. પહેલા ૭ અધ્યાયમાં મુખ્યત્વે કરીને ઇતિહાસને લગતી વાત આવે છે, અન બીજા ૭ અધ્યાયમાં વિશેષેકરીને ભવિષ્યને લગતી વાત આવે છે. અથવા એમ કહીએ તો ચાલે કે ઇતિહાસને લગતો ઘણો ભાગ આરામી ભાષામાં, અને ભવિષ્યને લગતો ઘણો ભાગ હેબ્રી ભાષામાં, લખેલો છે. જે ભાગમાં તમામ ઐતિહાસિક વાત આવે છે તેમાં તો દાનીયેલને સુચવવાને ત્રીજો પુરૂપ-દર્શક સર્વનામ વાપરેલું છે. પણ જે ભાગમાં ભવિષ્યવાત મળી આવે છે તેમાં તો દાનીયેલને સુચવવાને અર્થે પહેલો પુરૂષદર્શક સર્વનામ વાપર્યું છે. એમ છતાં પણ આપણે એટલુંજ સમજવું કે બંને ભાગ એકજ માણસથી રચાયા છે.

[પ્રભુ ઇસુ ખ્રીસ્તે માત્થી. ૨૪; ૧૫ માં "વેરાનકારક અમંગળપણાની" કંઇ સુચના કરી કે "જે સંબંધી દાનીયેલ ભવિષ્યવાદીએ કહેલું છે." હવે એ વેરાનકારક અમંગળપણામાં શું સમજવું? એમાં ઘણુંકરીને એટલુંજ સમજવું કે રૂમી ફોજ આવીને યરૂશાલેમને ઘેરો ઘાલશે, એજ કદાપિ વેરાનકારક અમંગળપણું હશે. અથવા એવો અર્થ હોય કે રૂમી ફોજની જે ધજા તે (દા. ૧૨; ૧૧: ૯; ૨૭). વળી નવા કરારમાં દાનીયેલના પુસ્તક વિષે બીજી એક સુચના હાથ આવે છે કે "સિંહોનાં મ્હો બંધ કીધાં" (હેબ્રી. ૧૧; ૩૩), અને "અગ્નિનું બળ નરમ પાડયું" (હેબ્રી. ૧૧; ૩૪).

ઉપલી વાત ઉપરાંત આપણે કબુલ કરવું જોઇએ કે નવા કરારમાંની કેટલીએક ભવિષ્યવાત દાનીયેલના પુસ્તકને આધારે કરેલી છે, હા, એટલે સુધી કહી શકાય કે જેમ નવા કરારમાં પ્રકટીકરણનું પુસ્તક તેમ જુના કરારમાં દાનીયેલનું પુસ્તક ભવિષ્યબોધરૂપી છે, અને બંનેનો ભવિષ્યબોધ કંઇક ભાગે મળતો જણાય છે.]

## આપોક્રિફાના પુસ્તકમાં
## દાનીયેલના પુસ્તકને લગતી જે વાત આવે છે તે વિષે.

નિયમગણિત દાનીયેલના પુસ્તકમાં સમાએલી નહિ એવી ત્રણ વાર્ત્તા આપોક્રિફાના પુસ્તકમાં રહેલી છે. આ ત્રણ વાર્ત્તા હેબ્રી ભાષામાં નહિ પણ યુનાની ભાષામાં કરેલા સપ્તતિ તરજુમામાં મોજુદ છે. તે નીચે પ્રમાણે—

(૧) ત્રણ પવિત્ર પુત્રોનું ગીત—આ ગીત સપ્તતિ તરજુમામાં દા. ૩; ૨૩ અને ૩; ૨૪ વચ્ચે ઘાલેલું છે. દા. ૩ માં બળના અગ્નિની ભઠ્ઠી વિષે વાત છે, પણ સપ્તતિમાં જે ભાગ ઉમેરેલો છે તેમાં બીજી ત્રણ વાત આવે છે. એટલે—

અ. અબેદ-નગોએ (અઝાર્યાહે) બળતા અગ્નિની ભઠ્ઠીમાંથી બચવાને જે પ્રાર્થના કીધી તે પ્રાર્થના દાખલ કરી છે.

આ. પછી વાર્ત્તાના બીજા ભાગમાં બતાવે છે કે શા શા ઉપાય કર્યાથી ત્રણે પવિત્ર પુત્રોનો બચાવ થયો.

ઇ. ત્રીજા ભાગમાં ત્રણ પવિત્ર પુત્રોએ જે સ્તોત્ર ગાયું તે લખેલું છે. એ ગીત ખ્રીસ્તી મંડળીમાં ઇ. સ. ૪ થા સૈકા પછી ચાલુ થયું છે. તેને "ત્રણેનું ગીત" કહે છે.

૨). સુસાન્ના વિષેની વાર્ત્તા—આ વાર્ત્તામાં કહેલું છે કે યહુદી લોકના બે વડીલોએ જુઠી સાક્ષી પુરીને સુસાન્ના નામની છોડી પર ફજેતી ભરેલું તહોમત મુકયું. તે પરથી તે છોડી પર દંડાજ્ઞાનો ફેંસલો કરાયો. પણ દાનીયેલ જે હજી જુવાન માણસ હતો તેણે આ છોડીને નિષ્કલંક સાબિત કરી. કોઈ ટીકાકારોને એવું લાગે છે કે યહુદી વડીલોના હાથમાંથી અધિકાર લઇ લેવામાં આવે એ મતલબથી ઉપલી વાર્ત્તા પ્રસિદ્ધ થઈ હશે. બીજા ટીકાકારો એવું શીખવે છે કે દાનીયેલ પોતાના નામ પ્રમાણે ન્યાય કરવામાં ખરેખર કાબેલ હતો, એ બાબતનો સારો દાખલો હાથ આવે માટે ઉપલી વાર્ત્તા રચી હશે. આ વાર્ત્તા તો દાનીયેલના પુસ્તકની શરૂઆતે ઘાલેલી છે. ઓરિગેન ધર્મપિતૃને († ઇ. સ. ૨૫૪) એવું લાગ્યું કે આ વાર્ત્તા યહુદીઓના જે બે જુઠા ભવિષ્યવાદીઓ, એટલે આહાબ તથા સિદકીયાહ નામના, તેમના સંબંધમાં રચેલી છે. આ બે જુઠા ભવિષ્યવાદીઓ વિષે જુઓ યિર્મે. ૨૯; ૨૨. તેમને તો બાબેલના રાજા નબૂખાદનેસ્સારે અગ્નિ પર ભુંજીને હણ્યા. એજ વાર્ત્તારૂપ દાખલા પરથી જણાઇ આવે કે દાનીયેલ જેવો જે નેકીવાન જુવાન તેની સાથે સરખાવતાં યહુદી વડીલો કેટલા બધા અનીતિવાન નીકળે છે.

૩). બેલ તથા અજગરની વાત—આ વાર્ત્તા નિયમગણિત દાનીયેલના પુસ્તકને અંતે ઉમેરેલી છે. સપ્તતિ તરજુમામાં આ ઉમેરેલા ભાગને નીચે

મુજબ નામ આપ્યું છે, "હબાક્કુક જે યહોશુઆનો દિકરો અને લેવી કુળનો હતો તેની ભવિષ્યવાતનો ટુકડો." આ ઉપરથી એમ ન સમજવું કે જે ખરો અસલ ભવિષ્યવાદી હબાક્કુક (જેની સાલ ઇ. સ. પૂ. ૬૦૯-૬૦૭ સુધીની છે) તેજ આ વાર્ત્તાનો રચનાર હતો. આ વાર્ત્તામાં બતાવ્યું છે કે બેલ મૂર્તિ અને અજગર કે જેઓને બાબેલના લોક વિશેષ પવિત્ર માનતા હતા તે બંનેનો નાશ કેવી રીતે થયો. બેલ મૂર્તિના સન્માનને અર્થે કોઇ ભોજબાનીઓ કરવામાં આવતી હતી, એવે પ્રસંગે બેલના પુજારા ઘણી તરેહની ઠગાઇ કરતા હતા. એ ઠગાઈનો ખુલાસો દાનીયેલે કોરેશ રાજા આગળ રજુ કર્યો. વળી તે ઉપરાંત જે અજગરની પૂજા બાબેલ નગરમાં વિશેષ ચાલુ હતી તે અજગરને દાનીયેલે પોતાને હાથે ચીરી નાખ્યો. તેથી બાબેલવાસીઓએ દાનીયેલને પકડીને સિંહોના બીલમાં નાખ્યો, ને ત્યાં તેને છ દિવસ રાખ્યો; પણ, જુઓ, છઠ્ઠે દહાડે તેને કંઇ ઇજા થઇ નહોતી. બીલમાં ખોરાક મળે માટે પ્રભુના દૂતે યહુદાહ દેશમાંથી હબાક્કુક ભવિષ્યવાદીને ઉપાડી લઇને તેની હસ્તક દાનીયેલને ખોરાક પુરો પાડ્યો. સાતમે દિવસે કોરેશ રાજાએ દાનીયેલને સિંહોના બીલમાંથી કાઢ્યા પછી દાનીયેલના શત્રુઓને મારી નખાવ્યા.

ઉપલી ત્રણ વાર્ત્તા ચોકસાઇથી વાંચીએ તો માલમ પડશે કે એમાંની બધી વાત હલકી તથા બાળબુદ્ધિ પ્રમાણેની છે. મૂર્તિપૂજાનો તિરસ્કાર કરવાના હેતુથી એ વાર્ત્તા રચવામાં આવી હશે. પછી તેઓ વધારે વજનદાર ગણાય માટે તે ત્રણે વાર્ત્તાઓને દાનીયેલના સંબંધમાં લાવ્યા. આલેકઝાંડ્રીઆ શહેરમાં ઘણા યહુદીઓ વસતા હતા તેમની મધ્યે ઉપલી ત્રણે વાર્ત્તાઓ ઉત્પન્ન થઇ, એવું બહુ સંભવે છે.

## દાનીયેલના પુસ્તકનો સાર.

**અધ્યાય ૧ લો—**

૧ લા અધ્યાયને "દાળને લગતો અધ્યાય" કહીએ તો ચાલશે, કેમકે તેમાં શું ખાવું તથા શું પીવું એ વિષેની તકરાર કરેલી છે. એમાં વર્ણવેલી બિના ઇ. સ. પૂ. ૬૦૫-૬૦૪ દરમ્યાન બની હશે.

યહુદાહના રાજા યહોયાકીમની કારકીર્દીને ત્રીજે વર્ષે, એટલે ઇ. સ. પૂ. ૬૦૬ માં, બાબેલના રાજા નબૂખાદનેસ્સારે યરૂશાલેમને ઘેરો ઘાલ્યો. આ પ્રસંગે મંદિરનાં પાત્રો અને કેટલાક યહુદી કુલીન જુવાનો તેના હાથમાં આવ્યા, તેથી દાનીયેલ તથા બીજા ત્રણ કુલીન જુવાનોને (હનાન્યાહ, મીશાએલ, તથા અઝાર્યાહ) બાબેલ લઇ ગયો. આ જુવાનો વિષે રાજાએ ફરમાવ્યું કે તેમને કાસ્દીઓની બધી વિદ્યા તથા ભાષા શીખવવી, એ માટે કે તેઓ રાજમહેલમાં સેવા બજાવી શકે એવા નીકળે. પણ કુલીન જુવાનોએ હઠથી વિનંતી કરી કે

અમને વટાળનાર સર્વ ખોરાકથી મુક્ત રહેવાની પરવાનગી મળવી જોઇએ, પછી હોય ખાવાનું કે હોય પીવાનું. અમારે તો માત્ર દાળ તથા પાણી જોઇએ, દાની. ૧ ; ૮. તેમની આ વિનંતી સાંભળવામાં આવી, અને જુઓ ત્રણ વર્ષ વિતી ગયા બાદ માલમ પડયું કે બીજા બધા જુવાનો સાથે સરખાવતાં એઓ તો જ્ઞાન તથા અક્કલની પ્રત્યેક બાબતમાં બીજાઓ કરતાં ચઢીઆતા છે. વળી દાનીયેલ તો સર્વ સંદર્શનો તથા સ્વપ્નોનો મર્મ સમજતો હતો.

[જ્યારે મુખ્ય ખવાસને ઉપલા જુવાનો સોંપાયા ત્યારે તેણે તેમને નીચે મુજબ નામ આપ્યાં. દાનીયેલને (એટલે "દેવ મારો ન્યાય કરનાર છે") બેલ્ટશાસ્સાર (એટલે "બેલ્ટીસ દેવ શાહજાદાનું રક્ષણ કરે") નામ આપ્યું. હનાન્યાહને (એટલે "યહોવાહ કૃપાળુ છે") શાદ્રાખ નામ આપ્યું. શાદ્રાખ નામનો અર્થ બરાબર માલમ નથી, પણ ચંદ્રમા દેવીને "અકુ" નામ આપતા, કદાપિ એ નામ પરથી શાદ્રાખ નામ યોજ્યું હશે. મિશાએલને (એટલે "દેવના જેવો કોણ?") મેશાખ નામ આપ્યું. મેશાખ નામ પણ "અકુ" નામ ઉપરથી ઉત્પન્ન થયું હશે. વળી અઝાર્યાહને (એટલે "યહોવાહ મારો સહાયકારી છે") અબેદ-નગો (એટલે "નબો દેવનો સેવક") નામ આપ્યું. એ દરેક નામમાં બાબેલના કોઈ કોઈ દેવનું નામ આવેલું છે.]

અધ્યાય ૨ જો--

નબૂખાદનેસ્સારનું પહેલું સ્વપ્ન કે જેમાં તેણે મહામૂર્તિ દીઠી. એમાં વર્ણવેલી બિના ઈ. સ. પૂ. ૬૦૩-૬૦૨ દરમ્યાન બની હશે.

નબૂખાદનેસ્સારને પોતાની કારકીર્દીને બીજે વર્ષે (ઇ. સ. પૂ. ૬૦૨) ગભરાટ ઉપજાવે એવું સ્વપ્ન થયું. પરંતુ કાસ્દીઓમાંનો કોઈ પણ માણસ એ સ્વપ્નનો મર્મ રાજાને જણાવી શકયો નહિ, ત્યારે દાનીયેલને રાજાની હજુરમાં બોલાવ્યો, પણ દાનીયેલે રાજાની હજુરમાં જવા પહેલાં પોતાના ત્રણ મિત્રોને કહ્યું કે આ મર્મના સંબંધમાં મારે વાસ્તે પ્રભુની પાસે પ્રાર્થના કરવી.' તેથી તેજ રાત્રે સંદર્શનમાં દાનીયેલને એ મર્મ પ્રગટ કરાયો (દાની. ૨ ; ૧૮, ૧૯). ત્યાર પછી દાનીયેલે રાજાની હજુરમાં જઇને સ્વપ્ન તથા તેનો મર્મ રાજાને જણાવ્યો, તેથી નબૂખાદનેસ્સારે દાનીયેલને તમામ બાબેલ પ્રાંતનો હાકેમ નિમ્યો. વળી તેને સર્વ જ્ઞાનીઓનો મુખ્યાધિપતિ પણ ઠરાવ્યો, હવે પછી દાનીયેલને રાજદરબારમાં કાયમ રહેવાની જરૂર પડી. તેના ત્રણ મિત્રોને પણ ચઢાવીને તેમને બાબેલ પ્રાંતમાં મોટા મોટા હોદ્દા મળ્યા. મહામૂર્તિનું સ્વપ્ન નીચે મુજબ હતું—

આ મૂર્તિ ઊંચાઇમાં બહુ મોટી હતી. તેનું માથું ચોકખા સોનાનું હતું. તેની છાતી તથા તેના ભુજો રૂપાનાં હતાં. તેનું પેટ તથા જાંગો પિત્તળનાં, તેના

ટાંટિયા લોઢાના, તેના પગોનો કેટલોક ભાગ લોઢાનો ને કેટલોક ભાગ માટીનો હતો. હવે હાથ વિના કાપી કાઢેલી એક શિલા દેખાઈ કે જે મૂર્તિના પગો સાથે અથડાઈ. પછી તેમને ભાગીને ટુકડે ટુકડા કર્યા. ત્યાર પછી લોઢું. માટી, પિતળ, રૂપું ને સોનું બધાં ભાગીને ચુરેચુરા કરાયાં, અને તે શિલા પોતે એક મોટો પર્વત થઈ ગઈ કે જેથી આખી પૃથ્વી ભરાઈ ગઈ.

**અધ્યાય ૩ જો—**

બળતા અગ્નિની ભઠ્ઠી વિષે વાત. એમાં વર્ણવેલી બિના ઇ. સ. પૂ. ૬૦૨–૫૬૧ દરમ્યાન બની હશે.

બાબેલ નગરની પડોસમાં દૂરા નામનું મોટું મેદાન હતું; તેમાં નબૂખાદનેસ્સારે બહુ ઊંચી સોનાની મૂર્તિ ઊભી કરી. પછી પ્રતિષ્ઠા ક્રિયાને વાસ્તે પ્રાંતના સઘળા અમલદારોને હાજર થવાનું ફરમાવ્યું. વળી એવું પણ ફરમાવવામાં આવ્યું કે વાજીંત્રોનો નાદ સાંભળો કે તરત સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને મૂર્તિની પૂજા કરવી. જે કોઈ ઉપલા હુકમનો અનાદર કરે તેને બળતા અગ્નિની ભઠ્ઠીમાં નાખવામાં આવશે. હવે દાનીયેલના મિત્રો આવ્યા તો ખરા, પણ તેઓએ મૂર્તિની પૂજા બિલકુલ કરી નહિ, તેથી તેમને બળતા અગ્નિની ભઠ્ઠીમાં નાખ્યા. પણ ભઠ્ઠી મધ્યે રહીને અગ્નિના ભડકાથી તેમને કંઈ પણ ઇજા થઈ નહિ. ત્યારે તો નબૂખાદનેસ્સાર રાજાને ખાતરી થઈ કે તેમનો દેવ સર્વસમર્થ દેવ છે. હવે પછી તેણે હુકમ કર્યો કે જે કોઈ યહોવાહ દેવનો તિરસ્કાર કરે તે સર્વને કાપીને ટુકડા કરવા જોઇએ. હવેથી ત્રણ ભાઇઓને વધારે ઊંચે હોદ્દે ચઢાવ્યા.

**અધ્યાય ૪ થો—**

નબૂખાદનેસ્સારને બીજું સ્વપ્ન થયું તે વિષે—એ રાજા સાત વર્ષ ઘેલો રહે તે વિષે વાત. એમાં વર્ણવેલી બિના ઇ. સ. પૂ. ૬૦૨–૫૬૧ દરમ્યાન બની હશે.

કલમ ૧–૩ અને ૩૪–૩૭ માં બતાવ્યું છે કે તેણે પૃથ્વીમાં રહેનાર સર્વે દેશજાતિઓને લખ્યું કે ઇસ્રાએલના દેવ યહોવાહને સર્વોત્તમ માનવો જોઇએ. આમ કરવાનું કારણ કલમ ૪–૩૩ માં જણાવવામાં આવે છે, એટલે સ્વપ્નમાં નબૂખાદનેસ્સાર રાજાએ ઘણું ઊંચું ઝાડ જોયું, હા, તેની ઊંચાઈ ગગનમાં પહોંચી. વળી તેની ડાળીઓમાં વનચર તથા ખેચર આશ્રો પામતાં હતાં. તે ઝાડ રાજા જોતો હતો એટલામાં ઝાડ કાપી પાડો પણ તેનાં મૂળની જડ રહેવા દો, એવો હુકમ સાંભળવામાં આવ્યો. કાસ્દીઓ આ સ્વપ્નનો અર્થ બતાવી શકયા નહિ. પરંતુ દાનીયેલે નબૂખાદનેસ્સાર આગળ ખુલાસો કર્યો કે,

હે રાજા, ઉપલું અતિ ઊંચું ઝાડ તે તો તું પોતેજ છે. ઝાડ ઘણું ઊંચું હતું, એમાં તારૂં વિસ્તારેલું વૈભવી રાજ સમજવાનું છે. પરંતુ એવો વખત આવનાર છે કે જેમાં આ મહામોટો રાજા નીચે નખાશે, અને સાત વર્ષ સુધી તેની અક્કલહોશિયારી જતી રહેશે, એ માટે કે તે નમ્ર થઇ શીખે કે પૃથ્વીનાં સર્વ રાજયોનો જે નિયંતા તે નબૂખાદનેસ્સાર નહિ પણ એકલો યહોવાહ દેવ છે.

દાનીયેલે ઉપલો અર્થ જણાવ્યો ત્યાર બાદ બાર માસ વીતી ગયા પછી રાજા પોતાની હવેલીમાં રહીને પોતાના બાંધેલા નગરને નિહાળતો હતો એટલામાં એવા મગરૂર વિચાર પોતામાં ઉત્પન્ન થયા કે તે રાજાને મનુષ્યો મધ્યેથી હાંકી કાઢવો પડ્યો. તેણે બળદની પેઠે ઘાસ ખાધું ને સાત વર્ષ લગી તે ઘેલો ને ઘેલો રહ્યો. પણ તે મુદતને અંતે મેં નબૂખાદનેસ્સારે મારી આંખો આકાશ તરફ ઊંચી કીધી, એટલે મારી સમજશક્તિ મારામાં પાછી આવી, ને મેં પરાત્પરને ધન્યવાદ કીધો. આટલો બધો ખાસ અનુભવ લીધા પછી નબૂખાદનેસ્સારે ઉપલો ફરમાન સર્વ દેશજાતિઓને મોકલ્યો.

**અધ્યાય ૫ મો—**

બેલ્શાસ્સાર રાજાએ કરેલી મિજબાની. (આ વખતે નબૂનાહિદ બાબેલનો રાજા હતો પણ બેલ્શાસ્સાર તો શાહજાદો હતો કે જે ઇ. સ. પૂ. ૫૪૧–૫૩૯ સુધી પોતાના બાપ સાથે રાજ્ય ચલાવતો). એમાં વર્ણવેલી બિના ઇ. સ. પૂ. ૫૩૯ માં બની હશે.

બેલ્શાસ્સાર રાજા અને તેની સાથેના મોટા મોટા અમીરો ખાણા વખતે મંદિરમાંથી લુટી આણેલા સોનાના પ્યાલામાં દ્રાક્ષરસ પીતા હતા. એવામાં માણસની આંગળીઓ ભીંતની છો પર લેખ લખે છે એવું જણાયું. એ જોઈને બેલ્શાસ્સાર રાજા ગભરાયો. તેણે મોટેથી બૂમ પાડીને મંત્રક્રિયા કરનારાઓને, કાસ્દીઓને, અને શકુન જોનારાઓને બોલાવવાનું ફરમાવ્યું. તેઓ આવ્યા ત્યારે તેણે લેખનો અર્થ પુછ્યો, પણ કોઈ કંઇ પણ જવાબ આપી શક્યો નહિ. પછી રાણીએ, એટલે બેલ્શાસ્સારની માએ, સુચના કરી કે દાનીયેલને જરૂર બોલાવો. દાનીયેલે આવીને લેખ જોયો ત્યારે તેણે નીચે મુજબ અર્થ જણાવ્યો—"મેને, મેને," એટલે દેવે તારા રાજની ગણના કીધી છે, ને તેનો અંત આણ્યો છે. "તકેલ" એટલે તું ત્રાજવામાં તોળાયો છે ને કમતી માલમ પડ્યો છે. "ઉફાર્સીન" એટલે તારા રાજના વિભાગ પડાયા છે, ને રાજ્ય પોતે માદીઓને તથા ફારસીઓને અપાયું છે. હવે દાનીયેલને ઈનામ દાખલ જાંબુઆં વસ્ત્ર પહેરાવ્યાં અને ગળે સોનાની સાંકળી ઘાલી, ને રાજમાં ત્રીજો અધિકારી ઠરાવ્યો. પણ તેજ રાત્રે કાસ્દીઓનો રાજા બેલ્શાસ્સાર માર્યો ગયો, ને તેનું રાજ્ય માદી દાર્યાવેશના હાથમાં આવ્યું.

["મેને" એ તો એક કાટલાનું નામ છે. (સરખાવો ગુજરાતી મણ.) હેબ્રી ભાષામાં એને માણે કહે છે. "તકેલ" જે આરામી ભાષાનો શબ્દ તેને હેબ્રીમાં "શેકેલ" કહે છે. એ પણ એક સિક્કાનું તેમજ કાટલાનું નામ છે. "પેરેસ" એ અર્વાચીન વખતનો હેબ્રી શબ્દ છે. તેનો અસલ અર્થ "વિભાગ" છે, પણ પાછળથી થએલો અર્થ એટલે "મેનેનો અર્ધો ભાગ." એ પરથી જણાય છે કે ઉપલા ત્રણે શબ્દ ત્રાજવાનાં કાટલાંસુચક છે.]

**અધ્યાય ૬ ઠો—**

સિંહના બીલ વિષે વાત. આ બિના ઈ. સ. પૂ. ૫૩૮ માં બની હશે.

બધા અમલદારો કરતાં દાનીયેલની પદવી વિશેષ ચઢિયાતી થઇ હતી. એ કારણ માટે બીજા અમલદારોને અદેખાઈ આવી, અને તેથી તેમણે દાનીયેલને પાડી નાખવાની મસલહત કરી. પછી તેઓએ માદી દાર્યાવેશ પાસે જઇને વિનંતી કરી કે તારે એવો કાયદો જાહેર કરવો કે ત્રીસ દિવસ સુધી કોઇએ ઇશ્વર આગળ કે માણસ આગળ અરજ ગુજારવી નહિ. હવે આ કાયદો પ્રગટ થયો તોપણ દાનીયેલે પોતાના ઘરમાં જઇને અગાઉની રીત પ્રમાણે દિવસમાં ત્રણવાર ઘુંટણીએ પડીને દેવની પ્રાર્થના તથા ઉપકારસ્તુતિ કરી. એ વિષે દાર્યાવેશ માદીને ખબર મળી ત્યારે તેણે દાનીયેલને સિંહોના બીલમાં નાખવાનો હુકમ કર્યો. રાજાએ રાજીખુશીથી આમ કરવાનું ફરમાવ્યું એમ નહિ, પણ પોતાની આજ્ઞાનો મોભો સાચવવાને અર્થે તેને એમ કરવું પડ્યું. બીજે દહાડે રાજા પરોઢીએ ઉઠીને ઉતાવળથી સિંહોના બીલ પાસે ગયો, ત્યારે દાનીયેલને કંઈજ ઇજા થઇ નથી એ જાણીને રાજા અતિ આનંદિત થયો. પછી રાજાએ રાજના બધા પ્રાંતોમાં ફરમાન મોકલ્યો કે જે દેવે દાનીયેલનો બચાવ કર્યો છે તે દેવ આગળથી ધ્રુજવું તથા બીવું.

**અધ્યાય ૭ મો—**

દાનીયેલનું પહેલું સંદર્શન કે જેમાં તેણે ચાર મોટાં જાનવરો દીઠાં. આ બિના ઈ. સ. પૂ. ૫૪૧ માં બની હશે.

સંદર્શનમાં જોએલાં ચાર જાનવરો નીચે મુજબ છે—

૧. ગરૂડના જેવી પાંખોવાળો સિંહ.

૨. રીંછ—એ રીંછ એક બાજુએ ઊંચું કરાયું. વળી તેના દાંત મધ્યે ત્રણ પાંસળી હતી.

૩. ચાર પાંખ અને ચાર માથાંવાળો દીપડો.

૪. જે ચોથું જાનવર તે ભયંકર તથા અતિ મજબૂત હતું. તેને લોઢાના મોટા દાંત હતા કે જેથી તે બધાનો વિનાશ કરતું. તેને

દસ શિંગ હતાં. વળી તે દસેની મધ્યે એક બીજું નાનું શિંગ ફુટી નીકળ્યું. આ નાના શિંગમાં તો મહાન વાતો બોલનાર એક મુખ હતું. આ નાના શિંગના પ્રતાપથી પહેલા દસમાંનાં ત્રણ શિંગ સમુળગાં ઉખડી ગયાં. હવે પછી આકાશમાં અદાલત બેઠી. જે પુરાતન કાળનો તે રાજ્યાસને બિરાજમાન થયો. તેનો પોશાક બરફ જેવો શ્વેત, ને તેના માથાના વાળ નિર્મળ ઉનના જેવા હતા (સરખાવો પ્રકટી. ૧; ૧૪). વળી તેનું રાજ્યાસન અગ્નિના ભડકાનું હતું. હજારોના હજારો તેની સેવા કરતા, ને અયુતોના અયુતો તેની સન્મુખ ઊભા રહેતા હતા.

જે ચોથું જાનવર મહાન વાતો બોલતું હતું તે માર્યું ગયું, ને, જુઓ, આકાશના મેઘો સાથે મનુષ્યપુત્રના જેવો એક આવ્યો. તેને તો રાજ્યાધિકાર તથા મહિમા આપવામાં આવ્યાં, અને તેનું રાજ અવિનાશી છે.

કલમ ૧૬-૨૮ માં એ સંદર્શનનો અર્થ બતાવ્યો છે. જેઓ પાસે ઊભા હતા તેઓમાંના એકે ખરો અર્થ જણાવ્યો. ચારે જાનવરમાં ચાર રાજની ઉપમા રહેલી છે, અને ચોથું રાજ નષ્ટ થશે ત્યારે તો પરાત્પરના પવિત્રોની પ્રજાને આકાશ તળેનાં રાજ્યોનું મહત્ત્વ અપાશે. એ રાજ સદા ટકનારૂં છે, અને સર્વ રાજ્યો તેની તાબેદારી કરશે.

**અધ્યાય ૮ મો—**

દાનીયેલનું બીજું સંદર્શન કે જેમાં તેણે મેંઢો તથા બકરો જોયા. આ બિના ઈ. સ. પુ, ૫૩૯ માં બની હશે.

પહેલાં બે શિંગવાળો મેંઢો દેખાયો કે જે પશ્ચિમ, ઉત્તર, ને દક્ષિણ દિશાની ગમ માથું મારતો હતો. પછી તો પ્રસિદ્ધ શિંગવાળો એક બકરો પશ્ચિમ દિશાએથી નીકળી આવ્યો. તેણે મેંઢા સાથે લડીને તેનાં બન્ને શિંગ ભાગી નાખ્યાં. હવે પછી બકરાએ અતિઘણું મહત્ત્વ ધારણ કીધું, પણ થોડી વારમાં તેનું પ્રસિદ્ધ શિંગ ભાગી ગયું. પરંતુ ભાગેલા શિંગને બદલે બીજાં ચાર શિંગ ચારે દિશાની ગમ ફુટયાં. આગળ જતાં આ ચારમાંના એકમાંથી એક નાનું શિંગ ફુટી નીકળ્યું. આ નાનું શિંગ તો દક્ષિણ તરફ, તથા પૂર્વ તરફ, તથા મહિમાવાન દેશ તરફ, અત્યંત મોટું થયું, અને તે વધીને આકાશના સૈન્ય સુધી પણ પહોંચ્યુ. પછી તેણે તે સૈન્યમાંના તથા તારાઓમાંના કેટલાકને જમીન પર પાડી નાખ્યા, અને તે હજી પણ વધીને સૈન્યના સરદાર સુધી પણ પહોંચ્યું, ત્યારે તેણે તેની પાસેથી નિત્યનું [દહનીયાર્પણ] લઇ લીધું, અને તેનું શુદ્ધસ્થાન પાડી નાખ્યું. વળી તેણે ૨૩૦૦ સાંજસવાર સુધી નિત્યનું દહનીયાર્પણ બંધ રહ્યું.

આ સંદર્શનનો જે અર્થ મુખ્ય દૂત ગાબ્રીએલે દાનીયેલને જણાવ્યો તે નીચે મુજબ—

૧). જે બે શિંગવાળો મેંઢો તે માદાય-ઇરાનનું રાજ છે, દા. ૮; ૨૦.

૨). જે બકરો તે યુનાની રાજ છે. તેનું પહેલું પ્રસિદ્ધ શિંગ તેમાં યુનાની રાજનો રાજા સિકંદર મોટો સુચવેલો છે. જે જે દેશ તે રાજાએ તાબે કર્યાં તેની સુચના દાની. ૮; ૭, ૨૧ માં આવે છે.

૩). વળી પહેલાં શિંગને બદલે બીજાં ચાર શિંગ ઊભાં થયાં એમાં સિકંદર મોટાના રાજના ચાર વિભાગ સુચવેલા છે, એટલે
(૧) સીરી રાજ, કે જે સેલુકી રાજવંશને તાબે થયું.
(૨) મિસરી રાજ, કે જે પ્ટાલેમી રાજવંશને તાબે થયું.
(૩) થ્રાકીઆ રાજ, કે જે લીસીમખસને તાબે થયું.
(૪) માકેદોનીઆ રાજ, કે જે કાસ્સાંડરને તાબે થયું.

૪). જે નાનું શિંગ સૈન્યના સરદાર સામે લડયું તેમાં સીરીનો રાજા અંત્યોખસ એપીફાનીસ ૪થો (૧૭૫–૧૬૪) સમજવો. એનીજ કારકીર્દીમાં મંદિર અશુદ્ધ કરાયું, ઇ. સ. પૂ. ૧૬૮.

અધ્યાય ૯ મો—

સિત્તેર સપ્તાહ વિષે બોધ. આ બિના ઈ. સ. પૂ. ૫૩૯ માં બની હશે.

દાર્યાવેશ માદીની કારકીર્દીને પહેલે વર્ષે દાનીયેલ યિર્મેયાહના પુસ્તક પર ધ્યાન લગાડીને શીખી ગયો કે જે સિત્તેર વર્ષો સુધી પાયમાલી ભોગવવી પડશે, તે સિત્તેર વર્ષો પુરાં થવા આવ્યાં હશે (યિર્મે. ૨૫; ૧૧ : ૨૯; ૧૦). આ અનુમાન પરથી દાનીયેલે દેવની વિનંતી કરી કે તારા ઈસ્રાએલી લોકને ક્ષમા કર, અને ખંડિયેર થઈ ગએલું મંદિર ફરી બંધાવ (૯; ૧–૧૯). પરંતુ ગાબ્રીએલ દૂતે દાનીયેલને જણાવ્યું કે લોકોના પાપનું પુરૂં પ્રાયશ્ચિત્ત થાય તે પહેલાં સિત્તેર વર્ષ તો શું પણ સિત્તેર સપ્તાહનાં વર્ષ વીતવાં જોઇએ. આ સિત્તેર સપ્તાહના ત્રણ વિભાગ નીચે મુજબ—

૧). દાની. ૯; ૨૫. યરૂશાલેમની મરામત કરવાનો હુકમ પ્રગટ થયાના વખતથી તે અભિષિક્ત સરદારના વખત સુધીમાં સાત સપ્તાહ વીતશે.

૨). યરૂશાલેમ પુનઃસ્થાપિત થઇને ટકશે તેની મુદત બાસઠ સપ્તાહ છે; પરંતુ એટલામાં પણ તેના પર સંકટના સમયો આવી પડશે.

૩). બાસઠ સપ્તાહ પુરા થયા પછી અભિષિક્ત સરદાર કાપી નખાશે. ત્યાર પછી જે સરદાર આવશે તેના લોકો યરૂશાલેમ નગરનો તથા પવિત્રસ્થાનનો નાશ કરશે. તે એક સપ્તાહ સુધીનો મજબુત કરાર કરશે, અને એ

સપ્તાહની અધવચમાં તે યજ્ઞને તથા અર્પણને બંધ કરશે, પરંતુ જે નિર્માણ કરાએલું છે તે પુરૂં થતા સુધી વેરાન કરનાર પર ક્રોધ રેડાશે.

**અધ્યાય ૧૦, ૧૧, ૧૨ મો—**

દાનીયેલનું ત્રીજું સંદર્શન કે જેમાં છેલ્લા સમયની અને મસીહના આવવા વિષેની વાત સમાએલી છે. આ બિના ઈ. સ. પૂ. ૫૩૬ માં બની હશે.

કોરેશ રાજાની કારકીર્દીને ત્રીજે વરસે દાનીયેલે હિદ્દેકેલ નદીને કિનારે આ સંદર્શન દીઠું. પુરાં ત્રણ અઠવાડિયાં સુધી દાનીયેલે શોક તથા ઉપવાસ કીધો. એ મુદતને અંતે એક દૂતે તેની પાસે આવીને કહ્યું કે હું વહેલો આવવાનો હતો, પણ ઇરાનના સરદારે મને એકવીસ દિવસ સુધી રોકયો; પરંતુ યહુદીઓના સરદાર મીખાએલે મને મદદ કીધી, તેથી હું હાલ આવી શકયો છું. અંતે થનારી વાત વિષે મારે તને બોધ આપવો છે (દા. ૧૦; ૧-૧૯).

વળી દૂતે જણાવ્યું કે હું તથા મીખાએલ સંપીલા થઈને ઇસ્રાએલના પક્ષમાં લડવાના છીએ. પહેલા ઇરાનના સરદારની સામે અને પછી યાવાન કે ગ્રીસ દેશના સરદારની સામે લડીશું. (દાની. ૧૦; ૨૦-૧૧; ૧).

દાની. ૧૧; ૨–૧૨; ૩. ઉપલા યુદ્ધનું સવિસ્તર વર્ણન.

૧૧; ૨. ઇરાનનના ચાર રાજા સબળ થઈને યાવાન વિરૂદ્ધ ઉશ્કેરાશે. (ઈરાનના ચાર રાજા—(૧) કામ્બુસેસ, ૫૨૯–૫૨૨. (૨) સ્મેર્ડિસ, ૫૨૨. (૩) દાર્યાવેશ ૧ લો, ૫૨૨–૪૮૫. (૪) અહાશ્વેરોશ ૧ લો, ૪૮૫–૪૬૫). ત્યાર પછી યાવાનનો મોટો રાજા ઊભો થશે કે જે મહાપ્રતાપથી રાજ ચલાવશે ને પોતાની મરજી પ્રમાણે કરશે, એટલે સિકંદર મોટો, ૩૩૬–૩૨૩.

૧૧; ૪. તે રાજા મરણ પામશે ત્યાર પછી તેનું રાજ્ય ભાગી પડશે, ને આકાશના ચાર વાયુ તરફ તેના વિભાગ થશે.

૧૧; ૫–૨૦. રાજના ચાર વિભાગ પડયા પછી ઉત્તરના રાજાઓ (સીરીના રાજાઓ) અને દક્ષિણના (મિસર દેશના) રાજાઓ કોઈ કોઇ વખત સંપીલા થશે, અને કોઈ કોઇ વખત એક બીજા સામે લડશે. કેટલાક સૈકા સુધી એ પ્રમાણે ચાલશે.

૧૧; ૨૧–૪૫. સીરી દેશમાં એક પરાક્રમી રાજા (અંત્યોખસ એપીફાનીસ ૪ થો) ઊભો થશે કે જે મિસર સામે લડશે, અને યહુદી ધર્મ તમામ દબાવવાને સખત પ્રયત્ન કરશે.

૧૨ ; ૧–૩. પણ આ અંત્યોખસ (૧૭૫–૧૬૪) મરણ પામશે ત્યાર પછી (ઈસ્રાએલી લોકોનું) પુનરૂત્થાન થશે, અને મશીહના જમાના શરૂ થશે.

[અંત્યોખસ રાજાના મરણ પછી લાંબી મુદતે મસીહનું રાજ સ્થાપવામાં આવ્યું. પણ દરમ્યાનની લાંબી મુદત ન ગણકારતાં કેવળ અંતની વાત પર લક્ષ ખેંચે છે; આ પ્રમાણે ભવિષ્યવાતમાં વારંવાર બને છે].

૧૨ ; ૪-૧૩. ઉપલું પ્રકટીકરણ છેવટને સમયે જે હૈયાત હશે તેમનેજ દિલાસો આપવાને પ્રગટ થયું છે. (છેવટનો સમય એમાં એટલુંજ સમજવું કે અંત્યોખસ એપીફાનીસ ૪ થાના સમયમાં, એટલે ઈ. સ. પૂ. ૧૭૫–૧૬૪ સુધીમાં, યહુદી લોકોની સખત સતાવણી ચાલશે તેજ સમય. વળી **૧૨** ; ૧૧, ૧૨ પરથી જણાય છે કે જાથુનું દહનીયાર્પણ બંધ કરાશે ત્યારથી માંડીને ૧૨૯૦ નહિ તો ૧૩૩૫ દિવસ વીતશે, અને ત્યાર પછી છેવટના સમયની શરૂઆત થશે).

## દાનીયેલના પુસ્તકમાં વર્ણવેલાં સ્વપ્ન તથા સંદર્શનો વિષે.

બધી મળીને ભવિષ્યસુચક પાંચ વાત દાનીયેલના પુસ્તકમાં સમાએલી છે, બે તો નબૂખાદનેસ્સારનાં બે સ્વપ્નને લગતી, અને બાકીની જે ત્રણ તે દાનીયેલનાં ત્રણ સંદર્શનોને લગતી છે. નબૂખાદનેસ્સારનાં બે સ્વપ્ન બીજા તથા ચોથા અધ્યાયમાં વર્ણવેલાં છે, અને દાનીયેલનાં ત્રણ સંદર્શનો અધ્યાય ૭, ૮, ૧૦–૧૨ માં મળે છે. ઉપલી પાંચમાંની એક વાત ખાસ નબૂખાદનેસ્સારનેજ લાગુ પડે છે, એટલે નબૂખાદનેસ્સાર સાત વર્ષ સુધી ઘેલો થશે તે વિષેની ચોથા અધ્યાયમાં લખેલી વાત. આ એક વાત બાદ કરતાં ચાર વાત બાકી રહે છે, અને ચારે વાતનો અર્થ એક સરખો જણાય છે. તે નીચે મુજબ—

એક પછી એક ચાર મોટાં ચક્રવર્તી રાજ ઊભાં થશે. ચારમાંનું જે છેલ્લું અને મોટું રાજ તે તો પવિત્ર લોકોની સખત સતાવણી કરશે. પણ છેવટે તેના પર દેવનું ન્યાયશાસન આવી પડશે, ને દેવનું રાજ બધે ફેલાઈ જશે.

### અધ્યાય ૮ માની ટીકા—

આ અધ્યાયમાં દાનીયેલે દીઠેલા મેંઢા તથા બકરાના સંદર્શનની વાત છે. ચારે ભવિષ્યસૂચક વાતમાં આ સંદર્શનરૂપી વાત સૌથી સાદી જણાય છે. તે અધુરી હશે ખરી, પણ જે અધુરૂં તે બીજાં ત્રણ સંદર્શનમાં પુરૂં કરેલું છે.

૧) ૮; ૧-૪. બે શિંગવાળો મેંઢો દેખાયો. એમાં ૮; ૨૦ પ્રમાણે માદી-ઇરાની રાજ સુચવેલું છે. એક ટુંકું શિંગ જે પહેલું નીકળ્યું તેમાં માદાય રાજ, અને પછી બીજું જે મોટું શિંગ નીકળ્યું તેમાં ઇરાની રાજ સમજવું. આ માદાય-ઇરાની રાજવંશ ઇ. સ. પૂ. ૫૪૯-૩૩૨ સુધી ચાલુ હતો. પણ આ છેલ્લા વરસે (૩૩૨ માં) સિકંદર મોટાએ ચઢાઇ કરીને ઇરાની રાજ જીતી લીધું. એક શિંગ જે બીજાં કરતાં વધારે ઊંચું હતું, અને છેલ્લું ઉગી નીકળ્યું હતું, તેમાં ઘણુંકરીને કોરેશ રાજાની ઉપમા રહેલી જણાય છે, (૫૩૮-૫૨૯).

૨) ૮; ૫-૮ માં જે બકરો દેખાયો તેમાં ૮; ૨૧ પ્રમાણે યુનાની રાજ સુચવેલું છે. બકરાની આંખો વચ્ચે એક પ્રસિદ્ધ શિંગ ફુટી નીકળ્યું, તેમાં યુનાની રાજનો સિકંદર મોટો સમજવો (૩૩૬-૩૨૩). તે રાજા ચોતરફ જીત પામતો ગયો, પરંતુ થોડીવારમાં એ મોટું શિંગ ભાગી ગયું. પણ તેને બદલે બીજાં ચાર પ્રસિદ્ધ શિંગ ફુટયાં, એટલે ૧) સીરી દેશમાં સેલુકી વંશનું રાજ, ૨) મિસરમાં પ્ટાલેમી વંશનું રાજ, ૩) થ્રાકીઆમાં લીસીમખસનું રાજ, અને ૪) માકેદોનીઆમાં કાસ્સાંડરનું રાજ. સિકંદર મોટાના મરણ પછી તેના રાજના ઉપર મુજબ ચાર મોટા વિભાગ થયા, જુઓ ૮; ૨૨.

૩) ૮; ૯-૧૨. હવે એ છેલ્લાં ચારમાંથી એક નાનું શિંગ ફુટી નીકળ્યું, એટલે સીરી રાજનો સેલુકી વંશનો અંત્યોખસ એપીફાનીસ ૪ થો (૧૭૫-૧૬૪) ઊભો થયો. તેણે યહુદી લોકની સખત સતાવણી કરી એટલુંજ નહિ પણ દહનીયાર્પણ બંધ કરીને શુદ્ધસ્થાન પણ પાડી નાખ્યું (૮; ૨૩-૨૫). એ સતાવણીના વખતને અંતનો સમય કહે છે (૮; ૧૯).

## અધ્યાય ૭ માની ટીકા—

આ અધ્યાયમાં ચાર મોટાં જાનવરોનું સંદર્શન વર્ણવેલું છે, એમાં પણ આગળના અર્થ સાથે મળતો અર્થ રહેલો છે. પરંતુ હવે એક બીજા રાજ વિષેની થોડીએક વાત ઉમેરેલી જણાય છે, એટલે પહેલામાં પહેલાં ઊભા થએલા નબૂખાદનેસ્સારના બાબેલના રાજ વિષેની વાત. હવે ચાર જાનવર નીચે મુજબ—

૧) ગરૂડની પાંખવાળો સિંહ—એમાં નબૂખાદનેસ્સારનું બાબેલનું રાજ સુચવેલું છે.

૨) રીંછ કે જે એક બાજુએ ઊંચું કરાયું. એમાં બેવડું રાજ એટલે માદાય-ઇરાની રાજ સુચવેલું છે. રીંછની નીચી બાજુમાં માદાય રાજ અને રીંછની ઊંચી બાજુમાં ઇરાની રાજ તથા તે રાજના કોરેશ રાજાની ઉપમા છે. હવે એ રીંછના દાંત મધ્યે ત્રણ પાંસળી હતી. એમાં કબજે

કરેલાં ત્રણ રાજ સુચવેલાં છે. એ ત્રણ રાજ કદાચ કોરેશનાં કબજે કરેલાં બે હશે, એટલે બાબેલનું રાજ તથા લુદીઆનું રાજ, અને કામ્બુસેસને તાબે થએલું મિસરનું રાજ.

૩) ચાર પાંખ તથા ચાર માથાંવાળું દીપડું—દીપડામાં બેશક સિકંદર મોટો સમજવો. દીપડાની ચાર પાંખમાં સિકંદર મોટાની સર્વત્ર ફેલાએલી સત્તા અને તાબે થએલાં બધાં રાજ સુચવેલાં છે. દીપડાનાં ચાર માથાંમાં ઘણુંકરીને ચાર મોટા સેનાપતિ સમજવા. સિકંદરના મરણ બાદ એના રાજના ચાર વિભાગ થયા ત્યારે એ સેનાપતિઓ ચાર વિભાગના રાજા થયા.

૪) દસ શિંગવાળું ભયંકર તથા જોરાવર તથા અતિ મજબૂત જાનવર નીકળ્યું. એનાં દસ શિંગ મધ્યે બીજું એક નાનું શિંગ ફુટી નીકળ્યું કે જેમાં મહાન વાતો ઉચ્ચારનાર મુખ હતું. ઉપલાં દસ શિંગોમાં ઘણુંકરીને સીરી દેશમાંના દસ રાજા તથા અમીર સમજવા; અને દસ મધ્યે જે નાનું શિંગ નીકળ્યું તેમાં અંત્યોખસ એપીફાનીસ ૪ થો સમજવો. સીરી દેશના સેલુકીવંશના દસ રાજા (દસશિંગ) નીચે મુજબ—

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | સેલુકસ ૧ લો | ... ... | ઈ. સ. પૂ. | ૩૧૨–૨૮૦. |
| ૨. | અંત્યોખસ ૧ લો | ... ... | ,, | ૨૭૯–૨૬૧. |
| ૩. | અંત્યોખસ ૨ જો | ... ... | ,, | ૨૬૦–૨૪૬. |
| ૪. | સેલુકસ ૨ જો | ... ... | ,, | ૨૪૫–૨૨૬. |
| ૫. | સેલુકસ ૩ જો | ... ... | ,, | ૨૨૫–૨૨૩. |
| ૬. | અંત્યોખસ ૩ જો | ... ... | ,, | ૨૨૨–૧૮૭. |
| ૭. | સેલુકસ ૪ થો | ... ... | ,, | ૧૮૬–૧૭૬. |

[૮. હેલીઓદોરસ–સેલુકસ ૪થાનો ખજાનચી તથા તેને મારી નાખનાર.
૯. દેમેત્રીઅસ સોતેર-સેલુકસ ૪થાનો દિકરો.
૧૦. પ્ટોલેમી ૭મો જે મિસર દેશનો રાજા થયો તે].

નંબર ૮ મો, ૯ મો, તથા ૧૦ મો ગાદીપતિ થયા નહિ, તેઓ માત્ર અમીર વર્ગના હતા.




ટીકા—નં. ૮મો એટલે હેલીઓદોરસ કે જે સેલુકસ ૪થાનો ખજાનચી અને તેને મારી નાખનાર હતો.

સેલુકી રાજવંશનો ૭ મો રાજા સેલુકસ ૪થો ઇ. સ. પૂ. ૧૭૬ માં મારી નખાયો. ત્યાર પછી અંત્યોખસ એપીફાનીસ ૪થો (૧૭૫-૧૬૪) ગાદી કબજે કરીને પોતાના બળથી દસમાંનાં ત્રણ શિંગ સમુળગાં ઉખેડી નાખ્યાં (નં. ૮, ૯, ૧૦), તે નીચે મુજબ—

૧. હેલીઓદોરસ—

એણે સેલુકસ ૪થાને મારી નાખ્યો તોપણ તે ગાદીપતિ થઇ શક્યો નહિ, કેમકે અંત્યોખસ એપીફાનીસના પક્ષના એ સરદારે તેને હાંકી કાઢ્યો.

૨. દેમેત્રીઅસ સોતેર—

આ શાહજાદો સેલુકસ ૪થાનો દિકરો અને ગાદીનો ખરો વારસ હતો. પરંતુ અંત્યોખસ એપીફાનીસ રૂમમાંથી નીકળીને સીરી દેશમાં આવ્યો ત્યારે તેને બદલે દેમેત્રીઅસ સોતેરને રૂમમાં જામીન દાખલ રહેવાને જવું પડયું. હવે તે રૂમમાં હતો તે અરસામાં તેના બાપનું મરણ થયું. આ તકનો લાભ લઇને અંત્યોખસ એપીફાનીસ ૪થે ગાદી કબજે કરી લીધી.

૩. ટાલેમી ૭ મો—

સેલુકી વંશની રાજકન્યા કલેઓપાત્રાએ મિસરના રાજા ટાલેમી સાથે લગ્ન કર્યાં હતાં, તેમનો દિકરો ટાલેમી કે જે સેલુકસ ૪થાનો ભાણેજ હતો

તેણે સીરી દેશની ગાદી પર બેસવાનો દાવો ધરાવ્યો. પણ અંત્યોખસ એપીફાનીસ ૪ થા આગળ તે કંઇજ કરી શક્યો નહિ.

દુનિયાઈ રાજના પ્રતાપ વિષે ઉપલી હકીકત પ્રમાણે વાત આવી, પણ આગળ જતાં બધાં ચક્રવર્તી રાજને બદલે દેવનું સાર્વત્રિક રાજ ઊભું થશે (૭; ૯–૧૪). આકાશમાં અદાલત બેઠી ત્યારે, જુઓ, આકાશના મેઘો સાથે મનુષ્યપુત્રના જેવો એક દેખાયો, ને જે પુરાતન કાળનો તેની પાસે તે આવ્યો. પછી તે મનુષ્યપુત્રને રાજ્યાધિકાર તથા મહિમા તથા રાજ્ય આપવામાં આવ્યાં, એ સારૂ કે બધી પ્રજાઓ, દેશજાતિઓ, તથા સર્વ ભાષાઓ બોલનાર લોકો તેના તાબેદાર થાય. તેનો રાજ્યાધિકાર સનાતન તથા અચળ છે, ને તેનું રાજ અવિનાશી છે. હવે આ મનુષ્યપુત્ર તે કોણ? પહેલાં એવો અર્થ કદાચ નીકળે છે કે ઉપલાં બધાં જે ચક્રવર્તી રાજને પશુપ્રાણીના ઉપમા આપવામાં આવી તેમને બદલે સંત લોકોનું રાજ થશે, અને તેને તો પશુપ્રાણીની નહિ પણ મનુષ્યપુત્રની ઉપમા આપવી વાજબી છે, (૭; ૨૨, ૨૬, ૨૭, સરખાવો માત્થી ૫; ૫). પરંતુ એ ઉપરાંત મનુષ્યપુત્રમાં બેશક આવનાર મસીહ સમજવો જોઈએ કે જેનું રાજ સાર્વત્રિક તથા સનાતન થશે.

### અધ્યાય ૨ જાની ટીકા—

નબૂખાદનેસ્સારે દીઠેલું મહામૂર્તિનું સ્વપ્ન—આ સ્વપ્નમાં રહેલો અર્થ બીજી ભવિષ્યસુચક વાતના અર્થ સાથે મળતો છે. તે નીચે પ્રમાણે—

૧. મૂર્તિનું માથું સોનાનું હતું. એમાં નબૂખાદનેસ્સારનું બાબેલનું રાજ સુચવેલું છે (ઇ. સ. પૂ. ૬૦૪–૫૬૧).

૨. મૂર્તિની છાતી તથા બે ભુજ રૂપાનાં હતાં—એમાં માદી-ઇરાની બેવડું રાજ સુચવેલું છે (૫૩૮–૩૩૨).

૩. મૂર્તિનું પેટ તથા જાંગો પિત્તળનાં હતાં—એમાં યુનાની રાજનો મહાબળવાન રાજા સિકંદર મોટો સુચવેલો છે (૩૩૬–૩૨૩).

૪. મૂર્તિના ટાંટિયા લોઢાના, ને પગોનો કેટલોક ભાગ લોઢાનો ને કેટલોક ભાગ માટીનો હતો.—એમાં સિકંદરના રાજના ચાર વિભાગ સુચવેલા છે. પણ ચારમાંના બે ભાગ પર વિશેષ ભાર મુકેલો છે, એટલે સેલુકી વંશના સીરી રાજ પર અને પ્ટાલેમી વંશના મિસરી રાજ પર.

હવે તો મહાનમૂર્તિ પર માર ચલાવવામાં આવ્યો જેથી મૂર્તિના ચુરેચુરા થયા, હા, મૂર્તિ ભાગી જઇને ઉનાળાના ખળાના ભુસા સમાન બની ગઇ; કારણકે હાથો વગર કાપી કઢાએલી શિલાનો માર તેના પર પડ્યો (૨; ૩૪). એ

શિલામાં દેવનું રાજ સમજવું જોઇએ. પછી તે શિલા એક મોટો પર્વત થઈ કે જેથી આખી પૃથ્વી ભરાઈ ગઇ. હવે તો કોઈ દુનિયાઈ રાજ તેની આગળ ટકી શકશે નહિ.

**અધ્યાય ૧૦, ૧૧, ૧૨ માની ટીકા—**

એ અધ્યાયોમાં આવેલી ભવિષ્યસુચક વાતોનો અર્થ આગળ આવેલી ભવિષ્યસૂચક વાતોના અર્થ સાથે મળતો છે. એક પછી એક મોટાં દુનિયાઈ રાજ ઊભાં થયાં. ૧૧ ; ૨ માં ઇરાની રાજની, ૧૧ ; ૩ માં યાવાન કે યુનાની રાજની, અને ૧૧ ; ૪ માં યુનાની રાજના ચાર વિભાગની સુચના છે. "આકાશના ચાર વાયુ તરફ તેના વિભાગ પડી જશે."

હવે ૧૧ ; ૫–૨૦ માં ઉપલા ચાર વિભાગમાંના બેજ વિભાગ, એટલે સેલુકી વંશનું સીરી રાજ અને પ્ટાલેમી વંશનું મિસરી રાજ, ચુંટી કાઢીને તેમનું વર્ણન કર્યું છે. ૧૧ ; ૨૧–૪૫ માં સીરીના રાજા અંત્યોખસ એપીફાનીસ ૪ થાનો દુરાચાર વર્ણવેલો છે.

અધ્યાય ૧૨ માં આનંદદાયક વાત મળી આવે છે કે અંત્યોખસ એપીફાનીસ ૪ થાથી ચલાવેલી સખત સતાવણી બંધ થશે, ને સતાવનાર રાજા પોતે માર્યો જશે. હવે પછી યહોવાહનું રાજ પ્રગટ થશે, ને જે મુએલાં તે સજીવ થઇને ઉઠશે.

પણ શું અંત્યોખસ એપીફાનીસ ૪ થાના મરણ પછી તરત પુનરૂત્થાન થયું? ના, પણ એ બે બિનાની વચમાં લાંબી મુદતનું અંતર છે. પરંતુ ભવિષ્યવાદી એ લાંબા અંતર પર કંઇ પણ ધ્યાન ન આપતાં છેક છેવટની વાત જણાવે છે.

## સમયદર્શક ભવિષ્યવાત.

દાનીયેલના પુસ્તકમાં સમયદર્શક મુખ્ય ત્રણ વાત છે, તે નીચે પ્રમાણે—

I. ૮ ; ૧૩, ૧૪. "બે હજાર ત્રણસેં સાંજસવાર."

II. ૯ ; ૨૪-૨૭. "સિત્તેર સપ્તાહનાં વર્ષ નિર્માણ કીધેલાં છે."

III. ૧૨ ; ૧૧, ૧૨. "એક હજાર બસેં ને નેવું દિવસ થશે" અને "એક હજાર ત્રણસેં ને પાંત્રીસ દિવસ." સરખાવો ૭ ; ૨૫ અને ૧૨ ; ૭. "કાળ તથા કાળો તથા અર્ધા કાળ પર્યંત," એટલે સાડા ત્રણ વરસ પર્યંત.

## [ ઐતિહાસિક ટીપ.

ઈ. સ. પૂ.

૧૭૫. અંત્યોખસ એપીફાનીસ ૪ થો ગાદીપતિ થયો.

૧૭૧. ઓનીઆસ પ્રમુખ્યયાજક મારી નખાયો.

૧૭૦. અંત્યોખસ એપીફાનીસ ૪ થો મિસર પર ચઢાઇ કર્યા પછી સ્વદેશ પાછો આવતાં યરૂશાલેમમાં પેઠો, ને ત્યાંના મંદિરનાં પ્યાલાં લૂટ દાખલ લઈ ગયો.

૧૬૮. અંત્યોખસ એપીફાનીસ ૪ થાએ યરૂશાલેમના મંદિરમાં ચાલતું નિત્યાર્પણ બંધ કરાવ્યું, અને મંદિરમાં પરધર્મની યજ્ઞવેદી ઊભી કરી. સરખાવો મા. ૨૪ ; ૧૫, માર્ક ૧૩ ; ૧૪.

૧૬૭. અંત્યોખસનો જુલમ સહન ન કરી શકયા માટે માક્કાબે વંશના યહુદીઓ અંત્યોખસ સામે ઉઠયા, અને તેના સેનાપતિને ૧૬૬ મી તથા ૧૬૫ મી સાલે હરાવ્યો.

૧૬૫. યહુદા માક્કાબેએ મંદિરનું શુદ્ધિકરણ કર્યું (ડિસેમ્બર ૨૫).

૧૬૪. અંત્યોખસ ૪ થો મારી નખાયો.]

I. ૮ ; ૧૩, ૧૪. આ બે કલમમાં બતાવ્યું છે કે શુદ્ધસ્થાન તથા સૈન્ય બન્ને પગ તળે ખુંદાશે, હા, બે હજાર ને ત્રણસેં સાંજસવાર સુધી, પણ ત્યાર પછી શુદ્ધસ્થાનનું શુદ્ધિકરણ થશે.

હવે સાંજસવારમાં ઘણુંકરીને ૨૪ કલાકની મુદત સમજવી જોઇએ. ૨૩૦૦ સાંજસવાર એટલે ૨૩૦૦ પુરા દિવસ (સરખાવો ઉત્પ. ૧ ; ૫). બાબેલના લોકની ગણુતરી પ્રમાણે એક વર્ષ બાર માસનું અને એક માસ ત્રીસ દિવસનો છે, માટે ૨૩૦૦ દિવસ એટલે ૭ વર્ષ તથા ચાર માસ તથા વીસ દિવસ. હવે એ મુદતની શરૂઆત કયારે થઇ, અને તેનો અંત કયારે આવ્યો? સંભવે છે કે એ મુદતનો અંત ઇ. સ. પૂ. ૧૬૫ની સાલના બારમા માસની ૨૫ મીએ થયો, કારણ કે તેજ દિવસે શુદ્ધસ્થાનનું શુદ્ધિકરણ થયું (૮ ; ૧૪). જો ઉપલી તારીખ સમયના અંતની હોય તો સમયની શરૂઆત ઈ. સ. પૂ. ૧૭૧ ની સાલના આઠમા માસની પાંચમીએ થઇ કહેવાય.

હવે ઈ. સ. પૂ. ૧૭૧ ની સાલે ઓનીઆસ પ્રમુખ્ય યાજક મારી નખાયો, તે ઉપરથી એવો ખુલાસો કરી શકાય કે ઈ. સ. પૂ. ૧૭૧ થી તે ૧૬૫ સુધીમાં ૨૩૦૦ સાંજસવારની મુદત હશે.

બીજા કેટલાક ટીકાકારો નીચે મુજબ આ વાતનો જુદો અર્થ કાઢે છે. તેઓ કહે છે કે ૨૩૦૦ સાંજસવારમાં એટલુંજ સમજવું કે

સાંજ અને સવાર જુદાં ગણીએ તો કુલે ૧૧૫૦ પુરા દિવસ નીકળે છે. હવે જો એજ સમયનો સ્વીકાર કરીએ તો સમયનો અંત ઇ. સ. પૂ. ૧૬૫ની સાલના બારમા માસની પચીસમી તારીખે આવે છે; અને સમયની શરૂઆત ઇ. સ. પૂ. ૧૬૮ની સાલના દસમા માસની પંદરમી તારીખે થઈ. જો આ મત ખરો હોય તો ઇ. સ. પૂ. ૧૬૮મી સાલમાં દહનીયાર્પણ બંધ કરાયું અને મંદિરમાં પરધર્મની યજ્ઞવેદી ઊભી કરાઇ, ત્યારથી માંડીને ઇ. સ. પૂ. ૧૬૫માં શુદ્ધસ્થાનનું શુદ્ધિકરણ કરાયું ત્યાં સુધીમાં ૨૩૦૦ સાંજસવાર, અથવા ૧૧૫૦ પુરા દિવસ, થયા, એમ સમજવું.

II. ૯; ૨૪–૨૭. યિર્મેયાહના પુસ્તકમાં સિત્તેર વર્ષ વિષે સુચના કરી છે (યિર્મે. ૨૫; ૧૧: ૨૯; ૧૦), પણ ગાબ્રીએલ દૂતે જણાવ્યું કે આ સિત્તેર વર્ષમાં સિત્તેર સપ્તાહનાં વર્ષ સમાએલાં છે. વળી તે મુદતના ત્રણ ભાગ છે, એટલે સાત સપ્તાહ, બાસેઠ સપ્તાહ, અને એક સપ્તાહ. આ છેલ્લા એક સપ્તાહના બે સરખા વિભાગ પાડીને જણાવે છે કે છેલ્લા અર્ધા ભાગના ૩½ વરસ ચાલુ થશે એટલામાં ભારે સતાવણી સંતો પર આવશે, પણ ત્યાર પછી સર્વકાળનું ન્યાયીપણું દાખલ કરાશે (સરખાવો દાની. ૭; ૨૫: ૧૨; ૭).

હવે ઉપલા સિત્તેર સપ્તાહ અથવા ૪૯૦ વર્ષની શરૂઆત કયાંથી ગણવી, એ વિષે ખાતરીપૂર્વક જવાબ આપી શકાય નહિ. કદાચ સિત્તેર સપ્તાહમાં અડસટો રહેલો હશે, તો પણ ઘણા ટીકાકારો નીચે મુજબ ટીકા કરે છે—[૭ સપ્તાહ=૪૯ વરસ; ૬૨ સપ્તાહ=૪૩૪ વરસ; ½ સપ્તાહ=૩½ વરસ].

ઇ. સ. પૂ. ૪૫૮ |
૪૯ | ૪૦૯–૮ |
૪૩૪ | ઇ. સ. ૨૬ |
૩½ | ૨૯½ |
૩½ | ૩૩.

સિત્તેર સપ્તાહની શરૂઆત ઇ. સ. પૂ. ૪૫૮મી સાલથી થઇ હશે, કેમકે એ સાલે આર્તાહશાસ્તા ૧લાની (૪૬૫–૪૨૪) પરવાનગી લઇને એઝરાની સરદારી નીચે બંદીવાન યહુદીઓ યરૂશાલેમ પાછા આવ્યા (દાની. ૯; ૨૫).

હવે ઇ. સ. પૂ. ૪૫૮માંથી સાત સપ્તાહ કાઢીએ તો ઇ. સ. પૂ. ૪૦૯–૮ની સાલ નીકળે છે. દાની. ૯; ૨૪-૨૭માં સુચવેલું છે કે એ

સાલમાં કોઇ પણ મોટી બિના બની. પણ મોટી શી બિના બની તે માલમ નથી, કેમકે ઇતિહાસ વાંચતાં આ સાલ તદન અપ્રખ્યાત જણાય છે.

ઇ. સ. પૂ. ૪૦૯–૮ માંથી બાસેઠ સપ્તાહ કાઢીએ તો ઈ. સ. પછી ૨૬ મી સાલ નીકળે છે. હવે જો ઇસુ ખ્રીસ્ત ઈ. સ. પૂ. ૪ માં જન્મ્યો તો તે ઇ. સ. પછી ૨૬ મી સાલે જાહેરાંત ધર્મસેવા કરવા લાગ્યો (લુક ૩; ૨૩).

ઈ. સ. ૨૬ માં અર્ધ સપ્તાહ ઉમેરીએ તો ઈ. સ. ૨૯–૩૦ મી સાલ નીકળે છે. આજ વખતે અભિષિક્ત સરદાર (ખ્રીસ્ત) કાપી નખાયો (દાની. ૯; ૨૬).

પણ અર્ધ સપ્તાહ હજી બાકી છે, માટે ઇ. સ. ૨૯–૩૦ માં સાડા ત્રણ વર્ષ ઉમેરીએ તો ઇ. સ. ૩૩ મી સાલ નીકળે છે. જાણે કે એટલી વાર સુધી પ્રભુએ ધીરજ રાખી ઇ. સ. ૩૩ માં નિર્માણ કરેલા સિત્તેર સપ્તાહ પૂરા થયા, અને ત્યારેજ તો પ્રભુનો કોપ સળગી ઉઠયો. ઇ. સ. ૩૩ માં શી બિના બની કે જેમાં પ્રભુનો સળગી ઉઠેલો કોપ પ્રગટ થયો?

ઉપલી બધી ટીકા સ્વીકારવી ખરેખર મુસ્કેલ છે, કેમકે ઇ. સ. પૂ. ૪૦૮ અને ઇ. સ. પછી ૩૩. આ બન્ને સાલ આ ટીકાને અનુકૂળ આવે એવી નથી. છેવટનું અનુમાન આ છે કે દાની. ૯; ૨૪–૨૭ માં સમય-સુચક જે વાત મળે છે તે વાતનો ખુલાસો હજી હાથ આવ્યો નથી. જુઓ દાની. ૧૨; ૪. સરખાવો પ્રે. કૃ. ૧; ૭.

III. ૧૨; ૧૧, ૧૨. "જાથુનું [દહનીઆર્પણ] દૂર કરાઇને વેરાનકારક અમંગળ વસ્તુ ત્યાં રાખવામાં આવશે તે વખતથી એક હજાર બસેં ને નેવું દિવસ થશે. જે વાટ જુએ છે, ને એક હજાર ત્રણસેં ને પાંત્રીસ દિવસે આવવાનો છે, તેને ધન્ય છે." સરખાવો ૧૧; ૩૧ : ૮; ૧૧, ૧૩.

જાથુનું દહનીયાર્પણ બંધ કરાયું તેની સાલ ઘણુંકરીને ૧૬૮ મી છે. હવે ૧૨૯૦ દિવસ ગણીએ તો તેમાં ત્રણ વર્ષ ને સાત માસ થાય છે. આ મુદત ઇ. સ. પૂ. ૧૬૮ મી સાલથી બાદ કરીએ તો ઇ. સ. પૂ. ૧૬૫ મી સાલ નીકળે છે, અને આ સાલે તો મંદિરનું શુદ્ધિકરણ થયું. તેથી કદાચ ૧૬૫ મી સાલ સમયનો અંત કહેવાય, અને તેજ સાલમાં યહુદી લોકોની સતાવણી બંધ પડી ખરી.

૧૨૯૦ દિવસ = ૩½ વર્ષ + ૧ માસ.

૧૩૩૫ દિવસ = ૩½ વર્ષ + ૧ માસ + ૧½ માસ.

હવે ઉપલા ૧૨૯૦ અને ૧૩૩૫ દિવસમાં શો અર્થ રહેલો છે, એ વિષે કોઈ ટીકાકારને કંઈ ચોકસ જાણ્યુ નથી. આપણે નમ્રતાથી કબુલ કરવું જોઇએ કે એમાંની ભેદિક વાત મુદ્રિત રહે છે. એ કોયડો હજી છોડવામાં આવ્યો નથી.

"જે કાળ તથા સમય બાપે પોતાના અખત્યારમાં રાખ્યા છે તે જાણુવાનું તમારૂં કામ નથી" (પ્રે. કૃ. ૧; ૭).

# ભવિષ્યવાદીઓની સાલવાર ટીપ.

[illegible] આશરે ઇ. સ. પૂર્વે [illegible]–૭૯૦. આ સમયમાં આસ્શૂરી રાજ તરફથી [illegible] કંઈ પણ ધાસ્તી હજી [illegible]

૧) [illegible] પૂ. [illegible] ઓબાદ્યાહ ભવિષ્યવાદી.

૨) ,, ,, ૮૩૭–૮૧૭. યોએલ ભવિષ્યવાદી.

II. આશરે ઇ. સ. પૂર્વે ૭૯૦–૭૨૨. આસ્શૂરી રાજ તરફથી ઇસ્રાએલી નહિ તો એફ્રાઇમી રાજને નુકસાન પહોંચે એવો સમય.

૧) આશરે ઇ. સ. પૂ. ૭૮૦. યૂના ભવિષ્યવાદી [આ સાલમાં યૂના હૈયાત હતો એવું લાગે છે; પણ યૂના નામનું જે ભવિષ્યપુસ્તક તે તો લાંબી મુદત પછી, કદાચ ઇ. સ. પૂ. પાંચમા સૈકામાં, રચાયું જણાય છે.]

૨) આશરે ઇ. સ. પૂ. ૭૬૦. આમોસ ભવિષ્યવાદી.

૩) ,, ૭૫૫–૭૪૦. હોશીઆ ભવિષ્યવાદી.

III. ઇ. સ. પૂ. ૭૪૦–૬૩૦. આસ્શૂરી રાજ તરફથી યહુદી રાજને નુકસાન પહોંચે એવો સમય.

૧) ઇ. સ. પૂ. ૭૪૦–૭૦૦. યશાયાહ ભવિષ્યવાદી (અધ્યાય ૧–૩૯).

૨) ,, ,, ૭૩૫–૭૨૫. મીખાહ ભવિષ્યવાદી.

૩) ,, ,, ૬૪૦. નાહૂમ ભવિષ્યવાદી.

IV. ઇ. સ. પૂ. ૬૩૦–૫૮૬. આ સમયમાં બાબેલના રાજ તરફથી યહુદી રાજને નુકસાન પેહોંચે.

૧) આશરે ઇ. સ. પૂ. ૬૩૦–૬૨૨. સફાન્યાહ ભવિષ્યવાદી.

૨) ,, ૬૦૯–૬૦૭. હબાક્કૂક ભવિષ્યવાદી.

૩) ,, ૬૨૭–[illegible]. યિર્મેયાહ ભવિષ્યવાદી.

V. [illegible] પૂ. [illegible] ગૌલ[illegible]નો સમય.

[illegible]

[illegible] ભવિષ્યવાદી.

૩) ,, [illegible]–૫[illegible]. યશાયાહના ભવિષ્યપુસ્તકમાંના અધ્યાય ૪૦–૬૬.

૪) ,, ૬૦૬–૫૩૬. દાનીયેલ ભવિષ્યવાદી [આ સમયમાં દાનીયેલ ભવિષ્યવાદી પોતે હૈયાત હતો; પરંતુ દાનીયેલ નામનું જે ભવિષ્યપુસ્તક તે તો ઇ. સ. પૂ. ૩૦૦ પછી રચાયું, એવું સંભવે છે].

VI. ઇ. સ. પૂ. ૫૩૮–૪૩૦. બાબેલના બંદીપ્રવાસમાંથી નિકળ્યા પછીની મુદ્દત.

૧) ઇ. સ. પૂ. ૫૨૦. હાગ્ગાય ભવિષ્યવાદી.
૨) ,, ,, ,, ૫૨૦–૫૧૮. ઝખાર્યાહ ભવિષ્યવાદી.
૩) ,, ,, ,, ૪૮૦. યશાયાહના ભવિષ્યપુસ્તકમાંના અધ્યાય ૨૪-૨૭.
૪) ,, ,, ,, ૪૩૨. માલાખી ભવિષ્યાદી.

## નિયમગણિત શાસ્ત્રમાં છેલ્લાં બાર ભવિષ્યપુસ્તકોના અનુક્રમ વિષે.

હેબ્રી ધર્મશાસ્ત્રમાં જે વચલો મોટો ભાગ તેને ભવિષ્યોનું નામ આપેલું છે. તેમાં નીચે મુજબના બે પેટાભાગ છે.

૧. **આગલાં ભવિષ્યપુસ્તકો,** એટલે જે ભવિષ્યપુસ્તકો શાસ્ત્રમાં પહેલાં આવે છે તે. (૧) યહોશુઆ, (૨) ન્યાયાધીશ, (૩) ૧+૨ શમૂએલ, (૪) ૧+૨ રાજાઓ.

૨. **પાછલાં ભવિષ્યપુસ્તકો,** એટલે શાસ્ત્રમાં જે ભવિષ્યપુસ્તકો પાછળ આવે છે તે. હવે આ પેટાભાગના બે ઉપપેટાભાગ કર્યા છે. પહેલા ઉપપેટાભાગમાં ત્રણ લાંબાં ભવિષ્યપુસ્તકો સમાએલાં છે, એટલે યશાયાહ, યિર્મેયાહ અને હઝકીએલ. [દાનીયેલના પુસ્તક વિષે જુઓ પૃષ્ઠ ૩૦૧, ૩૦૨]. બીજા ઉપપેટાભાગમાં બાર ટુંકાં ભવિષ્યપુસ્તકો આવેલાં છે, એટલે હોશીઆથી માલાખી સુધીનાં.

હેબ્રી નિયમગણિત શાસ્ત્રમાં તેમજ વલ્ગેટ લાટિન તરજુમામાં અને ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતરમાં પણ છેલ્લાં બાર પુસ્તકોની ગોઠવણ નીચે પ્રમાણે છે.—(૧) હોશીઆ, (૨) યોએલ, (૩) આમોસ, (૪) ઓબાદ્યાહ, (૫) યૂના, (૬) મીખાહ, (૭) નાહૂમ, (૮) હબાક્કૂક, (૯) સફાન્યાહ, (૧૦) હાગ્ગાય, (૧૧) ઝખાર્યાહ, (૧૨) માલાખી.

### હવે શી શી વાતો પર આધાર રાખીને ઉપલો અનુક્રમ સ્વીકાર્યો હશે?

આ સવાલનો એટલો જવાબ આપી શકાય છે કે, લાંબાં પુસ્તકોને પહેલી જગ્યા આપીને તેમની પાછળ ટુંકાં પુસ્તકોને ગોઠવ્યાં. તોપણ આ

નિયમ ઉપરાંત બીજો એક ઉતરતો નિયમ હાથ આવે છે, એટલે પ્રાચીન વખતનાં પુસ્તકોને પહેલી જગ્યા, અને અર્વાંચીન વખતનાં પુસ્તકોને તેમની પાછળની જગ્યા, આપવી.

છેલ્લાં બાર ભવિષ્યપુસ્તકોમાં હોશીઆના પુસ્તકને પહેલી જગ્યા આપી છે, ને આ પુસ્તક તો બીજાં કરતાં લાંબું જણાય છે. યોએલ, આમોસ, ને ઘણુંકરીને ઓબાદ્યાહ પણ પ્રાચીન વખતનાં લખેલાં હતાં ખરાં, પરંતુ આ ત્રણે હોશીઆની સાથે સરખાવતાં ટુંકાં નીકળે છે; તે પરથી પહેલી જગ્યા હોશીઆને આપવામાં આવી.

સપ્તતિ યુનાની તરજુમામાં (ઇ. સ. પૂ. ૨૫૦–૧૫૦) બાર ટુંકાં ભવિષ્યપુસ્તકો પહેલાં આવે છે, અને તેમની પાછળ ત્રણ લાંબાં ભવિષ્યપુસ્તકો. હવે આમ કરવાનું શું કારણ હતું? કદાચ કારણ એવું હતું કે હોશીઆ, યોએલ, આમોસ, તથા ઓબાદ્યાહ એઓ ચારે યશાયાહથી પ્રાચીન વખતના ભવિષ્યવાદીઓ હતા, એ જાણીને તેમનાં રચેલાં ચાર ટુંકાં ભવિષ્યપુસ્તકો ઉપર ચઢાવીને તેમની સાથે બાકીનાં આઠ પણ ખેંચી લાવ્યા; ત્યાર પછી માત્ર ત્રણ મોટાં ભવિષ્યપુસ્તકો રહ્યાં.

બીજી એક વાત જાણવા જોગ છે, એટલે સપ્તતિ તરજુમામાં બાર ટુંકાં ભવિષ્યપુસ્તકોની નવી ગોઠવણ જણાય છે; તે નીચે મુજબની, ૧. હોશીઆ (અધ્યાય ૧૪), ૨. આમોસ (અધ્યાય ૯); ૩. મીખાહ (અધ્યાય ૭); ૪. યોએલ (અધ્યાય ૩); ૫. ઓબાદ્યાહ (અધ્યાય ૧); ૬. યૂના (અધ્યાય ૪). બાકીનાં જે ૭ ટુંકાં ભવિષ્યપુસ્તકો છે તેમની ગોઠવણ રીતસર છે, એટલે ૭. નાહૂમ; ૮. હબાક્કૂક; ૯. સફાન્યાહ; અને બંદીપ્રવાસ પછી રચેલાં જે ત્રણ, એટલે ૧૦. હાગ્ગાય, ૧૧. ઝખાર્યાહ; ૧૨. માલાખી.

હવે જ્યારે લાટિન ભાષામાં વલ્ગેટ તરજુમો કરાયો (ઇ. સ. ૩૮૮-૪૦૪) ત્યારે સપ્તતિ તરજુમામાંની ગોઠવણ ન ગણકારતાં અસલ હેબ્રી શાસ્ત્રમાંની ગોઠવણનો સ્વીકાર કર્યો, અને એનેએજ ગોઠવણ ગુજરાતી અને અંગ્રેજી ભાષાંતરમાં રહેલી છે.

## ઓબાદ્યાહ ભવિષ્યવાદીનું પુસ્તક (આશરે ઈ. સ. પૂ. ૮૪૬).

"ઓબાદ્યાહ" નામનો અર્થ એટલે "યહોવાહનો સેવક." સરખાવો મુસલમાની "અબ્દુલ્લાહ," અને ગુજરાતી "ઇશ્વરદાસ." હેબ્રી કોમના લોકોમાં ઓબાદ્યાહ નામ સાધારણ જેવું હતું. પવિત્ર શાસ્ત્રમાં આ નામના બધા મળીને તેર જણની વાત આવે છે, પણ જે ઓબાદ્યાહ ભવિષ્યવાદી હતો તેના જીવનચરિત્ર વિષે કંઇ પણ ખાતરીપૂર્વક વાત ઉતરી આવી નથી. ઓબાદ્યાહ ૧; ૧ માં એવું મુથાળું લખ્યું છે કે, "ઓબાદ્યાહનું સંદર્શન." જેમ પુસ્તકનું

મથાળું તેમજ પુસ્તક પોતે પણ ટુંકું, હા, જુના કરારનાં પુસ્તકોમાં સૌથી ટુંકું, છે. વળી આ પુસ્તક છેક સાદું છે. તેમાં એકજ વિષયને લગતી વાત આવે છે, એટલે " અદોમની સામે યહોવાહનો વિવાદ."

## ઓબાદ્યાહના ભવિષ્યપુસ્તકનું પૃથક્કરણ.

I. ૧ ; ૧–૯. અદોમ પર આવનાર ન્યાયશાસન વિષે ભવિષ્યવાત.

કલમ ૧. અદોમ પર ચઢાઇ કરવા માટે ઉઠવું, આમ વિદેશીઓને એલચીની મારફતે ફરમાવે છે.

,, ૨. ગર્વિષ્ઠ થએલા અદોમને નીચે પાડવાનો યહોવાહે ઇરાદો કર્યો છે.

,, ૩, ૪. અદોમ દેશમાં ખડક પર બાંધેલાં બહુ મજબુત કિલ્લાબંધ નગરો છે, જેમકે પેત્રા તથા સેલા, અને અદોમીઓ એવાં નગરો પર આધાર રાખવા ચાહતા હતા, તોપણ " હું તને ત્યાંથી નીચે પાડીશ."

,, ૫–૭. અદોમના શત્રુઓ આવી તેને લુટી લેશે અને તેના સંપીલાઓ તેને તજી દેશે.

,, ૮. અદોમના જ્ઞાની પુરૂષોની બુદ્ધિનો નાશ થશે, અને તેના યોદ્ધાઓ ગભરાઈ જશે.

,, ૯. હા, છેવટે એસાવના પર્વત પરથી પ્રત્યેક જણનો સંહાર કતલ વડે થશે.

II. ૧ ; ૧૦–૧૬. આટલું સખત ન્યાયશાસન શા માટે થવું જોઇએ ?

કલમ ૧૦. ન્યાયશાસનનું કારણ બતાવતાં સંભવે છે કે, અદોમે પોતાના ભાઈ યાકૂબ પર બળાત્કાર ગુજાર્યો છે. (યાકૂબ એટલે ઇસ્રાએલ, અને તેનો ભાઈ એસાવ એટલે અદોમ ; સરખાવો પુ. ૨૩ ; ૭.)

,, ૧૧. જ્યારે પારકી દેશજાતિઓએ યરૂશાલેમ લુટી લીધું, ત્યારે, હે અદોમ, તું જાણે તેઓમાંનોજ એક હોય, તેમ તેં કર્યું.

,, ૧૨, ૧૩. વળી યરૂશાલેમની પડતી દશા થઈ ત્યારે અદોમે ઇશારા તથા વચનો તથા કૃત્યો વડે પોતાનો હર્ખ જણાવ્યો.

,, ૧૪. યરૂશાલેમથી યહુદીઓ નાસતા હતા ત્યારે અદોમીઓએ નાકાં ઉપર તાકી રહીને તેમને મારી નાખ્યા, અને બાકીના જેઓ વેરાઈ ગયા તેમને શત્રુના હાથમાં સોંપી દીધા.

કલમ ૧૫. અદોમીઓ પર શું, પણ સર્વ વિદેશીઓ પર, યહોવાહનો દિવસ આવી પડવાનો છે. તેમને પણ સાફ કહેલું છે કે, જેવું તમે કર્યું તેવું તમારા હકમાં કરાશે.

,, ૧૬. સર્વ વિદેશી શત્રુઓ યહોવાહના ક્રોધનું પ્યાલું જાથુ પીશે; તેઓ હતા નહોતા થઈ જશે.

III. ૧; ૧૭–૨૧. પણ યહુદીઓની ચઢતી દશા થશે, અને સિયોનનું ગૌરવ પ્રકાશશે, એવું ધન્યવચન.

કલમ ૧૭. શેષ રહેલો ભાગ યરૂશાલેમમાં સહીસલામત વસશે; એના પર ચઢાઇ ફરીથી કરવામાં આવશે નહિ; ત્યાં તો પવિત્રાઇનું સ્થાન થશે.

,, ૧૮. યાકૂબના વંશજો અને યુસફનું ઘર (યહુદી અને એફ્રાઇમી બન્ને રાજ્ય) એઓનાં બારે કુળ ફરીથી એકરૂપ થઇને અદોમનો પૂરો નાશ કરશે.

,, ૧૯, ૨૦a. હવે તો બન્ને સંપીલાં થઇને સ્વદેશની ભૂમિનો કબજો લેશે. વળી તે ઉપરાંત પૂર્વ ગમના અદોમીઓ તથા પશ્ચિમ ગમના પલિસ્તીઓનો પણ કબજો લેશે.

,, ૨૦b, ૨૧. સિયોનનો પુરો છુટકારો થશે. પછી એસાવના પર્વતનો ન્યાય કરવાને ઉદ્ધારકર્તાઓ સિયોન પર્વત પર હાજર થશે, અને રાજ્ય યહોવાહનું થશે.

## ઓબાદ્યાહનું ભવિષ્યપુસ્તક કયારે રચાયું (આશરે ઈ. સ. પૂ. ૮૪૬).

ઘણા ટીકાકારો એવો મત ધરાવે છે કે, યરૂશાલેમનો નાશ ઇ. સ. પૂ. ૫૮૬ માં થયા બાદ આ પુસ્તક રચાયું; પણ એ મત સ્વીકારવો મુશ્કેલ લાગે છે. ઓબા. ૧; ૧–૯ માં જે વાત આવે છે તેનેતેજ વાત યિર્મેયાહે પોતાના પુસ્તકમાં દાખલ કરી (યિર્મે. ૪૯; ૭–૨૨), એવું બહુ સંભવે છે, અને યિર્મેયાહે એ ફકરો યરૂશાલેમનો નાશ થયા પહેલાં લખ્યો હતો, એવું યિર્મે. ૪૯; ૧૨ પરથી જણાય છે. હવે જો ઓબાદ્યાહનું પુસ્તક ઇ. સ. પૂ. ૫૮૬ પછી ન લખાયું તો કયારે લખાયું હશે? ઇ. સ. પૂ. ૫૮૬ પહેલાં કયારે કયારે યરૂશાલેમ નગર લુટી લેવામાં આવ્યું હતું? ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે કે એવા ત્રણ દાખલા બન્યા.

૧. આશરે ઇ. સ. પૂ. ૯૩૪ માં મિસર દેશના રાજા શીશાકે યરૂશાલેમ નગર લુટી લીધું હતું. જુઓ ૧ રાજા ૧૪; ૨૫, ૨૬. તે વખતે રહાબઆમ યહુદાહનો રાજા હતો (ઈ. સ. પૂ. ૯૩૮–૯૨૨), પણ આ અરસામાં અદોમી દેશ તો યહુદી રાજને તાબે હતો, માટે આ પ્રસંગે ઓબાદ્યાહનું પુસ્તક રચી શકાયું નહિ.

૨. ૨ રાજા. ૧૪; ૧૩, ૧૪ માં બતાવ્યું છે કે, યહુદાહના રાજા અમાસ્યાહના વખતમાં (ઈ. સ. પૂ. ૭૯૮–૭૬૯) ઇસ્રાએલના રાજા યહોઆશે (ઇ. સ. પૂ. ૭૯૯–૭૮૩) યરૂશાલેમ પર ચઢાઈ કરી તેને (આશરે ઈ. સ. પૂ. ૭૯૬ ની સાલે) લુટી લીધું. તો શું આ પ્રસંગે ઓબાદ્યાહે પોતાનું ભવિષ્ય-પુસ્તક રચ્યું? પણ એમ કેમ બને? જુઓ કલમ ૧૧ માં સાફ કહે છે કે, લુટનારા લોક પારકા પરદેશી હતા.

૩. પણ આશરે ઇ. સ. પૂ. ૮૪૬ માં યરૂશાલેમ નગર ત્રીજે ફેરે લુટાયું, એટલે યહુદાહના રાજા યહોરામના વખતમાં (ઇ. સ. પૂ. ૮૫૧–૮૪૪) પલિસ્તીઓ તથા અરબોએ સંપીલા થઇને યરૂશાલેમ નગર પર ચઢાઈ કરી ત્યારે (૨ કાળ. ૨૧; ૧૬, ૧૭). હવે આ વખતે લુટનારા પારકા તથા પરદેશી હતા ખરા, એટલુંજ નહિ પણ આ સમયે અદોમ દેશના લોક સ્વતંત્ર થયા હતા, કેમકે ઉપલી ચઢાઈ થઈ તે પહેલાં ત્રીજે વરસે અદોમીઓ યહુદી રાજની ઝુંસરી તળેથી નીકળી ગયા હતા, જુઓ ૨ રા. ૮; ૨૦–૨૨. વળી ઓબા. ૩, ૧૨ માં અદોમીઓના ગર્વ વિષે વાત છે. હવે ત્રણ વરસ ઉપર સ્વતંત્ર થયા એવા લોક ગર્વિષ્ઠ હોય એમાં શી નવાઇ? માટે છેવટનું એજ અનુમાન સ્વીકારવા જોગ નીકળે છે કે, ઓબાદ્યાહનું પુસ્તક આશરે ઈ. સ. પૂ. ૮૪૬ માં રચાયું.

## મસીહને લગતાં ભવિષ્યો.

મસીહને લગતું ખુલ્લું એવું કંઈ ભવિષ્ય ઓબાદ્યાહના પુસ્તકમાં નથી, પણ ૨૧ મી કલમમાં આમ લખ્યું છે કે, "એસાવના પર્વતનો ન્યાય કરવાને ઉદ્ધારકર્તાઓ સિયોન પર્વત પર હાજર થશે." હવે એમાં શું સમજવું? પ્રાચીન વખતે ન્યાયાધીશો દેશનો ઉદ્ધાર કરવા ઊભા થયા હતા, અને એવા ઉદ્ધારકર્તાઓ હાલ યહુદીઓના શત્રુઓનો ન્યાય કરવા માટે ઉભા થશે, એવું આ ભવિષ્યમાં કહેલું છે. વળી એજ કલમમાં લખ્યું છે કે, "રાજ યહોવાહનું થશે." યહોવાહનું રાજ સ્થપાશે, બેશક, પણ શત્રુઓની સામે યુદ્ધ કર્યાંથી અને તેમના પર ફતેહ પામ્યાથી સ્થપાશે, એવું સુચવેલું છે. હજી સુધી ઇસ્રાએલી લોકના તેડામાં જે આત્મિક અર્થ રહેલો છે તે વિષે કશો પત્તો હાથ લાગતો નથી, અને યહોવાહનું જે રાજ તે આત્મિક રાજ જણાશે, એવું કંઇ હજી સુચવેલું નથી. દેશભૂમિના અનેક ઉદ્ધારકર્તાઓ હાજર થશે, પણ દેશ-ભૂમિનો બચાવનાર તે એકજ જણમાં પ્રગટ થશે, એટલે મસીહમાં પ્રગટ થશે, એવી કંઇ ખુલ્લી વાત આ ભવિષ્યમાં રહેલી નથી. મસીહને લગતી જે સુચના તે માત્ર ઝાંખી ને ઝાંખી રહે છે.

## યોએલ ભવિષ્યવાદીનું પુસ્તક (આશરે ઇ. સ. પૂ. ૮૩૭–૮૧૭).

"યોએલ" એ નામનો અર્થ એટલે "યહોવાહ તે દેવ." સરખાવો ગુજરાતીમાં "રામેશ્વર." યોએલના બાપનું નામ પથૂએલ હતું. ઓબાદ્યાહની પેઠે યોએલનું નામ પણ હેબ્રી લોકમાં બહુ સાધારણ હતું, અને પવિત્ર શાસ્ત્રમાં એજ નામના બધા મળીને ચૌદ જણની વાત મળી આવે છે. યોએલ ભવિષ્યવાદી વિષે આ પુસ્તકમાંથી જૂજ જૂજ વાત હાથ આવે ખરી, પણ તે ઉપરાંત તમામ શાસ્ત્રમાં બીજો કોઈ પત્તો તેના જીવનચરિત્ર વિષે હાથ લાગતો નથી.

૧; ૨ માં કહે છે કે, "દેશના સર્વ રહેવાસીઓ, તમે સાંભળો ને કાન દો." હવે એમાં કિયા દેશના લોક સમજવા? ઘણુંકરીને યહુદાહ દેશના લોક સમજવા જોઇએ, અને યોએલ પોતે યહુદાહ દેશનો વતની હતો, એવું સંભવે છે; કેમકે—

(૧) પોતાના પુસ્તકમાં સિયોન વિષે વાત વખતે વખતે આવે છે, ૨; ૧, ૧૫, ૩૨: ૩; ૧૬, ૧૭, ૨૧;
(૨) સિયોનના છોકરા વિષે, ૨; ૨૩;
(૩) યહુદાહ તથા યરૂશાલેમ વિષે, ૨; ૩૨; ૩; ૧, ૧૬, ૧૭, ૧૮, ૨૦.
(૪) યહુદાહના વંશજો અને યરૂશાલેમના લોકો વિષે, ૩; ૬, ૮, ૧૯.

હવે સિયોન, યહુદાહ, અને યરૂશાલેમ, એઓને લગતી ઉપલી એવી એવી ખાસ વાત આવે છે કે જે પરથી લગભગ ખાતરીપૂર્વક અનુમાન કરી શકીએ કે, યોએલ પોતે યરૂશાલેમનો રહેવાસી હતો, નહિ તો યરૂશાલેમની પડોસમાં રહેતો હતો.

### યોએલ ભવિષ્યવાદીના પુસ્તકનું પૃથક્કરણ.

I. ૧; ૨–૨; ૧૭, (કલમ ૩૬); વિનંતીપૂર્વક બોધ.

II. ૨; ૧૮–૩; ૨૧, (કલમ ૩૬); યહોવાહ તરફથી પ્રગટ કરેલો જવાબ.

I. ૧; ૨–૨; ૧૭. યોએલે આપેલો વિનંતીપૂર્વક બોધ.

તીડો તથા સુકવણાથી યહુદાહ દેશ વેરાન થઈ ગયો હતો, માટે નમ્રતાસહિત પસ્તાવો કરવાને દેશના સર્વ રહેવાસીઓને સંબોધે છે.

૧) ૧; ૨–૨૦. યોએલનું પહેલું ભાષણ.

અપૂર્વ આફતો દેશ પર આવી પડી હતી કે જેઓ લાંબી મુદત સુધી યાદ રહેશે.

(૧) ૧ ; ૨–૪. જીવડાં, તીડો, કાતરાઓ, ને યેળો, એ ચારે એક પછી એક દેશ પર આવી પડ્યાં હતાં, ને ભૂમિ જાણે કે નાગી થઈ ગઈ હતી.

(૨) ૨ ; ૫–૭. હવે તો છાકટાઓને લહેજતદાર દ્રાક્ષરસ ક્યાંથી મળે ? દ્રાક્ષવેલા નિષ્ફળ થયા છે, માટે, છાકટાઓ, તમે જાગો, વિલાપ કરો, ને પોક મુકો.

(૩) ૧ ; ૮–૧૦. સિયોન પણ તાટ વિંટીને વિલાપ કરે, કેમકે મંદિરમાં અર્પણ ચઢાવવાને અર્થે જોઇતો મેંદો તથા દ્રાક્ષરસ ખુટે છે.

(૪) ૧ ; ૧૧, ૧૨. ખેડુતો તથા દ્રાક્ષમાળીઓ, તમે પણ પોક મુકો, કેમકે ખેતરના પાકનો નાશ થયો છે, ને સીમનાં બધાં વૃક્ષ સુકાઈ ગયાં છે.

(૫) ૧ ; ૧૩, ૧૪. યાજકો તથા વેદીના સેવકો, તમે પણ પોક મુકો, કેમકે ખાદ્યાર્પણો તથા પેયાર્પણો દેવના ઘરથી પાછાં રાખવામાં આવ્યાં છે. તમારે ઉપવાસ પાળવાનું ફરમાવવું જોઇએ.

(૬) ૧ ; ૧૫–૨૦. યાજકનો વિલાપ વર્ણવેલો છે કે જેમાં પશુપ્રાણી પર તથા માણસ પર આવેલાં સંકટોની દયાજનક વિગત આપેલી છે.

૨) ૨ ; ૧–૧૭. યોએલનું કરેલું બીજું ભાષણ.

એમાં યહોવાહના છેક નજદીક આવેલા ભયંકર દિવસ વિષે વાત આવે છે ; વળી પસ્તાવો કરવાનો બોધ આપે છે.

(૧) ૨ ; ૧–૧૧. ૧ ; ૧૫ માં યહોવાહના દિવસ વિષે સુચના આવી હતી, હવે એ દિવસ વિષે વધારે વાત જણાવે છે. તીડો આવ્યાં હતાં ખરાં, પણ, જોજો, એમાં યહોવાહનું અસંખ્યાત તથા અજિત સૈન્ય સમજવાનું છે, હા, પોતાનું વચન અમલમાં લાવવાને માટે યહોવાહ પોતાના સૈન્યને મોખરે સાદ કાઢીને આવે છે.

(૨) ૨ ; ૧૨–૧૪. તો પણ અત્યારે ખરા મનથી પસ્તાવો કરીને યહોવાહ તરફ પાછા ફરશો, તો તેની તરફથી આશીર્વાદ ફરી ઉતરી આવશે, ને તમે યહોવાહની આગળ પેયાર્પણ ફરીથી ચઢાવી શકશો, કેમકે યહોવાહ કૃપાળુ તથા પૂર્ણ કરૂણાળુ, કોપ કરવે ધીમો તથા પુષ્કળ દયાળુ છે.

(૩) ૨ ; ૧૫–૧૭. યોએલ સિયોનના સર્વ પંક્તિના લોકને ઉપવાસ ઠરાવવાનું તથા ધર્મમેળાવડો બોલાવવાનું ફરમાવે છે; વળી યાજકોએ જે વિનંતી રડારડ સાથે કરવી જોઇએ તે વિનંતીના શબ્દ શીખવે છે.

[ઉપલી વાતમાં પુસ્તકનો પહેલો ભાગ આવી ગયો. હવે તો પવિત્ર ઉપવાસ પળાવવામાં આવ્યો (૨ ; ૧૮), ને ત્યાર બાદ પુસ્તકનો બીજો ભાગ શરૂ થાય છે.]

II. ૨ ; ૧૮–૩ ; ૨૧. યહોવાહ તરફથી પ્રગટ કરેલો જવાબ કે જેમાં તે સંકટમાંથી છુટા કરવા વિષે વચન આપે છે.

૧) ૨ ; ૧૮–૨૭. થોડી મુદતમાં સંકટો દૂર કરવામાં આવશે.

(૧) ૨ ; ૧૮. યહોવાહને પોતાના લોક પર દયા આવી છે.

(૨) ૨ ; ૧૯, ૨૦. વિનાશકારક જે તીડોનું સૈન્ય તેને ધણે દૂર કાઢીશ અને તેઓ નષ્ટ થશે.

(૩) ૨ ; ૨૧–૨૩. દેશભૂમિ, ઢોરઢાંક, તથા પ્રજા ફરીથી હર્ષિત થશે.

(૪) ૨ ; ૨૪, ૨૫. આગલો તથા પાછલો વરસાદ ફરીથી વરસાવવામાં આવશે, ને પુષ્કળ પાક મળશે.

(૫) ૨ ; ૨૬, ૨૭. ઇસ્રાએલી લોક એવો મોટો છુટકારો પામવાથી ખાતરીપૂર્વક સમજશે કે યહોવાહ તેજ અમારો દેવ [સરખાવો "યોએલ" નામ].

૨) ૨ ; ૨૮–૩૨. પણ સંસાર બાબતના આશીર્વાદો તથા ધમકી એઓ કેવળ ઉપમારૂપ છે, અને આગળ જતાં લોકો પર આત્મિક આશીર્વાદ તથા ન્યાયશાસન આવી પડશે.

(૧) ૨ ; ૨૮, ૨૯. ભવિષ્યમાં થનાર આત્મિક આશીર્વાદો વિષે. યહોવાહ સર્વ દેહધારીઓ પર પોતાનો આત્મા રેડી દેશે (સરખાવો પ્રે. કૃ. ૨ ; ૧૬–૨૧).

(૨) ૨ ; ૩૦, ૩૧. ભવિષ્યમાં થનાર આત્મિક ન્યાયશાસન વિષે. યહોવાહનો મોટો તથા ભયંકર દિવસ આવે તે પહેલાં કુદરતમાં ભયાનક ચિહ્ન જણાઇ આવશે.

(૩) ૨ ; ૩૨. ન્યાયશાસન આવશે ખરૂં, પરંતુ જે કોઈ યહોવાહના નામની વિનંતી કરશે તે તારણ પામશે. યરૂશાલેમમાંના કેટલાક બચી જશે, ને બાકીનાઓમાંથી જેમને યહોવાહ તેડશે તેઓ બચશે.

૩) ૩; ૧–૧૫. યહોવાહનો દિવસ ખરેખર ન્યાયશાસન કરવાનો દિવસ થશે.

(૧) ૩; ૧–૮. જે દેશજાતિઓએ યહોવાહના વારસા ઇસ્રાએલને હેરાન કરી નાખ્યો તે દેશજાતિઓને (ફિનિકે તથા પલેશેથના) લોકને યહોવાહની અદાલતમાં રજુ થવા ફરમાવે છે. પછી ઝડપથી યહોવાહ તેમને બદલો ભરી આપશે.

[સુચવેલું છે કે યહોવાહની અદાલત યહોશાફાટની ખીણમાં બેસશે, ૩; ૨. હવે એ ખીણ કયાં આવેલી છે, તે વિષે ચોકસ ખબર નથી, પણ ઘણુંકરીને તે યરૂશાલેમની પડોશમાં હતી. જ્યારે અદોમીઓ તથા આમ્મોનપુત્રોએ સંપીલા થઇને યહુદાહના રાજા યહોશાફાટ પર ચઢાઈ કરી (૮૭૬–૮૫૧), ત્યારે એ દેશજાતિઓ યહોશાફાટની ખીણમાં હારી ગઇ. હવે યહુદી લોકને યોએલના વખતમાં (૮૩૭-૮૧૭) ઉપલી જિતની તાજી યાદ રહી હશે, એ પરથી સુચવેલું છે કે, એજ ખીણમાં દેશજાતિઓનો નાશ કરવામાં આવશે.]

(૨) ૩; ૯–૧૫. બનતાં સુધી ચઢાઇ કરવા સારૂ સર્વ દેશજાતિઓને ભેગી થવાને બોલાવે છે, તોપણ તેમનું બધું વ્યર્થ નીકળશે. તેઓ જ્યાં ભેગી થાય ત્યાં તેમનો સામટો નાશ સમુળગો થશે.

૪) ૩; ૧૬–૨૧. વળી યહોવાહનો દિવસ તે તારણ સાધવાનો દિવસ થશે.

(૧) ૩; ૧૬. તે દિને યહોવાહ પોતાના લોકનો આશ્રય જણાશે.

(૨) ૩; ૧૭. ત્યાર પછી કોઈ પારકાઓ મારા પવિત્ર પર્વત સિયોન પર તેમજ પવિત્ર નગર યરૂશાલેમ પર ચઢાઇ કરશે નહિ.

(૩) ૩; ૧૮. યહુદીઓની દેશભૂમિ અજાયબ રીતે સફળતા પામશે.

(૪) ૩; ૧૯. યહુદાહપુત્રો પર બળાત્કાર કર્યાંને લીધે મિસર વેરાન દેશ અને અદોમ ઉજ્જડ અરણ્ય થઈ જશે.

(૫) ૩; ૨૦, ૨૧. ત્યાર બાદ યહુદાહ તથા યરૂશાલેમ સદા સર્વકાળ સુધી રહેશે. તેમને ક્ષમા કરવામાં આવશે, ને તેઓ નિર્દોષ ગણાશે, કેમકે યહોવાહ સિયોનમાં રહે છે (સરખાવો "યહોવાહ શામ્માહ, એટલે" હઝકીએલના પુસ્તકમાંના છેલ્લામાં છેલ્લા શબ્દો).

## યોએલનું પુસ્તક રચવાની સાલ.

યોએલનું પુસ્તક રચવાની સાલ ઘણુંકરીને ઈ. સ. પૂ. ૮૩૭–૮૧૭ની વચમાં છે, એટલે યહુદાહના રાજા યોઆશની કારકીર્દીના પૂર્વાર્ધનાં વીસ વરસમાં નીચે લખેલી ચાર દેશજાતિઓ વિષે જે વાત યોએલના પુસ્તકમાં જણાવેલી છે તે વાતની સાથે ઉપલી સાલ બંધબેસતી છે.

૧) મિસર દેશ (૩; ૧૯). ઈ. સ. પૂ. ૯૩૪માં મિસરના રાજા શીશાકે યહુદાહ પર ચઢાઇ કરી હતી. તે વખતે તેણે રાજાનો રાજમહેલ તથા યહોવાહનું મંદિર લુટીને તેમાંનાં દ્રવ્યો લઇ લીધાં, ૧ રા. ૧૪; ૨૫-૨૮: ૨ કાળ. ૧૨; ૨-૧૨. એ વાતની યાદ હજી તાજી હતી એટલામાં મિસર વિષે ભવિષ્ય બોલાયું.

૨) અદોમ દેશ (૩; ૧૯). દાઉદના જમાનાથી અદોમના લોક યહુદાહની ઝુંસરી તળે રહેલા હતા, પણ યહોરામ (૮૫૧-૮૪૪) યહુદાહની ગાદી પર બેઠો, ત્યાર પછી બે ત્રણ વરસમાં અદોમીઓએ બંડ ઉઠાવ્યો, ને તેઓ ઝુંસરી તળેથી નીકળીને સ્વતંત્ર થયા, ૨ રાજા ૮; ૨૦-૨૨: ૨ કાળ. ૨૧; ૮-૧૦. ઘણુંકરીને આ વખતે જેટલા ઇસ્રાએલી લોક અદોમ દેશમાં રહેનારા હતા તેમને અદોમીઓએ કતલ કરી નાખ્યા. યોએલે એ વાત સંભારતાં પોતાના પુસ્તકમાં જણાવ્યું કે અદોમ દેશ ઉજડ અરણ્ય થશે.

૩) પલેશેથ (૩; ૪, ૫). ૨ કાળ. ૨૧; ૧૬, ૧૭ પરથી માલુમ પડે છે કે આશરે ૮૫૦-૮૪૬ની વચમાં પલિસ્તીઓ તથા અરબો બંને સંપીલા થયા, ને યરૂશાલેમ લુટીને રાજમહેલમાંથી સર્વ દ્રવ્યો લઇ ગયા; વળી યહોરામ રાજાના બધા દીકરા (યહોઆહાઝ સિવાય) તથા તેની સ્ત્રીઓ પણ હરણ કરી ગયા. એ અફસોસની વાત થયાને લીધે યોએલ પલેશેથના સર્વ પ્રાંતો પર આવનાર સજા વિષે ભવિષ્ય કહે છે.

૪) ફેનીક દેશમાંના સૂર તથા સીદોન (૩; ૪, ૬, ૭, ૮) એ મોટાં બંદરોમાં રહેનાર લોકો દરિયામાં વિશેષ વેપાર ચલાવતા હતા, ને છોકરા છોડીઓને ગુલામ દાખલ બંદીવાન કરીને વેચતા. તે પરથી આ લોકો પર પણ ભારે આફત આવી પડશે એવું યોએલે જણાવ્યું.

હવે યોએલના પુસ્તકમાં ઉપલી ચાર દેશજાતિઓ વિષે મજકુર સુચના આપેલી છે, અને ચારે વાત ઈ. સ. પૂ. ૮૩૭-૮૧૭ની સાલને બંધબેસતી

આવે છે; જે પરથી અનુમાન કરી શકાય છે કે યોએલનું પુસ્તક ઘણુંકરીને યહુદાહના રાજા યોઆશની કારકીર્દી ( ૮૩૮-૭૯૮ ) ના પૂર્વાર્ધમાં રચાયું હશે.

**યોએલના પુસ્તકમાંનાં વાકયોનો નવા કરારમાં ઉતારો.**

| | | |
|---|---|---|
| યો. ૨ ; ૨૮, ૨૯ | પવિત્ર આત્મા રેડાશે | પ્રે. કૃ. ૨ ; ૧૭-૨૧. |
| યો. ૨ ; ૩૨ | વિદેશીઓનું તેડું થશે | રૂમી. ૧૦ ; ૧૩. |

જેમ ઓબાદ્યાહના પુસ્તકમાં તેમ યોએલમાં પણ આવનાર ત્રાતા વિષે વાત આવે છે, પણ તારનાર એક જણમાં, એટલે મસીહમાં, પ્રગટ થશે, એ વિષે બોધ હજી ઝાંખો રહે છે.

---

# યૂના ભવિષ્યવાદીનું પુસ્તક.

યૂના પોતે આસરે ઇ. સ. પૂર્વે ૭૮૦ માં હયાત હતો એવું લાગે છે, પણ યૂના નામનું પુસ્તક ઇ. સ. પૂર્વે પાંચમા સૈકામાં રચાયું એવું સંભવે છે.

હેબ્રી ભાષામાં યૂનાને "યોના" કહે છે, અને યોના શબ્દનો અર્થ એટલે "કબુતર." સરખાવો "સીમોન બાર-યોના," મા. ૧૬ ; ૧૭. યૂના ભવિષ્યવાદીનો બાપ અમિત્તાય નામનો હતો, જુઓ ૧ ; ૧.

૨ રાજા ૧૪; ૨૫માં બતાવ્યું છે કે, અમિત્તાયનો દીકરો યૂના ભવિષ્યવાદી ગાથ-હેફેરનો વતની હતો, અને એ ગામ ઝબુલૂન કુળમાં આવેલું છે. યહુદીઓમાં એવી દંતકથા ચાલે છે કે, યૂના સારફાથમાં રહેનાર વિધવાનો દીકરો હતો, કે જેને એલીયાહે જીવતો કર્યો હતો ( ૧ રા. ૧૭; ૯, ૨૨ ). વળી દંતકથામાં બતાવ્યું છે કે, યેહૂને ઇસ્રાએલનો રાજા થવા સારૂ અભિષિક્ત કરવાને માટે જે જુવાનને એલીશાએ મોકલ્યો, તે જુવાન તો યૂના હતો, ૨ રા. ૯ ; ૧, ૨, ૬ ( યેહૂ, ઇ. સ. પૂ. ૮૪૩-૮૧૬ ). ઉપલી દંતકથા ખરી હોય કે ખોટી હોય તોપણ ઘણુંકરીને તેમાં યૂનાની સાલ વિષે કંઇક પત્તો હાથ આવે છે.

૨ રાજા ૧૦ ; ૩૨, ૩૩ પરથી જણાય છે કે, સીરી દેશના રાજા હઝાએલે યેહૂ રાજાની પાસેથી ઇસ્રાએલી રાજ્યની કેટલીક ભૂમિ લઈ લીધી હતી. પણ આગળ જતાં ઇસ્રાએલના રાજા યરોબઆમ ૨ જાની પાસે ( ઈ. સ. પૂ. ૭૮૩–૭૪૩ ) યૂનાની મારફતે પ્રગટ કરવામાં આવ્યું કે, હસ્તગત કરેલી ઉપલી ભૂમિ તારા હાથમાં પાછી સોંપાશે, ને સીરી રાજ્યને જીત્યા બાદ ઇસ્રાએલી રાજ્ય અસલ વખતની હદ સુધી ફરીથી પહોંચશે, ૨ રા. ૧૩ ; ૨૫ : ૧૪; ૨૫. હવે કાળાંતરે શું થયું? આસ્શૂરી લોકે દમસ્ક નગર પર ચઢાઇ કરી, ત્યારે સીરી રાજ્ય નબળું થવા આવ્યું, માટે એ તકનો લાભ લઇને યરોબઆમ ૨ જાએ અસલ રાજ્યભૂમિ ફરીથી કબજે કરી લીધી. આ પ્રમાણે યૂનાની ભવિષ્યવાત

સાચી પડી. પરંતુ એક વાત પર વિશેષ ધ્યાન આપવું જોઈએ, એટલે જે આસ્શૂરી રાજ્યે સીરી રાજ્યને નબળું કર્યું હતું. તેનેતેજ આસ્શૂરી રાજ્ય આગળ જતાં ઈસ્રાએલ પર ચઢાઇ કરે, અને સમરૂન નગર જીતી લે, એવું સંભવતું હતું. એમ છતાં પણ પ્રભુએ યૂનાને એવો હુકમ આપ્યો કે, આ આસ્શૂરી શત્રુરાજ્યની પાસે તારે જવું, અને ત્યાંના લોકને પસ્તાવો કરવાનો બોધ આપવો, એ માટે કે પ્રભુ તેઓ પર દયા કરે. આ સોંપણી યૂનાને મળી એટલામાં તે તો વિદેશીઓની ગમનો પહેલામાં પહેલો મોકલાએલો પ્રેરિત નીકળ્યો.

આ પુસ્તક ધ્યાનપૂર્વક વાંચીએ તો સાફ માલમ પડે છે કે, પુસ્તક રચનાર યૂના પોતે ન હતો, પણ એના સંબંધી એમાં વાર્ત્તા રહેલી છે, તેજ કારણ માટે આ પુસ્તકને યૂના નામ આપવામાં આવ્યું છે.

## યૂનાનું પુસ્તક રચવાનો શો હેતુ હતો?

બે ત્રણ હેતુ રચનારના મનમાં હતા એવું લાગે છે, જેમકે ખરો પસ્તાવો કરીએ તો ઇશ્વર પોતાનું ધારેલું મુકી દઇને દયા કરે છે, એવો બોધ આપવાનો એક હેતુ હતો. વળી બધી ભવિષ્યવાતો સરતયુક્ત છે, એટલે ફલાણું કરશો તો ફલાણું ભોગવશો, નહિ તો નહિ, એવી ચેતવણીરૂપ શિખામણ આપવાની આશા હતી.

પરંતુ રચનારના મનમાં ઘણુંકરીને એજ મુખ્ય હેતુ જણાઈ આવે છે કે, ઇશ્વર પોતાનાં કૃપાદાન એકલી ઇસ્રાએલી કોમ પર રેડશે એમ નહિ, પણ જો વિદેશી લોક પોતાનાં પાપ તજી દઇને ને પસ્તાવિક મન રાખીને ઇશ્વરની ગમ વળે તો તે વિદેશી લોક પર યહોવાહ પોતાની કૃપા મોકલવા ઇચ્છે છે. એ વિષે યોએલના પુસ્તકમાં પણ સુચના મળે છે, "જે કોઈ યહોવાહના નામની વિનંતી કરશે તેજ તારણ પામશે, જેમને યહોવાહ તેડે છે તેઓ બચશે" યોએ૦ ૨ ; ૩૨ ; પણ યૂનાના પુસ્તકમાં એવા બોધનો મોટો દાખલો બતાવવામાં આવ્યો છે.

## યૂનાના પુસ્તકનો સાર.

I. ૧ ; ૧–૧૬. યૂનાએ જે અનાજ્ઞાંકિતપણું કર્યું, તેથી જે માઠાં પરિણામ થયાં તે વિષે.

યૂનાએ આસ્શૂરી રાજ્યની રાજધાની નીનવેહ નગર જે યહુદાહ દેશથી છેક પૂર્વ દિશામાં આવેલું છે, તે તરફ જવાની પોતાની નાખુશી જણાવી, અને ત્યાંથી નાસતાં તે તાર્શીશ નગર જે પશ્ચિમ દિશાનું છેક છેટેનું નગર હતું તે તરફ જવા સારૂ વહાણ પર ચઢ્યો. (આ નગર

તો સ્પેન દેશને કિનારે આવેલું ફેનીકી લોકનું વસાવેલું બંદર હતું.) પણ એટલામાં યહોવાહે સમુદ્રમાં ભારે વાવાઝોડું મોકલી દીધું, ત્યારે ખલાસીઓ બીધા, ને તેઓ પોતપોતાના દેવને પોકારવા લાગ્યા; પણ યૂના જે યહોવાહથી નાસનાર તે તો ભરઉંઘમાં પડ્યો હતો. પછી ખલાસીઓએ તેને જગાડીને કહ્યું કે, તું ઉઠ, ને તારા દેવની વિનંતી કર. હવે તોફાનને લીધે ભારે જોખમ હતું, માટે સૌએ એવો ઠરાવ કર્યો કે, ચાલો, આપણે ચિઠ્ઠીઓ નાખીએ કે, આ વિઘ્ન કોને લીધે આપણા પર આવ્યું છે તે જાણીએ. ચિઠ્ઠીઓ નાખતાં ચિઠ્ઠી તો યૂનાને નામે આવી. એટલામાં યૂનાએ ખલાસીની આગળ સાફ કબુલ કર્યું કે, હું હેબ્રી છું, ને સમુદ્ર તથા કોરી ભૂમિના કર્તા સૈન્યોના દેવ યહોવાહનો ડર રાખનાર છું. પછી ખલાસીઓએ બહુજ હલેસાં માર્યાં, પણ તોફાન સખત હોવાને લીધે તેઓનું કશું વળ્યું નહિ, માટે છેવટે યહોવાહની બૂમ પાડીને ક્ષમા માગી, ને યૂનાને ઉંચકીને સમુદ્રમાં ફેંકી દીધો.

II. ૧; ૧૭–૨; ૧૦. યૂના પર યહોવાહે જે કૃપા કરી તે વિષે, (સરખાવો ૪; ૬–૯).

યહોવાહે એક મોટી માછલી યૂનાને ગળી જવા સારૂ તૈયાર કીધી હતી; અને યૂના ત્રણ દિવસ ને ત્રણ રાત માછલીના પેટમાં રહ્યો. ત્યારે યૂનાએ માછલીના પેટમાંથી પોતાના દેવ યહોવાહની પ્રાર્થના કીધી, અને યહોવાહે માછલીને આજ્ઞા કરી ને તેણે યૂનાને કોરી જમીન પર ઓકી કાઢ્યો. યૂનાની પ્રાર્થના જે બીજા અધ્યાયમાં છે, તેનો ઘણો ભાગ સ્તોત્રરૂપી જણાય છે, અને અજાયબ જેવું લાગે છે કે આમાં માછલી વિષે જરા પણ વાત આવી નથી. તમામ પુસ્તકમાં માછલી વિષેની વાત બેજ કલમમાં રહેલી છે, એટલે ૧; ૧૭ અને ૨; ૧૦ માં.

III. ૩; ૧-૧૦. નીનવેહમાં જવા સારૂ યહોવાહનું વચન બીજી વાર યૂના પાસે આવ્યું કે, ઉઠ. હવે આ બીજે ફેરે હુકમ આવ્યો, ત્યારે તે ઉઠીને નીનવેહ ગયો, અને નગરની વચ્ચે બૂમ પાડીને કહ્યું કે, ચાળીસ દિવસ પછી નીનવેહનો નાશ થશે. એની બૂમનો અર્થ એવો જણાયો કે તમારાં પાપનો અંત, નહિ તો તમારા પંડનો નાશ, થવોજ જોઈએ. આ બૂમ સાંભળીને નીનવેહના સૌ લોકોએ, એટલે રાજા તથા પ્રજા બધાંએ, ઉપવાસ કર્યો, અને નાનામાં નાનાથી તે મોટામાં મોટા સુધી સર્વેએ તાટ પહેર્યું. તેઓ પોતાના ભુંડા માર્ગોથી ફર્યા છે, એ જોઇને દેવે તેઓ પર જે આપત્તિ આણવાનું કહ્યું હતું, તે વિષે તેને પશ્ચાત્તાપ થયો, ને તેણે તે અમલમાં ન આણી, (સરખાવો યિર્મે. ૧૮; ૭-૧૦).

એટલામાં એવું જણાય છે કે યહોવાહ નીનવેહ પર જે સજા કરવાનો હતો તે મુલતવી રાખવામાં આવી. નીનવેહના રહેવાસીઓ કંઇક મુદ્દત સુધી બચ્યા ખરા, પણ તે લોક ફરીથી પાપ કરવા લાગ્યા માટે છેવટે તેઓનો નાશ થયો (ઇ. સ. પૂ. ૬૦૬). તે શાસનરૂપ નાશ વિષેની વાત નાહૂમના પુસ્તકમાં મળી આવે છે.

IV. ૪; ૧-૫. યહોવાહે યૂનાનું પ્રગટ કરેલું અમલમાં ન આણ્યું, તેથી યૂનાને ઘણું ખોટું લાગ્યું, ને તેને ગુસ્સો ચઢયો. પછી તે નગરની બહાર નીકળીને ને ત્યાં પોતાને કાજે માંડવો કરીને તેની છાયામાં બેઠો, અને હવે પ્રભુ નગરનું શાસન કરશે કે કેમ, એવી રાહ જોતો હતો. પણ છેવટે માલુમ પડયું કે, યહોવાહ તો પશ્ચાત્તાપ કરે છે, ત્યારે યૂનાએ એવી બૂમ પાડી કે, "હે યહોવાહ, હવે કૃપા કરી મારો જીવ મારામાંથી લઇ લે, કેમકે જીવવા કરતાં મરવું એ મારે માટે વધારે સારૂં છે."

[યૂના શું કરવા ધુંગરાઇને બેઠો હતો? એના મનમાં એવો વિચાર આવ્યો હશે કે, શું પ્રભુએ ઇસ્રાએલી કોમના લોકને ચુંટી કાઢીને પસંદ કર્યાં નથી? અને તે ખાસ કરીને તેમના પર પોતાની દયા કરતો આવ્યો છે? પણ પારકી કોમ પર એવી દયા કરવામાં આવે તો શું એટલામાં ઇસ્રાએલી લોકનું જયેષ્ઠપણું ગયું કે નહિ? હવે પછી બીજી કોમની સાથે સરખાવતાં ઇસ્રાએલી કોમ કેમ ચઢિયાતી કહેવાય? નીનવેહ પર જે દયા કરવામાં આવે તે તો ઇસ્રાએલી કોમને ધક્કારૂપ જરૂર નીકળે, એવો વિચાર કરતાં કરતાં યૂનાને ઘણો ગુસ્સો ચઢયો. (સરખાવો ઉડાઉ દીકરાનો મોટો ભાઇ.)]

V. ૪; ૬-૯. જે યહોવાહે નીનવેહ પર દયા કરી તેનેતેજ યહોવાહ યૂના પર પણ કૃપા કરે છે, (સરખાવો ૧; ૭—૨; ૧૦). યહોવાહે એક કીકાયોનવેલો, તથા કીડો, તથા લૂ તૈયાર કર્યાં. કીકાયોનવેલા નીચે આશ્રો પામ્યાને લીધે યૂના અત્યંત હરખાયો, પણ બીજે દિવસે કીડાએ કીકાયોનવેલાને ઉપદ્રવ કીધાથી તે વેલો સુકાઇ ગયો. ત્યાર બાદ યૂનાના માથા પર લૂ વાઇ, અને તેથી તેને મૂર્છા આવી. હવે બીજે ફેરે પોતાને સારૂ મોત માગતાં તેણે કહ્યું કે, "જીવવા કરતાં મરવું એ મારે માટે સારૂં છે."

તમામ નગરનો બચાવ થયાને લીધે યૂનાને ખોટું લાગ્યું હતું, ને હવે સુકાઇ ગએલા વેલાનો નાશ થયાને લીધે તેને ફરીથી ખોટું લાગે છે. (વેલાનો નાશ થયાથી યૂનાને ખોટું લાગે, તો શું તમામ નીનવેહ નગરનો નાશ થયો હોત તો ઇશ્વરને ખોટું ન લાગત?).

VI. ૪; ૧૦, ૧૧. યૂનાના પુસ્તકમાં રહેલો મુખ્ય બોધ આ બે કલમમાં મળી આવે છે. જે નગર ઈસ્રાએલી રાજ્યનું નહિ, પણ પારકા રાજ્યનું હતું, હા, જે નગર ઈસ્રાએલીઓને આગળ જતાં નુકસાનકારક નીકળે, તે નગરના લોક પર પણ યહોવાહ દયા કરવા ચાહે છે. એ નગરને વાસ્તે યહોવાહે મહેનત કરી હતી, ને તેને આબાદ કર્યું હતું, તો શું તેના પર દયા ન આવે? એમાં આસરે છ લાખ માણસની વસ્તી હતી, વળી ઘણાં ઢોરઢાંક પણ હતાં, તો યહોવાહ તેના પર રહેમનજર કેમ ન કરે? યૂનાની એ વાત ખરેખર સાચી નીકળી, એટલે "તું યહોવાહ કૃપાળુ તથા કરૂણાસંપન્ન, કોપ કરવે ધીમો ને ઘણો દયાળુ, એવો દેવ છે," યૂ. ૪; ૨. ગીતશાસ્ત્ર ૧૪૫; ૯ માં પણ એને મળતો બોધ છે, "યહોવાહ સર્વને હિતકારક છે; ને પોતાનાં સર્વ કામો પર તેની રહેમ છે." વળી નવા કરારમાં એનેએજ વાત સાફ લખેલી છે, જુઓ ૨ પી. ૩; ૯, "કોઇનો નાશ થાય એમ નહિ પણ સઘળા પશ્ચાત્તાપ કરે એવું ઇચ્છીને પ્રભુ તમારા વિષે ધીરજ રાખે છે."

## યૂનાનું પુસ્તક રચવાની સાલ વિષે.

યૂનાનું પુસ્તક ઈ. સ. પૂર્વે પાંચમા સૈકા પહેલાં ઘણુંકરીને રચાયું નહિ.

આ પુસ્તકમાં ભવિષ્યરૂપ વાત આવેલી છે ખરી, તો પણ પુસ્તકના મોટા ભાગમાં તે ભવિષ્ય કેવી રીતે પ્રગટ કરાયું એ બાબતની હકીકત આપેલી છે.

૧. યૂનાને સુચવવાને વાસ્તે જે સર્વનામ વાપર્યું છે તે પ્રથમ પુરૂષવાચક નહિ, પણ તૃતીય પુરૂષવાચક સર્વનામ છે, તેથી પુસ્તક રચનાર યૂના પોતે નહિ પણ યૂના વિષે હકીકત કરી આપનાર એવો કોઈ લેખક હતો, એવું સમજવું.

૨. યૂના ૩; ૩ માં કહે છે કે નીનવેહ અતિ મોટું નગર હતું. એમાં "હતું" શબ્દ વાપર્યો છે, અને એ શબ્દ તો ભૂતકાળ દર્શાવે છે, માટે જે વખતે આ પુસ્તક રચાયું તે પહેલાં નીનવેહ મોટું નગર થયું હતું. ક્રિયાપદનું એ રૂપ વાપર્યાથી સુચવેલું છે કે, નીનવેહનો નાશ થયા પછી, એટલે ઈ. સ. પૂ. ૬૦૬ પછી, પુસ્તક રચવાની સાલ હતી.

૩. આ પુસ્તકમાં જે હેબ્રી ભાષા વાપરેલી છે તેમાંના શબ્દો સાથે અરામી ભાષાના ઘણા શબ્દો આવેલા છે, તે પરથી સંભવે છે કે, બાબેલમાં યહુદી લોક લાંબી મુદત રહ્યા હતા, ત્યાર પછી આ પુસ્તક રચાયું; કારણ કે તે પહેલાં આટલા બધા પરભાષાના શબ્દો કયાંથી હાથ આવે?

૪. આ પુસ્તકમાં વિશેષ એવો બોધ રહેલો છે કે, પાપી માણસ પસ્તાવો કરે તોજ પ્રભુ પોતે પણ પસ્તાઇને તેના પર કૃપા કરશે, ને તે માણસનો

નાશ થવા દેશે નહિ. હવે આવા પ્રકારનો ખાસ બોધ બાબેલનો બંદીપ્રવાસ પૂરો થયા પછીજ પ્રગટ કરવામાં આવતો હતો. યશાયાહ તથા યિર્મેયાહના વખતમાં આ બોધનું બી વવાયું ખરૂં, પણ યૂનાનું પુસ્તક રચવાની વેળાએ આ બોધરૂપી બીની સફળતા થએલી જણાય છે. નરો બોધ તો યશાયાહ તથા યિર્મેયાહના પુસ્તકમાં મળે, પણ તે બોધને અનુકૂળ આવે એવો મોટો દાખલો યૂનાના પુસ્તકમાં વર્ણવેલો છે. યિર્મેયાહના જમાનામાં જે કળીરૂપ હતું તે યૂનાના સમયમાં પ્રફુલ્લિત થએલું જણાય છે.

ઉપલાં કારણોને લીધે એવું અનુમાન કરવું વ્યાજબી લાગે છે કે, યૂનાનું પુસ્તક ઈ. સ. પૂર્વે પાંચમા સૈકામાં રચાયું હશે.

## આ પુસ્તકમાંથી નવા કરારમાં ઉતારેલાં વાકયો.

યૂનાના પુસ્તકને લગતી કોઈ કોઇ સુચનાઓ નીચે મુજબની
નવા કરારમાં હાથ આવે છે.

૧). માત્થી ૧૨ ; ૪૦ : ૧૬ ; ૪. લુક ૧૧ ; ૩૦, એમાં કહે છે કે, યૂના ત્રણ રાતદહાડા માછલાના પેટમાં હતો, તેમ માણસનો દીકરો પણ ત્રણ રાતદહાડા પૃથ્વીના પેટમાં રહેશે. એ ટીકા પરથી જણાય છે કે ખ્રીસ્ત દટાશે ને પછી સજીવ થઈને ઉઠશે, એ બાબતની ઉપમારૂપ વાત યૂનાના પુસ્તકમાં રહેલી છે.

૨). માત્થી ૧૨ ; ૪૧ માં લખ્યું છે કે, નીનવેહનાં માણસો ન્યાયકાળે ઉઠીને આ પેઢીને, એટલે યહુદી લોકને, અપરાધી ઠરાવશે ; કેમકે યૂનાનો ઉપદેશ સાંભળીને નીનવેહનાં માણસોએ પસ્તાવો કર્યો, પણ યહુદી લોકે યૂના કરતાં જે મોટો—પ્રભુ ઇસુ ખ્રીસ્ત—તેનો ઉપદેશ સાંભળ્યો તોપણ પાપ મુકીને તેઓએ પસ્તાવો કર્યો નહિ.

## પરિશિષ્ટ.

કેટલાક ટીકાકારો એવું માન્ય કરે છે કે, આ પુસ્તકમાં રહેલી વાત ભવિષ્યરૂપ નહિ તેમજ ઐતિહાસિકરૂપ નહિ, પણ તે વાત દૃષ્ટાંતિક છે, એમ સમજવું. વળી પુસ્તકમાંથી નીકળતો બોધ એવો છે કે, જે યહોવાહે ઇસ્રાએલી કોમને પસંદ કરી તે તો વિદેશી કોમનું તેડું પણ કરવા ચાહે છે.

યૂનાના પુસ્તકમાં ખાસ એવો બોધ હાથ આવે છે કે, ઇશ્વરનું કરેલું તારણ સાર્વજનિક તારણ છે, અને ઈશ્વર બધી કોમનો બચાવ કરવા ઇચ્છે છે. નવા કરારની સુવાર્તામાં જે સૂર્યનો પુરો પ્રકાશ ખુલ્લો દેખાય છે, તેનો પોહરૂપ પ્રકાશ યૂનાના પુસ્તકમાં મળી આવે છે. હવે એજ ટીકા પ્રમાણે બોધ કાઢીએ તો આપણે સમજવું કે, યૂનામાં અમુક ખાસ એક માણસની નહિ, પણ તમામ યહુદી કોમની ઉપમા આપેલી છે ; અને જેમ યૂનાની મારફતે તેમ આ કોમની

મારફતે વિદેશીઓમાં દેવ વિષેનું જ્ઞાન ફેલાવવાનું યહોવાહનું મન છે. યૂના પોતે પ્રભુનું વચન નહિ માનીને ભટકી ગયો, ને છેવટે સજા પામ્યો. વળી ફરીથી તેને માથે એનેએજ ફરજ પડી ને ત્યારે પણ તેણે નાખુશી બતાવી. એ બધી વિગતમાં યહુદી કોમને લગતી વાત મળી આવે છે.

બીજા અધ્યાયમાં કહે છે કે, યૂના દરિયામાં પડયો ત્યારે એક મોટી માછલી તેને ગળી ગઈ. પણ પછી, એટલે ત્રણ રાતદિવસ પૂરાં થયા પછી, માછલીએ યૂનાને જીવતો ઓકી કાઢયો. એ બધી લાક્ષણિક વાર્ત્તામાં દર્શાવેલું છે કે, ઇસ્રાએલી કોમ જાણે કે રાજ્યરાષ્ટ્રો મધ્યે ડુબી જઇને દેશનિકાલમાં જશે, પણ સમયની સંપૂર્ણતાએ એનેએજ ઈસ્રાએલી કોમ દેશનિકાલમાંથી પાછી આવશે, અને સ્વદેશમાં પુનર્સ્થાપિત થશે. જુઓ, યિર્મેયાહના પુસ્તકમાં દેશનિકાલને એવીજ ઉપમા આપેલી છે ( યિર્મે. ૫૧ ; ૩૪, ૪૪, ૪૫ ), એટલે "બાબેલનો રાજા મને ખાઇ ગયો છે...અજગરની પેઠે તે મને ગળી ગયો છે. તેણે મારાં મિષ્ટાન્નોથી પોતાનું પેટ ભર્યું છે, તેણે મને કાઢી મૂકયો છે,...તે જે ગળી ગયો છે તે તેના મુખમાંથી કાઢીશ,...રે મારા લોક, તમે તે મધ્યેથી નીકળી જાઓ."

હવે યિર્મેયાહના ભવિષ્યપુસ્તકમાં સુચવેલા આ દૃષ્ટાંતનો વિસ્તાર યૂનાના પુસ્તકમાં કરેલો જણાય છે.

વળી ચોથા અધ્યાયમાં એવી વાત આવે છે કે યૂના તો અલ્પકાળિક કીકાયોનવેલા પર પ્રીતિ કરી શકે, અને વેલાનો નાશ જોઇને દુઃખિત થઈ શકે, તો શું યહોવાહ યૂના કરતાં ઓછો પ્રીતિવાન નીકળે ? અને જે મોટું નગર નીનવેહ વસ્તીથી ભરપૂર છે, તેના પર યહોવાહને દયા નહિ આવે ? જુઓ, નગરની અંદર ૧,૨૦,૦૦૦ કાચી વયનાં બાળકો છે, તેમાં ઘણાં ઢોરઢાંક પણ છે, એઓએ તો શું ખોટું કર્યું હશે ? શું યહોવાહ એઓની સંભાળના ન કરે ? એ પ્રમાણે યહોવાહે ડુંગરાઇને બેઠલા યૂનાને બોધ આપ્યો. હવે આ દૃષ્ટાંતદ્વારાએ યહોવાહે પોતાની પસંદ કરેલી કોમને પણ એવો બોધ આપ્યો કે સર્વ વિદેશીઓમાં ધર્મપ્રસાર કરવાની ફરજ તમારે માથે મુકેલી છે.

## આમોસ ભવિષ્યવાદીનું પુસ્તક (સાલ આશરે ઇ. સ. પૂ. ૭૬૦).

"આમોસ" આ હેબ્રી નામનો અર્થ એટલે "બોજો." યશાયાહ ૧ ; ૧ માં કહે છે કે, યશાયાહનો બાપ આમોસ હતો, પણ તે અમોસ અને આ આમોસ ભવિષ્યવાદી તે બન્ને જુદા હતા, ને તેમનાં નામ પણ ખરેખર જુદાં છે ; એટલે હેબ્રી ભાષામાં બન્ને નામ લખીએ તો જોડણી કરતાં બે અક્ષરમાં ફેર જણાય છે.

આમોસ ભવિષ્યવાદી તકોઆ ગામનો વતની હતો. તે ગામ યહુદાહ દેશમાં યરૂશાલેમથી બાર માઇલ દક્ષિણે આવેલું છે. આમોસ ગોવાળિયો તથા

ગુલરવૃક્ષોનો સોરનાર હતો. ૧; ૧ અને ૭; ૧૪ માં આમોસ કબુલ કરે છે કે, હું તો ભવિષ્યવાદી નહોતો, અને ભવિષ્યવાદીનો દીકરો પણ નહિ. આમ તે બોલે છે તો પણ ભવિષ્યવાદીના હોદ્દાનો તિરસ્કાર તે બીલકુલ કરતો નહિ. જુઓ આમો. ૨; ૧૧. હવે જે વખતે આમોસ ભવિષ્ય પ્રગટ કરતો તે વખતે ઉઝ્ઝીયાહ યહુદાહનો રાજા હતો (૭૬૯–૭૩૯), અને યરોબઆમ ૨ જો ઇસ્રાએલનો રાજા (૭૮૩–૭૪૩). વળી ૧; ૧ માં કહે છે કે, ધરતીકંપથી બે વરસ અગાઉ આમોસને યહોવાહનાં વચન પ્રાપ્ત થયાં. એનેએજ ધરતીકંપ વિષે વાત ઝખા. ૧૪; ૫ માં આવેલી છે. પરંતુ કઈ સાલમાં આ ધરતીકંપ થયો એ વિષે ખાતરી નથી, પણ ઉઝ્ઝીયાહ રાજાની કારકીર્દીમાં થયો એટલું તો સાફ જણાય છે. હવે જોકે આમોસ યહુદાહ દેશનો વતની હતો તો પણ તેને ઇસ્રાએલ રાજના બેથેલ ગામમાં મોકલવામાં આવ્યો. ત્યાં વાછરડાની જે મૂર્તિપૂજા ચાલતી હતી તેના સંબંધમાં ધમકીવચન આપવું પડ્યું, ૭; ૧૦–૧૭. હવે ત્યાં મોકલાયો કે તરત તે બેથેલના મંદિરમાં પેઠો, પરંતુ ત્યાં યરોબઆમ ૨ જો જે રાજા હતો તેની મુલાકાત થઇ નહિ; પણ અમાસ્યાહ જે બેથેલનો યાજક તેની મુલાકાત થઈ ખરી. હવે તે યાજક આમોસનાં વચનો સાંભળીને બહુ તપી ગયો, ને તેને મંદિરમાંથી નીકળી જવાનું ફરમાવ્યું. જવાબમાં આમોસે સાફ પ્રગટ કર્યું કે, જાણજો કે એવો દિવસ આવનાર છે કે જેમાં આસ્શૂરી કોમ ઇસ્રાએલી રાજ પર ચઢાઈ કરશે ત્યારે, હે અમાસ્યાહ, તારી સ્ત્રી નગરમાં વેશ્યા બનશે, અને તારાં પુત્રપુત્રીઓ તરવારથી માર્યાં જશે; ત્યારે તો ઇસ્રાએલી દેશ પારકાને તાબે થશે, અને તું પોતે પણ અશુદ્ધ ભૂમિમાં મોત પામશે. આ પ્રમાણે આમોસે બેથેલમાં સખત ભવિષ્ય પ્રગટ કર્યું, અને પછી સમરૂનમાં પણ આવનાર નાશ વિષે અગમસુચના કરી આપી. તે રાજધાનીમાં મોજશોખ, એશઆરામ, ચેનબાજી, ને દુર્વ્યસન બધે ફેલાઈ ગયાં હતાં; અને ગરીબો પર જુલમ ક્રુરતાથી ગુજારવામાં આવતો હતો. ઉપલી બધી વાત વિષે આમોસે સખત ધમકીવચન પ્રગટ કર્યું. ત્યાર બાદ તે તકોઆ ગામ પાછો આવ્યો, અને મોડે પ્રગટ કરેલાં ઉપલાં ભવિષ્ય બે વરસ વીતી ગયાં પછી લખ્યાં, આમો. ૧; ૧ જુઓ.

## આમોસના ભવિષ્યપુસ્તકનું પૃથક્કરણ.

I. ૧; ૧–૨; ૧૬. પ્રવેશપ્રકરણ.

૧) ૧; ૧, ૨. મથાળું તથા પ્રસ્તાવિક વાત.

૨) ૧; ૩—૨; ૧૬. આઠ જુદી જુદી દેશજાતિઓને ધમકીવચન પ્રગટ કરવામાં આવે છે, અને દરેક ધમકીવચનની આદિએ “યહોવાહ આમ કહે છે” એવા શબ્દ લગાડ્યા છે.

(૧) ૧ ; ૩–૨ ; ૩. પડોશની એક પછી એક ૭ દેશજાતિઓનું ધમકીવચન.

અ) ૧ ; ૩-૫. દમસ્કને લગતી ધમકી.

આ) ૧ ; ૬-૮. ગાઝ્ઝાહ તથા પલેશેથ દેશનાં બીજાં કોઇ નગરોને લગતી ધમકી.

ઇ) ૧ ; ૯, ૧૦. સૂરને લગતી ધમકી.

ઈ) ૧ ; ૧૧, ૧૨. અદોમ દેશને લગતી ધમકી.

ઉ) ૧ ; ૧૩-૧૫. આમ્મોનપુત્રોને લગતી ધમકી.

ઊ) ૨ ; ૧-૩. મોઆબ દેશને લગતી ધમકી.

(૨) ૨ ; ૪, ૫. યહુદાહ દેશને લગતી ધમકી.

(૩) ૨ ; ૬-૧૬. ઇસ્રાએલી રાજને લગતું સખત ધમકીવચન. જાણે કે આ રાજ ઉપર શાસનરૂપ મોટી આંધી આવી પડે છે,

અ) ૨ ; ૬-૮. જે દ્રવ્યલોભ તથા વ્યભિચાર તથા મૂર્તિપૂજા ઇસ્રાએલ રાજમાં ચાલતી તે વિષે.

આ) ૨ ; ૯-૧૩. શું ગતકાળે ઇશ્વરે તેમના પર મોટી કૃપા કરી નહોતી ? તેણે તેઓની સામેથી અમોરીઓનો નાશ કીધો હતો (અમોરીઓના સિહોન ને ઓગ રાજાને હરાવ્યા હતા); તેમજ મિસર દેશમાંથી ઇસ્રાએલીઓને કાઢીને છોડવ્યા હતા; પરંતુ તેમના ભારે ગુન્હાને લીધે યહોવાહ ક્રોધાયમાન થયો હતો.

ઇ) ૨ ; ૧૪-૧૬. એ કારણ માટે તમારા દુરાચારની પુઠે લાગતાં ન્યાયશાસન આવી પડશે.

II. ૩ ; ૧—૬ ; ૧૪. ઇસ્રાએલીઓના જે ગુનાહ થયા છે અને તેને લીધે જે ન્યાયશાસન થશે તે સંબંધી પાંચ ભાષણ. (પહેલા, બીજા, ત્રીજા ભાષણને આદીએ એવા શબ્દ આવ્યા છે કે, "જે વચન યહોવાહ બોલ્યો છે તે સાંભળો," અને જે ચોથું પાંચમું ભાષણ તેને આદિએ "અફસોસ" શબ્દ આવે છે. વળી પહેલું, બીજું, ત્રીજું, પાંચમું ભાષણ તેને અંતે ધમકી બતાવ્યા પહેલાં "એ માટે" એવા શબ્દ ઉમેર્યાં છે.)

૧) ૩ ; ૧-૧૫. પહેલું ભાષણ.

(૧) ૩ ; ૧, ૨. યહોવાહે પૃથ્વીની સર્વ કોમમાંથી ઇસ્રાએલી કોમ ચુંટી કાઢી હતી, પણ તે કોમ અન્યાય કરવા ગઈ માટે તેમના સર્વ અન્યાયોની શિક્ષા કરવામાં આવશે.

(૨) ૩; ૩-૮. એ શિક્ષા કરવાને માટે યહોવાહ ઊભો થયો છે.

(૩) ૩; ૧૦. તેઓ પોતાના મહેલોમાં જુલમ તથા લૂટનો સંગ્રહ કર્યાં કરે છે.

(૪) ૩; ૧૧. "એ માટે" પ્રભુ કહે છે કે, દેશની આસપાસ શત્રુ આવશે, અને તારા મહેલો લુટાઇ જશે.

(૫) ૩; ૧૨. પરંતુ શેષ રહેલો થોડોજ ભાગ બચશે. જેમ ભરવાડ સિંહના મ્હોમાંથી બે પગ ને કાનનો ટુકડો પડાવે છે, તેમ ઇસ્રાએલપુત્રો પડાવાશે.

(૬) ૩; ૧૩-૧૫. બેથેલમાં જે યજ્ઞવેદી ઊભી કરી છે તે પાયમાલ થશે; અને જે મૂલ્યવાન ઘરો એશઆરામને વાસ્તે બંધાવ્યાં તે હાથીદાંતનાં ઘરો નાશ પામશે, અને મોટાં ઘરોનો અંત આવશે.

૨) ૪; ૧-૧૩. બીજું ભાષણ.

(૧) ૪; ૧-૩. ઇસ્રાએલને "બાશાનની ગાયો" કહીને તેમનાથી કરેલો જુલમ વર્ણવે છે; પણ જુલમના બદલામાં તેમનું શાસન નિશ્ચે થશે.

(૨) ૪; ૪, ૫. ઇસ્રાએલ રાજની હદમાં જુદે જુદે ઠેકાણે યજ્ઞાર્પણો અન્યદેવોની આગળ ચઢાવવામાં આવે છે.

(૩) ૪; ૬-૧૧. જોકે યહોવાહે ઇસ્રાએલી રાજ પર કેટલાંક શાસનો મોકલ્યાં તો પણ ઇસ્રાએલીઓ યહોવાહની ગમ કર્યાં નહિ.

(૪) ૪; ૧૨. "એ માટે, હે ઇસ્રાએલ, હું તને આમ કરીશ, ને હું તને એમ કરીશ, માટે હે ઇસ્રાએલ, તારા દેવને મળવાને તૈયાર થા." ("આમ" અને "એમ" આ બે શબ્દમાં સખત અને ઝડપના ઈશારા, હા, સોટીના મારના ઇશારા, સમજવા. સરખાવો હો. ૬; ૭, ૧૦: હા. ૨; ૧૪).

(૫) ૪; ૧૩. કેમકે તે દેવ સર્વસમર્થ છે, તેનું નામ સૈન્યોનો દેવ યહોવાહ છે.

૩) ૫; ૧-૧૭. ત્રીજું ભાષણ.

(૧) ૫; ૧-૩. ઇસ્રાએલની કુમારિકા (એટલે ઇસ્રાએલી કોમ) પડી ગઈ છે, અને તેને ઉઠાડનાર કોઇ નથી, માટે વિલાપ-વાણી ઉચ્ચારવામાં આવે છે.

(૨) ૫ ; ૪-૯. બેથેલની ગમ નહિ પણ યહોવાહની ગમ ફરો, યહોવાહ જે સર્વ શક્તિવાન તેને શોધશો એટલામાં તમે જીવશો.

(૩) ૫ ; ૧૦. પરંતુ ઇસ્રાએલી લોક ઠપકો દેનારને ધિક્કારે છે, અને પ્રમાણિકપણાથી બોલનારનો તિરસ્કાર કરે છે.

(૪) ૫ ; ૧૧. "એ માટે" તમારાં ઘરો પાડી નખાશે ; અને તમારી દ્રાક્ષવાડીઓ નષ્ટ થશે.

(૫) ૫ ; ૧૨-૧૫. તમારા અપરાધ બહુ ભારે થયા છે, તેમને તજીને યહોવાહની ગમ વળો, તો કદાપિ તે યુસફના બાકી રહેલા પર કૃપાળુ થાય.

(૬) ૫ ; ૧૬, ૧૭. તમારા ચકલાઓમાં તથા તમારી દ્રાક્ષવાડીઓમાં વિલાપ થશે ; કેમકે હું તારી મધ્યે થઇને જઇશ, આમ યહોવાહ કહે છે.

૪) ૫ ; ૧૮–૨૭. ચોથું ભાષણ.

(૧) ૫ ; ૧૮–૨૦. "અફસોસ!" કેમકે યહોવાહનો જે દિવસ પ્રકાશરૂપ નહિ પણ અંધકારરૂપ છે તે આવ્યો છે.

(૨) ૫ ; ૨૧–૨૩. તમે તો ઢોંગ કરીને કર્મક્રિયા બજાવી, પણ પ્રભુએ તેની મંજુરી કરી નહિ.

(૩) ૫ ; ૨૪–૨૭. ન્યાય પાણીની પેઠે વહેશે, અને તમામ પ્રજા મૂર્તિપૂજા કરવા પાછળ હઠી છે માટે તમામ પ્રજા દમસ્કની પેલી પાર ગુલામગીરીમાં જશે.

૫) ૬ ; ૧–૧૪. પાંચમું ભાષણ.

(૧) ૬ ; ૧–૩. "અફસોસ!" કેમકે સિયોનમાં તથા સમરૂનમાં જે લોક અભયપણે રહેનારા તે લોક પડોશી વિદેશીઓના જેવા નીકળ્યા છે.

(૨) ૬ ; ૪-૬. ઇસ્રાએલ મોજશોખ ખાઇને વિલાસ ભરેલો થયો છે.

(૩) ૬ ; ૭. "એ માટે" ઇસ્રાએલીઓ ગુલામગીરીમાં જશે.

(૪) ૬ ; ૮–૧૧. યહોવાહે સોગન ખાધા છે કે ઇસ્રાએલીઓનો સંહાર કરવામાં આવશે.

(૫) ૬ ; ૧૨–૧૪. યહોવાહ કહે છે કે, હું તમારી વિરૂદ્ધ એક દેશજાતિને ઊભી કરીશ (એટલે આસ્શૂરી રાજ્ય), અને તેઓ ઉત્તરથી દક્ષિણ સુધી, હમાથના નાકાથી તે અરાબાહની નદી સુધી, વિપત્તિ લાવશે,

III. ૭; ૧–૯; ૧૦. પાંચ સંદર્શનની વાત, કે જેમાં આવનાર ન્યાયશાસન વિષે સુચના હજી કરે છે.

૧) ૭; ૧–૩. પહેલું સંદર્શન.

દેશભૂમિનું ઘાસ ખાઈ જવા સારૂ પ્રભુથી તીડો મોકલવામાં આવ્યાં; પરંતુ આમોસે દેશના હકમાં વિનંતી કરી, ત્યારે યહોવાહે પસ્તાઇને કહ્યું કે એમ નહિ થશે.

૨) ૭; ૪–૬. બીજું સંદર્શન.

અગ્નિએ મોટા ઊંડાણને ભસ્મ કીધું, અને ભૂમિનું પણ ભક્ષણ કરત, પણ આમોસે ફરીને વિનંતી કરી ત્યારે યહોવાહે પસ્તાઇને કહ્યું કે, એ પણ નહિ થશે.

૩) ૭; ૭–૯. ત્રીજું સંદર્શન.

પ્રભુ પોતાના હાથમાં ઓળંબો લઇને ભીંત પાસે ઊભો રહ્યો, તે પરથી જણાયું કે, દેશમાં જેટલા ભુંડા નીકળે તેઓને તમારે ઇસ્રાએલ લોક મધ્યેથી કાઢી નાખવા.

[૭; ૧૦–૧૭. હવે આમોસ બેથેલના મંદિરમાં જઇને ત્યાં અમાસ્યાહ યાજકની મુલાકાત કરે છે.

૭; ૧૦, ૧૧. આમોસ મંદિરમાં પેઠો એટલામાં યાજકે યરોબઆમ ૨ જો જે રાજા (૭૮૩–૭૪૩) તેને કહાવી મોકલ્યું કે, આમોસે નગરની મધ્યે આવીને ફિસાદ રચ્યો છે, અને તે રાજા તથા પ્રજા બન્ને પર આવનાર નાશ વિષે સહન કરી ન શકાય એવાં વચન બોલ્યો છે.

૭; ૧૨, ૧૩. પછી અમાસ્યાહે આમોસને ધિક્કારીને કહ્યું કે, હે ભવિષ્યદર્શક, જા, તારા યહુદાહ દેશમાં નાસી જા, અને ત્યાં રોટલી ખા, તથા ત્યાં ભવિષ્યવાત કર.

૭; ૧૪, ૧૫. હવે આમોસે ઉત્તર આપતાં કહ્યું કે, હું ભવિષ્યવાદી નહિ તેમ ભવિષ્યવાદીનો દીકરો પણ નહિ, પણ હું તો ગોવાળિયો તથા ગુલરવૃક્ષોનો સોરનાર છું; પરંતુ યહોવાહે મને ઘેટાંબકરાં પાછળ ફરવાથી બોલાવ્યો, ને તેણે મને કહ્યું કે, મારા ઇસ્રાએલી લોકને ભવિષ્યવાત કર.

૭; ૧૬, ૧૭. ત્યાર બાદ આમોસે ખુલ્લું જણાવ્યું કે, અમાસ્યાહ પોતા પર તથા તેના કુટુંબ પર તથા ઇસ્રાએલ દેશ પર ભારે સજા આવી પડશે.]

૪) ૮ ; ૧-૩. ચોથું સંદર્શન.

ઉનાળાનાં ફળની એક ટોપલી દેખાઈ કે જેમાં સુચવેલું હતું કે, પાનખર ઋતુ પાસે આવી છે. એટલે ઇસ્રાએલી રાજનો અંત પાસે છે.

[ ૮ ; ૪-૮. ઇસ્રાએલી રાજમાં ચાલતા જુલમ વિષે ફરીથી ધમકીવચન પ્રગટ કરે છે. સરખાવો ૩ ; ૧-૬ ; ૧૪.

૮ ; ૯, ૧૦. જુલમ પછી ન્યાયશાસન આવશેજ આવશે, હા, કડવા દિવસ જેવો રાજ્યનો અંત થશે.

૮ ; ૧૧-૧૪. વળી પ્રભુની વાતનો દુકાળ પણ થશે. ]

૫) ૯ ; ૧-૧૦. પાંચમું સંદર્શન.

યહોવાહ બેથેલની યજ્ઞવેદી પાસે ઊભો રહીને વાછરડાની યજ્ઞવેદીનો નાશ કરશે.

(૧) ૯ ; ૨-૮. સજા તેમને પકડી પાડશે, હા, તેઓ શેઓલમાં ઉતરી જાય કે આકાશમાં ચઢી જાય તોપણ, વળી કાર્મેલના શિખર પર છુપાઇ જાય તો પણ, અને સમુદ્રને તળિયે સંતાઇ જાય તો પણ, તેમનો બચાવ થઇ શકે નહિ.

(૨) ૯ ; ૯, ૧૦. જેમ દાણા ચારણી વતી ચાળીને જુદા પાડે છે, તેમ હું ઇસ્રાએલના વંશને સર્વ દેશજાતિઓ મધ્યે ચાળીશ, તોપણ નાનામાં નાનો દાણો જમીન પર પડશે નહિ ; પરંતુ મારા લોકમાંના સર્વ પાપીઓ તરવારથી માર્યા જશે.

IV. ૯ ; ૧૧-૧૫. સમાપ્તિ પ્રકરણ.

૧) ૯ ; ૧૧. દાઉદનો પડેલો મંડપ હું ઊભો કરીશ. તેની તૂટફાટ પુરી દઇશ, તેનાં ખંડિયેરોને ઊભાં કરીશ, હું તેને પ્રાચીનકાળે હતો તેવો બાંધીશ.

૨) ૯ ; ૧૨. ઇસ્રાએલીઓ અદોમનું અને બધી દેશજાતિઓનું વતન પામશે.

૩) ૯ ; ૧૩, ૧૪. ઇસ્રાએલની દેશભૂમિ ફરીથી અજાયબ જેવી ફળદ્રુપ થશે, અને તેનાં ઉજ્જડ થએલાં નગરો બંધાશે.

૪) ૯ ; ૧૫. જે દેશ યહોવાહે તેમને આપ્યો છે, તેમાંથી તેઓ ફરીથી કદી ઉપાડી નખાશે નહિ.

**ટીકા ૧ લી.**—આમોસ ૫; ૨૬ વિષે.

એ કલમમાં જે "સિકકૂથ" નામ આવે છે તેનો ખરો ઉચ્ચાર કરીએ તો તેને "સકકૂથ" કહેવું જોઇએ. આસ્શૂરી લોક જે દેવને લડાઈ તથા શિકાર કરવા બાબતમાં પૂજ્ય ગણુતા હતા, તે "આદાર" નામના દેવને "સકકૂથ" ઉપનામ આપવામાં આવ્યું.

"કીયૂન" એ શબ્દના ઉચ્ચારમાં પણ ફેરફાર કરવો જોઇએ એટલે "કીયૂનને" બદલે "કઇવાન" બોલવું. હવે "કઇવાન" એટલે આસ્શૂરી બોલીમાં શનિગ્રહનું નામ. આસ્શૂરી લોકમાં તારાઓની જે પૂજા ચાલુ હતી તેજ પૂજા ઇસ્રાએલી લોકમાં પણ દાખલ થવા આવી હતી, એ વાતની સુચના ઉપલી કલમમાં રહેલી હશે, એવું સંભવે છે.

**ટીકા ૨ જી.**—આમોસ ૮; ૧–૩ વિષે.

આ ફકરામાં જણાવ્યું છે કે આમોસે યહોવાહને કહ્યું કે, મેં ઉનાળામાંનાં ફળની ટોપલી, એટલે "કૈત્સની" ટોપલી જોઈ. પછી યહોવાહ જવાબ આપે છે કે, મારા ઇસ્રાએલી લોકનો અંત, એટલે તેમનો "કેત્સ," આવી પહોંચ્યો છે. એવો શ્લેષાલંકાર આ વાકયમાં રહેલો છે.

## આમોસ પુસ્તકમાંથી નવા કરારમાં ઉતારેલું વાકય.

નવા કરારમાં આમોસ પુસ્તકમાંનું એકજ વાકય હાથ આવે છે, એટલે આમો. ૯; ૧૧. એ વાકય પ્રે. કૃ. ૧૫; ૧૬ માં ઉતારેલું છે; એટલે "દાઉદનો પડેલો મંડપ હું ઊભો કરીશ, અને હું તેનાં ખંડિયેરોને ઊભાં કરીશ" આટલામાં સુચવેલું છે કે, દાઉદના રાજવંશની જે પડતી દશા થઈ હતી તે ફરી ચઢિયાતી જણાઈ આવશે. ખરૂં કહેતાં દાઉદનો જે મશીહ તેનામાં આ ભવિષ્ય પુરેપુરૂં પડયું; પરંતુ આ મશીહ માનવરૂપ થઇને પ્રગટ થશે, એવી કંઈ સુચના આમોસના ભવિષ્યપુસ્તકમાં આવેલી નથી.

---

# હોશીઆ ભવિષ્યવાદીનું પુસ્તક.

હેબ્રી ભાષામાં "હોશીઆ" શબ્દનો અર્થ એટલે "સહાય." એ નામમાં યહોશુઆ નામ ટુંકું કરેલું જણાય છે, અને "યહોશુઆ" એટલે "યહોવાહ તે મારી સહાય" કે "મારૂં તારણ." હોશીઆના બાપનું નામ "બએરી" હતું, ૧; ૧. આ ભવિષ્યવાદી વિષે તેના રચેલા પુસ્તકમાં થોડી-એક વાત મળી આવે છે એટલુંજ નહિ પણ તે વાતને આધારે પુસ્તકમાં ઘણો બોધ આપેલો છે. હો. ૧; ૨, ૩ પરથી જણાય છે કે યહોવાહે હોશીઆને એવું ફરમાવ્યું કે, "જા, ને વેશ્યા સ્ત્રી સાથે પરણ, ને વ્યભિચારથી થએલાં

છોકરાંને પોતાનાં કરી લે; કેમકે દેશ યહોવાહનો ત્યાગ કરીને મહાવ્યભિચાર કરે છે." પછી આ હુકમ પ્રમાણે હોશીઆ દિબ્લાઇમની દીકરી ગોમેર સાથે પરણ્યો, અને તેણીને તેના પેટના બે દીકરા અને એક દીકરી થયાં. પછી યહોવાહના કહ્યા મુજબ તેમને ખાસ બોધસુચક નામ આપવામાં આવ્યાં. પહેલાં તો પુત્ર થયો કે જેને "યિઝ્રએલ" નામ આપ્યું. હવે એ નામમાં કેવો બોધ રહેલો હશે? યિઝ્રએલ ગામમાં યેહૂએ ઇસ્રાએલના રાજાના કુટુંબીઓનું પુષ્કળ લોહી વહેવડાવ્યું હતું, અને ઉપલા નામમાં સુચવેલું છે કે આ લોહીનો વેર વાળવાનો દિવસ પાસે આવ્યો છે (યેહૂ, ઈ. સ. પૂ. ૮૪૩–૮૧૬). હો. ૧; ૪માં સાફ લખ્યું છે કે, થોડી મુદ્દત પછી હું યહોવાહ "યિઝ્રએલના ખુનનો બદલો યેહૂનાં ઘરનાંની પાસેથી લઇશ, ને ઈસ્રાએલના વંશના રાજ્યનો અંત આણીશ." યિઝ્રએલ નામમાં ઉપલો સ્થાનિક અર્થ રહેલો છે ખરો, પણ ધાતુ તરફ જોતાં યિઝ્રએલનો અર્થ "યહોવાહ રોપે છે" એવો પણ નીકળે છે, અને આ અર્થ પ્રમાણેની ખુલ્લી સુચના હો. ૨; ૨૨, ૨૩ માં હાથ આવે છે. "પૃથ્વી અનાજને તથા દ્રાક્ષરસને તથા તેલને જવાબ દેશે; ને તેઓ યિઝ્રએલને જવાબ દેશે, અને હું મારે સારૂ તેને દેશમાં રોપીશ." હવે પુત્ર થયા પછી લો-રૂહામાહ નામની પુત્રી થઈ. એ નામનો અર્થ એટલે "જેના પર રહેમ નથી તે." હો. ૧; ૬ માં એ નામ પ્રમાણેનો બોધ આવેલો છે, એટલે "ઇસ્રાએલના વંશ પર દયા રાખીને તેને કોઇ પણ રીતે માફ કરૂં, એમ નહિજ થશે." વળી સરખાવો ૨; ૧, ૨૩. પુત્રી પછી બીજો પુત્ર થયો, અને તેને તો "લો-આમ્મી" નામ પાડ્યું, જેનો અર્થ "મારા લોક નહિજ" એવો થાય છે. હો. ૧; ૯ માં આ નામની એવી ટીકા કરી છે કે, ઈસ્રાએલના લોક, "તમે મારા લોક નથી, અને હું તમારો દેવ નહિ થઇશ," જુઓ ૨; ૧, ૨૩. [સરખાવો યશાયાહના ત્રણ પુત્રનાં નામ, એટલે શઆર-યાશૂબ, માહેર-શાલાલ-હાશ-બાઝ, અને ઇમ્માનૂએલ, યશા. ૭; ૩, ૧૪: ૮; ૩, ૧૮.]

યહોવાહે હોશીઆને કહ્યું કે, વેશ્યા સ્ત્રી સાથે પરણ, ૧; ૨, એ વાતમાં ઘણુંકરીને એવું ન સમજવું કે જે સ્ત્રી વેશ્યાનો ધંધો કરતી કરતી આવી હતી તેવી સ્ત્રી પરણવી, પણ એમાં રહેલો અર્થ એ છે કે, વેશ્યા થઇ શકે અથવા વેશ્યા થનારી એવી એક બાઇ સાથે પરણવું. હોશીઆ ગોમેરને પરણ્યો તો ખરો, પણ આ સ્ત્રીમાં જે ભુંડો સ્વભાવ હતો તે આગળ જતાં પ્રગટ થયો, અને આ બાઈ પોતાના પતિને મુકી દઇને વેશ્યા થઇ. પછી તેની એવી દુર્દશા થઇ કે તે બાઇ ગુલામડી થઈ ગઇ. એ બધી વાતની ખબર તેના ધણીને મળી, એમ છતાં પણ તેણે તો તેણીને તજી દીધી નહિ, અને પોતાની પ્રીતિ એના પરથી ઉઠાવી નહિ. છેવટે યહોવાહના ફરમાવ્યા પ્રમાણે પોતાની ગોમેર બાઇને વાસ્તે ખંડણી ભરીને તે તેણીને ગુલામગીરીમાંથી છોડાવીને પોતાને ઘેર

પાછી લાવ્યો. જોકે પોતાને ત્યાં તેણીને સંપૂર્ણ મોકળાપણું ન આપ્યું અને પતિવ્રતા સ્ત્રીના બધા હક પાછા નહિ સોંપ્યા, તો પણ આગળની માફક પ્રીતિ ફરીથી ઉત્પન્ન થાય ત્યાર સુધી તેના પર પતિએ સારી દેખરેખ રાખી. હવે હોશીઆ, પોતાના ઘરકુટુંબમાં ઉપલો ભારે ખેદજનક અનુભવ પામ્યાથી શિખી ગયો કે, જોકે ઇસ્રાએલી કોમની પ્રજાએ યહોવાહ પ્રત્યે ઘણું નિમકહરામીપણું કર્યું છે તો પણ યહોવાહની ઇસ્રાએલ પરની પ્રીતિ અજિત રહે છે.

## હોશીઆનાં પ્રગટ કરેલાં ભવિષ્યોની સાલ.

હો. ૧ ; ૧ માં સાલસુચક બે વાત મળી આવે છે. પહેલી વાત કહે છે કે, યહોવાહનું વચન યહુદાહના ચાર રાજાના વખતમાં હોશીઆ પાસે આવ્યું, એટલે ઉઝ્ઝીયાહ (૭૬૯–૭૩૯), યોથામ (૭૩૯-૭૩૫), આહાઝ (૭૩૫-૭૨૭) હિઝકીયાહ (૭૨૭–૬૯૭) એ ચાર રાજાના વખતમાં. વળી જે બીજી વાત તે જણાવે છે કે ઇસ્રાએલના રાજા યરોબઆમ ૨ જાના દિવસોમાં, એટલે ૭૮૩–૭૪૩ માં, હોશીઆ ભવિષ્યો કહેતો. જેમ હો. ૧ ; ૧ માં સમયદર્શક સુચના બેવડી છે તે પ્રમાણે તમામ પુસ્તકના બે ભાગ પાડી શકાય છે, એટલે ૧ ; ૧–૩ ; ૫ અને ૪ ; ૧–૧૪ ; ૯. પહેલા ભાગના જે ત્રણ અધ્યાય તેઓ યરોબઆમ રાજાની કારકીર્દીના દરમ્યાનમાં, એટલે ૭૫૫ પછી અને ૭૪૩ પહેલાં, રચાયા. એઓમાં તો હોશીઆના ઘરકુટુંબમાં જે ખેદજનક બિના બની તેને આધારે બોધ આપેલો છે.

હો. ૪ ; ૧–૧૪ ; ૯ સુધીનો બીજો ભાગ તે યરોબઆમ ૨ જાના મરણ પછી, એટલે ૭૪૩-૭૪૦, નહિ તો ૭૪૩-૭૨૫ ની, વચમાં લખાયો. તેમાં ઇસ્રાએલી કોમના અપરાધ વિષેની, અને તે પરથી આવનાર અવશ્ય શાસન વિષેની, વાત રહેલી છે. ગતકાળ તરફ જોતાં ઇસ્રાએલીઓનું અવિશ્વાસુપણું સંભરાવે છે, પણ ભવિષ્ય તરફ જોતાં જણાવે છે કે આ કોમ પસ્તાવિક મન રાખશે તો તે પુનર્સ્થાપિત થશે.

## હોશીઆના ભવિષ્યપુસ્તકનું પૃથક્કરણ.

I. ૧ ; ૧–૩ ; ૫. (ઇ. સ. પૂ. ૭૫૫-૭૪૩) યરોબઆમ ૨ જો હજુ ઇસ્રાએલનો રાજા હતો એ મુદતની અંદર હોશીઆના ઘરકુટુંબમાં જે ખેદજનક બિના બની તેને આધારે કરેલો બોધ.

૧) ૧ ; ૧. હોશીઆના પુસ્તકને લગતી સમયદર્શક સુચના.

૨) ૧ ; ૨–૫. હોશીઆને ફરમાવવામાં આવ્યું કે, તમારે વેશ્યા બાઇ પરણવી, માટે તે ગોમેર બાથ-દિબ્લાઇમને પરણ્યો. પછી તેણીને દીકરો થયો કે જેને યહોવાહની કહ્યા મુજબ "યિઝ્રએલ" નામ

આપ્યું. યેહૂ રાજાએ યિઝ્રએલના મેદાનમાં જે ઘાતકી કામ કર્યું હતું તે વાત આ નામ પરથી સંભરાવવામાં આવે છે, હા, યેહૂના રાજ્યવંશનો અંત થશે એવું સુચવેલું છે. જુઓ ૨ રાજા અધ્યાય ૧૦ મો પુરો.

૩) ૧; ૬, ૭. પછી ગોમેરબાઇને પુત્રીનો પ્રસવ થયો, ને તેણીનું "લો-રૂહામાહ" નામ પાડ્યું, એટલે "રહેમ પામે નહિ એવી." આ નામ પરથી જણાવેલું હતું કે હવે પછી યહોવાહ ઇસ્રાએલના વંશ પર દયા કરશે નહિ.

૪) ૧; ૮, ૯. ત્યાર બાદ ગોમેરબાઇને પુત્ર પ્રસવ ફરીથી થયો, અને આ પુત્રનું નામ "લો-આમ્મી" પાડ્યું, એટલે "મારા લોક નહિ." આ નામ પરથી એવું બતાવવામાં આવ્યું કે ઇસ્રાએલીઓ દેશનિકાલમાં જશે, અને તેઓ કેઈ વાર લગી યહોવાહના લોકો નહિ કહેવાય.

૫) ૧; ૧૦–૨; ૧. પરંતુ ઉપલી ઠેડાઇ ફેરવી નાખવામાં આવશે, અને યહોવાહ તથા ઇસ્રાએલના વંશ એઓનો પુનર્મિલાપ થશે, એવું ધન્યવચન કહ્યું છે.

૬) ૨; ૨–૨૩. હોશીઆના ઘરકુટુંબમાં જે ખેદજનક બિના બની તેનો ખુલાસો આપ્યો છે.

(૧) ૨; ૨–૫. ઇસ્રાએલી કોમ વ્યભિચારી નીકળી ને બઆલોની પાસે ગઈ હતી.

(૨) ૨; ૬–૧૩. ત્યાર પછી ઇસ્રાએલી કોમ લો-રૂહામાહ નામ પ્રમાણે હેરાન થએલી જણાશે.

(૩) ૨; ૧૪–૧૮. હવે તો અરણ્યમાં રહેવું જોઇશે, અને ત્યાં રહીને દેશનિકાલનું દુઃખ તથા શિક્ષા ભોગવવી.

(૪) ૨; ૧૯–૨૩. પરંતુ આગળ જતાં વેવિશાળનો બીજો કરાર કરવામાં આવશે, અને યિઝ્રએલ નામ પ્રમાણે દેશભૂમિ ફરીથી રોપાશે. વળી તેના પર હું કૃપા કરીશ (લો-રૂહામાહ નામ ઉલટાવીને) અને તેઓ મારી પ્રજા થશે (લો-આમ્મી નામ ઉલટાવીને).

૭) ૩; ૧–૫. હોશીઆને ફરમાવવામાં આવ્યું કે, ફરીથી જા, અને વ્યભિચારી એવી એક સ્ત્રી સાથે પ્રીતિ જોડ. હવે એજ સ્ત્રી એટલે આગળની પરણેલી ગોમેરબાઇ, માટે હોશીઆએ પંદર રૂપીયા અને અર્ધું હોમેર જવ આપીને તેણીને વેચાતી લીધી, અને પોતાના ઘરમાં પાછી આણી. પરંતુ લાંબી મુદ્દત સુધી પતિવ્રતા

સ્ત્રીના પુરા હક તેણીને સ્વાધીન કર્યાં નહિ. એ વાતમાં એવું સુચવેલું છે કે, યહોવાહ અન્યદેવોની ગમ વળેલી ઇસ્રાએલી કોમ પર પ્રીતિ રાખે છે તો ખરી, તો પણ ઇસ્રાએલપુત્રોને લાંબી મુદત સુધી દેશનિકાલમાં જવું પડશે. તેઓ ત્યાં રાજારહિત, અને યજ્ઞરહિત રહેશે, પણ પાછલા દિવસોમાં તેઓ ભયસહિત યહોવાહ પાસે પાછા આવીને તેની ઉદારતાનો ભોગવટો કરશે.

II. ૪; ૧–૧૪; ૯. (ઈ. સ. પૂ. ૭૪૩–૭૪૦, નહિ તો ૭૪૩–૭૨૫). ઇસ્રાએલનો રાજા યરોબઆમ ૨ જો મરણ પામ્યો ત્યાર પછીના ઇસ્રાએલી કોમમાં ચાલુ અપરાધ વિષે, ને તે પરથી શિક્ષા કે શાસન અવશ્ય આવવું જોઇએ તે વિષે, વાત. ગતકાળ તરફ જોતાં ઇસ્રાએલીઓનું અવિશ્વાસુપણું સંભરાવ્યું છે; પરંતુ ભવિષ્ય તરફ જોતાં જણાવે છે કે આ કોમ પસ્તાવિક મન રાખશે તો તે પુનર્સ્થાપિત થશે.

૧) ૪; ૧–૬; ૩. ઇસ્રાએલી લોકોમાં ચાલતા અપરાધ, અને પછીથી થનાર શાસન, વળી છેવટે થનાર પુનર્સ્થાપના વિષે.

(૧) ૪; ૧–૩. ઇસ્રાએલી લોકોમાં અપરાધ બધે વ્યાપી રહેલો જણાય છે, તે બાબત સખત ટીકા.

(૨) ૪; ૪–૧૧. યાજકવર્ગ નાલાયક નીકળ્યો છે માટે તે વિષે વિલાપ.

(૩) ૪; ૧૨–૧૯. ઇસ્રાએલનાં દશ કુળમાં મૂર્તિપૂજા ચાલુ જણાય છે, તે પરથી યહુદી રાજ્યને જોખમ લાગશે.

(૪) ૫; ૧–૭. યાજક તથા પ્રજા બંનેને આપેલું ચેતવણીરૂપ વચન.

(૫) ૫; ૮, ૯. રણશિંગડું વગાડીને પ્રગટ કરવું કે શિક્ષાને દિવસે એફ્રાઇમ વેરાન થઇ જશે.

(૬) ૫; ૧૦–૬, ૩. એફ્રાઇમ તથા યહુદાહ બંને પોતપોતાનું ન્યાયશાસન પામશે, પરંતુ સંકટને સમયે તેઓ યહોવાહની ગમ પાછા ફરીને નમ્ર વિનંતી કરશે.

[ ૫; ૧૩ અને ૧૦; ૬ માં "યારેબ" નામના રાજાની વાત આવે છે, પણ એ રાજા કોણ હશે? ઐતિહાસિક ગ્રંથમાં એવું કંઈ નામ મોજુદ રહ્યું નથી. કેટલાએક ટીકાકારોનો એવો મત છે કે "યારેબ" વિશેષનામ નહિ હશે પણ તેને મેણાંરૂપ અટક ગણવી, એટલે "આપવડાઇ કરનાર."

પરંતુ કદાચ અસલ હેબ્રી ભાષામાં જે બે શબ્દ આવ્યા છે તેનો એવો અર્થ સમજવો જોઇએ કે "મહાન રાજા," એટલે આસ્શૂર રાજ્યનો જે રાજા તે. સરખાવો ગી. ૪૮ ; ૨ ].

૨) ૬ ; ૪—૭ ; ૧૬. ઇસ્રાએલીઓએ અપરાધ કીધો માટે તેમના ઉપર સંકટ આવી પડશે, તેથી તેમને લીધે યહોવાહ પોતે વિલાપ કરે છે.

(૧) ૬ ; ૪. યહોવાહ એફ્રાઇમને મૂકી દે. એ બાબત પોતાની લાગણી નાખુશી જણાવે છે.

(૨) ૬ ; ૫-૧૧. હાથનો ખાસ ઇસારો કરીને કહે છે કે, ત્યાં તેઓએ મારી વિરૂદ્ધ કપટ કર્યું છે (સરખાવો હા. ૨ ; ૧૪. આ. ૪ ; ૧૨). ગિલઆદ તથા શખેમમાં યહોવાહ વિરૂદ્ધ ભારે અન્યાય કર્યો છે.

(૩) ૭ ; ૧-૧૨. રાજા તથા પ્રજા બંનેની દુર્દશા થવાની છે,

(૪) ૭ ; ૧૩-૧૬. માટે તેમને સારૂ યહોવાહ પોતે પણ વિલાપ કરે છે.

૩) ૮ ; ૧—૯ ; ૧૭. ઇસ્રાએલી રાજ્ય આસ્શૂરને તાબે થશે, અને આગળ જતાં ઇસ્રાએલીઓ વિખરાઈ જશે.

(૧) ૮ : ૧—૯ ; ૯. ઇસ્રાએલીઓએ મૂર્તિપૂજા કરી છે અને તેઓમાં ફાટફૂટ થઇ છે, માટે આસ્શૂર રાજ્યને ખંડણી ભરવી પડશે. આસ્શૂર પ્રત્યે તેણીએ કામચેષ્ટા કરી હતી, ધર્મ બાબત તેના જે ખાસ હક હતા તેનો ગેરઉપયોગ કર્યો હતો, અને પોતાનાં જે કિલ્લાબંધ નગરો હતાં તેમના પર પોતાનો આધાર રાખ્યો હતો, પણ તે આધાર તો વ્યર્થ નીકળ્યો.

(૨) ૯ ; ૧૦-૧૭. ઇસ્રાએલીઓ શરૂઆતથીજ યહોવાહ સામે ઉલ્લંઘન કરનારા જણાઈ આવ્યા છે. પણ તેમના પર એવું ભારે ન્યાયશાસન આવી પડશે કે તેની કલ્પના હોશીઆ કરે છે ત્યારે તે ધ્રુજી ઉઠે છે. ઇસ્રાએલીઓ નાબૂદ થશે એમ નહિ પણ દેશદેશમાં વિખરાઈ જશે.

૪) ૧૦ ; ૧-૧૧ ; ૧૧. ઇસ્રાએલીઓ દંડાજ્ઞાપાત્ર ઠર્યા છે. તેઓ યહોવાહ પ્રત્યે અનુપકારી છે તો પણ યહોવાહ કરૂણા કરવા ઇચ્છે છે.

(૧) ૧૦; ૧-૧૫. ઈસ્રાએલીઓના જે ખાસ હક હતા તેમનો તેઓએ ગેરઉપયોગ કર્યો તે વિષેના, તેમજ તેમનું જે ન્યાયશાસન થશે તેને લગતા, દાખલા આપ્યા છે. પણ તેમના પર કૃપા કરવામાં આવશે, એ વિષે બધી આશા મુકી દેવી નહિ, યહોવાહને શોધવાનો વખત હજી વીતી ગયો નથી.

(૨) ૧૧; ૧-૭. ઈસ્રાએલીઓએ યહોવાહ પ્રત્યે ખરેખર અનુપકારીપણું બતાવ્યું.

(૩) ૧૧; ૮-૧૧. એમ છતાં પણ યહોવાહ એફ્રાઇમ પર કરૂણા કરવા ઉતાવળો છે. "હે એફ્રાઈમ, હું તને કેમ કરીને મુકી દઉં?" "હું એફ્રાઇમનો નાશ કરવાને પાછો નહિ આવીશ; કેમકે હું દેવ છું, ને મનુષ્ય નહિ."

૫) ૧૧; ૧૨-૧૪; ૯. ગતકાળમાં ઇસ્રાએલીઓએ અવિશ્વાસુપણું બતાવ્યું ખરૂં, પરંતુ હવે પછી આ કોમ પસ્તાવિક મન રાખશે તો તે પુનર્સ્થાપિત થશે.

(૧) ૧૧; ૧૨-૧૨; ૧૧. યહોવાહ ઇસ્રાએલ સામે ફરિયાદ કરે છે. તેમનો જે પૂર્વજ ઇસ્રાએલ હતો તેનો નમુનો તદ્દન ભુલી જઇને તેઓ પાછળ હઠી ગયા.

(૨) ૧૨; ૧૨–૧૪. ઇતિહાસની વાત સંભરાવતાં તેમાંથી આત્મિક બોધ કાઢે છે. જુઓ, યાકૂબે વહુ મેળવવા સારૂ ચાકરી કરી, અને યહોવાહ એક ભવિષ્યવાદી એટલે મુસાની હસ્તક ઇસ્રાએલને મિસરમાંથી બહાર કાઢી લાવ્યો અને તેજ મુસાની હસ્તક તેણે તેમનું રક્ષણ કર્યું, તો પણ એફ્રાઇમે યહોવાહને અતિ ઘણો ક્રોધ ચઢાવ્યો છે, માટે તેનું રક્ત તેનેજ માથે રહેશે.

(૩) ૧૩; ૧–૧૪. ગતકાળમાં એફ્રાઇમની ઘણી આબાદી થઇ હતી ખરી, પણ હવે નાશ થવાનો સમય પાસે આવ્યો છે.

(૪) ૧૩; ૧૫, ૧૬. સમરૂનને પોતાના ગુનાહનું ફળ ખાવું પડશે. યહોવાહ તરફથી તેનું સખત ન્યાયશાસન થશે.

(૫) ૧૪; ૧–૮. સમાપ્તિરૂપ સંભાષણ.

અ) ૧૪; ૧, ૨. હોશીઆ એફ્રાઇમને યહોવાહ પાસે પાછા આવવાની વિનંતી કરે છે.

આ) ૧૪; ૩. આ વિનંતી પ્રમાણે એફ્રાઇમ પસ્તાવિક મન બતાવે છે.

ઇ) ૧૪; ૪–૭. એફ્રાઇમનો પસ્તાવો જોઇને યહોવાહ પ્રીતિમય જવાબ આપે છે.

ઈ) ૧૪; ૮. એફ્રાઇમ કહે છે કે, હવે પછી મારે મૂર્તિઓ સાથે શું લાગે વળગે?

યહોવાહ કહે છે કે, મેં ઉત્તર આપ્યો છે, ને તારી પ્રત્યે ધ્યાન દઇશ.

એફ્રાઇમ કહે છે કે, હું લીલા દેવદાર જેવો છું.

યહોવાહ બોલે છે કે, મારી પાસેથી તારૂં ફળ આવે છે.

(૬) ૧૪: ૯. છેવટની સમાપ્તિ.

"યહોવાહના માર્ગો યથાર્થ છે, ને ન્યાયીઓ તેઓમાં ચાલશે; પણ ગુનેહગારો તેઓમાં પડી જશે."

## હોશીઆના પુસ્તકમાંથી ઉતારેલાં નવા કરારમાંનાં વાકયો.

| | | |
|---|---|---|
| હો. ૧; ૧૦: ૨; ૨૩. | દેશજાતિઓનું તેડું થશે. | રૂમી. ૯; ૨૫, ૨૬: મા. ૯; ૧૩b. |
| હો. ૬; ૨. | "ત્રીજે દિવસે તે આપણને ઉઠાડશે." | ૧ કરીં. ૧૫: ૪. |
| હો. ૬; ૬. | હું કૃપા (દયાભાવ) ચાહું છું ને યજ્ઞાર્પણ નહિ. | માત્થી ૯; ૧૩a. |
| હો. ૧૦; ૮. | તેઓ પર્વતોને કહેશે, અમને ઢાંકી દો; ને ડુંગરોને કહેશે કે, અમારા પર પડો. | લુક ૨૩; ૩૦. પ્રક. ૬; ૧૬. |
| હો. ૧૧; ૧. | "મારા પુત્રને મેં મિસરમાંથી તેડી મગાવ્યો." | મા. ૨; ૧૫. |
| હો. ૧૩; ૧૪. | અરે મૃત્યુ, તારી પીડા કયાં છે? અરે શેઓલ, તારો નાશ કયાં છે? | ૧ કરીં. ૧૫; ૫૫. |

## મસીહને લગતું ભવિષ્યવચન.

હો. ૩ ; ૪, ૫ માં લખ્યું છે કે, "ઇસ્રાએલપુત્રો લાંબી મુદત સુધી રાજારહિત, તથા અધિકારરહિત, તથા યજ્ઞરહિત, તથા ભજનસ્તંભરહિત, તથા એફોદ કે તરાફીમ રહિત રહેશે ; ને પછીથી ઇસ્રાએલપુત્રો પાછા આવીને પોતાના દેવ યહોવાહની તથા પોતાના રાજા દાઉદની શોધ કરશે ; ને પાછલા દિવસોમાં તેઓ ભયસહિત યહોવાહ પાસે આવીને તેની ઉદારતાનો ઉપભોગ કરશે." એમાં જે "લાંબી મુદતની" વાત સમાએલી છે તે મુદત તો દેશનિકાલની સમજવી. પણ તે મુદત પુરી થયા બાદ ઇસ્રાએલી લોક પોતાના દેવ યહોવાહની શોધ કરશે, હા, તે ઉપરાંત પોતાના રાજા દાઉદની પણ શોધ કરશે. એ કલમમાં યહોવાહ અને જે બીજો દાઉદ તે બંનેનો નિકટમાં નિકટ સંબંધ સુચવેલો છે. હવે યહોવાહ એટલે આકાશમાંનો જે રાજા છે તે, અને બીજો દાઉદ એટલે પૃથ્વી પર જે રાજા પ્રગટ થવાનો છે તે. એજ દાઉદ રાજામાં યહોવાહનું પ્રકટીકરણ જણાઇ આવશે. મન માહેના જે બધા આશીર્વાદ, તે યહોવાહ તરફથી આવે, પણ જે બાહ્ય સુખશાંતિ તે તો બીજા દાઉદ રાજા પાસેથી મળે. આટલે સુધી ઉપલી કલમમાં અગમસુચના હાથ આવે છે; પરંતુ આવનાર જે બીજો દાઉદ રાજા, એટલે મસીહ, તે પોતાના લોકને પાપથી તારશે, એવી વાત હજી પ્રગટ થઇ નહોતી.

---

## મીખાહ ભવિષ્યવાદીનું પુસ્તક.

મીખાહ ઇ. સ. પૂ. ૭૩૫–૭૨૫ માં ભવિષ્ય કહેતો હતો એવું સંભવે છે, અને જો ઉપલી સાલ બરાબર છે, તો મીખાહ તથા યશાયાહ (ઇ. સ. પૂ. ૭૪૦–૬૯૫) બન્ને ભવિષ્યવાદી સમકાળિક હતા.

હેબ્રી ભાષા પ્રમાણે "મીખાહ" એ શબ્દનો અર્થ એટલે "એના જેવો કોણ ?" પરંતુ મીખાહ એ સંક્ષિપ્ત કરેલું નામ છે, અને પુરૂં નામ તો મીખાયહુ છે, કે જેનો અર્થ એટલે "યહોવાહના જેવો તે કોણ ?" સરખાવો ૧ રા. ૨૨ : ૮ : યિર્મે. ૨૬ ; ૧૮.

મી. ૧ ; ૧ પરથી માલુમ પડે છે કે, મીખાહ ભવિષ્યવાદી મોરાસ્તી, એટલે મોરેશેથ—ગાથનો, વતની હતો. આ ગામ પાલેસ્ટાઇનના શેફેલાહ નામના નીચાણમાં આવેલું છે. વળી તેજ કલમમાં કહેલું છે કે, મીખાહ યહુદાહના ત્રણ રાજાઓના વખતમાં ભવિષ્યવાદીનો હોદ્દો બજાવતો હતો, એટલે યોથામ (ઇ. સ. પૂ. ૭૩૯–૭૩૫), આહાઝ (૭૩૫–૭૨૭), અને હિઝકીયાહ (૭૨૭–૬૯૭) ના વખતમાં. મીખાહ ૩ ; ૧૨ નું વાકય યિર્મે. ૨૬ ;

૧૮ માં આવેલું છે. હવે એ વાક્ય ઉતારવાનું શું કારણ હતું? યિર્મેયાહે યહુદી લોકોના અપરાધના સંબંધમાં ભારે ધમકીવચન પ્રગટ કર્યાં હતાં, ત્યારે તેઓએ તેને પકડયો, ને તેના પર તહોમત મુકયું. પછી તો જીવને ખરેખર જોખમ લાગ્યું. ત્યારે દેશના વડીલોમાંના કેટલાએક જણોએ ઉઠીને યિર્મેયાહની તરફેણમાં લોકની આખી સભા આગળ મીખાહનો દાખલો રજુ કર્યો. તેણે તો આગળથી, એટલે હિઝકીયાહ રાજાના દિવસોમાં, સાફ પ્રગટ કર્યું હતું કે, સિયોન ખેતરની પેઠે ખેડાશે, ને યરૂશાલેમના ઢગલા થશે. એવી સખત ધમકી કહ્યા છતાં પણ હિઝકીયાહ રાજાએ શું તેને મારી નખાવ્યો? ના, એમતો નહિ. હવે એ દાખલા પર ભાર મુકીને યિર્મેયાહના પક્ષમાં વિનંતી કરવામાં આવી, ને છેવટે લોકના હાથમાંથી તે બચ્યો, જુઓ યિર્મે. ૨૬; ૮–૨૪. ઇ. સ. પૂ. ૬૦૯ માં ઉપલું તહોમત યિર્મેયાહ પર નાખવામાં આવ્યું. મીખાહનો સમકાળિક ભવિષ્યવાદી યશાયાહ રાજાના પ્રધાનમંડળમાંનો હતો ખરો, પણ મીખાહ પોતે ઘણુંકરીને નગરમાં નહિ, પણ સીમમાં રહેનાર માણસ હતો. તે તો ગામડીઆઓના સુખદુઃખમાં ભાગ લેનાર હતો, ને તેમના પર જે જુલમ ગુજારવામાં આવતો, તેનું સચિત્ર વર્ણન તેણે પોતાના પુસ્તકમાં લખ્યું છે. જેમ આમોસ તેમ મીખાહ પણ ગામડીઆના વર્ગનો હતો, અને તેને એવું લાગ્યું કે, યહુદાહ દેશની રાજધાનીમાં તથા બીજાં મોટાં નગરોમાં પ્રજાનાં પાપ વિશેષ વધી ગએલાં હતાં, તે પરથી પોતાની ભવિષ્યવાતમાં સાફ પ્રગટ કરે છે કે, સમરૂન તથા યરૂશાલેમ બન્નેનો નાશ અવશ્ય થશે.

## મીખાહના ભવિષ્યપુસ્તકનું ખોખું.

I. ૧; ૧–૫; ૧૫. ભવિષ્યકાળે પુરૂં પડશે તે વિષેની વાત.

1) ૧; ૧–૨; ૧૩. ખાસ યહુદી કોમને લગતી જે ઇતિહાસરૂપ વાત ભવિષ્યકાળે પુરી પડશે તે વિષે.

2) ૩; ૧–૫; ૧૫. સર્વ દેશજાતિઓને લગતી, ને વિશેષેકરીને મસીહ સંબંધીની, જે વાત ભવિષ્યકાળે પુરી પડશે તે વિષે.

(૧) ૩; ૧–૧૨. પહેલું ધમકીવચન.
૪; ૧–૮. પહેલું ધન્યવચન.

(૨) ૪; ૯, ૧૦. બીજું ધમકીવચન.
૪; ૧૧–૧૩. બીજું ધન્યવચન.

(૩) ૫; ૧. ત્રીજું ધમકીવચન.
૫; ૨–૧૫. ત્રીજું ધન્યવચન.

II. ૬; ૧–૭; ૨૦. વર્તમાનકાળને લગતી વાત કે જેમાં યહોવાહ ઇસ્રાએલીઓ વિરૂદ્ધ મુકર્દમો કરે છે.

## મીખાહના ભવિષ્યપુસ્તકનું પૃથક્કરણ.

I. ૧; ૧–૫; ૧૫. ભવિષ્યકાળે પુરૂં પડશે તે વિષેની વાત.

૧) ૧; ૧–૨; ૧૩. ખાસ યહુદી કોમને લગતી જે ઇતિહાસરૂપ વાત ભવિષ્યકાળે પુરી પડશે તે વિષે.

(૧) ૧; ૧–૧૬. ઇસ્રાએલે ઘણા અપરાધ કર્યા છે માટે તેનો ન્યાય કરવામાં આવશે.

અ) ૧; ૧–૫. યહોવાહ બદલો લેવાને વાસ્તે ન્યાય કરશે.

આ) ૧; ૬, ૭. સમરૂન નગરનો પુરો નાશ થશે.

ઇ) ૧; ૮, ૯. વળી આફતનાં મોજાં એક પછી એક યરૂશાલેમની ગમ ધસી જશે.

ઈ) ૧; ૧૦–૧૬. યહુદાહના નીચાણમાં, એટલે શેફેલાહ પ્રદેશમાં, આવેલાં ગામડાં એક પછી એક આફતમાં છુંદાઈ જશે, જેમકે ગાથ, બેથ–લે–આફ્રાહ, શાફીર, સાઅનાન, બેથ–એસેલ, મારોથ, લાખીશ, મોરેશેથ–ગાથ, આખ્ઝીબ, મારેશાહ, અદુલ્લામ.

(૨) ૨; ૧–૧૧. યહુદાહના જે સરદારોએ બળાત્કાર કર્યો હતો તેમને અફસોસ! તેઓ ઈશ્વરથી મોકલેલા ખરા ભવિષ્યવાદીઓને ચૂપ રહેવાનું કહે છે, કારણ કે એઓ તો નિત્ય ધમકીવચન બોલતા, પણ ત્યાંના સરદારો જુઠા ભવિષ્યવાદીની વાત ખુશીથી સાંભળે છે. વળી યહુદાહના સરદારોએ જુલમ કરીને ઘણાઓને ઘરમાંથી હાંકી કાઢ્યા હતા, પણ એવો વખત આવશે કે જ્યારે તેઓને પોતાને દેશનિકાલમાં જવું પડશે. હવે જે ખરા ભવિષ્યવાદી છે તેઓ પણ દિલાસાદાયક વચન બોલી શકે.

(૩) ૨; ૧૨, ૧૩. કેમકે જાણજો કે વિખરાઇ ગએલા ઇસ્રાએલી વંશજો આગળ જતાં સમેટાશે, ને દેશનિકાલમાંથી નીકળીને તેમનું જાણેકે બીજું નિર્ગમન થશે. યહોવાહ આ પ્રમાણે પોતાનાં ટોળાનાં ઘેટાંની સંભાળ કરશે.

૨) ૩; ૧-૫; ૧૫. સર્વ દેશજાતિઓને લગતી, ને વિશેષ કરીને મસીહ સંબંધીની, જે વાત ભવિષ્યકાળે પુરી પડશે તે વિષે.

(૧) ૩; ૧-૧૨. પહેલું ધમકીવચન.

સરદારો, ભવિષ્યવાદીઓ, ને યાજકો સૌએ પોતપોતાના હોદ્દા પ્રમાણેની ફરજ બજાવી નથી, માટે તેમને ધમકીવચન

કહે છે, એઓને લીધે યરૂશાલેમ પર નાશ આવનાર છે, પણ યહોવાહ જે પોતાના ટોળાની સંભાળના કરે છે, તે તો કેટલો બધો જુદો જણાય છે.

(૧) ૪ ; ૧-૮. પહેલું ધન્યવચન.

અ) ૪ ; ૧-૫. પાછલા દિવસોમાં સર્વ દેશજાતિઓ યરૂશાલેમમાં આવીને ત્યાં યહોવાહનું વચન સાંભળવા માગશે.

આ) ૪ ; ૬-૮. વિખરાઈ ગએલા યહુદીઓ સમેટાશે, અને યહોવાહનું રાજ સર્વકાળ ટકી રહે એવું જણાશે, હા, અગાઉનું રાજ પુનર્સ્થાપિત થશે.

(૨) ૪ ; ૯, ૧૦. બીજું ધમકીવચન.

થોડીજ મુદતની અંદર સિયોનની પડતી દશા થશે, અને ત્યાંના રહેવાસીઓ બંદીવાન થઇને બાબેલમાં જશે.

[ "બાબેલમાં જશે" એમ કેમ કહેવાય? જુઓ ૫ ; ૬ માં આસ્શૂરના રાજ વિષે વાત આવે છે, પણ અહીં બાબેલની ; હવે જે વખતે માખાહ હયાત હતો તે વખતે તો બાબેલ દેશ આસ્શૂર રાજને તાબે હતો. તે દેશ આસ્શૂર રાજનો એક પ્રાંત જેવો ગણાયો, ને તે કારણ માટે આ કલમમાં આસ્શૂર નામ વાપરવાને બદલે બાબેલ નામ દાખલ કર્યું હશે. ]

(૨) ૪ ; ૧૧-૧૩. બીજું ધન્યવચન.

એમ છતાં પણ જે જે દેશજાતિઓ સંપીલી થઇને સિયોન પર ચઢાઈ કરવા વિચારે છે તે સઘળીને હરાવવામાં આવશે.

(૩) ૫ ; ૧. ત્રીજું ધમકીવચન.

ઈસ્રાએલને પાયમાલ કરી નાખશે, ને તેના સરદારનો ઘણો તિરસ્કાર કરવામાં આવશે.

(૩) ૫ ; ૨-૧૫. ત્રીજું ધન્યવચન.

એમ છતાં પણ બેથલેહેમ એફ્રાથાહમાંથી એવો પુરૂષ નીપજશે કે જે ઇસ્રાએલમાં અધિકારી થવાનો છે ; તેનો પ્રારંભ તો પુરાતનકાળથી, હા, અનાદિકાળથી છે.

અ) ૫ ; ૨-૬. હવે યહુદીઓ તથા ઈસ્રાએલીઓ બન્ને એકઠા થયા પછી તેમના પર આ પુરૂષ રાજ કરશે, ને દેશમાં આવેલા આસ્શૂરીઓને પાછા કાઢશે.

આ) ૫ ; ૭. યાકૂબના કોઇ બચેલાઓ ઘણી પ્રજાઓ મધ્યે ઓસ જેવા તથા ઘાસ પર પડતા ઝાપટા જેવા ખુશકારક જણાઈ આવશે.

ઇ) ૫ ; ૮, ૯. પણ યાકૂબના બીજા કોઇ બચેલાઓ બીજી દેશજાતિઓ પ્રત્યે સિંહના બચ્ચા જેવા વિનાશકારક નીકળશે. સરખાવો લુક ૨ ; ૩૪ : ૨૦ ; ૧૭, ૧૮.

ઈ) ૫ : ૧૦–૧૫. યુદ્ધશસ્ત્રો હવે પછી હાથમાં લેવાની જરૂર પડશે નહિ ; વળી મૂર્તિપૂજા હવે ઇસ્રાએલની હદમાં કરવામાં આવશે નહિ. પણ જે દેશજાતિઓએ કાન ન દીધો તેઓ પર ક્રોધમાં ને રોષમાં વેર વળાશે.

II. ૬ ; ૧–૭ ; ૨૦. વર્તમાનકાળને લગતી વાત કે જેમાં યહોવાહ ઇસ્રાએલીઓ વિરૂદ્ધ પોતાનો મુકરદમો કરે છે. ૧ ; ૧–૫ ; ૧૫ માં બતાવ્યું હતું કે ભવિષ્યમાં ફલાણું ફલાણું થશે, પણ હવે વર્તમાનકાળમાં જે થાય છે તે કેટલું બધું ઉતરતું જણાય છે.

૧) ૬ ; ૧–૧૬. ઇસ્રાએલની વિરૂદ્ધ મુકરદમો કરવામાં આવે છે.

(૧) ૬ ; ૧–૮. યહોવાહ પર્વતોની રૂબરૂમાં વાદવિવાદ ચલાવે છે.

અ) ૬ ; ૧-૫. યહોવાહ પોતે બોલીને કહે છે કે, હું તો આ લોકની સાથે મારા કરાર પ્રમાણે વિશ્વાસુપણાથી વર્તતો આવ્યો છું.

આ) ૬ ; ૬, ૭. ત્યાર બાદ લોક બોલીને ઇશ્વર તેમની પાસે જે માગણી કરે છે તે વિષે પોતાની વ્યર્થ કલ્પના જણાવે છે.

ઇ) ૬ ; ૮. ત્યારે મીખાહ યહોવાહને નામે બોલે છે, ને યહોવાહની જે ખરી માગણી છે તે ખુલ્લી રીતે પ્રગટ કરે છે. "ન્યાયથી વર્તવું, તથા દયા ચાહવી, તથા તારા દેવની સાથે નમ્રતાથી ચાલવું, એ સિવાય બીજું શું યહોવાહ તારી પાસે માગે છે?" સરખાવો ગી. ૫૧ ; ૧૭ : પુ. ૧૦ ; ૧૨, ૧૩.

[પ્રભુ તો બીજુ કંઇ નહિ, પણ એટલુંજ માગે છે કે, પોતાના સેવકો ન્યાયભાવ, દયાભાવ, તથા નમ્રભાવ રાખે. તેણે જુદા જુદા ખાસ ત્રણ ભવિષ્યવાદીઓની મારફતે આ જુદી જુદી ત્રણ માગણી કરી હતી, એટલે

૧) આમોસના ભવિષ્યપુસ્તકનું ભારવચન એજ છે કે તારે ન્યાયભાવ રાખવો, આ. ૫ ; ૨૪ : ૪ ; ૧૨ : ૯ ; ૧૦ : ૭ ; ૭-૯. આમોસ ઇ. સ. પૂ. ૭૬૦.

૨) પછી હોશીઆના ભવિષ્યપુસ્તકમાં દયાભાવ પર ભાર મુકેલો છે. હો. ૪; ૧:૬; ૬:૧૧; ૧:૧૪; ૪ અને ૩ જો અધ્યાય પુરો. હોશીઆ ઈ. સ. પૂ. ૭૫૫-૭૪૦.

૩) વળી ત્યાર બાદ યશાયાહ (ઇ. સ. પૂ. ૭૪૦-૬૯૫) જે મીખાહનો સમકાળિક ભવિષ્યવાદી હતો, તેના ભવિષ્યપુસ્તકનું એજ ભારવચન જણાય છે કે, તારે નમ્રભાવ રાખવો, યશા. ૬; ૫:૨૯; ૧૯, ૨૦: ૨; ૧૧, ૧૭.]

(૨) ૬; ૯-૧૬. યહોવાહ ફરીથી બોલીને જણાવે છે કે, ઉપલી જે ત્રણગણી મારી ખરી માગણી તે પ્રમાણે તમે ચાલતા આવ્યા નહિ, માટે હું તને વેરાન ને તારા દેશના રહેવાસીઓને ફિટકારપાત્ર કરી નાખીશ.

૨) ૭; ૧-૧૦. હવે ઇસ્રાએલ પાપ કબુલ કરીને યહોવાહને તાબે થવાનું પોતાનું મન બતાવે છે.

(૧) ૭; ૧-૬. ઇસ્રાએલીઓના જે ખરા ભક્ત તેમને નામે મીખાહ બોલતાં બધે ફેલાઈ ગએલી ભ્રષ્ટતાના સંબંધમાં વિલાપ કરે છે.

(૨) ૭; ૭-૧૦. પછી ઇસ્રાએલ પોતે પોતાનું એવું મન બતાવે છે કે, હું તો ન્યાયશાસન નમ્રતાથી ભોગવીશ: કેમકે હવે ઇસ્રાએલને પુરી ખાતરી થાય છે કે યહોવાહનું ન્યાયીપણું આખરે દીપતું આવશે.

૩) ૭; ૧૧-૧૩. ઇસ્રાએલનું પસ્તાવિક મન જોઇને યહોવાહ કૃપા ભરેલો જવાબ આપે છે, એટલે પોતે પ્રગટ કરે છે કે સિયોનની પુનર્સ્થાપના થશે.

૪) ૭; ૧૪-૨૦. યહોવાહ તથા મીખાહ વચ્ચેનું સમાપ્તિરૂપ સંભાષણ.

(૧) ૭; ૧૪. સિયોનની પુનર્સ્થાપના વિષે યહોવાહે જે ધન્યવચન આપ્યું તે વચન ખરેખર પુરૂં પડે, એવી વિનંતી મીખાહ કરે છે.

(૨) ૭; ૧૫-૧૭. હવે મીખાહની વિનંતી પ્રમાણે જવાબ આપવામાં આવશે, એવું યહોવાહ કબુલ કરે છે.

(૩) ૭; ૧૮-૨૦. મીખાહ કાવ્યરૂપ સમાપ્તિવચન ઉચ્ચારે છે. યહોવાહની ભલાઈ જોઇને મીખાહનું મન આનંદથી ઉભરાય છે. પછી તે પોતાની ખાતરી જણાવે છે કે યહોવાહ અપરાધોની દરગુજર કરનાર દેવ છે, તથા અવિકારી વિશ્વાસુપણાથી

ભરપુર છે. [૭; ૧૮, "તારા જેવો દેવ કોણ છે?" એ કલમમાં મીખાહ, કે મીખાયહુ, નામની સુચના રહેલી જણાય છે.]

## મીખાહના પુસ્તકમાંથી નવા કરારમાં ઉતારેલાં વાક્યો.

મી. ૫; ૧, ૨. બેથલેહેમ એફ્રાથાહ વિષે. મા. ૨; ૫, ૬: યો. ૭; ૪૨.
મી. ૭; ૬. કુટુંબકબીલામાં ફાટફુટ થવા વિષે. મા. ૧૦; ૩૫, ૩૬: માર્ક ૧૩; ૧૨.

## મીખાહના પુસ્તકમાં મસીહને લગતાં ભવિષ્યો.

મી. ૨; ૧૩. "ખંડન કરનાર તેઓની અગાઉ ચઢી ગયો છે;...ને તેઓનો રાજા તેઓની આગળ ચાલ્યો ગયો છે, ને યહોવાહ તેમનો સરદાર છે." એમાં બતાવ્યું છે કે એવો એક શૂરવીર આવશે કે જે ઇસ્રાએલનાં બંધનોનું ખંડન કરશે, ને તેમનો આગેવાન થઇને તેમને ફતેહ પમાડશે, તેમજ જે લોક બંધનમાં બંધાયા હતા તેમને છોડવવાને માટે બંદીખાનું તોડશે. હવે એ તોડનાર એટલે મસીહ.

મી. ૫; ૨. "હે બેથલેહેમ એફ્રાથાહ, જોકે તું એટલું નાનું છે કે યહુદાહના હજારો સાથે ગણાવા લાયક નથી, તોપણ તારામાંથી મને એવો પુરૂષ નીપજશે કે જે ઇસ્રાએલમાં અધિકારી થવાનો છે; જેનો પ્રારંભ પુરાતનકાળથી, અનાદિકાળથી છે." યહુદાહ દેશમાં જે સૌથી નાનો પ્રદેશ તેને "હજાર" નામ આપતા. પણ બેથલેહેમ સૌથી નાના ગામ સાથે ગણાવા યોગ્ય નહિ એવું નાનું ગામ હતું. એમ છતાં પણ એજ ગામડામાંથી મહા મોટો રાજા નીકળવાનો છે, એટલે તેમાં તે જન્મ પામશે. ગામ તો છેક નાનું, પરંતુ ત્યાંથી નીપજનારૂં રાજ ખરેખર પરાક્રમી થશે. રાજકારભાર ચલાવવા વિષે જે પહેલામાં પહેલું ભવિષ્યવચન ઉચ્ચારવામાં આવ્યું, તેમાં જે રાજાને લગતી અગમસુચના રહેલી હતી તે રાજા તો બેથલેહેમમાંથી નીકળવાનો છે, એવું સમજવું. મીખાહની આંખ આગળ મસીહનું કામ ભપકાસહિત સંપૂર્ણ કરેલું દેખાઇ આવે છે. આટલામાં મીખાહ આવનાર મસીહની ઉત્તમાવસ્થા જોઈ શકે છે, પરંતુ મસીહનું જન્મઠામ બાદ કરતાં તેની દીનાવસ્થા વિષે કંઇ પત્તો હાથ આવતો નથી.

પાલેસ્ટાઇન દેશમાં બેથલેહેમ નામનાં બે ગામ હતાં, એક તો ઝબુલૂન કુળમાં, ને બીજું યહુદાહમાં આવેલું હતું. આ વાક્યમાંનું બેથલેહેમ તે યહુદાહનું બેથલેહેમ છે, પરંતુ બેથલેહેમની સાથે યહુદાહ નામ લગાડેલું નથી, પણ તેને બેથલેહેમ એફ્રાથાહ કહે છે.

એફ્રાથાહ નામ સાંભળતાં પ્રાચીન સમયની કેટલીક સારી વાતો સાંભરી આવે છે. ઉત્પ. ૩૫; ૧૬, ૧૯ પરથી જણાય છે કે આ ગામની પડોશમાં બિન્યામીનનો જન્મ થયો, અને તેની મા રાહેલ દટાઈ. રૂથ ૪; ૧૧ માં લખ્યું છે કે વડીલોએ આશીર્વચન ઉચ્ચારતાં રૂથના ધણીને કહ્યું કે, "તું એફ્રાથાહમાં પૂજ્ય થા, અને બેથલેહેમમાં નામાંકિત થા." "એફ્રાથાહ" એટલે "ફળવાન," અને એફ્રાથાહમાં જે મુખ્યમાં મુખ્ય ફળ નીપજ્યું તે તો મસીહ.

## નાહૂમનું ભવિષ્યપુસ્તક (આશરે ઈ. સ. પૂ. ૬૪૦).

"નાહૂમ" નો અર્થ એટલે "દિલાસો દેનાર." સરખાવો એજ ધાતુનું થએલું "નુહ" નામ. લામેખે પોતાના દીકરાનું "નુહ" નામ પાડીને કહ્યું કે એજ અમોને દિલાસો આપશે, ઉત્પ. ૫; ૨૮, ૨૯. નાહૂમના જીવનચરિત્ર વિષે કંઈ પણ હકીકત આજ દિન સુધી ઉતરી આવી નથી, પરંતુ ના. ૧; ૧ માં નાહૂમને "એલ્કોશી" કહે છે, એટલે એલ્કોશ ગામનો વતની. હવે એલ્કોશ નામની બે જગ્યા હતી. એક તો ગાલીલ પ્રાંતમાં, ને બીજું નીનવેહની પડોશમાં આવેલું ગામડું હતું. એવું સંભવે છે કે નાહૂમ પોતાના કેટલાએક દેશભાઈઓની સાથે બંદીવાન કરાયો, પછી તેને નીનવેહ લઈ ગયા. એના ભવિષ્યપુસ્તકમાં એવી ઘણીએક સચિત્ર વર્ણવેલી વાત મળે છે જે પરથી લગભગ ખાતરીપૂર્વક અનુમાન કરી શકીએ છીએ કે આ પુસ્તક લખાયું ત્યારે નાહૂમ આસ્શૂર દેશમાં નિવાસ કરતો હતો. તેણે નીનવેહ નગર બેશક દીઠું હતું એટલુંજ નહિ પણ તે નગરમાં ચાલતી ભ્રષ્ટતા તથા ક્રુરતા વિષે, વળી તે નગરના ભપકા વિષે, તે પુરેપુરો માહિતગાર હતો. વળી નીનવેહ નગર પુસ્તક લખતી વેળાએ લખનારની આંખ આગળ દેખાયું, એવું બહુ સંભવિત લાગે છે.

હવે નાહૂમ કિયે પ્રસંગે બંદીવાન દાખલ નીનવેહ આવ્યો, એ વિષે નીચે મુજબની અટકળ કરી શકાય છે. આસ્શૂરનો રાજા આસ્શૂરબાનિપાલ, (ઈ. સ. પૂ. ૬૬૮–૬૨૬) ના વખતમાં કોતરેલા કોઇ કોઇ લેખ પરથી જણાય છે કે, આશરે ૬૪૮ ની સાલે રાજાના ભાઈઓએ દંગો કર્યો, અને તેજ વખતે આ તકનો લાભ લઈને પશ્ચિમ દેશના લોકે પણ બંડ ઉઠાવ્યું. હવે "પશ્ચિમ દેશ" એમાં ફેનીકે તથા યહુદાહ દેશ સમજવા જોઇએ. ઘણુંકરી આ પ્રસંગે યહુદીઓના રાજા મનાસ્શેહે (ઈ. સ. પૂ. ૬૯૭–૬૪૨) ફિસાદ કર્યો, અને આસ્શૂરની ઝુંસરી તળેથી નીકળવાની કોશિશ કરી. પણ છેવટે તે હાર્યો ગયો, અને તેને નીનવેહ તાબાના બાબેલ પ્રાંતમાં મોકલ્યો. ત્યાં તે ત્રણ વર્ષ બંદીવાન રહ્યો, ૬૪૭–૬૪૪. સંકટને વખતે મનાસ્શેહ દેવની આગળ અતિશય દીન થઈ ગયો, ને તેણે યહોવાહની પ્રાર્થના કીધી. પછી દેવે તેની વિનંતી સાંભળીને તેને

યરૂશાલેમમાં તેના રાજમાં પાછો આણ્યો. ત્યારે મનાશ્શેહે જાણ્યું કે યહોવાહ તેજ દેવ છે. જુઓ ૨ કાળ. ૩૩ ; ૧૧-૧૩.

## નાહૂમનાં ભવિષ્ય રચવાની સાલ વિષે—

ઈ. સ. પૂર્વે. આશરે ૬૬૬-૬૬૨ ની વચમાં આસ્શૂર લોકે મિસર દેશના નો-આમોન એટલે થેબ્સ નગરને હસ્તગત કરી લીધું, અને તે નગરના નાશ વિષે ના. ૩ ; ૮ માં સુચના મળે છે. માટે નાહૂમનું પુસ્તક ૬૬૨ પછી રચાયું, એવું ખાતરીપૂર્વક નીકળે છે. પણ પુસ્તક રચાયું ત્યારે નીનવેહ નગર હજી બહુ ભપકાદાર ને ભવ્ય જણાયું. હવે નીનવેહનો નાશ ઈ. સ. પૂ. ૬૦૬ માં થયો, માટે આ પુસ્તક ૬૦૬ પહેલાં લખાયું. નાહૂમ ૧ : ૧૩ માં યહુદાહ પર આસ્શૂર ફોજની ચઢાઇને લગતી વાત આવે છે, તેજ ચઢાઈ ઘણું કરીને ૬૪૮ માં બની હશે, માટે આ પુસ્તક ૬૪૮ પછી લખાયું કહેવાય. પણ ૬૨૬ મી સાલે આસ્શૂરનો રાજા આસ્શૂરબાનિપાલ મરણ પામ્યો, એટલામાં તે રાજની ખરેખર પડતી દશા થવા લાગી, માટે આ પુસ્તક ૬૨૬ પહેલાં રચાયું એવું સંભવે છે. તે ઉપરથી પુસ્તક રચવાની સાલ આશરે ઇ. સ. પૂ. ૬૪૦ ની હશે, એવું માનવું વ્યાજબી લાગે છે.

## નાહૂમના ભવિષ્યપુસ્તકનું પૃથક્કરણ.

નાહૂમના પુસ્તકમાં પહેલા શબ્દ એ છે કે, "નીનવેહ વિષે દેવવાણી." નાહૂમ તો "દિલાસો દેનાર" કહેવાય, પરંતુ નીનવેહને નહિ; પણ નીનવેહનો નાશ જોઇને યહુદાહને દિલાસો મળ્યો. આપણે આગળ શિખી ગયા કે યૂનાના પુસ્તકમાં દેવના દયાગુણનો દાખલો પ્રગટ છે, ને દેવે નીનવેહનો થનાર નાશ દયા કરીને મુલતવી રાખ્યો. પણ પછી નાશ કરવાનો સમય પુરો થવા આવ્યો, અને હવે નાહૂમના પુસ્તકમાં ઇશ્વરનો ન્યાયગુણ દીપતો આવે છે. તેમાં બતાવ્યું છે કે નીનવેહ પર ન્યાયશાસન આવવું જોઇએ. સ્કુથી લોક અને બાબેલ પ્રાંતના લોક સંપીલા થયા પછી તેઓએ નીનવેહ પર ઇ. સ. પૂ. ૬૦૬ની સાલમાં ચઢાઈ કરીને તે નગરનો સંહાર કર્યો. ત્યાર બાદ એ પ્રદેશ બાબેલના રાજ્યમાં દાખલ કરાયો.

I. ૧ ; ૧-૬. યહોવાહ તે કેવો દેવ છે? તે તો આવેશી તથા બદલો લેનાર દેવ છે, એ વિષે ભારે બોધ મળે છે. જોકે તે કોપ કરવે ધીમો છે, તો પણ તે વેર વાળ્યા વગર રહે નહિ, અને કોઈ પણ રીતે દોષિતને નિર્દોષ ગણે નહિ. વળી તે મહાપરાક્રમી દેવ છે, ને બદલો લેવાને શક્તિમાન છે. જુઓ, તેનો માર્ગ વંટોળીઆમાં તથા તોફાનમાં છે. તે સમુદ્રને ધમકાવીને સુકો કરી નાખે છે; ડુંગરો પણ તેના કોપ આગળથી ગળી જાય છે.

II. ૧ ; ૭–૧૨. હવે દેવ બદલો લેનાર દેવ છે, એ બાબત નીનવેહ નગરને ખાતરી થશે.

૧) ૧ : ૭, ૮. જોકે યહોવાહ તેના પર ભરોસો રાખનારને ગઢરૂપ છે, તોપણ તે પોતાના શત્રુઓનો અંત લાવશે.

૨) ૧ ; ૯, ૧૦. હવે નીનવેહ યહોવાહના શત્રુ જેવું ઊભું થયું, માટે યહોવાહ તે નગરનો સંપૂર્ણ અંત આણશે ; વિપત્તિ બીજી વાર નગર પર લાવવી પડશે નહિ.

૩) ૧ ; ૧૧, ૧૨. વાત ખરી કે નીનવેહમાંથી યહોવાહની વિરૂદ્ધ જે ભુંડી યોજના કરનાર તે જાણ નીકળ્યો; એટલે સાન્હેરીબ ૭૦૫–૬૮૧ : પણ તે તો કપાઈ ગયો. હવે આ છેલ્લે વખતે તે નગરનો પુરો નાશ કરવો પડશે, પછી તે જતું રહેશે.

III. ૧ ; ૧૩–૨ ; ૨. પહેલાં યહુદાહને, પછી નીનવેહને, આ બે સંબોધન કરે છે.

૧) ૧ ; ૧૩. યહુદાહને બોલતાં યહોવાહ કહે છે કે, હવે હું આસ્શૂરની ઝુંસરી તારા પરથી ભાગી નાખીશ, ને તારા બંધ તોડી નાખીશ.

૨) ૧ ; ૧૪. પછી નીનવેહની ગમ વળીને તેને કહે છે કે, હવે પછી તારા નામના કોઈ રોપાય નહિ; હું તારી કબર બનાવીશ, કેમકે તું દુષ્ટ છે.

૩) ૧ ; ૧૫. ફરીથી યહુદાહને સંબોધીને સુસમાચાર પ્રગટ કરે છે. એટલે જુઓ, વધામણી લાવનારના પગ પર્વત ઉપર દેખાય છે. હે યહુદાહ, તારાં પર્વો પાળ, ને તારી માનતાઓ પુરી કર.

૪) ૨ ; ૧, ૨. નીનવેહને ચેતવણી આપે છે કે, તું તને પોતાને ટકાવી રાખવાને તારા બનતા સુધી કરીશ, તો પણ તને પછાડીને ટુકડેટુકડા કરનાર તારી સન્મુખ આવ્યો છે. પણ યહોવાહ યાકૂબનું વૈભવ ઇસ્રાએલના વૈભવ જેવો પુનર્સ્થાપિત કરશે.

IV. ૨ ; ૩-૧૦. નીનવેહને ઘેરો ઘાલવા વિષે વાત.

૧) ૨ ; ૩. શત્રુઓની ફોજના યોદ્ધાઓ નીનવેહ નગર પર ચઢવાની તૈયારી કરે છે.

૨) ૨ ; ૪. હવે તો યોદ્ધાઓ નગરમાં પેસી ગયા, ને શેરીઓમાં તથા પહોળા રસ્તામાં દોડયાં કરે છે.

૩) ૨ ; ૫. પછી કોટ પર ધસીને તેને પાડી નાખવાનું કરે છે.

૪) ૨ ; ૬. તીગ્રિસ નદીને કાંઠે નીનવેહ નગર બંધાયું હતું. હવે તો તે નદીના દરવાજા ઉઘાડયા છે, ને નગરનાં માણસોનો નાશ થયો છે.

૫) ૨ ; ૭. રાજમહેલ લુટાય છે, ને રાણીનું હરણ કરે છે. તેની દાસીઓ છાતી કુટે છે.

૬) ૨ ; ૮-૧૦. તમામ નગરની લુટ કરે છે. રૂપું, સોનું, માલખજાનાનું બધું લઇને ઉજ્જડ કરે છે.

V. ૨ ; ૧૧-૧૩. હવે નીનવેહ પાયમાલ થયું, માટે હર્ષનાદ કરે છે, અને તેના નાશનું ખરૂં કારણ બતાવે છે, એટલે સૈન્યોના યહોવાહે એવું કહ્યું હતું કે હું તારી વિરૂદ્ધ છું.

VI. ૩ ; ૧-૧૯. નીનવેહના થનાર નાશ વિષે ધમકીરૂપ વચન ફરીથી કહે છે.

૧) ૩ ; ૧-૩. ઘોડેસ્વાર તથા યુદ્ધરથો નગર પર ચઢાઈ કરે છે. પછી તો જુઓ કતલ થએલાઓનો મોટો જથો, લાસોનો મોટો ઢગલો, મુડદાંનો પારજ નહિ.

૨) ૩ ; ૪-૭. જે નગરે વેશ્યા દાખલ જાદુક્રિયાથી તથા વ્યભિચારથી દેશજાતિઓને ફસાવી હતી તે નગર વિષે યહોવાહ કહે છે કે જો, હું તારી વિરૂદ્ધ છું. દેશજાતિઓને તારી નગ્નતા અને રાજ્યોને તારી લાજ દેખાડીશ. હા, નીનવેહ તો ખરેખર ઉજ્જડ કરી મુકાયું છે, ને તેને માટે વિલાપ કરનાર કે દિલાસો દેનાર કોઈ નથી.

૩) ૩ ; ૮-૧૧. નો–આમોનનો દાખલો આપીને દેખાડે છે કે તે નગર તો ચઢાઈની આગળ ટકી રહ્યું નહિ, તેનો પુરેપુરો નાશ થયો. હવે શું તેના કરતાં નીનવેહ મોટું છે? તેના રહેવાસીઓ છુપાઇ જશે, ને આશ્રયસ્થળની શોધ કરશે.

૪) ૩ ; ૧૨-૧૪. નીનવેહના લોક બીકણ થઇ ગયા છે, ને છેક નબળા જણાય છે. હવે તો ચઢાઈ કરવામાં આવે તે પહેલાં તેઓ બનતાં સુધી તૈયારી કરે છે. તેઓ ઘેરાને માટે પાણી કાઢે છે, અને કિલ્લા મજબુત કરવાને માટે ઈંટનાં બીબાં પકડે છે.

૫) ૩ ; ૧૫-૧૯. તૈયારી ગમે તેવી કરી હોય, પણ અગ્નિ નીનવેહ નગરને બાળશે; ને નગરવાસીઓ તરવારથી હણાશે. જોકે ત્યાંના વેપારીઓ પુષ્કળ વધી ગયા હતા, તોપણ તેઓ તીડો જેવા બધું ખાઇ નાખીને ઉડી જશે, ને તેઓનું ઠેકાણું કોઇને માલુમ પડે નહિ. હવે નીનવેહનો નાશ થશેજ થશે, ને તેના ઘાની વેદના બિલકુલ સમવાની નથી. હવે પછી તારા વિષેની અફવા સાંભળનાર હાથ પછાડશે; "કેમકે તારી દુષ્ટતા કોના પર જાથુ ચાલી નથી?"

### નાહૂમના પુસ્તકમાંથી નવા કરારમાં ઉતારેલાં વાકયો.

ના. ૧; ૭. યહોવાહ તેના પર ભરોસો રાખનારને જાણે છે. ૨ તીમો. ૨; ૧૯.

ના. ૧; ૧૫. વધામણી લાવનારના પગ કેવા સુંદર છે! રૂમી. ૧૦; ૧૫.

"જીવતા દેવના હાથમાં પડવું એ બિહામણું છે" (હેબ્રી. ૧૦; ૩૧) આ વાતનો મોટો દાખલો નાહૂમના પુસ્તકમાં રહેલો છે.

## સફાન્યાહ ભવિષ્યવાદીનું પુસ્તક (આશરે ઈ. સ. પૂ. ૬૩૦-૬૨૨).

"સફાન્યાહ" નામનો અર્થ "યહોવાહ સંતાડી રાખે છે." સફા. ૧; ૧ પરથી માલુમ પડે છે કે સફાન્યાહ ભવિષ્યવાદીના પૂર્વજો નીચે મુજબના હતા—

હિઝકીયાહ
|
અમાર્યાહ
|
ગદાલ્યાહ
|
કૂશી
|
સફાન્યાહ

હવે ઉપલો વડવડદાદો હિઝકીયાહ તે કોણ? શું ઈ. સ. પૂ. ૭૨૭ થી ૬૯૭ સુધી યહુદાહનો જે ગાદીપતિ હતો તેજ હિઝકીયાહ? એમ માનવું મુશ્કેલ લાગે છે, કારણ કે—

૧) હિઝકીયાહ રાજા તો ઈ. સ. પૂ. ૬૯૭ માં મરી ગયો, ને સફાન્યાહ ઈ. સ. પૂ. ૬૩૦ થી ૬૨૨ સુધીમાં ભવિષ્યવાદીનો હોદ્દો ચલાવતો હતો, એવું જણાય છે. માટે સફાન્યાહ ઘણુંકરીને ૬૫૦ માં કે તેથી પહેલાં જન્મ્યો હશે, એટલે હિઝકીયાહ રાજાના મરણ બાદ ૪૭ વર્ષને અંતરે તે જન્મ્યો, તો શું એટલાં ૪૭ વર્ષમાં ચાર પેઢીના સમયનો સમાવેશ થાય? એ તો અસંભવિત લાગે છે.

૨) જો એ વડવડદાદો પોતે યહુદાહનો રાજા હોત, તો સફા. ૧; ૧ માં હિઝકીયાહ નામની સાથે રાજાનો ઇલકાબ ઘણુંકરીને લગાડવામાં આવત.

હવે સફાન્યાહ પોતે કોણ ને કેવો માણસ હતો, તેમજ કયાં ને કયારે જન્મ્યો, એ વિષે ખાતરીપૂર્વક કશું માલુમ નથી. પણ સફા. ૧; ૧ માં કહેલું છે કે યહોવાહનું વચન યહુદાહના રાજા યોશીયાહના દિવસોમાં સફાન્યાહને પ્રાપ્ત થયું, એટલે ૬૪૦ ને ૬૦૯ ની વચમાં. ઘણા ટીકાકારોનો એવો મત છે કે ૬૩૦-૬૨૨ ના દરમિયાનમાં સફાન્યાહ ભવિષ્યો પ્રગટ કરતો હતો. વળી સંભવે છે કે તે પોતે યરૂશાલેમમાં જન્મ્યો હતો ને ત્યાંજ રહીને ભવિષ્યો કહેતો.

## સફાન્યાહની ભવિષ્યવાત કોને કોને લાગુ પડે છે?

યહુદાહનો રાજા યોશીયાહ ઈ. સ. પૂ. ૬૪૦ માં ગાદીપતિ થયો. તેની કારકીર્દીને બારમે વરસે તે પોતાના રાજ્યમાં ધર્મસુધારો કરવા લાગ્યો, ૨ કા. ૩૪; ૩-૭. પરંતુ એ સારૂં કામ સંપૂર્ણ સફળ થયું નહિ, કેમકે ઘણી જગ્યાએ લોક કેવળ ઉપરઉપરથી પ્રભુની ગમ વળ્યા, હજી તેઓ બઆલની પૂજા તથા ધાબા પર આકાશના સૈન્યની પૂજા કરતા હતા, સફા. ૧; ૪, ૫. હવે એ બધું જોઈને સફાન્યાહ ધમકીવચનો ઉચ્ચારવા લાગ્યો. યહુદાહ પર યહોવાહનું ન્યાયશાસન આવી પડશે એવું જણાવ્યા પછી ચેતવણી આપે છે કે પલિસ્તીઓ, મોઆબીઓ, આમ્મોનપુત્રો, કૂશ તથા નીનવેહ પર પ્રભુનો કોપ રેડાશે. એટલી વાત પુરી કર્યાં પછી યરૂશાલેમને વાસ્તે ખાસ ધમકીવચન પ્રગટ કરે છે. પરંતુ છેવટે તો એવું ભવિષ્ય કહે છે કે પાછલા દિવસોમાં યહુદાહમાં અસલના વખતનો મહિમા ફરીથી પ્રકાશશે.

## સફાન્યાહના પુસ્તકનું પૃથક્કરણ.

પ્રસ્તાવનારૂપ ટીકા—આ પુસ્તકમાં મુખ્યત્વે કરીને "યહોવાહના દિવસ" વિષે વાત આવે છે, એટલે જે દિવસે યહોવાહ વચમાં પડીને દુરાચારીઓ પર ન્યાયશાસન લાવશે, ને પોતાનું સાર્વત્રિક રાજ્ય સ્થાપન કરશે, તે દિવસ વિષે. યહોવાહનો દિવસ પાસે આવ્યો છે, એવી ખાતરી સફાન્યાહના મનમાં બે કારણથી ઉપજી—

૧ લું. ઈસ્રાએલી કોમમાં તેમજ સર્વ દેશજાતિઓમાં નીતિવ્યવહારને બદલે તદન ભ્રષ્ટતા વ્યાપી ગએલી જણાય છે. તે પરથી સફાન્યાહને ખાતરી થાયુ છે કે, ન્યાયાધીશ બેશક વહેલો ઉઠીને વચ્ચે પડશે, સરખાવો, યશા. ૨; ૧૧, ૧૨.

૨ જું. વળી દેશમાં ભારે અનર્થો તથા ધરતીકંપ થયા હતા. એ પરથી સફાન્યાહને લાગ્યું કે યહોવાહ નક્કી પાસેનેપાસે આવતો જાય છે, ને થોડી વારમાં તે પુરેપુરો પ્રગટ થશે.

ઉપલી વાતને આધારે સફાન્યાહના પુસ્તકના નીચે મુજબ બે ભાગ પડે છે—

I. ૧; ૧-૩; ૮. સાર્વત્રિક ન્યાયશાસન વિષે ભવિષ્ય.

II. ૩; ૯-૨૦. સર્વ દેશજાતિઓને કલ્યાણ પ્રાપ્ત થશે એવું ભવિષ્ય.

I. ૧; ૧-૩; ૮. યહોવાહના કોપનું પ્યાલું રેડાશે ને ન્યાયશાસન સર્વત્ર પ્રગટ થશે.

૧) ૧; ૨, ૩. તમામ સૃષ્ટ પ્રાણીઓ પર, પણ વિશેષે કરીને મનુષ્યો પર, પ્રભુનો કોપ રેડાશે.

૨) ૧ ; ૪-૨ ; ૩. યહુદાહ દેશ પર ન્યાયશાસન આવી પડશે તે વિષે.

(૧) ૧ ; ૪-૭. યહુદાહના રહેવાસીઓને શાસન થશે, કેમકે તેઓ મૂર્તિપૂજા કરવા જાય છે.

(૨) ૧ ; ૮, ૯. વળી રાજકુટુંબ પર પણ શાસન આવશે, કેમકે તેઓએ જુલમ ગુજાર્યો છે ને પરદેશમાં ચાલતી રીતોની ગમ વલણ કર્યું છે.

(૩) ૧ ; ૧૦, ૧૧. વેપારી વર્ગના માણસો પર પણ શાસન આવશે, ને રૂપાથી જે ભરપુર તે સર્વનો સંહાર થશે.

(૪) ૧ ; ૧૨-૧૮. જેઓ અભક્ત છે, ને બેફિકરા રહીને એવું બકે છે કે યહોવાહ ભલુંએ નહિ કરે તેમ ભુંડુંએ નહિ કરે, તેમના પર રક્ત તથા ગાઢ અંધકારનો દિવસ આવશે.

(૫) ૨ ; ૧-૩. સહુએ યહોવાહની ગમ વળવું, એ માટે કે તે ભયંકર દિવસે તેમને સંતાવાની ઓથ મળે. ["સફાન્યાહ" એટલે "યહોવાહ સંતાડે છે," ને સફાન્યાહ સંતાવાની ઓથ વિષે બોધ આપે છે, એટલામાં પોતાના નામની સાથે મળતો બોધ આપે છે.]

૩) ૨ ; ૪-૧૫. ચારે દિશાની દેશજાતિઓ પર યહોવાહનો કોપ રેડાશે.

(૧) ૨ ; ૪-૭. પશ્ચિમ તરફ પલિસ્તીઓ પર.

(૨) ૨ ; ૮-૧૧. પૂર્વ તરફ મોઆબીઓ તથા આમ્મોનીઓ પર.

(૩) ૨ ; ૧૨. દક્ષિણ તરફ કૂશ દેશ પર.

(૪) ૨ ; ૧૩-૧૫. ઉત્તર તરફ આસ્શૂર દેશ પર.

૪) ૩ ; ૧-૮. યરૂશાલેમ પર પણ યહોવાહના કોપનું પ્યાલું રેડાય છે.

(૧) ૩; ૧-૪. જે નગર બંડખોર તથા ભ્રષ્ટ તથા જુલમી નીકળ્યું છે તેને અફસોસ! તેના સરદારો ગાજતા સિંહ જેવા છે; તેના ન્યાયાધીશો સાંજનાં વરૂઓ જેવા છે; તેના ભવિષ્યવાદીઓ કપટી થયા છે; ને તેના યાજકોએ પવિત્રસ્થાનને ભ્રષ્ટ કીધું છે.

(૨) ૩ ; ૫-૮. યહોવાહ તે નગર મધ્યે ઈન્સાફ જાહેર કરે છે; તે ચુકતો નથી. દેશજાતિઓને સજા, હા, ભારે સજા કરવામાં આવી હતી, કે જે પરથી યહોવાહને એવી આશા થઈ હતી કે યહુદી પ્રજા તે સજા જોઇને ચેતી જશે. પણ ઉલટું તેઓએ વહેલા ઉઠીને પોતાનાં સર્વ કામો ભ્રષ્ટ કીધાં છે. હવે તો યહોવાહનો દિવસ આવ્યો છે. આખી પૃથ્વી તેના આવેશના અગ્નિથી ભરાઈ જશે.

**II. ૩ ; ૯-૨૦. સર્વ દેશજાતિઓને કલ્યાણ પ્રાપ્ત થશે.**

૧) ૩ ; ૯, ૧૦. હવે પછી હું યહોવાહ સર્વ દેશજાતિઓને શુદ્ધ ભાષા પાછી આપીશ, ને સર્વ દેશજાતિઓ મારા નામની વિનંતી કરીને મારી સેવા બજાવશે. કૂશની નદીઓને પેલે પારથી મારા યાજકો અર્પણ લઇને આવશે.

૨) ૩ ; ૧૧-૧૩. યહોવાહના દિવસે તારે શરમાવું નહિ પડે. ગર્વથી અભિમાન કરનારા માણસો તારી મધ્યેથી નીકળી જશે. હવે પછી તો તારી મધ્યેના દુઃખિતો તથા દરિદ્રીઓ પણ સલામત રહેશે, ને ઇસ્રાએલના બચી રહેલાઓને કોઇ પણ બીવડાવશે નહિ. સરખાવો હઝ. ૧૬ ; ૬૩.

૩) ૩ ; ૧૪-૧૭. સિયોનની પુત્રીનાં ન્યાયશાસનો દૂર કરાશે, ને તેના શત્રુઓને કાઢી મુકવામાં આવશે. ઇસ્રાએલનો રાજા, એટલે યહોવાહ, સિયોન નગર મધ્યે વાસો કરશે, ને તેને પ્રીતિનાં વચન બોલશે.

૪) ૩ ; ૧૮-૨૦. જોકે હાલ સિયોન નગર મહેણુંરૂપ છે તો પણ યહોવાહ તેના પુત્રોને સમેટશે. ત્યારે તો યહુદાહ દેશ પૃથ્વીની સર્વ પ્રજાઓ મધ્યે પ્રશંસનીય તથા નામીચો થશે.

### સફાન્યાહના પુસ્તકમાંથી નવા કરારમાં ઉતારેલું વાકય.

સફાન્યાહના પુસ્તકમાંથી એકજ કલમ નવા કરારમાં ઉતારેલી છે, એટલે સફા. ૩ : ૧૫. ઇસ્રાએલનો રાજા તે યહોવાહ. યો. ૧ ; ૪૯.

### મસીહને લગતી વાત.

સફાન્યાહના પુસ્તકમાં મસીહને લગતું ખુલ્લું ભવિષ્ય હાથ આવતું નથી, પણ મસીહ રાજાને બદલે યહોવાહ રાજા વિષેની વાત મળી આવે છે, જેમકે, ૩,; ૧૫, "યહોવાહે તારાં ન્યાયશાસનો દૂર કીધાં છે, તેણે તારા શત્રુને કાઢી નાખ્યો છે; ઇસ્રાએલનો રાજા, એટલે યહોવાહ, તારી મધ્યે છે." હજી સુધી ભવિષ્યવાદીઓ એવો બોધ આપતા નહોતા કે આવનાર મસીહ પાપીઓનું તારણ સાધશે. જે મસીહ રાજા તે ત્રાતા પણ નીકળશે એવું તેઓ હજી શીખી ગયા નહોતા; તેથી તેમનો બધો આધાર યહોવાહ પર રહ્યો, અને તેઓ એમ માનતા કે યહોવાહ દેવ પોતેજ અમારૂં તારણ સાધશે.

## હબાક્કૂક ભવિષ્યવાદીનું પુસ્તક (આશરે ઇ. સ. પૂ. ૬૦૯–૬૦૭)

હેબ્રી ભાષામાં "હબાક્કૂક" એટલે "બાથ" કે "કોટી" કે "આલિંગન," અને હબાક્કૂક નામ લાડકવાયા દીકરાસૂચક છે. હબાક્કૂક ભવિષ્યવાદીના જીવનચરિત્ર વિષે કંઇ પણ ખાસ ખબર હાથ આવી નથી. પરંતુ આ પુસ્તકના

ત્રીજા અધ્યાયની પાંચ કલમોમાં, એટલે ૩; ૧, ૩, ૯, ૧૩ ને ૧૯ માં, ગીતને લગતી કે ગીતના રાગને લગતી કંઇ કંઇ સુચના મળે છે, તે પરથી કદાપિ એવું અનુમાન કરી શકાય કે હબાક્કૂક લેવી કુળનો માણસ હશે.

હબાક્કૂકનું પુસ્તક રચવાની સાલ વિષે કંઇ પણ ખુલ્લી સુચના તે પુસ્તકમાં આવેલી નથી. કેટલી મુદત સુધી તેણે ભવિષ્યવાત કહી હશે, કયારે ને કયાં જન્મ્યો, કયારે અને કયાં મરણ પામ્યો, એ વિષે કશો પત્તો હાથ લાગતો નથી. પરંતુ જે સંદેશો તેણે પ્રગટ કર્યાં તે પરથી માલુમ પડે છે કે આ ભવિષ્યવાત પ્રગટ થઈ ત્યારે ઈસ્રાએલી લોકોના મનમાં એવી ઘણી ધાસ્તી હતી કે યહુદાહ પર બાબેલનો રાજા ચઢાઈ કરશે. હવે બાબેલના રાજાની પહેલી ચઢાઈ ઈ. સ. પૂ. ૬૦૬ માં થઈ, માટે આ ભવિષ્યવાત આશરે ઇ. સ. પૂ. ૬૦૯-૬૦૭ની વચમાં પ્રગટ થઇ હશે; એટલે યહુદાહનો રાજા યોશીયાહ ઇ. સ. પૂ. ૬૦૯ માં મરી ગયો, ત્યાર પછી બે ત્રણ વર્ષમાં હબાક્કૂકે પોતાની ભવિષ્યવાત રચી હશે.

## હબાક્કૂકના પુસ્તકમાંની ગાયનને લગતી વાત વિષે.

૧. હબા. ૩; ૧ માં તેજ અધ્યાયનું જાણે કે મથાળું લખ્યું છે, એટલે "હબાક્કૂક ભવિષ્યવાદીની પ્રાર્થના, રાગ શિગ્યોનોથ," અથવા બીજો તરજુમો કરીએ તો "શિગ્યોનોથ દાખલ" કે "શિગ્યોનોથને ધોરણે" આમ સમજવું. હવે શિગ્યોનોથ અનેકવચનરૂપ નામ છે, અને તેનું એકવચનરૂપ શિગ્ગાયોન છે. જુઓ ગીત ૭ નું મથાળું. હવે એ અસાધારણ શબ્દનો અર્થ ઘણુંકરીને "પોકાર" હશે, અથવા "પ્રશંસારૂપ પોકાર."

૨. હબા. ૩; ૩, ૯, ૧૩ માં "સેલાહ" શબ્દ ત્રણ વખત હાથ આવે છે. હવે કોઈ ગીતમાં કેટલાએક છંદ હોય તો એક છંદ પુરો થયા પછી જ્યારે બીજો છંદ શરૂ થાય છે, ત્યારે એ સુચવવાને વાસ્તે "સેલાહ" શબ્દ લગાડવામાં આવે છે. નવા છંદની પહેલી લીટીને મથાળે આ શબ્દ આવે છે. એનો અર્થ ઘણુંકરીને "ઉંચું કરવું" એવો હશે; પણ કેટલાએક ટીકાકારોનો એવો મત છે કે "સેલાહ" શબ્દ દ્વારાએ એવી તાકીદ કરેલી છે કે, કોઇ પણ બે છંદની વચ્ચે અંતર પડે, એટલામાં સર્વ ગાનારા છાના રહે, એ માટે કે માત્ર વાજીંત્રનો સાદ સંભળાય.

૩. હબા. ૩; ૧૯. એમાં છેલ્લી લીટી એવી છે કે "મુખ્ય ગવૈયાને સારૂ, મારાં તારનાં વાજીંત્રથી." એટલામાં તો રાગ વિષે કે ગીતનું ગાયન કરવા વિષે જરા સુચના રહેલી છે. "મારાં" શબ્દ અંતલેખમાં આવ્યો તે તો વિચિત્ર જેવું લાગે છે. ગીતશાસ્ત્રમાં એવો એક

દાખલો નથી. કદાચ "મારાં" શબ્દ પરથી આટલું અનુમાન કરી શકાય કે મુખ્ય ગવૈયાની સાથે ગીત રચનારનો નિકટમાં નિકટ સંબંધ હતો, અને જાણે કે તેણે મુખ્ય ગવૈયાના હાથમાં પોતાનું વાજિંત્ર સોંપી દીધું હતું.

હબાક્કૂકનો આ ત્રીજો અધ્યાય વિશેષ ઉપયોગી નીકળ્યો છે, કેમકે ગીતશાસ્ત્રમાં ગીતોનાં મથાળાં બરોબર સમજવા માટે આ અધ્યાય કુંચી જેવો થયો છે. આ ત્રીજા અધ્યાયની વાત પરથી એવો ખુલાસો મળ્યો છે કે, ગીતનું જે મથાળું તેમાં ત્રણજ વાત સમાએલી હોવી જોઇએ. બાકીની બીજી બધી વાત ગીતના મથાળામાં કે આદિલેખમાં નહિ પણ કેવળ ગીતની સમાપ્તિમાં કે અંતલેખમાં દાખલ કરવી.

હવે ગીતના મથાળામાં જે ત્રણજ વાત આવે તે નીચે મુજબ—

૧. કાવ્યનો કેવો પ્રકાર છે તે વિષે સુચના; જેમકે હબા. ૩; ૧ માં કહે છે કે આ કાવ્ય "પ્રાર્થનારૂપ" છે. ગીતશાસ્ત્રમાં કેટલાંક ગીત પ્રાર્થનારૂપ, બીજાં કેટલાંક ગાયનરૂપ, વળી બીજાં કેટલાંક મિખ્તામરૂપ છે.

૨. વળી કાવ્ય રચનાર કોણ એ વિષેની ખબર મથાળામાં આવે; જેમકે હબા. ૩; ૧ માં કહે છે "હબાક્કૂક ભવિષ્યવાદીની પ્રાર્થના." સરખાવો ગીતશાસ્ત્રમાં દાઉદનું ગીત, આસાફનું ગીત, કોરાહના દીકરાઓનું ગીત, ઇત્યાદિ.

૩. કઇ કઇ બિના બનવાને કારણે, અથવા કયા કયા હેતુ પુરા પાડવાને અર્થે, કાવ્ય રચાયું તે વિષે મથાળામાં સુચના આવે; જેમકે હબા. ૩; ૧ માં "શિગ્યોનોથને અર્થે" (પ્રશંસારૂપ પોકારને અર્થે), સરખાવો ગીત. ૩૮ મું મથાળું "સંભારણને અર્થે દાઉદનું ગીત," વળી ગીત. ૫૬ મું "ગાથમાં પલિસ્તીઓએ દાઉદને પકડ્યો તે વખતનું" ગીત, વળી ગીત. ૫૭ માં "દાઉદ શાઉલથી નાસી જઈ ગુફામાં રહેતો ત્યારનું" ગીત.

ઉપલી ત્રણજ વાત બાદ કરીને જે કંઇ હોય તેને તો ગીતના મથાળામાં નહિ પણ ગીતની સમાપ્તિમાં દાખલ કરવું. ઉપલા નિયમનો મોટો દાખલો હબાક્કૂના ત્રીજા અધ્યાયમાં હાથ આવ્યો છે.

## હબાક્કૂકના ભવિષ્યપુસ્તકનું પૃથક્કરણ.

ચોતરફ જુલમ તથા ભ્રષ્ટતા ફેલાઇ ગએલાં માલમ પડે છે, તો ઇશ્વર પોતે ન્યાયી કૃત્ય ચાહનાર તથા સર્વસમર્થ છે, એવું હવે કોણ માની શકે? આ

સખત સવાલ હબાક્કૂક પુછે છે, તે પરથી આ પુસ્તકના બે મુખ્ય ભાગ પાંડી શકાય છે, એટલે

I. ૧ : ૧–૧૭. હબાક્કૂકનો ગભરાટ ઉપજાવનાર સવાલ.

II. ૨ : ૧–૩ ; ૧૯. મજકુર સવાલનો યહોવાહથી આપેલો જવાબ.

I. ૧ : ૧–૧૭. હબાક્કૂકનો ગભરાટ ઉપજાવનાર સવાલ.

૧) ૧ ; ૧-૪. ભવિષ્યવાન પ્રગટ કરનારનું નામ જણાવ્યા પછી હબાક્કૂક કહે છે કે, યહુદાહમાં અન્યાય તથા જોરજુલમ ફેલાઈ ગયો છે, તે બાબત મેં હાંક મારી પણ કોઇ ગણકારતો નથી.

૨) ૧ ; ૫–૧૧. યહોવાહ જવાબ આપે છે કે યહુદી લોકનું શાસન કરવાને વાસ્તે હું તો યહુદાહ દેશ પર કરડી તથા ઉતાવળી દેશજાતિ લાવું છું.

૩) ૧ ; ૧૨–૧૭. હબાક્કૂક કહે છે કે કાસ્દી દેશજાતિ તો વિશેષ નિર્દય તથા ક્રૂર નીકળી છે. તેઓ આવીને યહુદાહ દેશનું શાસન કરે તો મારા ઉપલા સવાલના સંબંધમાં મારા મનમાં વધારે ને વધારે ગભરાટ ઉત્પન્ન થાય છે.

II. ૨ ; ૧-૩ : ૧૯. મજકુર સવાલનો યહોવાહથી આપેલો જવાબ.

દેશજાતિઓનું તેમજ હરેક માણસનું જીવન શેમાં રહેલું છે; વળી મરણ પણ શેમાં રહેલું છે, એ વિષે બોધ આપે છે, વળી કોણ કોણ લોકો જીવે ને કોણ કોણ લોકો નષ્ટ થાય, એ બાબતનો ખુલાસો આપવામાં આવે છે.

૧) ૨ ; ૧. હબાક્કૂક ગભરાઇને પોતાની ચોકી પર ઉભો રહેવા ગયો, એટલે યહોવાહ મારી દાદનો મને શો જવાબ આપશે તે જોવાને માટે બુરજ પર ખડો રહ્યો.

૨) ૨ ; ૨-૪. યહોવાહે ઉત્તર આપતાં તેને કહ્યું કે, તું સંદર્શન લખ, અને તેને પાટીઓ પર એવું સ્પષ્ટ લખ કે જે તે વાંચે તે દોડે (લેખ એકદમ ઉકલે). સરખાવો યશા. ૮ ; ૧ : ૩૦; ૮. [યહોવાહનો આ જવાબ પાટીઓ પર લખવાની જરૂર પડી, કેમકે યહોવાહની વાત નક્કી પુરી પડશે તોપણ પુરી થતાં વિલંબ હોય.] હવે યહોવાહના આ જવાબમાં બે ભાગ જણાય છે, એટલે

૧—મરણપ્રકરણ—કે જેનું આધારવચન એ છે કે, જેનું મન ફુલી ગયું છે, જે પોતામાં પાધરૂં નથી, તે તો મરશેજ મરશે. મરણ શાના પર આધાર રાખે છે? મગરૂરી તથા અન્યાય પર મરણનો આધાર છે.

૨—જીવનપ્રકરણ—કે જેનું આધારવચન એ છે કે, જે ન્યાયી તે જન પોતાના વિશ્વાસુપણે જીવશેજ જીવશે. જીવન શાના પર આધાર રાખે છે? વિશ્વાસુપણા પર જીવનનો આધાર છે. રૂમી. ૧; ૧૭માં પાઉલ કહે છે કે જે ન્યાયી તે વિશ્વાસથી જીવશે. હવે "વિશ્વાસુપણું" એટલે જે સત્યતા તેના પર આધાર રાખીને તેને વળગી રહેવું; પણ "વિશ્વાસ" એટલે જે સત્ય (ખ્રીસ્ત) તેના પર આધાર રાખીને તેને વળગી રહેવું.

૩) ૨; ૫-૨૦. મરણ વિષે ખાસ ટીકારૂપ પ્રકરણ.

(મન ફુલેલું તથા માંહે પાધરૂં નથી, તેનો મોટો દાખલો કાસ્દી લોકમાં હાથ આવે છે.)

(૧) ૨; ૫ કાસ્દી લોકનું જે છાકટાપણું તથા જે મગરૂરી તેને લીધે તે કોમનો નાશ નક્કી થશે, તે તો અતૃપ્ત રહીને સર્વ દેશજાતિઓને પોતાની પાસે સમેટી લે છે.

(૨) ૨; ૬-૨૦ માટે તે કાસ્દીઓને અફસોસ, પાંચગણો અફસોસ! (તેઓ મરણની અણી પર આવ્યા છે).

અ) ૨; ૬-૮ પહેલો અફસોસ, કેમકે પોતાનું નથી તેનો તેઓ સંગ્રહ કરે છે, ઘણી દેશજાતિઓને લુટે છે.

આ) ૨; ૯-૧૧ બીજો અફસોસ, કેમકે તેઓએ પોતાનો માળો ઊંચો બાંધવા સારૂ દુષ્ટતાથી નફો મેળવ્યો છે, ને લજ્જા નીપજાવે એવી તદબીર કરે છે.

ઇ) ૨; ૧૨-૧૪ ત્રીજો અફસોસ, કેમકે તેઓએ રક્તથી નગર બાંધ્યું છે, અને અન્યાયથી નગર સ્થાપિત કર્યું; પરંતુ તેમનું કરેલું બધું વ્યર્થ નીકળશે, કેમકે સમુદ્ર પાણીથી ઢંકાએલા છે તેમ યહોવાહના મહિમાના જ્ઞાનથી પૃથ્વી ભરાઇ જશે.

ઈ) ૨; ૧૫-૧૭. ચોથો અફસોસ, કેમકે તેઓએ પોતાના પડોશીને મદ્ય પાઇને તથા તેમાં કોપ ઉમેરીને તેને છાકટો કીધો. લબાનોન પર ગજબ ગુજાર્યો, વળી દેશ તથા નગર તથા ત્યાંના સર્વ રહેવાસીઓ ઉપર જુલમ કર્યો.

ઉ) ૨; ૧૮-૨૦. પાંચમો અફસોસ, કેમકે તેઓએ કોતરેલી મૂર્તિઓ તથા ઢાળેલી મૂર્તિઓ તથા મુગાં પુતળાં

બનાવ્યાં. એઓની અંદર તો શ્વાસ છેજ નહિ, પણ સજીવ યહોવાહ એઓથી ખરેખર જુદો છે. તે પોતાના પવિત્ર મંદિરમાં છે; આખી પૃથ્વી તેની આગળ ચૂપ રહે.

૪) ૩; ૧–૧૯. જીવન વિષે ખાસ ટીકારૂપ પ્રકરણ. (સરખાવો ૨; ૪b) જે સજીવ યહોવાહ તે તો સાધિકાર સર્વોપરી છે, અને વખતે વખતે પોતાને પ્રગટ કરે છે. હવે તેને વળગી રહેવાથી ન્યાયી જીવશે. પ્રગટ થએલો જે ઇશ્વર તેને અનુભવવો, એજ જીવન છે, સરખાવો યોહા. ૧૭; ૩.

(૧) [૩; ૧, ૨. હબાક્કૂક યહોવાહને એવી વિનંતી કરે છે કે ઉપલા ૨; ૨, ૩ પ્રમાણે કાસ્દીઓના શાસન વિષે પાટીઓ પર જે કંઇ લખ્યું તે વહેલું પુરૂં પડે (નહિ તો અમારો વિશ્વાસ લાંબી મુદત સુધી કેમ ટકી રહે?)]

(૨) ૩; ૩–૧૫. હવે યહોવાહ પોતાનું પ્રકટીકરણ કરી આપે છે. (પ્રગટ થએલા યહોવાહને વળગી રહેવું એમાં જીવન છે).

અ) ૩; ૩–૭. યહોવાહના ગૌરવથી આકાશો ઢંકાઈ ગયાં. તેના હાથમાંથી કિરણો ફુટતાં હતાં, તેના પગ પાસે અગ્નિબાણો છુટતાં હતાં, સનાતન ડુંગરો નમી ગયા, કૂશાનના તંબુઓ વિપત્તિમાં પડયા, (એટલે મહાભારત તોફાન થયું).

આ) ૩; ૮–૧૨. યહોવાહના ઉપલા પ્રકટીકરણમાં શું સમજવું? શું યહોવાહનો રોપ નદીઓ તથા સમુદ્રો પ્રત્યે હતો? તેનાં છુટતાં બાણોના પ્રકાશથી અને ચળકતા ભાલાના ચળકાટથી સૂર્ય તથા ચંદ્ર સ્થિર ઊભા રહ્યા, એટલામાં તેણે ક્રોધાયમાન થઇને દેશજાતિઓને ઝુડી. હવે આમ કરવાનું શું કારણ હશે?

ઇ) ૩; ૧૩–૧૫. યહોવાહ પોતાનું પ્રકટીકરણ કરવાનું ખરૂં કારણ બતાવે છે. બે કારણને માટે યહોવાહ બહાર નીકળીને પ્રગટ થયો છે, એટલે યહોવાહે પોતાના લોકોના ઉદ્ધારને માટે સ્વારી કીધી, અને યહોવાહ પોતાના લોકોના દુષ્ટ વૈરીઓના ઘરના પાયા ઉઘાડા કરી નાખવા આવે છે.

(૩) ૩ ; ૧૬. યહોવાહના ઉપલા પ્રકટીકરણથી હબાક્કૂક ગભરાઇ ગયો. પેટમાં ધ્રાસ્કો પડ્યો, હાડકામાં સડો પેઠો, હોઠ થથર્યા, અને પોતાની જગ્યાએ તે કાંપ્યો.

(૪) ૩ ; ૧૭–૧૯. યહોવાહનો ઉપલો ભયંકર દિવસ આવે તોપણ મારે તેનેતેજ યહોવાહને બાઝી રહેવું, એટલામાં હું તેનામાં જીવન પામું. પૃથ્વીમાંથી નીપજતું બધું ખુટી જાય તોપણ યહોવાહજ મારૂં આશ્રયસ્થાન નીકળશે. હું યહોવાહમાં હર્ષ કરીશ, મારા તારણના દેવમાં આનંદ કરીશ. યહોવાહ મારૂં બળ છે, તે મરણના ફાંદામાંથી મને બચાવીને ઉચ્ચ-સ્થાનો પર ચઢાવશે.

## હબાક્કૂકના પુસ્તકમાંથી નવા કરારમાં ઉતારેલાં વાકયો.

| | | |
|---|---|---|
| હબા. ૧ ; ૫ | અદ્દભુત કામ કરવા વિષે વાત......... | પ્રે. કૃ. ૧૩ ; ૪૧. |
| હબા. ૨ ; ૩/૪ | આવનાર તે નિશ્ચયે આવશે, તે વિલંબ નહિ કરશે........................ | હેબ્રી. ૧૦ ; ૩૭. |
| હબા. ૨ ; ૪ | ન્યાયી પોતાના વિશ્વાસથી (વિશ્વાસુપણે) જીવશે ........................ | રૂમી. ૧ ; ૧૭. ગલા. ૩ ; ૧૧. હેબ્રી. ૧૦ ; ૩૮. |

[હબાક્કૂકના પુસ્તકમાં કળીરૂપ વાત હાથ આવે છે, એટલે સત્યતાને વળગી રહેવામાં જીવન છે. પણ રૂમીઓને પત્રમાં ફુલરૂપ વાત છે, એટલે ખ્રીસ્ત જે સત્ય છે તેને વળગી રહેવામાં, તેના પર વિશ્વાસ કરવામાં, જીવન પ્રાપ્ત થાય છે. ખ્રીસ્ત પરનો વિશ્વાસ જીવનદાયક છે; એ વિશ્વાસથી ન્યાયી જીવશે.]

## હબાક્કૂકના પુસ્તકમાં મસીહને લગતાં ભવિષ્યો.

૧) હબા. ૩ ; ૧૩, "તારા લોકના ઉદ્ધારને સારૂ, તારા અભિષિક્તના (મસીહના) ઉદ્ધારને સારૂ, તેં સ્વારી કરી." એ કલમમાં અભિ-ષિક્તને આપેલા તારણ કે ઉદ્ધાર વિષે વાત છે, પણ એવી વાત આવનાર ઇશ્વરી મસીહને લાગુ પડે, એ વિષે ઘણો શક રહે છે. "અભિષિક્ત" શબ્દ લખ્યો ખરો, પણ તે શબ્દ આ વાકયમાં મસીહસુચક છે, એવું માનવું મુશ્કેલ છે.

૨) હબા. ૨ ; ૩, "તેને વિલંબ થાય તોપણ તેની વાટ જો ; કેમકે તે નિશ્ચે આવશે, તે વિલંબ નહિ કરશે." જે "નિશ્ચે આવશે" તે કોણ કે શું? એ કલમનો જે પહેલો ભાગ છે તે પર આધાર રાખીને ટીકા કરીએ તો જે "નિશ્ચે આવશે" એટલે સંદર્શનમાં જે દીઠેલું તેજ. પણ સપ્તતિ તરજુમામાં નાન્યતર જાતિના નામને બદલે નરજાતિનું

નામ સ્વીકારે છે. તેથી અર્થ એવો નીકળે છે કે, "તે પુરૂષનો વિલંબ થાય તોપણ તે પુરૂષની વાટ જો; કેમકે તે પુરૂષ નિશ્ચે આવશે, તે વિલંબ નહિ કરશે." હવે અર્થ એવો હોય તો તેમાં આવનાર મસીહને લગતી વાત બેશક રહેલી છે. વળી હેબ્રી. ૧૦; ૩૭માં પણ સપ્તતિની સાથે મળતી વાત ઉતારેલી છે. હબાક્કૂક સાફ કહે છે કે, સંદર્શન નિશ્ચે આવશે, પણ તે સંદર્શન શું? સંદર્શન તો એજ હતું કે, કાસ્દીઓ આવીને યહુદીઓને તાબે કરશે. તોપણ તે કાસ્દી લોકને અફસોસ! કેમકે યહુદીઓનું તારણ નિશ્ચે થવાનું છે. તારણનો સમય જરૂર આવશે, કેમકે ત્રાતા પોતે આવનાર છે. સંદર્શન નિશ્ચે આવશે, એટલામાં ત્રાતા પણ નિશ્ચે આવશે, એવો અર્થ અધ્યાહાર છે.

## હાગ્ગાય ભવિષ્યવાદીનું પુસ્તક (ઈ. સ. પૂ. ૫૨૦).

"હાગ્ગાય," હેબ્રી ભાષામાં એ વિશેષ નામનો અર્થ એટલે "મંગળ" "પર્વના સંબંધમાં મંગળ." એજ ધાતુમાંથી નીકળેલું જે સામાન્ય નામ "હાગ," તેનો અર્થ એટલે "પર્વ." સરખાવો અરબી ભાષામાં "હજ" પર્વ. લાટીન ભાષામાં "હાગ્ગાય"ની સાથે મળતું નામ એટલે "ફેસ્તસ." શું કોઇ પણ મોટા પર્વને દિવસે હાગ્ગાય જન્મ પામ્યો હશે, અને તે પરથી આ તેનું નામ પાડયું? નામ પ્રમાણેનો બોધ હાગ્ગાયના પુસ્તકમાં સમાએલો છે, કેમકે એમાં આનંદ હર્ષાનંદ ઉપજાવે એવાં કેટલાંએક ભવિષ્યો રહેલાં છે. એઝ. ૫; ૧ અને ૬; ૧૪ માં ઝખાર્યાહ તથા હાગ્ગાય બન્નેનાં નામ સાથે આવે છે, પણ ઝખાર્યાહ કરતાં હાગ્ગાય તો બહુ વૃદ્ધ ઉમ્મરનો ભવિષ્યવાદી હતો, એવું સંભવે છે. હા, ૫૮૬માં યરૂશાલેમનું મંદિર બાળી નખાયું હતું તે મંદિરનો મહિમા હાગ્ગાયે કદાચ જોયો હશે. બંદીપ્રવાસ પછીના જે ત્રણ ભવિષ્યવાદીઓ થયા, એટલે હાગ્ગાય; ઝખાર્યાહ, તથા માલાખી, તેઓમાં સૌથી મોટી ઉમ્મરનો હાગ્ગાય જણાય છે.

### ઐતિહાસિક બિનાની સાલવાર ટીપ.

| ઈ. સ. પૂ. | બિનાનું વર્ણન. |
|---|---|
| ૫૫૯–૫૨૯ | એલામનો રાજા કોરેશ જીત પામતો ગયો. |
| ૫૪૯ | કોરેશે માદી રાજ્ય તાબે કર્યું. |
| ૫૩૮ | કોરેશે જીત પામીને બાબેલમાં પ્રવેશ કર્યો. |
| ૫૩૬ | બાબેલના યહુદી બંદીવાનોને સ્વદેશ પાછા જવાની પરવાનગી આપી; પછી ઝરૂબ્બાબેલ સુબો અને યહોશુઆ પ્રમુખયાજક એઓની આગેવાની તળે ઘણા યહુદીઓ યરૂશાલેમ પાછા આવ્યા. |

૫૩૬ ૭ મે મહિને યરૂશાલેમમાં યજ્ઞવેદી બાંધીને યજ્ઞક્રિયા ફરી ચલાવવા મંડ્યા; વળી યરૂશાલેમમાં માંડવાનું પર્વ રીતસર પાળ્યું.
૫૩૫ ૨ જે મહિને નવા મંદિરનો પાયો નાખ્યો.
૫૩૫–૫૨૦ પરંતુ સમરૂની લોકોએ ઠગાઈ તથા ઘણાં વિઘ્નો કર્યાં, માટે પંદર વર્ષ સુધી બાંધકામ બંધ રહ્યું.
૫૨૯–૫૨૨ કોરેશ પછી કામ્બુસેસ ઇરાનનો રાજા થયો.
૫૨૨, ૫૨૧ જેણે સ્મેર્ડીસ નામ ધારણ કર્યું તે ઈરાનનો ગાદીપતિ થયો.
૫૨૧–૪૮૫ હિસ્તાસ્પેસનો દીકરો જે દાર્યાવેશ ૧ લો તે ઈરાનનો રાજા થયો.
૫૨૦ હાગ્ગાય તથા ઝખાર્યાહ બન્ને ભવિષ્યવાત પ્રગટ કરવા લાગ્યા.
૧–૬–૫૨૦ હાગ્ગાયે પહેલું ભાષણ કર્યું, ૧; ૧-૧૧.
૨૪–૬–૫૨૦ મંદિરનું બાંધકામ ફરીથી ચલાવ્યું.
૨૧–૭–૫૨૦ હાગ્ગાયે બીજું ભાષણ કર્યું, ૨; ૧–૯.
(?)–૮–૫૨૦ ઝખાર્યાહે પહેલું ભવિષ્યભાષણ કર્યું, ઝખા. ૧; ૨–૬.
૨૪–૯–૫૨૦ હાગ્ગાયે ત્રીજું ભાષણ કર્યું, ૨; ૧૦-૧૯; વળી તેજ દિવસે ચોથું ભાષણ કર્યું, ૨; ૨૦-૨૩.
૨૪–૧૧–૫૨૦ ઝખાર્યાહે બીજું ભવિષ્યભાષણ કર્યું, ઝખા. ૧; ૭-૬; ૮.
૪–૯–૫૧૮ ઝખાર્યાહે ત્રીજું ભવિષ્યભાષણ કર્યું, ઝખા. ૭; ૧–૮; ૨૩.
૫૧૬ મંદિરનું બાંધકામ પુરૂં થયું.

ઈ. સ. પૂ. ૫૩૫–૫૨૦ સુધીના જે પંદર વરસની મુદત તે તો યહુદી લોકને વાસ્તે બહુ બારિક સમય હતો: એટલામાં મંદિરનું બાંધકામ બંધ રહ્યું. પણ જ્યાર સુધી મંદિર નહિ હોય ત્યાર સુધી યહુદી ધર્મ કેમ ચાલે? મંદિર નહિ હોય તો તે ધર્મ લગભગ નાશ પામે એવું ઘણું જોખમ જણાય. પરંતુ આવું માઠું પરિણામ નહિ નીકળ્યું એનાં ત્રણ મુખ્ય કારણ હતાં, એટલે—

૧) યહુદી લોકને પોતાની ખાસ ફરજ પુરી પાડવાને ઉત્તેજન મળે માટે ઇશ્વરે પોતાના બે ભવિષ્યવાદીઓને, એટલે હાગ્ગાય તથા ઝખાર્યાહને, ઊભા કીધા.

૨) ભવિષ્યવાદીઓની પ્રગટ કરેલી વાત પર ધ્યાન લગાડવામાં આવે એવો પ્રસંગ પણ થયો; કેમકે સુકવણી તથા દુકાળ આવી પડયાં હતાં.

૩) ૫૨૧ મી સાલે ઈરાનની ગાદી પર નવો રાજા બેઠો, એટલે દાર્યાવેશ ૧ લો, અને તે પરથી યહુદી લોકના મનમાં એવી આશા ઉત્પન્ન થઇ કે, હવે પછી આગળની માફક અમારા પર રાજ્યકારભાર તરફથી સખતાઇ કરવામાં કદાચ નહિં આવે.

## હાગ્ગાય ભવિષ્યપુસ્તકનું પૃથક્કરણ—

I. ૧; ૧–૧૫. પહેલું ભાષણ, એટલે તમારે ઉઠીને યહોવાહનું મંદિર બાંધવું, અને એ ભાષણમાંથી જે શુભફળ નીપજ્યું તે વિષે.

૧) ૧; ૧-૧૧. હાગ્ગાયનું પહેલું ભાષણ.

(૧) ૧; ૧. પહેલું ભાષણ કરવાની તારીખ જણાવે છે, એટલે ૧-૬-૫૨૦.

(૨) ૧; ૨. યહુદી લોક યહોવાહનું ઘર બાંધવાનું હજી મુલતવી રાખવાનું કરે છે;

(૩) ૧; ૩, ૪. માટે હાગ્ગાય તેમને પુછે છે કે, શું તમારાં પોતાનાં ઘર, હા, છતવાળાં ઘરો બાંધવાનો વખત આવ્યો છે? હા, એવાં ઘરોમાં તમે રહો છો. સરખાવો ૨ શમૂ. ૭; ૨.

(૪) ૧; ૫-૭. હવે તો વિચાર કરવો કે, પ્રભુનો આશીર્વાદ તમારા પર છે કે પ્રભુનો શાપ? જુઓ, તમે વાવ્યું બહુ પણ કાપણી શી? તમે ખાઓ છો, પીઓ છો, પણ ખાનપાનથી તૃપ્ત તે કોણ? ને તમારી બધી કમાઈ કાણી કોથળીમાં નખાઇ.

(૫) ૧; ૮. હવે તો યહોવાહ તરફથી હુકમ કરી આપે છે કે, પર્વત પર જાઓ, ને લાકડાં લાવીને ઘર બાંધો, એટલામાં હું યહોવાહ ખુશ થઇશ.

(૬) ૧; ૯-૧૧. યહુદી લોકની ભારે તંગી થઈ હતી; ઘણાની આશા રાખ્યા છતાં, થોડું, હા, જાણે કે કંઈ નહિ હાથ આવ્યું. તેનું કારણ એજ છે કે, પોતપોતાને ઘેર તમે દોડી જાઓ છો, પણ મારૂં ઘર તે દરમ્યાન ઉજજડ પડી રહ્યું છે. તમારા હાથોની સર્વ મહેનત પર સુકવણી પડે એવી મેં આજ્ઞા કરી છે.

૨) ૧; ૧૨-૧૫. પહેલા ભાષણનાં જે શુભફળ થયાં તે. ઝરૂબ્બાબેલ તથા યહોશુઆ તથા સર્વ લોકોએ હાગ્ગાયની શિખામણ સાંભળીને તેના શીખવ્યા પ્રમાણે કર્યું, અને ચોવીસ દિવસની અંદર તેઓ આવીને પોતાના દેવ "સૈન્યોના યહોવાહના ઘરમાં કામ ચલાવવા લાગ્યા."

II. ૨; ૧-૯. બીજું ભાષણ, કે જેમાં દિલાસો તથા ધન્યવચન આવેલાં છે.

૧) ૨; ૧, ૨. આ ભાષણ બોલવાની તારીખ (એટલે ૨૧-૭-૫૨૦, પહેલા ભાષણ પછી સાત અઠવાડિયાં પુરાં થયાં ત્યારે), વળી કોની આગળ આ ભાષણ કર્યું તે, જણાવે છે.

૨) ૨ ; ૩. સુલેમાનના મંદિરના અગાઉનો વૈભવ જોનારાઓએ આ નવા મંદિરનો પાયો જોયો ત્યારે તેઓ શોકાતુર થયા ; કેમકે પહેલા મંદિરની સાથે સરખાવતાં કંઈજ નહિ જેવું લાગ્યું.

[યહુદી લોક કહેતા કે, ઝરૂબ્બાબેલના મંદિરમાં પાંચ વસ્તુની ખામી હતી, એટલે—

(૧) કરારની પેટી તથા દયાસન :
(૨) પરમપવિત્રસ્થાનમાં શેકીનાહનો ગૌરવ ;
(૩) યજ્ઞ બાળવાને વાસ્તે આકાશમાંથી ઉતરતો અગ્નિ ;
(૪) ઉરીમ તથા તુમ્મીમ ;
(૫) ભવિષ્યવાત બોલનારો આત્મા.]

૩) ૨ ; ૪, ૫. તોપણ બળવાન થવું, ત્રણઘણું બળવાન થવું ; કેમકે હું તમારી સાથે છું, ને મારો આત્મા તમારી મધ્યે રહે છે.

૪) ૨ ; ૬, ૭*a*. કુદરતમાં ખળભળાટ અને મોટાં રાજ્યોમાં ઉલટપાલટ થશે.

૫) ૨ ; ૭*b*–૯. તોપણ સર્વ દેશજાતિઓની ઇચ્છિત વસ્તુઓ અહીં આવશે, અને હું આ ઘરને ગૌરવથી ભરીશ. આ ઘરનું પાછળનું ગૌરવ આગલાના કરતાં વિશેષ થશે, અને આ જગ્યામાં હું સલાહ-શાંતિ આપીશ.

III. ૨; ૧૦-૧૯. ત્રીજું ભાષણ, એટલે પ્રભુની આજ્ઞા પાળનાર પર યહોવાહની તરફથી આશીર્વાદ વરસાવવામાં આવશે.

૧) ૨ ; ૧૦ ત્રીજું ભાષણ બોલવાની તારીખ જણાવે છે, એટલે ૨૪-૯-૫૨૦, બીજા ભાષણ પછી નવ અઠવાડિયાં પુરાં થયાં ત્યારે.

૨) ૨ ; ૧૧-૧૩. દૃષ્ટાંત દ્વારે એવો બોધ આપ્યો કે, શુદ્ધ વસ્તુને કોઇ અડકે તો તેથી અડકનાર માણસ પોતે શુદ્ધ નહિ થાય ; પણ અભડાએલો માણસ કોઇ શુદ્ધ વસ્તુને અડકે તો તેથી પેલી શુદ્ધ વસ્તુ અભડાય છે.

૩) ૨ ; ૧૪. હવે એ દૃષ્ટાંતનું લાગુકરણ કરીને બતાવે છે કે યહોવાહનું ઘર ન બાંધ્યાને લીધે તમોને અભડછેટ લાગી છે, તેથી તમારા હાથનું દરેક કામ અભડાય છે, અને જે કંઈ તમે ત્યાં (યજ્ઞવેદી) ઉપર ચઢાવો છો, તે અશુદ્ધ નીકળે છે. સરખાવો હો. ૬ ; ૫–૧૧ અને આ. ૪ ; ૧૨.

૪) ૨ ; ૧૫-૧૯*a*. તમોએ મંદિરનું બાંધકામ બંધ કર્યું, ત્યારથી માંડીને શું તમારૂં બધું કામ વ્યર્થ અને બગડેલું નીકળ્યું નહિ ? એ વિષે તમે પંડ સાક્ષી પુરી શકો છો.

૫) ૨; ૧૯. પણ આજથી કે જ્યારે બાંધકામ ચલાવવામાં આવે છે ત્યારે હું યહોવાહ તમને આશીર્વાદ આપીશ. સરખાવો ઝખા. ૮; ૯-૧૩.

IV. ૨; ૨૦-૨૩. ચોથું ભાષણ, કે જેમાં ઝરૂબ્બાબેલને ખાસ શુભવચન આપેલું છે.

૧) ૨; ૨૦. ચોથું ભાષણ બોલવાની તારીખ બતાવે છે, એટલે ત્રીજું ભાષણ બોલ્યો હતો તેનેતેજ દિવસ, ૨૪-૯-૫૨૦.

૨) ૨; ૨૧, ૨૨. દેશજાતિઓનાં રાજ્યોનું આસન ઊંધું વળાશે, અને તે રાજ્યોનું બળ નષ્ટ થશે, સરખાવો ૨; ૬, ૭.

૩) ૨; ૨૩. એમ છતાં પણ તેજ દિવસે હું યહોવાહ ઝરૂબ્બાબેલને લઇને મુદ્રારૂપ કરીશ; કેમકે મેં યહોવાહે તેને પસંદ કીધો છે. સરખાવો ગી. ગી. ૮; ૬ અને યિર્મે. ૨૨; ૨૪.

## હાગ્ગાયના ભવિષ્યપુસ્તકમાંથી નવા કરારમાં ઉતારેલાં વાકયો.

૧) હા. ૨; ૬-૯, ૨૧, ૨૨. આકાશ તથા પૃથ્વી હલાવવા વિષે વાત. હેબ્રી. ૧૨; ૨૬: મા. ૨૪; ૨૯.

૨) હા. ૨; ૭. સર્વ દેશજાતિઓની ઇચ્છિત વસ્તુઓ મંદિરમાં આવશે. પ્રક. ૨૧; ૨૪, ૨૬.

૩) હા. ૨; ૨૧-૨૩. ઝરૂબ્બાબેલને આપેલું શુભવચન. લુ. ૩; ૨૭: મા. ૧; ૧૨.

## મસીહને લગતું ભવિષ્ય.

હા. ૨: ૯ માં મસીહને લગતું ભવિષ્ય આવે છે, એટલે "આ ઘરનું પાછળનું ગૌરવ આગલાના કરતાં વિશેષ થશે; અને આ જગ્યામાં હું સલાહશાંતિ આપીશ." હા. ૨; ૬-૯ આ ચાર કલમમાં કહે છે કે, દેશજાતિઓની ઇચ્છિત વસ્તુઓ મંદિરમાં આણુશે; એમાં મુલ્યવાન દ્રવ્યની સુચના રહેલી છે ખરી, પણ તે ઉપરાંત તેમાં આત્મિક મહિમાનો અર્થ રહેલો સમજવો. ખ્રીસ્ત જે સર્વે દેશજાતિઓનો ઇચ્છિત નીકળવાનો છે તે પોતે આ મંદિરમાં આવશે; અને ત્યાં સલાહશાંતિ થશે, કેમકે ત્યાં શાંતિનો સરદાર પ્રવેશ કરશે, સરખાવો યોહા. ૧૪; ૨૭ અને યશા. ૯; ૬.

---

# ઝખાર્યાહનું ભવિષ્યપુસ્તક.

"ઝખાર્યાહ" નામનો અર્થ એટલે "યહોવાહ સંભારે છે."

ઝખા. ૧; ૧ માં ઝખાર્યાહને ઇદ્દોના દીકરા બેરેખ્યાહનો દીકરો કહે છે, પણ એઝ. ૫; ૧: ૬; ૧૪ માં ઝખાર્યાહને ઇદ્દોનો પુત્ર કહે છે. હવે એ બે વાત પરથી એવી અટકળ કરી શકાય છે કે, ઝખાર્યાહનો બાપ બેરેખ્યાહ હતો ખરો, પણ ઝખાર્યાહ કાચી વયનો હતો ત્યારે તેનો બાપ મરી ગયો, અને તેથી ઝખાર્યાહને મોટા બાપને ત્યાં, એટલે ઇદ્દોને ત્યાં, રહેવું પડયું. નહે. ૧૨; ૧૬ માં એ અટકળને જરા ટેકો મળે છે, કેમકે તેમાં બતાવ્યું છે કે, ઝરૂબ્બાબેલની સાથે જે યાજકો યરૂશાલેમમાં આવ્યા તેઓની ટીપમાં ઇદ્દોનું નામ આવે છે, અને તે નામની સાથે ઝખાર્યાહનું નામ પણ જોડયું છે. ઇદ્દોના હાથમાંથી યાજકપદ ઉતરી ગયું ત્યારે ઝખાર્યાહના હાથમાં કદાપી એ પદ આવ્યું.

નહેમ્યાહના પુસ્તકમાં જે ઝખાર્યાહ તથા ઇદ્દોની વાત આવે છે, તેનેતેજ ઇદ્દો તથા ઝખાર્યાહ વિષે વાત ઝખા. ૧; ૧ માં હોય તો એ પરથી સાફ જણાય છે કે, ઝખાર્યાહ ભવિષ્યવાદીનો તથા યાજકનો એ બે હોદ્દા ચલાવતો હતો.

## ઝખાર્યાહનું ભવિષ્યપુસ્તક રચવાની સાલ.

તમામ ભવિષ્યપુસ્તકનો રચનાર એક હતો કે અનેક હતા, એ વિષે મોટી તકરાર ચાલે છે. હવે એ વાત ઉપર આપણે લક્ષ લગાડીએ.

ઝખાર્યાહ કયારે હૈયાત હતો તે તો ખાતરીપૂર્વક જણાય છે, અને હાગ્ગાયના પુસ્તકની ટીકા કરતાં એ બાબત વિષે ખુલાસો હાથ આવ્યો ત્યાંની સાલવાર ટીપમાંથી મુખ્ય સાલ કાઢીએ તો નીચે મુજબની ટુંકી ટીપ હાથ આવે છે.

| ઇ. સ. પૂ. | બિના. |
|---|---|
| ૫૩૫–૫૨૦ | મંદિરનું બાંધકામ બંધ રહ્યું. |
| ૫૨૧–૪૮૫ | હિસ્તાસપેસનો દીકરો દાર્યાવેશ ૧લો ઇરાનની ગાદી પર હતો. |
| ૫૨૦ | હાગ્ગાય તથા ઝખાર્યાહ જાહેરાંતમાં ભાષણ કરતા. |
| ,, | મા. ૬, તા. ૧. હાગ્ગાયનું પહેલું ભાષણ. |
| ,, | મા. ૬, તા. ૨૪. મંદિરનું બાંધકામ ફરીથી કરવા મંડયા. |
| ,, | મા. ૭, તા. ૨૧. હાગ્ગાયનું બીજું ભાષણ. |
| ,, | મા. ૮, ઝખાર્યાહનું પહેલું ભવિષ્યભાષણ, ૧; ૨-૬. |
| ,, | મા. ૯, તા. ૨૪. હાગ્ગાયનું ત્રીજું અને ચોથું ભાષણ. |
| ,, | મા. ૧૧, તા. ૨૪. ઝખાર્યાહનું બીજું ભવિષ્યભાષણ, ૧; ૭–૬; ૮. |
| ૫૧૮ | મા. ૯, તા. ૪. ઝખાર્યાહનું ત્રીજું ભવિષ્યભાષણ, ૭; ૧–૮; ૨૩. |

### ૫૧૬ મંદિરનું બાંધકામ પુરૂં થયું.

પહેલા આઠ અધ્યાયનો રચનાર એકજ હતો, અને તે તો ઝખાર્યાહ પોતે, એ વિષે કંઈ શક નથી. પરંતુ અધ્યા. ૯ માનું અધ્યયન કરીએ, હા, ૧૪ મા અધ્યાય સુધી તપાસીએ, તો આ છેલ્લા ૭ અધ્યાયનું લક્ષણ પહેલા આઠ અધ્યાય સાથે સરખાવતાં જુદું જણાય છે. પહેલા આઠ અધ્યાયમાં આવેલી વાત ઝખાર્યાહના જમાનાને બરોબર લાગુ પડે છે: એ જમાનાને લગતી ખુલ્લી સુચના આ આઠ અધ્યાયમાં રહેલી છે. પરંતુ તેનેતેજ પેઢીને સાફ લાગુ પડે એવી એકે પણ સુચના છેલ્લા ૭ અધ્યાયમાં ભાગ્યેજ હાથ આવે છે. અધ્યા. ૯, ૧૦, ૧૧ માં નીચે લખેલા વિષયોને લગતો પત્તો હાથ આવે છે—

૧) એફ્રાઇમને લગતી વાત, ૯; ૧૦–૧૫: ૧૦; ૭: ૧૧; ૧૪.
૨) શકુનીઓ તથા કુળદેવીઓની મૂર્તિઓ કે તરાફીમ વિષે, ૧૦; ૨.
૩) આસ્શૂર વિષે, ૧૦; ૧૦.
૪) ગાઝ્ઝાહના રાજા વિષે, ૯; ૫.

ઉપરના તથા એના જેવા બીજા કેટલાએક દાખલા પર આધાર રાખીને કોઈ કોઈ ટીકાકારો એવો મત પકડે છે કે, સમરૂન નગરનો નાશ થયો તે પહેલાં (ઈ. સ. પૂ. ૭૨૨ પહેલાં) અધ્યા. ૯, ૧૦, ૧૧ રચાયા હશે, કદાપિ યહુદાહનાં રાજા ઉઝ્ઝીયાહ (૭૬૯–૭૩૯) નહિ તો આહાઝ રાજાના વખતમાં (૭૩૫–૭૨૭) રચાયા. વાત એવી હોય તો આ ત્રણ અધ્યાય રચનાર અને મીખાહ ભવિષ્યવાદી (૭૩૫–૭૨૫) બન્ને સમકાળિક હતા.

હવે બાકીના જે ત્રણ અધ્યાય (૧૨, ૧૩, ૧૪) છે, તેમાં નીચે મુજબની વાત વિષે સુચના મળે છે, એટલે—

૧) મૂર્તિઓ તથા જુઠા ભવિષ્યવાદીઓ વિષે વાત, ૧૩: ૨–૬.
૨) યહુદાહના રાજા યોશીયાહના મરણ વિષે વાત, (૬૪૦-૬૦૯), ૧૨; ૧૧.

ઉપર મુજબના કેટલાએક દાખલા પરથી કોઇ કોઇ ટીકાકારો એવો મત પકડી રાખે છે કે, આ છેલ્લા ત્રણ અધ્યાય યોશીયાહ રાજાના મરણ પછી (૬૦૯ પછી) અને બાબેલ બંદીપ્રવાસના સમય પહેલાં (૫૮૬ પહેલાં) રચાયા હશે. એ વાત ખરી હાય તો આ ત્રણ અધ્યાય રચનાર અને યિર્મેયાહ ભવિષ્યવાદી સમકાળિક હતા.

સદરહુ ટીકાકારો ઝખાર્યાહના પુસ્તકના ત્રણ ભાગ પાડે છે, એટલે—

૧. અધ્યાય ૧–૮, ઇ. સ. પૂ. ૫૨૦–૫૧૮ ની વચમાં રચાયા.
૨. અધ્યાય ૯–૧૧, ઇ. સ. પૂ. ૭૪૦–૭૩૦ ની મુદ્દતમાં રચાયા.
૩. અધ્યાય ૧૨–૧૪, ઇ. સ. પૂ. ૬૦૫–૫૯૦ ની મુદ્દતમાં રચાયા.

પરંતુ એ પ્રમાણે ઝખાર્યાહના પુસ્તકના ત્રણ રચનાર ગણવા અને ત્રણ ભાગ પાડવા, એ મત ઘણુંકરીને માનવા જોગ નથી, કારણ કે જે છ અધ્યાય વિષે તકરાર ચાલે છે તેમાંથી ઘણુંએક એવાં વાકયો કાઢી શકાય છે કે જે ઝખાર્યાહના પોતાના જમાનામાં અવશ્ય રચેલાં ગણવાં જોઇએ. જેમકે—

૧) ઝખા. ૯; ૮. "હું મારા ઘરની આસપાસ [ચઢાઈ કરનાર સૈન્યને લીધે] થાણારૂપી છાવણી કરીશ." આ શુભવચન કિયા સમયને વિશેષ બંધબેસતું આવે? શું ૫૨૦–૫૧૮ સુધીના સમયને નહિ? આગળ જતાં એવું પણ બનવાનું હતું કે સૂર બંદરનો અતિ મજબુત કિલ્લો સિકંદરના હાથમાં આવશે. વળી જોકે પલિસ્તી લોક વિકરાળ હોય તોપણ તેમના કરતાં વધારે વિકરાળ શત્રુની આગળ તેઓ ઊભા રહી નહિ શકે. ગાઝ્ઝાહ પોતે પણ સિકંદર આગળ નમી ગયું. હવે જે યહુદી લોક થોડાજ સમરૂનીઓથી બીતા હતા તેઓ તો સિકંદર જેવાના લશ્કરની આગળ કેમ ટકી શકે? પરંતુ બીનારા યહુદીઓને એવું શુભવચન પ્રગટ કરવામાં આવે છે કે, હું યહોવાહ મારા ઘરની આસપાસ છાવણી કરીશ, એટલે ચઢાઈ કરનાર સૈન્ય આવે તો પણ તમારે બીવું નહિ, યહોવાહ પંડે પોતાના પસંદ કરેલા લોકનો છોડાવનાર છે, એવું માલુમ પડશે. તે આવીને કમાન, તીર, તથા યુદ્ધના રથો વડે જીત મેળવશે એમ તો નહિ, પણ નમનતાઇ ઉપજાવીને તેમને શાંતિ આપશે.

૨) ઝખા. ૯; ૧૩. "હે સિયોન, હું તારા પુત્રોને, હે યાવાન, તારા પુત્રો વિરૂદ્ધ ઉશ્કેરીશ, ને તને યોદ્ધાની તરવારરૂપ કરીશ." હવે યાવાન કે ગ્રીસ દેશમાં રહેનારા લોક યહુદી લોક સાથે કયારે વ્યવહાર કરવા લાગ્યા? કોરેશ રાજાની કારકીર્દીમાં (૫૫૯-૫૨૯) યુનાની લોકની સાથે યહુદીઓનો ઓછો વત્તો વ્યવહાર ચાલતો હતો, અને ઈ. સ. પૂ ૪૯૦ માં મારાથોનની લડાઈ થયા બાદ યહુદી રાજકારભાર વિશેષ પ્રફુલ્લિત થયો. ત્યાર પછી પૂર્વ ગમની દેશજાતિઓ પ્રત્યે યુનાની રાજ ખરેખર ભયકારક જણાઇ આવ્યું, માટે ઝખા. ૯; ૧૩ ની કલમ ઈ. સ. પૂ. ૫૦૦ કે ૫૨૦ માં લખવામાં આવી હોય, એમાં શી નવાઇ!

૩) ઝખા. ૧૦; ૬. "હું યહુદાહના ઘરને બળવાન કરીશ, ને હું યુસફના ઘરનો ઉદ્ધાર કરીશ,...અને જાણે મેં તેમને અગાઉ તજી ન દીધા હોય, એવા તેઓ થશે." આ કલમમાં એવું અધ્યાહાર રહેલું છે કે, આ કલમ લખાયા પહેલાં એફ્રાઇમી રાજ તથા યહુદી

રાજ યહોવાહથી તજી દેવામાં આવ્યાં હતાં, એટલે બંને રાજનો અંત થયો હતો. હવે ઈસ્રાએલી રાજનો અંત ઈ. સ. પૂ. ૭૨૨ માં અને યહુદી રાજનો અંત ઇ. સ. પૂ. ૫૮૬ માં થયો, માટે આ કલમ ૫૮૬ પછી લખેલી સમજવી જોઇએ.

૪) ઝખા. ૧૦ : ૧૦. "હું તેઓને મિસર દેશમાંથી પાછા લાવીશ, ને તેઓને આસ્શૂરમાંથી સમેટીશ." આ કલમમાં આસ્શૂર શબ્દ આવે છે, અને આસ્શૂર રાજ જાણે કે ઇસ્રાએલ તથા યહુદાહને ભય પમાડે એવું જણાય છે. પરંતુ આસ્શૂર રાજનો અંત ઈ. સ. પૂ. ૬૦૬ માં આવ્યો, માટે આ કલમ તે પહેલાં લાંબી મુદતે રચાઇ હશે, એવું અનુમાન ઉપરઉપરથી જોતાં નીકળે. પરંતુ એવું અનુમાન અવશ્ય કરવું જોઇએ એમ નથી. ઈ. સ. પૂ. ૫૨૦ મી સાલે આસ્શૂર દેશ ઇરાન રાજને તાબે હતો, તો પણ ઇરાન રાજમાં જે પ્રદેશ યહુદાહ સાથે વિશેષ નિકટ સંબંધમાં આવે તે તો એજ આસ્શૂર દેશ હતો, અને તે પરથી આ કલમમાં જોકે આસ્શૂર શબ્દ વાપર્યો છે તો પણ એમાં બાબેલ રાજનો અર્થ રહેલો હોય. એ વાતને એઝ. ૬ ; ૨૨ માં ટેકારૂપ દાખલો મળે છે. કેમકે તેમાં જોકે "આસ્શૂરનો રાજા" એવા શબ્દો લખ્યા છે તો પણ તેમાં ઇરાની રાજનો રાજા અવશ્ય સમજવો પડે છે. હવે ઝખા. ૧૦ : ૧૦ માં આસ્શૂરને બદલે બાબેલ સમજીએ, તો આ કલમ ઈ. સ. પૂ. ૫૨૦ પછી લખવામાં આવી હોય, એમાં કંઈ નવાઇ નથી.

૫) ઝખા. ૧૧ ; ૧૪. "પછી યહુદાહ તથા ઇસ્રાએલ વચ્ચેનો ભાઇપણાનો સંબંધ તોડી નાખવાને મેં મારી બીજી લાકડી (નામે બંધનો) કાપી નાખી." આ કલમ લખવામાં આવી ત્યારે યહુદાહ તથા ઇસ્રાએલ વચ્ચે ભાઇપણાનો સંબંધ બેશક ચાલુ હતો. હવે સુલેમાન રાજા મરી ગયો ત્યારે તેના રાજના વિભાગ થયા, તો શું સુલેમાનના મરણ પહેલાં, એટલે ઈ. સ. પૂ. ૯૩૮ પહેલાં, ઉપલી કલમ લખવામાં આવી હોય? એ વાત તો અમાન્ય છે. તો હવે સુલેમાનના વખત પછી આ ભાઇપણાનો સંબંધ કયારે ફરીથી બંધાયો? માત્ર બાબેલના બંદીપ્રવાસમાંથી પાછા આવ્યા ત્યારેજ જે વિભાગેલું તે તો સંયુક્ત થએલું જણાય છે. માટે ઉપલી કલમ સુલેમાનના વખતમાં લખવામાં ન આવી હોય તો બાબેલના બંદીપ્રવાસ પછી (૫૩૬) પછી લખેલી સમજવી જોઇએ.

૬) ઝખા. ૧૨ : ૧૦. "જેને તેઓએ વિંધ્યો છે, તેની તરફ તેઓ જોશે, અને...તેને માટે તેઓ શોક કરશે ને...તેને લીધે દુઃખી થશે." હવે "તે" એટલે કોણ? તેને જોઇને એટલે કોને જોઇને? બેશક આ કલમમાં મસીહને લગતી વાત છે, પણ જે મસીહ દુઃખિત પુરૂષ અને દરદનો અનુભવી જણાય છે તે. હવે કયા જમાનાની ભવિષ્યવાતમાં એવો મસીહ પ્રગટ થયો? પ્રાચીન વખતમાં નહિ પણ અર્વાચીન વખતમાં દુઃખિત મસીહની કલ્પના કરવામાં આવી. આ પરથી અનુમાન કરવું જોઇએ કે આ કલમ પ્રાચીન વખતે નહિ પણ અર્વાચીન વખતે રચેલી છે. વળી જે મસીહ ઇશ્વિર તરફથી મોકલેલો એલચી છે તે, અને જે પોતે યહોવાહ છે તે, બંને આ કલમમાં એકરૂપ થએલા જણાય છે. હવે મસીહનું એવું પ્રકટીકરણ આ પુસ્તકના પહેલા આઠ અધ્યાયમાં વિશેષ હાથ આવે છે, માટે આ કલમ અને પહેલા આઠ અધ્યાય રચવાની સાલ એકજ હશે.

૭) ઝખા. ૧૩ : ૨. "તે દિવસે એમ થશે કે, હું દેશમાંથી મૂર્તિઓનાં નામ નાબૂદ કરીશ, ને તેઓનું સ્મરણ ફરી કદી કરવામાં આવશે નહિ: ને હું ભવિષ્યવાદીઓને તથા અશુદ્ધ આત્માને દેશમાંથી કાઢી મુકીશ."

કેટલાએક ટીકાકારો આ વાત પર આધાર રાખીને કહે છે કે, આ કલમ બંદીપ્રવાસમાંથી નીકળ્યા પછી લખવામાં આવી નહિ હશે, કારણકે ત્યાર બાદ યહૂદી લોકોમાં મૂર્તિપૂજા ચાલતી નહોતી, તેથી કેમ કહેવાય કે મૂર્તિઓનાં નામ નાબૂદ કરીશ? પરંતુ જોકે ઘણા યહુદીઓ મૂર્તિપૂજાથી કંટાળી ગયા હતા ખરા, તોપણ તે લોકોમાં જરા પણ મૂર્તિપૂજા ચાલતી નહોતી, એવું કહેવું અનુચિત છે. જુઓ નહે. ૧૩ ; ૨૩–૨૯ માં મિશ્ર લગ્ન કરવા વિષે ભારે ઉપાયો ચલાવતા હતા, એવું જણાય છે. પરંતુ મિશ્ર લગ્ન બિલકુલ કરવામાં આવે નહિ, એવી કોશીશ કરવાની શી મતલબ હતી? જેઓએ મિશ્ર લગ્ન કર્યાં હતાં તેઓના ઘરમાં મૂર્તિપૂજા ચાલતી હતી, અને એવાં માબાપનાં છોકરાં મૂર્તિપૂજા કરતાં હતાં; એજ કારણ માટે નહેમ્યાહે આટલી બધી કોશીશ કીધી. વળી માલાખીનું પુસ્તક ઈ. સ. પૂ. ૪૩૨ માં રચાયું, તેમાં પણ જાદુગરો વિષે ધમકીવચન કહેલું છે, માટે ઝખાર્યાહના વખતમાં કેમ ન કહેવાય કે હું ભવિષ્યવાદીઓને તથા અશુદ્ધ આત્માને દેશમાંથી કાઢી મૂકીશ?

૮) ઝખા. ૧૪; ૧૬, ૨૦. એમાં માંડવાપર્વ પાળવા પર ભાર મુકેલો છે. વળી ઘોડાઓની ઘંટડીઓ વિષે પણ વાત આવે છે. ઉપલા બે દાખલામાં બંદીપ્રવાસ પછીની વાતને બંધબેસ્તી સુચના રહેલી છે.

૯) ઝખા. ૧૦; ૬ : ૧૩; ૯. હવે ૧૦; ૬ ની કલમ કોઈ ટીકાકારના અભિપ્રાય પ્રમાણે ઝખાર્યાહના બીજા ભાગમાં, અને ૧૩; ૯ ની કલમ ત્રીજા ભાગમાં આવેલી છે, અને આ બંને ભાગ રચાવા વચ્ચે લાંબી મુદ્દતનું અંતર રહેલું હતું. પરંતુ આ બે કલમ એક બીજી સાથે બહુ મળતી જણાય છે, હા, એટલું બધું મળતાપણું છે કે, એકનેએકજ રચનારે બંને કલમ રચી હશે.

૧૦) ઝખાર્યાહના છેલ્લા ૭ અધ્યાય (૯–૧૪) માં હઝકીએલના ભવિષ્યપુસ્તક અને બંદીપ્રવાસ પહેલાંનાં ભવિષ્યપુસ્તકો સાથે કંઈક મળતાપણું જણાય છે. તે પરથી આ ૭ અધ્યાય રચનારને ઉપલાં પુસ્તકો સાથે પરિચય હતો, એવું માનવું મુશ્કેલ નથી.

ઉપલી બધી વાતો પર ધ્યાન રાખીને એવું અનુમાન કરવું વાજબી લાગે છે કે, જુદે જુદે સમયે લખેલા ત્રણ ભાગનો સમાવેશ ઝખાર્યાહના પુસ્તકમાં છે, એવું ન માનવું; પરંતુ તેથી ઉલટું પુસ્તકના ચૌદે અધ્યાય એકજ રચનારે લખ્યા, અને તે તો ઝખાર્યાહ પોતે હતો. વળી રચવાની સાલ ઈ. સ. પૂ. ૫૨૦–૫૧૮ ની વચમાંની હતી.

## ઝખાર્યાહના ભવિષ્યપુસ્તકનું પૃથક્કરણ.

A. અધ્યાય ૧–૮. પ્રભુના સંતો પર શું શું આવી પડવાનું છે તે વિષે રાતનાં આઠ સંદર્શન.

B. અધ્યાય ૯–૧૪. યહોવાહના વચનરૂપી બે દેવવાણી.

૧) અધ્યાય ૯–૧૧. યહોવાહના વચનરૂપી પહેલી દેવવાણી.
૨) અધ્યાય ૧૨–૧૪. યહોવાહના વચનરૂપી બીજી દેવવાણી.

A. ઝખા. ૧; ૧–૮; ૨૩. યહોવાહના સંતો પર શું શું આવી પડવાનું છે તે વિષે આઠ સંદર્શનો.

ઝખા. ૧; ૧. ભવિષ્યવાદીનું નામ અને ભવિષ્યવાત કરવાનું વર્ષ બતાવે છે.

I. ઝખા. ૧; ૨–૬. ઝખાર્યાહનું પહેલું ભવિષ્યભાષણ. (ઈ. સ. પૂ. ૫૨૦, માસ ૮.)

II. ઝખા. ૧; ૭–૬; ૮. ઝખાર્યાહનું બીજું ભવિષ્યભાષણ, જેમાં આઠ સંદર્શન વર્ણવેલાં છે. (ઈ. સ. પૂ. ૫૨૦, મા. ૧૧, તા. ૨૪.)

III. ઝખા. ૬; ૯–૧૫. એક કૃતોપમાનું વર્ણન.

IV. ઝખા. ૭; ૧–૮; ૨૩. ઝખાર્યાહનું ત્રીજું ભવિષ્યભાષણ. (ઇ. સ. પૂ. ૫૧૮, મા. ૯, તા. ૪.)

I. ઝખા. ૧; ૨–૬. ઝખાર્યાહનું પહેલું ભવિષ્યભાષણ, જેમાં યહુદીઓને પસ્તાવિક મન રાખીને યહોવાહની ભણી પાછા આવવાનું તેડું કરે છે. એવું તેડું કરવાની જરૂર હતી, કારણકે—

1) હાગ્ગાય ભવિષ્યવાદીએ યહુદી લોકોને ભાષણ આપ્યું હતું, તે ભાષણને ટેકો આપવો હતો.

2) ત્રણ મહિના પછી ઝખાર્યાહ પ્રભુના લોકોની ભવિષ્યમાં થનારી ઉન્નતિ વિષે ભાષણ કરવાનો હતો, હવે તે ભાષણની તૈયારીમાં આ પહેલું ભાષણ જોઇતું હતું.

1) ૧; ૨. યહોવાહ તમારા પિતૃઓ સાથે ઘણો નારાજ થયો હતો.

2) ૧; ૩, ૪. પણ તમારે તમારા પૂર્વજોના જેવું કરવું નહિ; યહોવાહ કહે છે કે, મારી ભણી પાછા આવો, ને હું તમારી ભણી પાછો આવીશ. તમારાં કુકર્મોથી ફરવું જોઈએ.

3) ૧; ૫, ૬. જ્યારે તમારા પિતૃઓએ યહોવાહને મુકી દીધો ત્યારે તેમનું શાસન થયું. તમારા પિતૃઓ ક્યાં છે? યહોવાહે તેમનાં કૃત્યો પ્રમાણે જેમ કરવા ધાર્યું તેમજ તેણે ખરેખરૂં કર્યું.

II. ૧; ૭–૬; ૮. ઝખાર્યાહનું બીજું ભવિષ્યભાષણ એમાં આઠ સંદર્શનો વર્ણવેલાં છે. ઇ. સ. પૂ. ૫૨૦, મા. ૧૧, તા. ૨૪.

1) ૧; ૭–૧૭. સ્વાર થએલા દૂતોનું ૧ લું સંદર્શન. (સરખાવો ૮ મું સંદર્શન, ૬; ૧-૮) એમાં સામાન્ય ધન્યવચન આપેલું છે. જોકે બધે શાંતિ જેવું જણાય છે તોપણ જાણજો કે, યહોવાહ દેશજાતિઓ પર લક્ષ આપે છે, અને તે સિયોનને પણ દિલાસો દેશે.

(૧) ૧; ૮. મેંદીના બગીચામાં યહોવાહના સૈન્યનો સ્વાર થએલો એક દૂત દેખાયો કે જેની પાછળ રાતા, કાબરા, તથા ધોળા ઘોડા હતા.

(૨) ૧; ૯-૧૧. એ ઘોડેસ્વારો પૃથ્વીમાં સર્વત્ર આમતેમ ફર્યાં પછી પાછા આવ્યા હતા; જુઓ આખી પૃથ્વી શાંત બેઠેલી તથા નિરાંતમાં રહેલી જણાય છે. [પણ વાત એવી હોય તો હાગ્ગાયના પુસ્તકમાં કહેલું શું સાચું નીકળે, એટલે યહોવાહ આકાશ તથા પૃથ્વીને હલાવી નાખનાર એવો પ્રગટ

થશે, અને આવું બન્યા પછી સિયોન પર મહેરબાની રાખવામાં આવશે? જુઓ હાગ્ગા. ૨ ; ૭, ૨૧, ૨૨ ].

(૩) ૧ ; ૧૨. હવે યહોવાહના દૂતે એવી હાંક મારી કે, હે યહોવાહ, તું ક્યાં સુધી દયા નહિ કરીશ? શું યહુદાહ તથા યરૂશાલેમ પર આ સિત્તેર વર્ષ તું કોપાયમાન રહ્યો નહિ? આટલાં વર્ષનો કોપ બસ નહિ હોય?

(૪) ૧ ; ૧૩-૧૭. હવે યહોવાહ દિલાસાદાયક શુભવચન બોલે છે, એટલે હું યરૂશાલેમને તથા સિયોનને માટે મહા આવેશથી આવેશી છું, અને દેશજાતિઓ હાલમાં આરામ ભોગવે તો પણ હું તેમને જોઈ લેનાર છું. વળી યરૂશાલેમમાં મારૂં ઘર ફરી બંધાશે, અને યહુદાહનાં નગરો આબાદાની પામીને ચોતરફ ફેલાશે. યહોવાહ સિયોનને દિલાસો દેશે, અને યરૂશાલેમને પસંદ કરશે.

૨) ૧ ; ૧૮-૨૧. ચાર શિંગડાં તથા ચાર લુહારનું ૨ જું સંદર્શન. આમાં એવું ખાસ ધન્યવચન આવે છે કે, ઈસ્રાએલીઓ પર જુલમ ગુજારનારાઓ હેઠળ નખાશે.

(૧) ૧ ; ૧૮, ૧૯. ચાર શિંગો દેખાયાં, એટલે જે શિંગોએ યહુદાહ તથા ઈસ્રાએલ તથા યરૂશાલેમને વિખેરી નાખ્યાં તેઓ. આ ચારે શિંગો ચાર રાજ હોય તો તેમાં કિયાં રાજ સમજવાં? તેઓ આશ્શૂર, મિસર, બાબેલ, અને ઇરાની રાજ હશે. નહિ તો ચારે શિંગમાં ચોતરફના શત્રુઓ સમજવા.

(૨) ૧ ; ૨૦, ૨૧. ચાર લુહાર પણ દેખાયા. એઓ તો યહુદી લોકને વિખેરી નાખનાર શિંગોને પાડી નાખવાને આવ્યા.

૩) ૨ ; ૧-૧૩. માપવાની દોરી લેનાર એક પુરૂષનું ૩ જું સંદર્શન. આ સંદર્શનમાં સુચવેલું છે કે, યહોવાહ પોતે યરૂશાલેમમાં વાસો કરશે, અને તે નગર મોટો વિસ્તાર પામીને સહીસલામત રહેશે.

(૧) ૨ ; ૧, ૨. એક પુરૂષ હાથમાં માપદોરી લઇને ઉભેલો દેખાયો, અને તે પુરૂષ યરૂશાલેમની પોળાઈ તથા લંબાઇ માપવા નીકળ્યો.

(૨) ૨ ; ૩-૫. હવે દૂત આવીને પેલા પુરૂષને માપવાનું બંધ કરાવે છે, કેમકે યરૂશાલેમમાં તો એટલાં ઘણાં માણસો તથા ઢોરઢાંક થશે કે તેઓ કોટની હદમાં સમાય પણ નહિ ; હા,

યહોવાહ પોતે તેની આસપાસ અગ્નિના કોટરૂપ થશે, અને તેની મધ્યે મહિમાવંત મનાશે.

(૩) ૨ ; ૬, ૭. બાબેલમાં જે યહુદી બંદીપ્રવાસીઓ હજી રહે છે તેમને ત્યાંથી નીકળવાનું અને યરૂશાલેમ પાછા આવવાનું કહે છે.

(૪) ૨ ; ૮, ૯. યહોવાહ એવું ધન્યવચન કહે છે કે, યરૂશાલેમ તો મારી આંખની કીકી જેવું છે, અને યરૂશાલેમના શત્રુઓ પોતાના તાબેદારોની લુટ થઇ પડશે. સરખાવો યશા. ૬૦ ; ૧૪.

(૫) ૨ ; ૧૦–૧૩. યહોવાહ સિયોનમાં ફરી વાસો કરશે, ઘણી દેશજાતિઓ યહોવાહ સાથે સંબંધ જોડશે, પણ યહોવાહ યહુદાહ દેશને પોતાના વતન જેવો જાણશે, અને યરૂશાલેમને પસંદ કરશે.

૪) ૩ ; ૧–૧૦. ૪ થું સંદર્શન. યહોવાહના દૂતની આગળ પ્રમુખ્ય યાજક યહોશુઆનો સામાવાળિયો શેતાન ઊભો થયો, પણ યહોશુઆ ખરેખર ફતેહ પામ્યો. આ સંદર્શનમાં યાજકપદનું શુદ્ધિકરણ સુચવેલું છે. વળી ૩ ; ૮ માં "મારો સેવક જે અંકુર" તેના વિષે અગમસુચના આવેલી છે.

(૧) ૩ ; ૧. યહોવાહને જમણે હાથે યહોશુઆના સામાવાળિયા તરીકે શેતાન ઉભેલો દેખાયો.

(૨) ૩ ; ૨. પણ યહોવાહ પંડે વચમાં પડીને શેતાનને ધમકાવે છે, અને યહોશુઆ પર કૃપા કરવાનું મન જણાવે છે.

(૩) ૩ ; ૩–૫. ત્યાર બાદ યહોશુઆનાં મેલાં વસ્ત્ર ઉતાર્યાં, અને મૂલ્યવાન પોષાક પહેરાવીને સુંદર પાઘડી માથે મુકી.

(૪) ૩ ; ૬, ૭. હવે યહોશુઆ મંદિરમાં સેવા બજાવતાં જાણેકે દૂતોનો સાથીકામદાર નીકળશે.

(૫) ૩ ; ૮, ૯ત. યહોશુઆમાં મારો સેવક જે અંકુર તેની ઉપમા રહેલી છે, કારણકે આ મારો આવનાર સેવક જે ખરૂં મંદિર તે ઊભું કરશે, અને પ્રભુ તે મંદિરની પુરેપુરી સંભાળ કરશે.

(૬) ૩ ; ૯બ–૧૦. એ સેવકના આવ્યા પછી હું યહોવાહ એક દિવસમાં દેશનો અન્યાય નિવારીશ. [ખ્રીસ્ત વધસ્તંભે જડાય તે દિવસે]. પછી આબાદાની તથા ઉજાણીનો આનંદ ફરીથી ફેલાઈ જશે.

૫) ૪; ૧–૧૪. સોનાના દીપવૃક્ષનું ૫ મું સંદર્શન. એમાં સુચવેલું છે કે, મંદિરનો મહિમા ફરીથી પ્રકાશિત થશે, હા, તે મંદિર પ્રભુના આત્માથી ભરાશે, અને પ્રભુની કૃપા બે નળી દ્વારાએ (રાજપદ તથા યાજકપદ દ્વારાએ) આવી પહોંચશે.

(૧) ૪; ૧–૩. એક કોડિયાની બંને બાજુએ બે જૈતવૃક્ષ દેખાયાં, તેમાંથી તેલ નીકળીને કોડિયામાં ભરાય છે; પછી પાસે જે સાત દીવા છે તેમાં સોનાની નળી દ્વારાએ તેલ વહેતું આવે છે.

(૨) ૪; ૪, ૫. ઝખાર્યાહની વિનંતી સાંભળીને પાસે ઉભેલા દૂતે સંદર્શનનો અર્થ જણાવ્યો.

(૩) ૪; ૬. ઝરૂબ્બાબેલે જે કામ હાથમાં લીધું તે કામ પરાક્રમથી નહિ તેમ બળથી પણ નહિ પણ મારા આત્માથી સાધવામાં આવશે. (માણસ પર નહિ પણ પ્રભુ પર આધાર રાખીને કામ ચલાવવામાં આવે તોજ ફળીભૂત નીકળશે.)

(૪) ૪; ૭. બધાં વિઘ્ન, હા, પર્વત જેવાં મોટાં વિઘ્ન હોય, તો પણ તેઓ ખસેડી નાખવામાં આવશે, સપાટ થઈ જશે. (વિઘ્નરૂપ તે કોણ? મંદિર બાંધવાનો પરવાનગીપત્ર સુબાએ જોવા મંગાવ્યો તે, વળી આસપાસની દેશજાતિઓ અને સમરૂનીઓ તેઓ પણ, વિઘ્નરૂપ છે; એમ છતાં પણ તેમની બધી કુયુક્તિઓ નિરર્થક નીકળવાની છે.)

(૫) ૪; ૮–૧૦. ઝરૂબ્બાબેલે મંદિરનું બાંધકામ શરૂ કર્યું, હવે તે કામ તે પુરેપુરૂં કરશે. નાનાં કામોના દિવસને કોણે તુચ્છકાર્યો છે? યહોવાહ એ કામ જોઇને આનંદ કરે છે.

(૬) ૪; ૧૧–૧૪. પછી બંને જૈતવૃક્ષનો અર્થ જણાવે છે. "એઓ તો આખા પૃથ્વીના સ્વામી પાસે ઊભા રહેનાર બે તૈલપુત્રો છે." તૈલપુત્ર એમાં શું સમજવું? જો તેલમાં પવિત્ર આત્માની સુચના રહેલી હોય તો તૈલપુત્રો દિવ્ય દૂતાત્મા હશે. તેથી આ સંદર્શનમાં બતાવ્યું હોય કે દૂતાત્માઓની હસ્તક પ્રભુ પોતાનું ધારેલું કામ સાધે છે. સરખાવો હેબ્રી. ૧; ૧૪: પ્રક. ૧૧; ૩, ૪. વળી તૈલપુત્રોનો બીજો અર્થ પણ નીકળી આવે એવું છે. જેના પર તેલ રેડાય, તે હોદ્દેદારને શું તૈલપુત્ર નામ આપી ન શકાય? એ પ્રમાણે આ શબ્દનો અર્થ કાઢીએ તો તૈલપુત્રોમાં યાજક તથા રાજા બંને હોદ્દેદાર સુચવેલા છે; એટલે પ્રભુ પોતાનું કામ યહોશુઆ યાજક તથા ઝરૂબ્બાબેલ સુબાની મારફતે સાધશે.

૬) ૫ ; ૧–૪. ઉડતા ઓળિયાનું ૬ ઠું સંદર્શન. એમાં સુચવેલું છે કે દેશમાંથી દરેક પાપી માણસને દૂર કરીને દેશનું શુદ્ધિકરણ કરવામાં આવશે.

(૧) ૫ ; ૧, ૨. એક ઉડતું ઓળિયું દેખાયું, કે જેની લંબાઈ વીસ હાથની અને પોળાઈ દસ હાથની હતી.

(૨) ૫ ; ૩. આ ઓળિયાની એક બાજુએ ચારી કરનાર વિષે શાપ (ચોરી ન કરવી, એ આઠમી આજ્ઞા પત્થરની બીજી પાટી પર કોતરેલી હતી), અને ઓળિયાની બીજી બાજુએ સોગન ખાનારને શાપ લખેલો હતો (સમ ન ખાવા, એ ત્રીજી આજ્ઞા પત્થરની પહેલી પાટી પર કોતરેલી હતી).

(૩) ૫ ; ૪. આ ઉડતું ઓળિયું ચોરી કરનારના અને જુઠા સમ ખાનારના ઘરમાં પેસીને તે ઘરનો પુરેપુરો નાશ કરશે.

૭) ૫ ; ૫–૧૧. ૭મું સંદર્શન. એફાહ માપના વાસણની મધ્યે બેઠેલી એક સ્ત્રી દેખાઇ. આ સંદર્શનમાં સુચવેલું છે કે દેશમાંથી બધી દુષ્ટતા લઈ લેવામાં આવશે.

(૧) ૫ ; ૫–૭. એફાહ માપનું વાસણ દેખાયું, પણ તેનું ઢાંકણું ઊંચું કરવામાં આવ્યું ત્યારે એફાહની મધ્યે બેઠેલી એક સ્ત્રી જણાઈ.

(૨) ૫ ; ૮. ઉપલી સ્ત્રીમાં દુષ્ટતાની ઉપમા છે, એટલે દેશમાં પ્રસરેલી દુષ્ટતા. પણ હવે ઢાંકણું બંધ કર્યું, એ માટે કે એફાહમાંથી સ્ત્રી નીકળે નહિ.

(૩) ૫ ; ૯–૧૧. બગલાની પાંખોના જેવી પાંખવાળી બે સ્ત્રીઓ એફાહને ઉપાડીને પૃથ્વી તથા આકાશની વચ્ચે લઇ ગઈ. શિનઆર દેશમાં તે સ્ત્રીને સારૂ ઘર બાંધવામાં આવશે. (શિનઆર એટલે બાબેલ, ઉત્પ. ૧૦ ; ૧૦.)

૮) ૬ ; ૧–૮. ચાર રથનું ૮ મું સંદર્શન (સરખાવો પહેલું સંદર્શન, ૧ ; ૭–૧૭). દેશજાતિઓ પર પ્રભુનાં ન્યાયશાસનો આવવા નીકળ્યાં છે. હા. ૨ ; ૭, ૨૧, ૨૨ માં સુચવેલું છે તેમ હું સર્વ દેશજાતિઓને હલાવી નાખીશ.

(૧) ૬ ; ૧–૩. પિત્તળના બે પર્વતો વચ્ચેથી ચાર રથ નીકળી આવ્યા, અને પહેલે રથે રાતા, બીજે રથે કાળા, ત્રીજે રથે ધોળા, તથા ચોથે રથેં કાબરચિતરા તથા લાલ ઘોડા હતા.

(૨) ૬ ; ૪, ૫. ઝખાર્યાહ સવાલ પુછે છે ત્યારે તેને જવાબ આપવામાં આવે છે કે, ચાર રથમાં આકાશના ચાર વાયુ સુચવેલા છે કે જેઓ આ પૃથ્વીના ધણીની હજુરમાં ચાલ્યા જાય છે.

(૩) ૬ ; ૬. કાળા ઘોડાના તથા ધોળા ઘોડાના રથ ઉત્તર ગમના પ્રદેશમાં ચાલ્યા ગયા, એટલે ઇરાન તથા બાબેલની ગમ. વળી કાબરા ઘોડાના રથ દક્ષિણ પ્રદેશ તરફ નીકળ્યા એટલે મિસર, કૂશ, તથા અદોમ તરફ.

(૪) ૬ ; ૭. ત્યાર બાદ લાલ ઘોડાના રથ પૃથ્વીમાં સર્વત્ર ફરવા લાગ્યા.

(૫) ૬ ; ૮. કાળા અને તે ઉપરાંત ધોળા ઘોડા ઉત્તરની ગમ ફર્યાં બાદ યહોવાહનો આત્મા અટક્યો.

III. ૬ ; ૯-૧૫. ઝખાર્યાહથી કરેલી કૃતોપમા, એટલે યહોશુઆ જે પ્રમુખ્ય યાજક તેને માથે મુગટો મુકાય છે. એમાં સંદર્શનની વાત નથી, પણ જે રાત્રે આઠ સંદર્શન દીઠાં, તેને બીજે દહાડે આ કાર્ય ખરેખર કરવામાં આવ્યું.

૧) ૬ ; ૯-૧૧. બાબેલમાંથી પાછા આવેલા બંદીપ્રવાસીઓ મંદિરને સારૂ સોના તથા રૂપાનાં અર્પણો લાવ્યા. પછી ઝખાર્યાહને ફરમાવવામાં આવ્યું કે, એ અર્પણો લઇને તમારે મુગટ બનાવવા, અને તેમને યહોશુઆ પ્રમુખ્ય યાજકના માથા પર મુકવા.

૨) ૬ ; ૧૨, ૧૩. વળી ઝખાર્યાહે અંકુર વિષેનું ભવિષ્ય કહ્યું, તે તો ખરા મંદિરનો બાંધનાર છે. તે રાજા તથા યાજક બંનેનો હોદ્દો ચલાવશે, અને બંને વચ્ચે પરસ્પર શાંતિનો ઠરાવ થશે.

૩) ૬ ; ૧૪. છેવટે આ મુગટો અર્પણ દેનારની યાદગીરી દાખલ મંદિરમાં સાચવી રાખવા.

૪) ૬ ; ૧૫. જે વિદેશીઓ ઘણે આઘેના છે તેઓ આવીને યહોવાહના મંદિરમાં બાંધકામ કરશે ; એ પરથી સહુને ખાતરી થશે કે ઝખાર્યાહને યહોવાહે મોકલ્યો છે, અને જો યહોવાહની વાણી ખંતથી સાંભળશો, એટલે સાંભળીને પાળશો, તો એ બાંધકામ ફળિભૂત થશે.

IV. ૭ ; ૧–૮ ; ૨૩. ઝખાર્યાહનું ત્રીજું ભવિષ્યભાષણ (ઈ. સ. પૂ. ૫૧૮, મા. ૯, તા. ૪.). જ્યાર સુધી બાબેલના બંદીપ્રવાસનો સમય ચાલુ હતો, ત્યાર સુધી વર્ષોવર્ષ ચાર ઉપવાસપર્વ પાળતા રહ્યા. પણ હવે પછી એ ચાર પર્વ પાળવાં કે કેમ, એ વિષે ખુલાસો.

[ચાર પર્વ—૧) **મા. ૧૦, તા. ૧૦.** કેમકે ઈ. સ. પૂ. ૫૮૮ મી સાલે તે દિવસે યરૂશાલેમનો ઘેરો શરૂ થયો હતો. ૨) **મા. ૪, તા. ૯,** કેમકે ૫૮૬ મી સાલે તેજ દિવસે નબૂખાદનેસ્સારની આગળ યરૂશાલેમની ભાગળો ઉઘડી ગઈ. ૩) **મા. ૫, તા. ૧૦,** કેમકે ૫૮૬ મી સાલે તેજ દિવસની તારીખે યરૂશાલેમને તથા તેના મંદિરને અગ્નિથી બાળી નાખ્યું. ૪) **મા. ૭, તા. ૩,** કેમકે ૫૮૬ મી સાલે તેજ દિવસે ગદાલ્યાહ હાકેમ મારી નખાયો.]

૧) ૭; ૧–૩. પ્રસ્તાવનારૂપ વાત. બેથેલમાંથી કોઇ માણસોએ આવીને ઉપવાસપર્વ પાળવા વિષે યાજકો તથા ભવિષ્યવાદીઓ પાસે ખુલાસો માગ્યો. શું આગળની માફક હજી અમારે વિલાપ કરવો જોઇએ?

(૧) ૭; ૧. આ ભાષણ કરવાની તારીખ જણાવે છે, એટલે ઇ. સ. પૂ. ૫૧૮, મા. ૯, તા. ૪.

(૨) ૭; ૨, ૩. મંદિરનું બાંધકામ લગભગ પુરૂં થવા આવ્યું હતું, તે જાણીને કેટલાએક બેથેલવાસીઓએ (એટલે શારએસેર જે "આતશનો સરદાર," તથા રેગેમમેલેખ જે "રાજાનો મિત્ર," અને બીજા કેટલાએક ભાઇઓએ) યાજકો તથા ભવિષ્યવાદીઓની પાસે આવીને પુછ્યું કે, બંદીપ્રવાસનાં વર્ષોમાં કીધું તેમ હવે પછી પણ વિલાપ કરીને અમારે ઉપલાં પર્વો પાળવાં કે કેમ?

૨) ૭; ૪–૮; ૨૩. પર્વ પાળવા વિષે ઉપલો જે સવાલ પુછ્યો તેના એક પછી એક ચાર જવાબ.

(૧) ૭; ૪–૭. સવાલનો પહેલો જવાબ. ઉપવાસ કરવા કરતાં આજ્ઞાપાલન કરવું તે સારૂં છે.

અ) ૭; ૪–૬. તમે ગયાં સિત્તેર વર્ષમાં ઉપવાસ કરતા એ વાત ખરી, પણ શું મારે સારૂ કે તમારે પોતાને સારૂ આમ કરતા આવ્યા? તમારાં ઉપવાસપર્વ પાળવાથી તેમ તમારાં ઉલ્લાસપર્વ પાળવાથી યહોવાહને શો લાભ?

આ) ૭; ૭. ઉપવાસપર્વ તમારે કયારે મુકી દેવાં? ઉપવાસ કરવાનું જે ખરૂં મૂળકારણ હતું, એટલે આગલા ભવિષ્યવાદીઓની વાત તમે ગણકારી નહિ, તેજ મૂળકારણ તમે મુકી દેશો તો સારૂં! તેમની

વાત તમારે સાંભળવી તથા પાળવી. ત્યાર પછી દેશમાં આબાદી થશે, અને ત્યારે તો ઉપવાસ કરવાનું શું પ્રયોજન રહે?

(૨) ૭; ૮-૧૪. પર્વ પાળવા વિષેના સવાલનો બીજો જવાબ. ગતકાળમાં તમોને ઘણું દુઃખ તથા મુસીબત વેઠવાં પડયાં, પણ તે બધું કેવળ આજ્ઞાભંજનનું પરીણામ હતું.

અ) ૭; ૮-૧૦. તમારા પૂર્વજો પાસે તેમ તમારી પાસે યહોવાહ એવી માગણી કરે છે કે, બાહ્ય ક્રિયાને બદલે તમારે ખરો ન્યાય કરવો. તમારા ભાઈ પર દયા રાખવી, વિધવા, ગરીબ, તથા નબાપાં પર જુલમ ન ગુજારવો.

આ) ૭; ૧૧, ૧૨. તમારા પૂર્વજોએ આગલા ભવિષ્યવાદીઓની વાત માની નહિ, તેમની હાલત જોઇને તમારે ચેતવું જોઈએ.

ઇ) ૭; ૧૩, ૧૪. તમારા પૂર્વજો પર ભારે સજા આવી પડી, કેમકે યહોવાહે તેમની હાંક સાંભળી નહિ, અને તેમને દેશજાતિઓ મધ્યે વિખેરીને તેમનો દેશ ઉજડ કરી મુકયો.

(૩) ૮; ૧-૧૭. પર્વ પાળવા વિષેના સવાલનો ત્રીજો જવાબ. આગલા દિવસોમાં તમારી બહુ માઠી હાલત હતી, પણ હવે પછી યહોવાહ તમારાંમાં હર્ષ ઉપજાવશે.

અ) ૮; ૧-૮. હર્ષ ઉપજાવે એવી વાત ઇસ્રાએલને માટે રાખેલી છે.

(અ) ૮; ૨, ૩. યહોવાહ સિયોન પ્રત્યે આસ્થાવાન થઇને યરૂશાલેમ મધ્યે રહેશે. યરૂશાલેમ પોતે સત્યનું નગર કહેવાશે, અને સૈન્યોના યહોવાહનો જે પર્વત તે પવિત્ર પર્વત કહેવાશે.

(આ) ૮; ૪, ૫. યરૂશાલેમની શેરીઓમાં છોકરાઓ તથા છોડીઓ રમ્યાં કરશે, અને વૃદ્ધ પુરૂષો તથા વૃદ્ધ સ્ત્રીઓ પોતાના હાથમાં લાકડી લઇને શાંતિએ શેરીઓમાં બેસશે.

(ઇ) ૮; ૬. ઉપલી ભવિષ્યવાત પુરી પડે તે તો તે દિવસે તમોને આશ્ચર્યકારક લાગે, પણ શું યહોવાહની

નજરમાં તે આશ્ચર્યકારક હોય? (સરખાવો યશા. ૫૫; ૮, ૯: મા. ૧૯; ૨૬).

(ઈ) ૮; ૭, ૮. જે યહુદીઓ હજી દેશનિકાલમાં રહેલા છે તેઓ યરૂશાલેમમાં પાછા આવશે, અને સત્યતામાં તથા નેકીમાં તેઓ મારા લોક થશે, ને હું તેઓનો દેવ થઈશ.

આ) ૮; ૯–૧૩. મંદિરનું બાંધકામ કરવા લાગ્યા, તે પહેલાંની અને તે પછીની સ્થિતિ, આ બંનેની સરખામણી કરાય છે. સરખાવો હા. ૨; ૧૫-૧૯.

(અ) ૮; ૯, ૧૦. મંદિર બાંધવા લાગ્યા તે પહેલાંની દયામણી સ્થિતિ સંભરાવે છે.

(આ) ૮; ૧૧, ૧૨. પણ તેથી ઉલટું બાંધકામ હાથ લીધા પછી તેમની આબાદી થવા લાગી. આ લોકના શેષને હું આ સર્વ વાનાંનો વારસો અપાવીશ.

(ઇ) ૮; ૧૩. અગાઉ તેઓ વિદેશીઓ મધ્યે શાપરૂપ હતા, પણ હવે પછી તેઓ આશીર્વાદરૂપ થશે. બીહો મા, તમારા હાથોમાં બળ આવો.

ઇ) ૮: ૧૪, ૧૫. આબાદાની થવાનું જે શુભવચન આપ્યું તેનાં કારણ બતાવે છે. હું યહોવાહ જે અગાઉ સજા કરનાર જણાયો, તે મને અનુતાપ થયો છે. હવે મેં યરૂશાલેમનું તથા યહુદાહના વંશનું ભલું કરવાને ધાર્યું છે; તમારે બીવું નહિ.

ઈ) ૮; ૧૬, ૧૭. ઉપલી આબાદાની સરતરૂપ ત્રણ વાત પર રહે છે, એટલે તમારામાં સત્યતા તથા ઇનસાફનો અમલ તથા પ્રેમભાવ એ ત્રણે વાત અવસ્ય હોવી જોઇએ.

(૪) ૮; ૧૮-૨૩. પર્વ પાળવા વિષેના સવાલનો ચોથો જવાબ. હવે પછી ઉપવાસપર્વ પાળવાને બદલે ઉલ્લાસપર્વ પાળવાનો સમય આવ્યો છે.

અ) ૮; ૧૮, ૧૯. બંદીપ્રવાસને વખતે જે ઉપવાસપર્વ પાળતા હતા, તેને બદલે આનંદ તથા ખુશકારક હર્ષરૂપ મિજબાનીઓ તમારે કરવી પડશે; એ માટે સત્યતા તથા શાંતિ ચાહો.

આ) ૮ ; ૨૦-૨૨. દેશજાતિઓનાં ઘણાં નગરોના રહેવાસીઓ આવીને એક બીજાને કહેશે કે, ચાલો, આપણે યહોવાહની કૃપા યાચવાને તથા તેની શોધ કરવાને યરૂશાલેમમાં ભજવા જઈએ.

ઇ) ૮ ; ૨૩. સર્વ દેશજાતિઓમાંથી ઘણાએક નીકળીને જે યહુદી જન હશે તેની ચાળ પકડશે [ એટલે મસીહની છાયામાં આસરો પામવા માગશે ], અને તેને આ વિનંતી કરશે કે, અમે સાંભળ્યું છે કે દેવ તારી સાથે છે, માટે અમે તારી સાથે આવીશું ( સરખાવો ઇમ્માનુએલ નામ ).

B. ઝખા. ૯ ; ૧-૧૧ ; ૧૭. યહોવાહના વચનરૂપી પહેલી દેવવાણી.

I. ૯ ; ૧-૧૦ ; ૧૨. સિયોનનો રાજા સિયોનની પાસે આવે છે. થનારી જીત તથા આશીર્વાદ આ ફકરામાં સુચવેલાં છે.

૧) ૯ ; ૧-૮. યહોવાહ જે સિયોનનો રાજા તે પાછો આવે તે પહેલાં સિયોનના શત્રુઓને સજા થવી જોઈએ.

(૧) ૯ : ૧. અરામ દેશ પર સજા આવનાર છે, એટલે હાદ્રાખ ( એડેસ્સા ? ) તથા દમસ્ક નગર પર.

(૨) ૯ : ૨-૪. જોકે ફેનીકે દેશ બહુ બળવાન, દોલતમંદ, તથા ડહાપણ ભરેલો જણાય છે, તોપણ એજ ફેનીકે દેશ પર સજા આવશે.

(૩) ૯ ; ૫, ૬. ત્યાર બાદ પલેશેથનો વારો આવશે, આસ્કલોન, ગાઝઝાહ, એક્રોન તથા આસ્દોદ પર પ્રભુનો કોપ આવી પડશે.

(૪) ૯ ; ૭. પરંતુ પલેશેથના રહેવાસીઓમાંના કોઈ કોઇ સુધરી જઇને મૂર્તિપૂજા તજી દેશે, અને તે લોકનો શેષ યહુદી કોમમાં દાખલ થશે.

(૫) ૯ ; ૮. આટલું બધું ભયંકર યુદ્ધ થશે, તોપણ યહોવાહ કહે છે કે, મારા ઘરની આસપાસ, એટલે યહુદાહ તથા યરૂશાલેમની આસપાસ, ફોજને લીધે હું છાવણી કરીશ, અને કોઇ પણ શત્રુ તેના પર ચઢાઇ કરીને દેશમાં જશે નહિ.

૨) ૯ ; ૯-૧૨. સિયોનનો રાજા જે મસીહ તે પણ આવશે.

(૧) ૯ ; ૯. સિયોનનો રાજા આવશે તો ખરો, પરંતુ અજાયબ રીતે આવશે. કેમકે તે નમ્ર છે, અને ગધેડા પર, હા,

ખોલા એટલે ગધેડીના વછેરા પર, સ્વાર થઇને આવે છે. (સરખાવો માર્ક ૧૧; ૧–૧૦.)

(૨) ૯; ૧૦. એજ રાજા યુદ્ધનાં શસ્ત્રો નષ્ટ કરશે; હવે પછી શસ્ત્રોનું કંઇ પ્રયોજન રહ્યું નથી, કેમકે તે (મસીહ) રાજા દેશજાતિઓને શાંતિ ફરમાવશે; તેનું રાજ સમુદ્રથી સમુદ્ર સુધી તથા નદીથી પૃથ્વીના છેડા સુધી થશે.

(૩) ૯; ૧૧, ૧૨. જે ઇસ્રાએલીઓ હજી સુધી બંદીવાનો રહ્યા છે તેમને તે બચાવશે.

૩) ૯; ૧૩–૧૭. ઇસ્રાએલીઓ ફતેહ પર ફતેહ પામતા જશે, અને તેમની આબાદાની થશે. [એ ફકરામાં કદાચ માકાબેના જમાનામાં (૧૬૭–૧૩૫) ઇસ્રાએલીઓ ફતેહ પામતા ગયા એ વિષેનો અગમસુચના હોય.]

(૧) ૯; ૧૩. એફ્રાઇમ તથા યહુદાહ ફરીથી જોડાશે, અને ત્યાર પછી યહોવાહ તેમની મારફતે યુદ્ધ ચલાવીને ફતેહમંદી પામશે.

(૨) ૯; ૧૪. યહોવાહ પોતે તેમનો ઉપરી થઇને તેમના પક્ષમાં લડશે અને તેમનું સંરક્ષણ કરશે.

(૩) ૯; ૧૫. તેઓ પોતાના સર્વ શત્રુઓને હરાવશે.

(૪) ૯; ૧૬. યહોવાહ ત્રાણ કરશે, અને તેઓ મુગટના હીરામાણેકની પેઠે તેના દેશ પર ચળકશે.

(૫) ૯; ૧૭. યહોવાહના ઉપકાર તથા યહોવાહની શોભા વડે તેમની દેશભૂમિ ફળદ્રુપ થશે, અને ત્યાંના રહેવાસીઓ સુખશાંતિ ભોગવશે.

૪) ૧૦; ૧–૧૨. યહોવાહની કૃપાથી યહુદાહ તથા એફ્રાઇમની ઉન્નતિ થશે.

(૧) ૧૦; ૧, ૨. મજકુર બધા આશીર્વાદો ખરેખર યહોવાહના હાથમાંથી આવે છે. તરાફીમ મૂર્તિઓ તથા શકુનીઓ પર તેઓએ આધાર રાખ્યો હતો, પણ એઓ સહુ વ્યર્થ તથા જુઠા નીકળ્યા, અને તેમના પુજનારા પર તેઓએ નરી આપત્તિ આણી હતી.

(૨) ૧૦; ૩–૫. ઇસ્રાએલના જે નકામા પાળકો હતા, તેમને બદલે વફાદાર પાળકો ઉભા થશે, અને તેઓ તો ઇસ્રાએલીઓને જીત પમાડશે.

(૩) ૧૦; ૬–૧૨. તમામ કોમ, એટલે બારે કુળના લોક, પોતાની દેશભૂમિમાં પાછા આવશે.

અ) ૧૦; ૬, ૭. યહુદાહને જે ધન્યવચન આપવામાં આવશે તેનો ભોગવટો દસ કુળો પણ કરશે.

આ) ૧૦; ૮–૧૨. લાલ સમુદ્રના બે ભાગ થયા હતા, તેમજ આ સંકટરૂપ સમુદ્ર વચ્ચે ખુશકીનો માર્ગ થશે; વળી દુનિયાના સઘળા પ્રદેશમાંથી ઇસ્રાએલીઓ પાછા આવશે, અને યહોવાહ તેમને મજબુતી આપીને તેમનો દોરનાર થશે.

II. ૧૧; ૧–૧૭. સિયોન પોતાના રાજાને (જેને ઘેટાંપાળકની ઉપમા આપેલી છે તેને) નકારશે, અને તે પરથી સિયોન પર ઘણી આફત આવી પડશે.

૧) ૧૧; ૧–૩. સિયોન પોતાના રાજાને નકારે છે, તે પરથી જે માઠાં પરીણામ નીકળશે તેનું સચિત્ર વર્ણન.

(૧) ૧૧; ૧, ૨. જે વિનાશકારક તે નીકળીને લબાનોન તથા બાશાન તરફ આવી પડશે, અને ત્યાંનાં મોટાં તથા સુંદર વૃક્ષ પાયમાલ કરશે. આ અનર્થ તો ઉત્તર દિશાના ભાગમાં થશે.

(૨) ૧૧; ૩. પછી દક્ષિણની ગમ આવીને ત્યાંના ઇસ્રાએલી પાળકો પર પડશે, અને યરદનનો ગર્વ નષ્ટ કરશે.

૨) ૧૧; ૪–૧૪. સારા ઘેટાંપાળક વિષેનું પ્રકરણ. ઉપલા વિનાશનું કારણ જણાવે છે. વિનાશ ખરેખર થયો, કારણકે સિયોને પોતાના રાજાને, એટલે ઉત્તમ ઘેટાંપાળકને, નકાર્યો હતો.

(૧) ૧૧; ૪–૬. નકામા પાળકોએ ઘેટાંને કાપી નાખીને વેચ્યાં હતાં, પણ હવે યહોવાહનો હુકમ માનીને ઝખાર્યાહ ભવિષ્યવાદીએ ઉત્તમ ઘેટાંપાળકનો વેશ ધરવો જોઇએ, અને ઘેટાંને સાચવવાં.

(૨) ૧૧; ૭, ૮ન. ઘેટાંનાં ટોળાંનું જે "સૌંદર્ય" હતું, અને તેઓમાં જે "બંધનો" કે એકતા હતી, તે પાછાં લાવવાને પ્રયત્ન કરે છે. વળી તેણે ત્રણ પાળકોને એક માસમાં નષ્ટ કીધા. ["સૌંદર્ય" અને "બંધનો" નામે જે બે લાકડી લીધી તેમાં ટોળાનાં ઘેટાંની ઉત્તમતા, તથા એકતા

સુચવેલી છે. વળી ત્રણ પાળકોને એક માસમાં કાપી નાખ્યા, એમાં સમજવું કે, થોડીવારની અંદર ઘેટાંનું રક્ષણ કરવાને રાજા, બોધક, કે યાજક કોઈ ઊભો થયો નહિ.]

(૩) ૧૧ ; ૮b-૧૧. પણ ઉપલો ઉત્તમ પાળક કામ કરતાં કંટાળી ગયો, અને એ કામ કરવામાં તેની સાથે કોઇ પણ સામેલ થયો નહિ, માટે થાકી જઇને તેણે સોંપાએલું કામ મુકી દીધું, અને સૌંદર્ય નામની લાકડી કાપી નાખી.

(૪) ૧૧ ; ૧૨. પછી ઘેટાંપાળક પોતાનું વેતન માગવા ગયો, ત્યારે "મારા વેતનના ત્રીસ રૂપીઆ તોળી આપ્યા." (જુઓ નિર્ગ. ૨૧ ; ૩૨ : મા. ૨૬ ; ૧૫).

(૫) ૧૧ ; ૧૩. હવે ચાકરડીના મૂલ્ય જેટલા રૂપીઆ હાથમાં આવ્યા, ત્યારે યહોવાહના કહ્યા મુજબ તેણે તે ત્રીસ રૂપીઆ લઇને કુંભારની પાસે યહોવાહના ઘરમાં ફેંકી દીધા (સરખાવો મા. ૨૭ ; ૩-૧૦).

(૬) ૧૧ ; ૧૪. છેવટે તમામ કામ તજી દઇને યહુદાહ તથા ઇસ્રાએલ વચ્ચેનો ભાઇપણાનો સંબંધ તોડી નાખવાને "બંધનો" નામે જે બીજી લાકડી તે પણ કાપી નાખી.

૩) ૧૧ ; ૧૫-૧૭. નકામા પાળક વિષેનું પ્રકરણ. જે રાજાને ઘેટાંપાળકની ઉપમા આપેલી છે, તેનું નકાર્યાને લીધે શાસનરૂપ સંકટ આવી પડશે.

(૧) ૧૧ ; ૧૫. યહોવાહનાં કહ્યા મુજબ ઝખાર્યાહે નકામા પાળકનો વેશ ધર્યો.

(૨) ૧૧ ; ૧૬. હવે પાળકની બેફિકરાઇ તથા ક્રુરતાને લીધે ટોળાનાં ઘેટાં વિખેરાઇને હેરાન થયાં.

(૩) ૧૧ ; ૧૭. પરંતુ નકામા પાળકને અફસોસ! કેમકે તેના પર ભયંકર વેર વાળવામાં આવશે.

[૧૩ ; ૭-૯. આ ત્રણ કલમની આગળ તેમજ તેમની પાછળ જે વાત આવે છે તેની સાથે આ ત્રણ કલમનો સંબંધ બરોબર જણાતો નથી. પરંતુ ૧૧ મા અધ્યાય સાથે તેનો નિકટ સંબંધ જણાઇ આવે છે. આ ત્રણ કલમમાં ઘેટાંપાળકની ઉપમા સમાએલી છે, અને જેમ ૧૧ ; ૧૫-૧૭ માં શાસન વિષે વાત આવે છે તેમ મજકુર ત્રણ કલમમાં ધન્યવચનરૂપ કંઇક વાત રહેલી છે. પછી આ ધન્યવચન આગલા ત્રણ અધ્યાયની સમાપ્તિરૂપ નીકળે છે.

તેમાં એવું પ્રગટ કર્યું છે કે છેવટે ઇસ્રાએલીઓનો ત્રીજો ભાગ ખરેખર શુદ્ધ થઇને નીકળશે.

૧૩ ; ૭. જે નકામો પાળક તે માર્યો જશે, અને તેના ટોળાનાં ઘેટાં વિખરાઇ જશે.

૧૩ ; ૮. એ પ્રમાણે ટોળાના બે ભાગનો નાશ થશે, પણ શેષ રહેલો ત્રીજો ભાગ બચશે.

૧૩ ; ૯. તે ત્રીજો ભાગ પણ રૂપું ગળાય છે તેમ ગળાશે, સોનું પરખાય છે તેમ પરખાશે, પણ અંતે તેઓ મારા નામની વિનંતી કરશે, અને હું યહોવાહ તેમનું સાંભળીશ ; તેઓ મારા લોક થશે, ને હું તેમનો દેવ થઇશ.]

C. ઝખા. ૧૨ ; ૧–૧૪ ; ૨૧. યહોવાહના વચનરૂપી બીજી દેવવાણી.

I. ૧૨ ; ૧–૧૩ ; ૬. યહુદાહ તથા યરૂશાલેમને ધન્યવચન આપેલું છે. તમારે ઘણું સહેવું પડે, પણ છેવટે જીત પામવાનો દિવસ આવશે, હા, પશ્ચાત્તાપયુક્ત શોક થયા પછી આસ્થાસહિતનો ધર્મસુધારો ફેલાશે.

૧) ૧૨ ; ૧–૯. યરૂશાલેમને ઘેરો ઘાલવામાં આવશે, પણ છેવટે તે નગરનો બચાવ થશે.

(૧) ૧૨ ; ૧. યહોવાહ જે આકાશ તથા પૃથ્વી તથા મનુષ્યમાત્રનો સૃજનાર તે સર્વસમર્થ છે, માટે તે જે કંઈ કહે તે પુરૂં પડ્યા વગર રહે નહિ.

(૨) ૧૨ ; ૨, ૩. સર્વ દેશજાતિઓ એકત્ર થઇને યરૂશાલેમ વિરૂદ્ધ ચઢાઈ કરે, પણ તે નગર તેમને સારૂ લથડિયાં ખવડાવનાર પ્યાલારૂપ નીકળશે, અને યહોવાહ યરૂશાલેમને સર્વ લોકોના હકમાં ભારે પત્થરરૂપ કરશે.

(૩) ૧૨ ; ૪–૬. ઘોડા તથા સ્વાર બંનેને ઘેલાપણાનો ગભરાટ લાગશે, પરંતુ યહુદાહ બચાવ પામશે, અને મારા દેશના બુરજ જેવું યરૂશાલેમ છે એવું સમજીને યહુદાહના સરદારો છાતી ચલાવશે, અને પાસે આવેલા શત્રુઓનો સંહાર કરશે.

(૪) ૧૨ ; ૭, ૮. પહેલાં તો યહુદાહ પ્રાંતનો બચાવ થશે, અને તેથી યરૂશાલેમના રહેવાસીઓ સીમમાં રહેનારાઓને જોઇને આપવડાઇ કરી શકશે નહિ. વળી પ્રાંતનો બચાવ થયા બાદ યરૂશાલેમ નગર પણ બચાવ પામશે. હવે પછી દાઉદનું ઘર યહુદી પ્રજાના આગેવાન દાખલ નીકળશે, જેમ પ્રાચીનકાળે યહોવાહનો દૂત પ્રજાનો આગેવાન હતો તેમ.

(૫) ૧૨ ; ૯. ઉપલું બધું ખરેખર બનશે, કેમકે જે દેશજાતિઓ યરૂશાલેમ વિરૂદ્ધ ચઢી આવે તેઓનો વિનાશ કરવાનું યહોવાહને મન છે.

૨) ૧૨ ; ૧૦–૧૪. યહુદી લોક પોતાનાં પાપ કબુલ કરીને પશ્ચાત્તાપયુક્ત શોક કરશે.

(૧) ૧૨ ; ૧૦. દાઉદના ઘર પર યહોવાહનો આત્મા રેડાશે, પછી તેઓએ પોતાનાં પાપ દ્વારાએ જેને વિંધ્યો તેની તરફ તેઓ જોશે, અને જોઇને શોક કરશે.

(૨) ૧૨ ; ૧૧. યોશીયાહ રાજા માર્યો ગયો (૬૦૯ માં), ત્યારે મગિદ્દોનની ખીણમાં જે વિલાપ થયો હતો તેના જેવો ભારે વિલાપ યરૂશાલેમમાં થશે.

(૩) ૧૨ ; ૧૨-૧૪. તે દેશનાં સર્વ કુટુંબો વિલાપ કરવામાં ભાગ લેશે, કુટુંબના પુરૂષો જુદા તેમ તેમની સ્ત્રીઓ પણ જુદી રહીને શોક કરશે.

૩) ૧૩ ; ૧-૬. પશ્ચાત્તાપ થયા પછી આસ્થાસહિતનો ધર્મસુધારો કરવામાં આવશે, એટલામાં પશ્ચાત્તાપ પ્રફુલ્લિત જણાશે.

(૧) ૧૩ ; ૧. પાપ તથા અશુદ્ધતા ગમે તેટલી હોય તો પણ શુદ્ધિકરણ થશે ; શુદ્ધિકારક એક ઝરો ઉઘાડવામાં આવશે.

(૨) ૧૩ ; ૨. હવે પછી મૂર્તિપૂજા તથા બધી જાતનો વહેમ તજી દેવામાં આવશે ; તેનું પૂરૂં વિસ્મરણ થશે.

(૩) ૧૩ ; ૩–૬. જે જુઠા ભવિષ્યવાદી છે તેમને તેમનાં માબાપ પોતે મારી નાંખશે. વળી એવા ભવિષ્યવાદીઓ હોદ્દેદારનો વેશ ઉતારીને પોતાને ખેડુત કહેશે : અને જે ઘા શરીરે થયા હશે તે સંબંધી જુઠો ઉત્તર દેતાં કહેશે કે, મારા મિત્રના ઘરમાં હતો ત્યારે જે ઘા મને પડયા તે આ રહ્યા.

II. ૧૩ ; ૭–૧૪ ; ૨૧. ઇસ્રાએલનું ખરૂં શુદ્ધિકરણ થયા બાદ છેવટની જે ઉન્નતિ થશે તે વિષે.

[૧૩ ; ૭-૯. આ ટુંકો ફકરો ૧૧ ; ૧૭ પછી આવે તો સારૂં. તેમાં પ્રગટ કર્યું છે કે ઇસ્રાએલીઓનો ત્રીજો ભાગ શુદ્ધ થઇને નીકળશે.

૧૩ ; ૭. જે નકામો પાળક તે માર્યો જશે, અને તેના ટોળાનાં ઘેટાં વિખરાઇ જશે.

૧૩ ; ૮. એ પ્રમાણે ટોળાના ૢ ભાગનો નાશ થશે, પણ શેષ રહેલો ત્રીજો ભાગ બચશે.

૧૩ ; ૯. તે ત્રીજો ભાગ પણ રૂપું ગળાય છે તેમ ગળાશે, સોનું પરખાયં છે તેમ પરખાશે ; પણ અંતે તેઓ મારા નામની વિનંતી કરશે, અને હું યહોવાહ તેમનું સાંભળીશ ; તેઓ મારા લોક થશે, ને હું તેમનો દેવ થઇશ.]

૧) ૧૪; ૧–૭. યરૂશાલેમની સામે છેવટની ચઢાઈ કરવામાં આવશે, ત્યારે યરૂશાલેમનો બચાવ થશે.

(૧) ૧૪ ; ૧, ૨. દેશજાતિઓ યરૂશાલેમ આવીને તે નગરને લુટશે, અને તેના રહેવાસીઓનો અર્ધો ભાગ બંદીવાન થઇને બંદીપ્રવાસમાં જશે. પણ બાકીના લોકો નગરમાંથી કાપી નહિ નખાશે.

(૨) ૧૪ ; ૩. પછી યહોવાહ જઇને જેમ પોતે યુદ્ધને દિવસે લડયો તેમ તે પેલી દેશજાતિઓની સામે લડશે.

(૩) ૧૪ ; ૪. યહોવાહના પગ જૈતુન પર્વત પર ઊભા રહેશે, એટલામાં પર્વત વચ્ચોવચથી પૂર્વ પશ્ચિમ ફાટશે, ને બહુ મોટી ખીણ થશે.

(૪) ૧૪ ; ૫. એ ખીણમાં થઇને યરૂશાલેમના બાકીના લોક નાસશે : ઉઝીયાહ રાજાના વખતમાં ધરતીકંપ થયો અને લોક નાઠા હતા તેમ નાસશે. જુઓ આમોસ ૧ ; ૧.

(૫) ૧૪ ; ૬, ૭. હવે યહોવાહ પોતાની સાથે સર્વ પવિત્રોને લઇને આવશે, અને જેમાં દહાડો નહિ તેમ રાત પણ નહિ એવો યહોવાહનો અપૂર્વ દિવસ થશે. સંધ્યાકાળને સમયે અજવાળું થશે.

૨) ૪; ૧૮–૧૧. દેશભૂમિ પુષ્કળ ફળદ્રુપ થશે.

(૧) ૧૪ ; ૮. યરૂશાલેમમાંથી જીવતાં પાણી વહી નીકળશે, અને તે શિયાળામાં તેમ ઉનાળામાં પણ વહેતાં રહેશે.

(૨) ૧૪ ; ૯. તે દિવસે યહોવાહ આખી પૃથ્વી ઉપર રાજા થશે ; યહોવાહ એકલોજ મનાશે, અને તેનું નામ પણ એકજ.

(૩) ૧૪ ; ૧૦, ૧૧. યરૂશાલેમ પાસેના મેદાનથી ઊંચું રહીને વસ્તીવાળું નગર થશે. તેની એવી ઉન્નતિ થશે કે તેના પર ફરીથી શાપ પડશે નહિ, અને ત્યાંના સર્વ લોક સહીસલામતીમાં રહેશે.

૩) ૧૪; ૧૨–૧૫. દુસ્મનાઇ રાખનાર સર્વ દેશજાતિઓનો નાશ થશે.

(૧) ૧૪; ૧૨. જે સર્વ પ્રજાઓએ યરૂશાલેમ વિરૂદ્ધ યુદ્ધ કર્યું હતું તેમના પર યહોવાહ મરકીનો માર લાવશે.

(૨) ૧૪; ૧૩. તેમની મધ્યે એવો ગભરાટ થશે કે પ્રત્યેકનો હાથ પોતાના પડોસીની સામે ઉઠાવવામાં આવશે.

(૩) ૧૪; ૧૪. હવે યરૂશાલેમનું રક્ષણ કરવાને યહુદાહના રહેવાસીઓ મદદે આવશે, અને શત્રુઓને હરાવીને તેમને લુટી લેશે.

(૪) ૧૪; ૧૫. શત્રુની છાવણીમાં જે પશુપ્રાણી છે તે સર્વનો મરો થશે.

૪) ૧૪; ૧૬–૧૯. બાકીની દેશજાતિઓ યહોવાહને માનવા લાગશે.

(૧) ૧૪; ૧૬. બાકીની દેશજાતિઓ તો યરૂશાલેમમાં આવીને યહોવાહનું ભજન કરશે, અને માંડવાપર્વ પાળશે.

(૨) ૧૪; ૧૭. પૃથ્વી પરનાં જે કુળો યહોવાહને ભજવા નહિ જાય તેમની ભૂમિ પર વરસાદ પડશે નહિ.

(૩) ૧૪; ૧૮, ૧૯. જો મિસરના લોક પર્વ પાળવાને આવે નહિ તો તેમના પર પણ વૃષ્ટિ થશે નહિ, અને ત્યાં મરકી ચાલશે.

૫) ૧૪; ૨૦, ૨૧. યહુદાહ તથા યરૂશાલેમમાં સર્વત્ર પવિત્રાઇ ફેલાઇ જશે, હા, એટલે સુધી કે તે દિવસે ઘોડાઓની ઘંટડીઓ પર એ શબ્દો કોતરાશે કે, "યહોવાહને સારૂ પવિત્ર." મંદિરનાં બધાં વાસણ, પછી તે હોય કિમતી કે હોય હલકાં, તે સર્વ યહોવાહને સારૂ પવિત્ર થશે. તેમજ યહુદાહ તથા યરૂશાલેમમાંનું પ્રત્યેક તપેલું પવિત્ર ગણાશે. વળી કોઈ પણ કનાની [એટલે અશુદ્ધ જન] યહોવાહના ઘરમાં કદી હાજર થશે નહિ.

## ઝખાર્યાહના પુસ્તકમાંથી નવા કરારમાં ઉતારેલાં વાકયો.

| | | |
|---|---|---|
| ઝખા. ૬ ; ૧૩. | યાજકને માથે મુગટ મુકવામાં આવે છે. | ફિલિ. ૨; ૫-૧૧. હેબ્રી. ૬; ૨૦. |
| ,, ૮ ; ૨૩. | જે યહુદી જન તેના વસ્ત્રની ચાળ પકડીને સર્વ દેશ-જાતિઓ આસરો પામે. | પ્રે. કૃ. ૧૩ ; ૪૭, ૪૮. |
| ,, ૯ ; ૯. | તારો રાજા જે ન્યાયી તથા તારણનો માલિક છે તે નમ્ર છે, અને ગધેડા પર હા, ખોલા એટલે, ગધેડીના વછેરા પર, સ્વાર થઇને આવે છે. | મા. ૨૧ ; ૪, ૫. યો. ૧૨ ; ૧૪-૧૬. |
| ,, ૧૧ ; ૧૨, ૧૩. | ઘેટાંપાળકને વેતન પડીને ત્રીસ રૂપાઆ તોળી આપ્યા. | મા. ૨૭ ; ૯. |
| ,, ૧૨ ; ૩. | સર્વ લોકના હકમાં યરૂશાલેમને ભારે પત્થરરૂપ કરીશ : અને જેઓ તેનો ભાર પોતા પર લેશે તેઓ સખત રીતે ઘાયલ થશે. | મા. ૨૧ ; ૪૪. |
| ,, ૧૨ ; ૧૦. | જેને તેઓએ વિંધ્યો છે તેની તરફ તેઓ જોશે, ને તેને માટે શોક કરશે. | યો. ૧૯ ; ૩૭. પ્રક. ૧ ; ૭. |
| ,, ૧૩ ; ૧. | પાપ તથા અશુદ્ધતાને સારૂ એક ઝરો ઉઘાડવામાં આવશે. | પ્રક. ૧ ; ૫ : ૧ યો. ૧ ; ૭. |
| ,, ૧૩ ; ૭. | પાળક માર ખાશે, અને ઘેટાં વિખરાઇ જશે. | મા. ૨૬ ; ૩૧ : માર્ક ૧૪ ; ૨૭. |
| ,, ૧૪ ; ૯. | યહોવાહ આખી પૃથ્વીનો રાજા થશે. | યો. ૧૦ ; ૧૬ : પ્રક. ૧૧ ; ૧૫. |
| ,, ૧૪ ; ૨૦. | પવિત્રાઈ સર્વત્ર ફેલાઇ જશે, અને કોઇ પણ અશુદ્ધ જન યહાવાહના ઘરમાં હાજર થશે નહિ. | પ્રક. ૨૧ ; ૨૬, ૨૭. |

## ઝખાર્યાહના પુસ્તકમાંનાં મસીહને લગતાં ભવિષ્યો.

આ ભવિષ્યોમાંનાં કેટલાંએક તો એવાં છે કે તેઓ પુરાં પડયાં તે પહેલાં તેઓ મસીહને લાગુ પડે છે એવી ખાતરી નહોતી, પરંતુ આગળ જતાં મસીહ આવ્યો, અને મરણ પામ્યો, ત્યારેજ તો સાફ માલુમ પડયું કે ઉપલાં કોઇ કોઇ વાકયો મસીહને બરોબર બંધ બેસતાં આવે છે.

૧) ઝખ. ૩ ; ૮ : ૬ ; ૧૨. "મારો સેવક જે અંકુર," એ સંજ્ઞામાં આવનાર મસીહને લગતી અગમસુચના છે. યશા. ૪ ; ૨. યિર્મે. ૨૩ ; ૫ : ૩૩ ; ૧૫ સરખાવો. જે મસીહ તે તો દાઉદના સંતાનમાંનો પ્રગટ થશે, હા, ગભાણમાં જન્મ પામીને તે નમ્રાવસ્થાનો ભોગવટો કરશે ; પરંતુ તે વધીને મોટો થશે, અને એક એવો દિવસ આવશે કે જેમાં દેશનો અન્યાય નિવારશે, ઝખ. ૩ ; ૯. સેવક છતાં પણ તેનામાં યાજક તથા રાજા બન્ને પ્રગટ થશે, ૬ ; ૧૩.

૨) ૮ ; ૨૩. "તે દિવસોમાં દસ માણસો દેશજાતિઓની સર્વ ભાષાઓમાંથી જે યહુદી જન હશે તેની ચાળ પકડીને કહેશે કે, અમે તારી સાથે આવીશું, કેમકે અમે સાંભળ્યું છે કે દેવ તમારી સાથે છે." (સરખાવો ઈમ્માનૂએલ નામ.) એ કલમમાં આવનાર મસીહ વિષે બતાવ્યું છે કે, તેને શરણે સર્વ દેશના લોકો આવશે, અને તેઓમાંના કોઇને કાઢી મુકવામાં આવશે નહિ. વળી એમાં જગત્રાતા સુચવેલો છે.

૩) ૯ ; ૯. તારણનો માલિક ગધેડીના વછેરા પર સ્વાર થઇને આવે છે. એ વાકયમાં આવનાર મસીહની નમ્રાવસ્થા તથા ઉત્તમાવસ્થા બન્ને આગળથી પ્રગટ કરે છે. નમ્ર છે તો પણ તેજ તો ત્રાતા, હા, તારણનો માલિક છે; રાજા થઈને તે ખોવાએલાઓને શોધવા તથા તારવા આવે છે.

૪) ૧૧ ; ૧૨. ઘેટાંપાળકનું વેતન પઠીને ત્રીસ રૂપીઆ તોળી આપ્યા, પછી તેજ ત્રીસ રૂપીઆ કુંભારની પાસે યહોવાહના ઘરમાં ફેંકાયા. મા. ૨૭ ; ૩–૧૦ માં ઉપલી વાત વિગતવારે પુરી પડેલી જણાય છે.

૫) ૧૨ ; ૧૦. "જેને તેઓએ વિંધ્યો છે તેની તરફ તેઓ જોશે, ને... તેને માટે તેઓ શોક કરશે," આ ભવિષ્ય પણ ખ્રીસ્ત વધસ્તંભે ટંગાયો ત્યારે પુરૂં પડયું. જુઓ યો. ૧૯ ; ૩૪–૩૭.

૬) ૧૩ ; ૭. ઘેટાંપાળક પોતે માર ખાશે, ને ટોળાનાં ઘેટાં વેરાઈ જશે. ખ્રીસ્તને પરસ્વાધીન કર્યો ત્યારે આ ભવિષ્ય પુરૂં પડયું. સરખાવો મા. ૨૬ ; ૩૧ : માર્ક ૧૪ ; ૨૭.

# માલાખીનું ભવિષ્યપુસ્તક.

"માલાખી" નામનો અર્થ એટલે "મારો એલચી." માલાખી તો સંક્ષિપ્ત કરેલું નામ હશે, અને પુરૂં નામ એટલે માલાખી-યાહ કે "યહોવાહનો એલચી." જુઓ ૨ રાજા ૧૮; ૨ માં "અબી" નામ આવેલું છે, પરંતુ એને બદલે ૨ કાળ. ૨૯; ૧ માં "અબીયાહ" નામ આવે છે. કેટલાક વિદ્વાન ટીકાકારોનો એવો મત છે કે માલાખી તો વિશેષનામ નહિ પણ સામાન્યનામ હશે, જેમકે માલાખી ૩; ૧ માં આમ લખ્યું છે કે, "જુઓ, હું મારો એલચી મોકલું છું," એટલે "માલાખી" મોકલું છું, અને એ પરથી આ પુસ્તકને "મારો એલચી"નું નામ આપ્યું હશે; પુસ્તક રચનાર કોણ હશે, એવું ન જાણીને પુસ્તકનો આ સંજ્ઞાનો સ્વીકાર કર્યો હશે.

બીજા ટીકાકારો જુદો મત પકડીને એવું કહે છે કે આ પુસ્તકનો રચનાર એઝરા યાજક હતો, ને એ પ્રમાણે આ પુસ્તક પરથીજ સાબિત થાય છે કે એઝરા યાજક ભવિષ્યવાદીનો હોદ્દો પણ ચલાવતો. જો માલાખી વિશેષનામ હોય તો માલાખી નામનો જે ખાસ જન આ પુસ્તકનો રચનાર હતો તેના જીવનચરિત્ર સંબંધી કશું માલુમ નથી. યોસેફ્સ ઇતિહાસકે માલાખીના જમાનાનો સવિસ્તર ઇતિહાસ લખ્યો છે, પણ તેમાં માલાખી નામ હાથ આવતું નથી.

## માલાખીનું પુસ્તક રચવાની સાલ વિષે.

૫૨૧-૪૮૫. દાર્યાવેશ ૧ લો ઈરાનનો રાજા.
૪૮૫-૪૬૫. અહાશ્વેરોશ ૧ લો.
૪૬૫-૪૨૫. આર્તાહશાસ્તા.
૪૫૮ માં એઝરા યાજક કેટલાક દેશનિકાળીયા લઇ યરૂશાલેમમાં આવ્યો.
૪૪૫ માં નહેમ્યાહ સુબો પહેલીવાર યરૂશાલેમમાં આવ્યો.
૪૩૨ માં નહેમ્યાહ બીજી વાર યરૂશાલેમમાં આવ્યો.

ઈ. સ. પૂ. ૪૪૫ માં આર્તાહશાસ્તા રાજાનો જે પાત્રવાહક તે નહેમ્યાહ નામનો હતો, અને એજ સાલમાં તે તો પહેલી વાર યરૂશાલેમમાં સુબો થઈ આવ્યો. ત્યાર પછીનાં બાર વરસ સુધી નહેમ્યાહ યહુદાહ દેશમાં હકુમત ચલાવતો એવું સંભવે છે (૪૪૫–૪૩૩); પણ ઈ. સ. પૂ. ૪૩૩મી સાલે આ નહેમ્યાહ સુબાને ઈરાનના રાજા પાસે પાછા જવું પડયું. હવે કેટલી મુદ્દત સુધી તે બાબેલમાં રહ્યો હશે તે તો નક્કી માલુમ નથી. પણ જ્યારે તે યરૂશાલેમ બીજી વાર આવ્યો ત્યારે તો એનેએજ આર્તાહશાસ્તા રાજા હજી પણ હૈયાત હતો. ઈ. સ. પૂ. ૪૩૨ માં નહેમ્યાહ યરૂશાલેમ પાછો આવ્યો

એવું સંભવે છે. હવે નહેમ્યાહ યરૂશાલેમથી ગેરહાજર હતો તે અરસાની મુદ્દતમાં માલાખીનું પુસ્તક રચાયું, એવું લાગે છે, અને જો એ વાત ખરી હોય તો પુસ્તક રચવાની સાલ આસરે ૪૩૨ ની સમજવી જોઇએ. એ નિર્ણયને નીચેની વાત પરથી ટેકો મળે છે. નહેમ્યાહ બીજી વાર યરૂશાલેમમાં આવ્યો ત્યારે તેને માલુમ પડયું કે મારી ગેરહાજરીમાં નાના પ્રકારનો બગાડ ફેલાઇ ગયો છે. વિશેષેકરીને ચાર વાતમાં બગાડ જણાયો હતો, તે નીચે પ્રમાણે—

૧. પ્રભુના મંદિરમાં પ્રભુની ભજનસેવા ચલાવવાની બેદરકારી થઈ હતી. પ્રમુખ્યયાજક પોતે પણ સ્વાર્થી નીકળ્યો, અને બેઅદબ કરીને પોતાનું પવિત્ર કામ ચલાવતો હતો.

૨. વળી દશાંશ ભરી આપવાનું બંધ પડયું હતું.

૩. સાબ્બાથ દિન પવિત્ર પાળતા નહોતા.

૪. યહુદી લોક અને મૂર્તિપૂજક લોક એ બન્નેની વચ્ચે કેટલાંક મિશ્રલગ્ન કરવામાં આવ્યાં હતાં.

હવે માલાખીના પુસ્તકનું અધ્યયન કરવાથી માલુમ પડશે કે તેમાં પણ વિશેષેકરીને ચાર વાતના સંબંધમાં ખાસ ધમકીવચન આપે છે, એટલે—

૧. મંદિરમાં ભજનસેવા બજાવવા વિષે સર્વ લોક, હા, યાજક પોતે પણ બેદરકારી જણાઇ આવ્યા.

૨. દશાંશ ભરવાની અને ઐચ્છિકાર્પણ કરવાની રીત બંધ થઈ હતી.

૩. ઇસ્રાએલી પુરૂષો હલકામાં હલકા કારણ માટે પોતાની પરણિયત સ્ત્રીને ફારગતીખત આપવા તૈયાર હતા.

૪. મિશ્રલગ્ન કરવાની કુટેવ ચાલુ થઇ હતી.

હવે નહેમ્યાહની ગેરહાજરીમાં યરૂશાલેમના રહેવાસીઓમાં જે બગાડ થયો તે અને માલાખીના પુસ્તકમાં જે બગાડના સંબંધમાં ભારે ઠપકો મળી આવે છે તે બન્ને બગાડ સરખા જણાય છે. એ વાત પર આધાર રાખીને આપણે અનુમાન કરી શકીએ કે માલાખી ભવિષ્યપુસ્તક રચવાની સાલ ઘણુંકરીને આસરે ઈ. સ. પૂ. ૪૩૨ની સાલ હશે.

જો આ પુસ્તક તે સાલમાં રચાયું હોય તો તેને જુના કરારમાંનું છેલ્લામાં છેલ્લું રચેલું ગણવું જોઇએ, અને તે પરથી આ પુસ્તકને કોઈ વખત ભવિષ્યપુસ્તકોની મુદ્રા પણ કહે છે. વાત ખરી કે દાનીયેલનું પુસ્તક માલાખીના ભવિષ્યપુસ્તક પછી નવીન વખતે રચેલું હોય, એટલે ઇ. સ. પૂ. ૩૦૦ પછી રચેલું હોય; પરંતુ દાનીયેલનું પુસ્તક ભવિષ્યપુસ્તકના અસલ વર્ગમાંનું નથી, પણ ત્યાર પછીના વર્ગમાં, એટલે પવિત્ર લખાણના વર્ગમાંના ત્રીજા વિભાગમાં, દાનીયેલનું પુસ્તક દાખલ કરેલું છે.

## માલાખીના પુસ્તકનું પૃથક્કરણ.

૧ ; ૧ માં પુસ્તકનું મથાળું. માલાખીની હસ્તક ઇસ્રાએલને અપાએલી યહોવાહના વચનરૂપી દેવવાણી.

૧ ; ૨-૫. પ્રસ્તાવના દાખલ યહોવાહ ઇસ્રાએલીઓનું સંબોધન કરે છે. યહોવાહ ઇસ્રાએલી લોક પર પ્રીતિ રાખતો હતો, ને આ પ્રીતિની સાબિતી બતાવી શકાય છે. જેમકે ઇસ્રાએલ તથા અદોમ બન્ને દેશજાતિઓની ભૂમિ પાસેપાસે આવેલી છે, પણ અદોમ દેશ વેરાન થએલો જણાય છે, પરંતુ ઇસ્રાએલની દેશભૂમિ પુનર્સ્થાપિત દેખાય છે. શું એમાં ઇસ્રાએલીઓ પર યહોવાહની પ્રીતિ પ્રદીપ્ત થએલી ન કહેવાય?

I. ૧ ; ૬–૨ ; ૯. યાજકોનાં પાપકૃત્યો વિષે સખત ટીકા.

યહોવાહ જે ઇસ્રાએલનો પિતા તેણે ઇસ્રાએલ પર પ્રીતિ રાખી, તો પણ ઇસ્રાએલના યાજકો અનુપકારી નીકળ્યા.

૧) ૧ : ૬–૯. જે યજ્ઞપશુ ખોડખાંપણવાળાં છે તે સ્વીકારીને યાજકો યહોવાહની વેદી પર ચઢાવતા, તે પ્રજાના લોક પણ એવાં પશુ લઇને આવે તો તેમને વારતા નહિ.

૨) ૧ ; ૧૦. એવી જાતના યજ્ઞ ચઢાવવા કરતાં કશો પણ યજ્ઞ ચઢાવવામાં ન આવે તો ઠીક. હું યહોવાહ તમારા હાથનું એવું અર્પણ સ્વીકારીશ નહિ.

૩) ૧ ; ૧૧. જોકે યરૂશાલેમમાં યજ્ઞ ચઢાવવામાં આવે નહિ તો પણ સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી મારૂં નામ વિદેશીઓ મધ્યે મહાન મનાશે. યરૂશાલેમમાં નહિ તો બીજી ઘણી જગ્યામાં મને સન્માન મળશે.

૪) ૧ ; ૧૨–૧૪. યહોવાહના સેવકોએ યહોવાહની મેજ વટાળી છે, અને યહોવાહની ભજનસેવા ચલાવવી એ તેમને કંટાળારૂપ લાગ્યું. હવે જે અર્પણ તમે લાવો છો એવાં અર્પણોનો હું અંગીકાર કરવાનો નથી, અને એવાં અર્પણ ચઢાવનાર જે માણસ તે શાપિત થાઓ.

૫) ૨ ; ૧–૩. જે યાજકો અપસ્તાવિક મન રાખે તેમનું હું શાસન કરીશ. તેમનાં સંતાન શાપિત થશે, ને તેમનો પોતાનો વટાળ પ્રગટ થશે.

૬) ૨ ; ૪–૯. પ્રાચીન વખતના જે લેવી કુળના લોક તેમની સાથે મેં જે કરાર કીધો તે કરાર તેઓ પાળતા હતા. પણ આજદિનના જે યાજકો છે તે તમે તમારી ફરજ બજાવી નહિ, અને તમે પ્રભુના

લોકને યહોવાહના નિયમ શીખવ્યા નહિ. તે કારણ માટે મેં યહોવાહે તમોને સર્વ લોકની નજરમાં તુચ્છકારપાત્ર તથા અધમ કરી નાખ્યા છે.

II. ૨ ; ૧૦–૩ ; ૧૫. પ્રજાના લોકનાં પાપકૃત્યો વિષે સખત ટીકા.

૧) ૨ ; ૧૦–૧૨. ઇસ્રાએલી લોકે પારકા દેવની પુત્રી સાથે, એટલે મૂર્તિપૂજક સ્ત્રીની સાથે, લગ્ન કર્યાં. તે કારણ માટે યહોવાહ તેમને સાફ કહે છે કે હું એવાઓને યાકૂબના તંબુઓમાંથી નાબૂદ કરીશ. સરખાવો ૨ કરીં. ૬ ; ૧૪, "અવિશ્વાસીઓની સાથે નાલાયક સંયોગ ન કરવો."

૨) ૨ ; ૧૩–૧૬. વળી છેક નજીવા કારણને માટે પોતાની પરિણિત સ્ત્રીઓને મુકી દેતા, તે પરથી સખત ધમકીવચન કરે છે. કેમકે પત્નીત્યાગ કરવો અને ધણીઆણીની સાથે કપટથી વર્તવું, એવાં કૃત્યો યહોવાહને કંટાળાદાયક છે.

૩) ૨ ; ૧૭–૩ ; ૬. યહોવાહ ખરેખર અદલ ઇન્સાફ કરનાર છે કે કેમ, તે વિષે તમારા મનમાં શક રહે છે, તે કારણ માટે પણ ધમકીવચન.

જોજો, યહોવાહ પોતાના મંદિરમાં પાછો આવીને કપટથી વર્તનારા તથા અધાર્મિક પ્રજાને ન્યાયશાસનની ભઠ્ઠીમાં નાખી શુદ્ધિકરણ કરશે. એવા યાકૂબવંશીઓ આજદિન સુધી કેમ બચી રહ્યા? કારણ તો એકજ છે, એટલે યહોવાહે કૃપા કરી જે શુભવચનો આપ્યાં તે પુરાં પાડયા વગર યહોવાહ રહે નહિ, અને પ્રભુની ધારણા જરૂર સફળ થવી જોઇએ.

૪) ૩ ; ૭–૧૨. ઇસ્રાએલી પ્રજાએ દશાંશ ભરવાનું તથા યજ્ઞાર્પણ ચઢાવવાનું પડતું મુકયું હતું, તે વિષે ધમકીવચન તથા સમજુતી. વળી એવું વચન સાફ આપવામાં આવે છે કે, દશાંશો ભરી પુરીને ભંડારમાં લાવશો તો ખાઇ જનાર તીડ તમારી મધ્યે આવશે નહિ, સડો પણ પડશે નહિ, પણ તેથી ઉલટું આકાશની બારીઓ ખોલીને તેમાંથી પુષ્કળ આશીર્વાદ વરસાવવામાં આવશે.

૫) ૩ ; ૧૩–૧૫. યહોવાહની વિરૂદ્ધ કઠણ શબ્દ બોલ્યા કરો છો, તે વિષે ધમકી.

પ્રજાના લોક કચકચ કરીને આમ બોલતા આવ્યા કે અમે તો દીક્ષા પાળી છે, કર્મક્રિયા ચલાવી છે, પણ તેથી અમોને શો લાભ થયો? અમે તો નહિ પણ જેઓ દુષ્ટકર્મીઓ છે તેઓ બળ પકડતા જાય છે.

III. ૩; ૧૬-૪; ૩. યહોવાહના આવનાર મોટા દિવસ વિષે.

૧) ૩; ૧૬-૧૮. જેઓ યહોવાહની બીક રાખનારા છે તેમને યહોવાહ જરૂર સંભાળશે. તેઓ યહોવાહનું જાણેકે ખાસ દ્રવ્ય થશે. વળી યહોવાહનો એવો દિવસ આવે છે કે જેમાં ઈશ્વરની સેવા કરનારની તથા ઈશ્વરની સેવા ન કરનારની વચ્ચેનો ભેદ પ્રગટ થશે.

૨) ૪; ૧-૩. યહોવાહનો ઉપલો દિવસ આવશે ત્યારે તો સર્વ ગર્વિષ્ઠો તથા સર્વ દુષ્ટકર્મીઓ ખુંપરારૂપ થશે. પછી તે દિવસે શાસનરૂપ અગ્નિ તેમને એવા બાળી નાખશે કે તેમનું મૂળ કે ડાળું રહેશે નહિ. પરંતુ જેટલા યહોવાહની બીક રાખનારા છે તેમના પર ન્યાયીપણાનો સૂર્ય આરોગ્યકારક પાંખોસહિત ઉગશે.

IV. ૪; ૪-૬. સમાપ્તિ દાખલ બોધ તથા ધન્યવચન.

૧) ૪; ૪. મુસાની હસ્તક જે વિધિઓ તથા હુકમો અગાઉ પ્રગટ કરાયા હતા તેમની યાદ રાખતાં તેમના ધોરણ પ્રમાણે ચાલવું, એવો બોધ.

૨) ૪; ૫, ૬. યહોવાહનો મહાન તથા ભયંકર દિવસ આવે તે પહેલાં એલીયાહ ભવિષ્યવાદીને મોકલવામાં આવશે, એવું ધન્યવચન. ઈસ્રાએલી લોકનાં કુટુંબોમાં જે ટંટોઝઘડો ચાલતો હશે તે તો અગ્રગામી આવીને બંધ કરશે, ને બાપોનાં મન છોકરાં તરફ ને છોકરાંનાં મન તેમના બાપો તરફ ફેરવશે. પણ જો ફરે નહિ તો યહોવાહ પંડે આવીને પૃથ્વીને મારે, હા, મારે શાપથી.

જુના કરારની સમાપ્તિમાં ધન્યવચન આવે છે ખરૂં, કેમકે આવનાર અગ્રગામી વિષે ભવિષ્ય કરેલું છે, અને એજ અગ્રગામીની માર્ફતે આવનાર તારનારનો માર્ગ સિદ્ધ કરાશે.

[માલાખીના પુસ્તકનો તેમજ જુના કરારનો છેલ્લામાં છેલ્લો શબ્દ "શાપ" છે. હવે યહુદી ધર્મશાસ્ત્રીઓને એવો અંત માઠો લાગ્યો, માટે શાસ્ત્ર વાંચનારને વાસ્તે એવો નિયમ ઠરાવ્યો કે છેલ્લી કે છઠી કલમ વાંચ્યા બાદ પાંચમી કલમ ફરીથી વાંચવી. સપ્તતિ ભાષાંતરમાં બીજી યુક્તિ કરી છે, એટલે ત્રીજી કલમ પછી પાંચમી તથા છઠી કલમ ગોઠવેલી છે, અને ત્યાર બાદ સમાપ્તિ દાખલ ચોથી કલમ આવે છે. વાત ખરી કે જુના કરારના અસલ લેખમાં છેલ્લામાં છેલ્લો શબ્દ "શાપ" છે, પરંતુ એ કારણ માટે કોઈ માણસે નિરાશ થવું નહિ. જુના કરાર પછી નવા કરારની વાત આવે છે, ને નવા કરારની શરૂઆતે શાપરૂપ નહિ પણ આશીર્વાદરૂપ વાત મળી આવે છે, એટલે જે પોતાના લોકોને તેઓનાં પાપથી તારશે તે ઈમ્માનૂએલ ત્રાતાને લગતા સુસમાચાર પ્રગટ કરેલા છે, મા. ૧; ૨૧.]

## માલાખીના પુસ્તકમાંથી નવા કરારમાં ઉતારેલાં વાકયો.

| | | |
|---|---|---|
| મલ. ૧; ૨, ૩. | યાકૂબ પર પ્રભુની પ્રીતિ ઉતરી આવી, પણ યાકૂબનો ભાઇ જે એસાવ તે પડતો મુકાયો. | રૂ. ૯; ૧૩. |
| મલ. ૧; ૧૧. | સર્વ સ્થળે મારે નામે ધૂપ તથા શુદ્ધાર્પણ ચઢાવવામાં આવશે. | પ્રક. ૮; ૩, ૪: મા. ૨૮; ૧૮-૨૦: ૧ તી. ૩; ૧૬. |
| મલ. ૩; ૧. | હું મારો એલચી મોકલું છું. વળી પ્રભુના કરારનો જે દૂત તે અકસ્માત પોતાના મંદિરે આવશે. | માર્ક ૧; ૨: લુ. ૧; ૭૬: ૭; ૨૭. |
| મલ. ૪; ૧-૩. | યહોવાહનો દિવસ આવનાર છે, તે વિષે ભવિષ્ય. | મા. ૩; ૧૨: પ્રક. ૧; ૭. |
| મલ. ૪; ૫. | એલીયાહના આવવા વિષે ભવિષ્ય. | મા. ૧૧; ૧૪: ૧૭; ૧૨: માર્ક ૯; ૧૩: લુ. ૧; ૧૭. |

## માલાખીના પુસ્તકમાં મસીહને લગતાં ભવિષ્યો.

; ૧. "હું મારો એલચી મોકલું છું, ને તે મારી આગળ માર્ગ તૈયાર કરશે; ને પ્રભુ...પોતાના મંદિરે આવશે; એટલે કરારનો દૂત કે જે તમારો આનંદાસ્પદ છે." એ કલમમાં જે "એલચી" તેમાં આવનાર અગ્રગામીની અગમસુચના મળે છે; પણ જે "કરારનો દૂત" તેમાં તો આવનાર મસીહની વાત રહેલી છે. તેજ આપણો ખરો આનંદાસ્પદ છે, અને તેજ પોતાના મંદિરે આવશે.

૪; ૫, ૬. આ કલમમાં આવનાર એલીયાહ ભવિષ્યવાદીની વાત આવે છે; પરંતુ એલીયાહ તો અગ્રગામી દાખલ આવે છે, માટે તેના આવવામાં મસીહનું આવવું પણ અધ્યાહાર છે. હવે જે એલીયાહ આહાબ રાજાની આગળ ઊભો થયો ને બહાદુરીથી યહોવાહને નામે ઉપદેશ કર્યો, તેજ એલીયાહ નવો અવતાર લઇ પૃથ્વી પર પાછો આવ્યો, એમ સમજવું નહિ; પણ એલીયાહના જેવો બીજો એક બહાદુર તથા આસ્થાવાન ઇશ્વરભક્ત યોહાન અગ્રગામીમાં પ્રગટ થયો, તે કારણ માટે યોહાનને પણ એલીયાહ નામ આપી શકાય છે. એલીયાહે જે હોદ્દો બજાવ્યો હતો તેવોજ હોદ્દો બજાવનાર યોહાન પણ હતો. લુ. ૧; ૧૭ માં લખ્યું છે કે "તે એલીયાહના આત્માએ તથા પરાક્રમે તેની આગળ ચાલશે." સરખાવો મા. ૧૧; ૧૦-૧૫: માર્ક ૯; ૧૧-૧૩.